# પૂર્વખંડની અનુક્રમણિકા.

# પૂર્વખંડ સમાપ્ત.

——:o:——

# પ્રાસ્તાવિક ઉદ્‌ગાર.

હમેશાં ગ્રંથારંભે પ્રસ્તાવના ભૂમિકા કે તેના અભિધાન નીચે કાંઇ લખવાનો રીવાજ હોય છે અને વિદ્વાનો ગ્રન્થ વાંચવા પહેલાં તે વાંચી જઇ ગ્રંથનો આશય સમજી ત્યાર પછી અભિરૂચિ પ્રમાણે ગ્રન્થનાં પાનાં ઉથલાવે છે. આ ગ્રન્થના નામથીજ આખા ગ્રંથનું મહત્વ સમજી શકાય એમ છે તેથી તેને આ પ્રસ્તાવના કિંવા ભૂમિકાને વિસ્તૃત બનાવવાની જરૂર નથી જોઇ.

ઘણી વખત ગ્રન્થકાર અને પ્રસ્તાવના લેખક જુદા જુદા હોય છે અને જાણી જોઇને તેમ કરવામાં આવે છે કે જેથી તે ગ્રન્થ સંબંધે લેખકે લીધેલા શ્રમનું દિગ્દર્શન બીજો વિદ્વાન કરાવી શકે છે અને ગ્રન્થનું મહત્વ સમજાવી શકે છે, પરંતુ આ ગ્રન્થ વહેલું પ્રકટ થવાનું હોવાથી તેમ અવકાશનો અભાવ હોઇ પ્રસ્તાવના રૂપે બે શબ્દ હુંજ લખી નાખવાની રજા લઉં છું.

હિંદુસ્થાન આખામાં કાઠીઆવાડ એ એક એવી ભુમિ છે કે જ્યાં થયેલા અને વસેલા મહાન પુરૂષો પોતાના બુદ્ધિ શૌર્ય સત્વ અને ચારિત્ર્યની ખાણોજ જાણે કેમ મુકી ગયા હોય તેવો ભાસ આ પ્રદેશ આપે છે. શ્રીકૃષ્ણની દ્વારકા, સોમનાથ પાટણનું ઐતિહાસિક મહત્વ, ગિરનારમાં થઇ ગયેલા અને વસતા સિદ્ધ પુરૂષોના માહાત્મ્ય, સુદામાપુરીનું ગૌરવ, જુનાગઢના ઉપરકોટના અવશેષો વગેરે આર્યાવર્તના કયા પ્રદેશમાં મેળવી શકાય એમ છે? પ્રાચીન મહત્વ અને સ્થળ મહિમા સાથે કાઠીઆવાડમાં થઇ ગયેલા મહાપુરૂષો સંતો અને શૂરવીર રાજાઓથી પણ આ પ્રદેશની મહત્તા વધેલી છે. સૌરાષ્ટ્રના અનેક પ્રાચીન રાજ્યકર્તાઓ શૂરવીર પ્રજારક્ષક મરણભયરહિત અને ધર્મપ્રાણ થઇ ગયા છે. તેઓએ મેળવેલા રાજ્યોનો તેમના વંશજો ઉપભોગ કરે છે. અત્યારના રાજાઓનું શું કર્તવ્ય છે? શું કર્તવ્ય કરી રહ્યા છે? એવા પ્રશ્નો આ લેખકને હરવખત ઉદ્ભવતા. પ્રાચીન અને અર્વાચીન રાજાઓના ચરિત્રો-જીવન વૃત્તાંતો જાણવાનો યત્ન કરતાં ઘણા રાજવંશીઓ સંબંધે નવું જાણવાનું મળ્યું. ના. મહારાજાશ્રી ભગવતસિંહજી સાથે છેલ્લાં ૧૩–૧૪ વર્ષ સતત પરિચય રહ્યા પછી તેઓ સંબંધે જે જાણ્યું અનુભવ્યું તે પછી જીવન ચરિત્ર લેખનનો વ્યવસાય કે અભ્યાસ નહી છતાં તેમાં હું પ્રવૃત્ત થયો અને આજે આ ગ્રંથ પ્રજાની સેવામાં સાદર કરી શકયો છું.

પૂર્વકાળના રાજકર્તાઓને યુદ્ધ સાથેજ સંબંધ હતો. તેઓને પોતાના રાજ્યની મર્યાદાને રક્ષવાની તથા નવી વધારવાની ચિંતા અહોનિશ રાખવી પડતી અને તેથી તેઓ પોતાના રાજ્યના વર્તુલમાંથી ભાગ્યેજ બહાર જઇ શકતા. તેઓને હમેશાં સ્વરક્ષણ માટે સજ્જ રહેવું પડતું. પરણીને આવ્યા પછી પોતાની સ્ત્રી સાથેના મેળાપ પહેલાં યુદ્ધે ચડ્યાના દાખલા પ્રાચીન રાજકર્તાઓના સંબંધમાં મળી આવે છે. હાલના જેવી રાજાઓને ફુરસદ કે સુખવિલાસ ભોગવવાનો અવકાશ તે વખતે નહોતો મળતો. એ વાતો આજે પુસ્તકોમાંજ રહી ગઇ છે. એ લડાઇઓ એ મારામારી કાપાકાપી મુદ્રિતાવસ્થામાં આપણે જોઇ શકીયે છીયે? ના. બ્રિ-

રીશ સરકારના રાજ્ય અમલમા હિંદુસ્થાન માટે શારીરબળ ગૌણ થઇ ગયુ છે આજે પરચક્રનો ભય જતો રહ્યો છે અને મનોબળ તથા બુદ્ધિબળને પ્રાધાન્ય મળ્યુ છે આવી હિંદુસ્થાનની પરિસ્થિતિમા કે જ્યારે તલવારનું બળ નિરૂપયોગી છે ત્યાર મુખ્યત્વે કરી રાજકર્ત્તાઓન માટે શુ કર્તવ્ય પ્રાપ્ત થાય છે એ સહેજે પ્રશ્ન થાય છે આનો ઉત્તર એજ છે કે રાજાઓએ જમાનાને અનુસરતી વિદ્યા કળા અને બુદ્ધિવાદમા આગળ વધવુ જોઇએ, પણ આપણે જોઇએ છીએ કે આજકાલ વિલાસિભોગ, વિના કારણે વિદેશ પર્યટણ, એશઆરામમા સર્પનુ નિદ્રંદન અને સૂર્ય ઉગ્યા આથમ્યા સિવાય બીજી વાતનુ અજ્ઞાન એવા અર્થમાજ રાજપદની સમાપ્તિ ઘણે અશે દેખાય છે રાજકર્તાઓ તરફથી ઘણીવાર એમ કહેવામા આવે છે કે રાજ્યમા જન્મ મળ્યો તો હવે બીજી ઉપાધી શા માટે વહોરવી જોઇએ ? રાજા વળી શુ કરી શકે ? તેને શુ કર્તવ્ય હોય ? આવી માન્યતા ભુલ રૂપ છે અપગ (લુલો લગડો ઠુઠો અને આંધળો) માણુસ પણ ઘણુ કરી શકે છે અને ઘણુ કર્યું માનનારને પણ ઘણુ કર્તવ્ય બાકી રહે છે સિકદરે દુનીયા આખીને ખળભળાવી અને ઘણે અશે દુનીયા આખીમા સત્તા જમાવી છતા પણ મરણ સમયે પોતે ધાર્યા પ્રમાણેનુ કર્તવ્ય ન કરી શકવાના સતાપથી રોયો એવા અતુલિત કર્તવ્યનિષ્ઠ પુરુષની કબર પણ અત્યારે ક્યાં છે તે કોઇ જાણતુ નથી ત્યારે તેનો ગુરૂ એરીસ્ટોટલ ગ્રીકમા ઘેર ઘેર પુજાય છે રોમન લોકોની સત્તા દુનીયા ભરમા ફેલાયેલી હતી આજે તેનું નામ નિશાન નથી પણ તેઓની કળા વિદ્યા આજે યુરોપ આખાને ઉપકારમાં દબાવી રહી છે રામ અને વાલ્મિકી, યુધિષ્ઠિર અને વ્યાસ, ભોજ અને કાળીદાસ, વિક્રમ અને પાણિની, શિવાજી અને રામદાસ રાણા પ્રતાપ અને શકરાચાર્ય એક શારીરબળથી બીજે બુદ્ધિબળથી જગત પર ઉપકાર કરી પોતાનાં નામ અમર કર્યા છે તેમાં પણ શારી બળ પર બુદ્ધિબળે વિજય મેળવ્યો છે, અર્થાત્ શારીરબળ પર વિજય મેળવનારા વખણાયા છે ત્યારે બુદ્ધિબળથી અમર નામ કરનારાઓ જગત આખામા પૂજાયા છે હાલ રાજાઓ માટે બુદ્ધિબળનો ઉપયોગ કરવાનો તથા લાભ લેવાનો જમાનો છે અર્થાત અગ્રેજ સરકારની સત્તાયે શારીર રક્ષણનો બોજો સર્વ પરથી ઓછો કરી નાખ્યો છે ત્યારે રાજાઓએ વૈભવને ન્યૂન કરી, માસમદ્યાદિના વ્યસનથી છુટા થઇ વિલાસોપભોગમા લક્ષ્મીનો નાશ થતો અટકાવી, વિદ્યા વૃદ્ધિ અર્થે કળા કૌશલ્ય વ્યાપાર ઉદ્યોગની અભિવૃદ્ધિ અર્થે યત્ન કરવો જોઇએ, અને શાસ્ત્રીય સશોધનને ઉત્તેજન આપી પોતપોતાના રાજ્યોમા વિદ્યાભ્યાસ બુદ્ધિબળ વધારી વિદ્વાનોને આશ્રય આપી પોતાના દેશના ઉદયમાં શાત સહાયતા આપવી જોઇએ, તો તે મહત્વનુ કર્તવ્ય કર્યું ગણાય પૂર્વના રાજાઓ પોતાના ક્ષેત્રફળ બહાર ભાગ્યેજ જઇ શકતા આજના રાજાઓ દુનીયાને એક છેડેથી બીજે છેડે વિચરતા છતા પોતાના રાજ્ય માટે જે નિશ્ચિતતા ભોગવે છે તે જોતા એમનું વિદેશગમન દેશાટન વૈભવની વિપુલતાના દર્શન માટે નહિ પણ જ્ઞાનાર્જન માટે થતું હોય અને તે કાર્યની સફળતામા પોતાની બુદ્ધિને જોડવામા આવતી હોય તો પ્રજાને કેટલી સમૃદ્ધ બનાવી શકે રાજ્યની લક્ષ્મીમા, કેટલો વધારો કરી શકે અને કેવી અમર નામના મેળવી શકે ?

ના 'મહારાજશ્રી ભગવતસિંહજીના જીવનનો અભ્યાસ કરતાં, તદ્વિષયક સાહિત્યનું મનન કરતા રાજકર્તાને ઉચિત ગુણો તેઓમાં જોયા અનુભવ્યા તેથી તેઓનું અને તેઓના વડવાઓના સમચિત્ર જનસમાજ પાસે મુકવાની તીવ્ર વાંછનાજ આ પુસ્તકરૂપે મૂર્તિમાન પ્રગટ થઇ છે એમ કહું તો અતિશયોક્તિ નહી ગણાય ના મહારાજાશ્રીયે ધર્મનું સ્વરૂપ પોતાના અંતઃકરણમાં ઉતારેલું છે શાસ્ત્રમાં કહેલ છે કે यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः જેનાથી ઉદય અને કલ્યાણ સધાય તે ધર્મ છે તેમજ धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः । धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥ ધારણા ક્ષમા દમ, અસ્તેય અર્થાત અન્યાયથી લક્ષ્મી ન મેળવવી અને મેળવેલી લક્ષ્મીનો સદુપયોગ કરવો શૌચ-પવિત્રતા, ઈંદ્રિયનિગ્રહ અર્થાત પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય મન બુદ્ધિ અને અહંકાર એ બધાને પોતાના કાબુમાં રાખવા, ધી-બુદ્ધિનો સદુપયોગ કરવો, વિદ્યા, સત્ય, અક્રોધ-શાન્તિ ધારણ કરવી આ દશ લક્ષણો એ ધર્મનું સાક્ષાત સ્વરૂપ છે, આ બધું નામદાર ગોંડળ નરેશમાં જોવામાં આવે છે વળી રાજા તરીકે પ્રજા પાસેથી કર લેવામાં અને ખેડુતો પાસેથી ભાગ લેવામાં તેઓએ બતાવેલી ઉદારતા અપ્રતિમ છે એક સંસ્કૃત કવિયે એક રાજા પ્રત્યે કહ્યું છે કે " હે રાજા તું આ પૃથ્વીરૂપી ગાયને દોવા ઇચ્છતો હો તો તારા આ ખેડુતો અને પ્રજારૂપી વાછડાંનુ પોષણ-રક્ષણ કર. જો તે વાછડા હમેશા સંતુષ્ટ અને પુષ્ટ રહેશે તો કલ્પવૃક્ષની પેઠે આ પૃથ્વી તુને વિવિધ પ્રકારના દુગ્ધ ફળ આપશે " આ વાત નામદાર ગોંડળ નરેશમાં જાણે કે પ્રત્યક્ષરૂપે રહી હોય તેમ તેઓએ પ્રજા ઉપરથી સમગ્ર વેરા કરો કાઢી નાખેલા સાંભળાય છે ખેડુતોને બહુજ હલકી વિઘોટીથી આબાદ કર્યા છે. અને આજે તેઓની પ્રજા ફાલીફુલી રહી છે પોતે બુદ્ધિનો ઉપયોગ કરી પોતાના રાજ્યને સમૃદ્ધ બનાવ્યુ છે અર્થાત ગોંડળ રાજ્યપાસે અતુલિત દ્રવ્ય છે એમ કહેવાય છે એ પણ તેઓની બુદ્ધિ શક્તિનું ફળ છે અને તેથી કાળીદાસની ઉક્તિ પ્રમાણે निसर्गभिन्नास्पदमेकसंस्थम् अस्मिन्द्वयं श्रीश्च सरस्वती च લક્ષ્મી અને વિદ્યા બન્નેના સ્વભાવ જુદા જુદા હોવા છતા આ નરેશમાં બન્ને સાથે નિવાસ કરી રહેલ છે.

આ પ્રમાણે તેઓના સબંધમાં ઘણુ નવુ નવુ જાણવાનું મળે છે. તેઓએ યુરોપની મુસાફરી વખતે કરેલી નિત્યનોંધ વાંચતાં એક આદર્શ સ્વદેશ ભક્તને છાજે તેવી તેઓની મનોભાવના અને સ્વાભિમાન જોઇ ગમે તેવા મનુષ્યનું શિર તેમના ચરણમાં ઝુક્યા વિના રહે નહી આ બધુ અનુભવ્યાથી તેઓનું જીવનચરિત્ર અને તેઓના રાજકારભારનુ દિગ્દર્શન સામાન્ય જનતા સમક્ષ મુકવામાં આવે તો બહુ ઉપયોગી અને બોધક થશે એમ લાગતા આ પ્રયાસ આરંભ્યો હતો

મહાન પુરૂષોના જીવનચરિત્રોમાંથી પ્રજાને ઘણુ શિખવાનું મળે છે આલોક પરલોકના કલ્યાણના માર્ગ અને સુખના સાધનો જડે છે મહાભારત, રામાયણ, ૧૮ પુરાણ તથા બીજાં સંસ્કૃત સાહિત્યમાં બતાવેલાં મહાન પુરૂષોનાં જીવનચરિત્રોના બોધથીજ આર્ય પ્રજાનું

ગૌરવ જળવાઇ રહ્યું છે આર્યાવર્તના બાળકો સ્ત્રીઓ અને પુરૂષો જીવનના પ્રારંભથી અંત સુધી સ્વધર્મને અને સ્વાભિમાનને ભુલતાં નથી તેનું કારણ તેઓના અંતઃકરણમાં પોતાના પૂર્વજોનાં ચરિત્રો ઓતપ્રોત થએલાં છે અને રગેરગમાં ઉતરેલાં છે તે છે. ભૂપૃષ્ટ પર ઉત્પન્ન થએલી કઇક જાતીઓ નષ્ટ થઇ ગઇ, અને તે તે જાતીનાં અને ધર્મનાં નામનિશાન નથી રહ્યાં. આર્યાવર્તની નજર સામે કેટલી જાતીઓ અને ધર્મ ઉત્પન્ન થયા અને નષ્ટ થયા. આર્ય પ્રજામાં પોતાના પૂર્વજોનાં શૌર્ય, સ્વકુળાભિમાન, સ્વદેશાભિમાન, ઇશ્વર અને ધર્મપરાયણતા, ચારિત્ર્યબળ, સ્ત્રીઓમાં સતીત્વ વગેરે સદ્‌ગુણોના અવલંબનેજ આર્યપ્રજા અને તેનો ધર્મ એ જ એ સ્થિતિમાં હજારો જમાના વ્યતીત થયા છતાં અડગ છે અમર છે ઉજ્વળ છે, તે માત્ર પોતાના પૂર્વજોનાં જીવનચરિત્રોનેજ અર્થાત્ ચારિત્ર્યબળનેજ આભારી છે આવી અનેક વિચાર પરંપરાને અંતે મને જણાયું કે જે મહાન પુરૂષના સબંધમાં હું કંઇ જાણી શકયો છુ તે સંબંધે કાંઇ લખી જનસમાજ સમક્ષ ધરૂ તો તે બોધદાયી થાય તથા ભવિષ્યની પ્રજાને અને નવીન રાજકર્તાઓને સંસારયાત્રામાં રાજ્યધુરાના વહનમાં એક માર્ગદર્શક થઇ પડે, આ આશય મનમાં રાખી આ ગ્રંથની રચના કરી છે.

જે રાજ્યમાં હું રહુ છું. જે રાજ્યમા રહી મારી સંસ્થાએ વ્યાપાર ઉદ્યોગ ચલાવી આખી દુનીયામાં પ્રસિદ્ધિ મેળવી છે અને જે રાજ્યના ભાગ્યવિધાતાએ દુનીયા આખીમાં પોતાની બુદ્ધિ વિદ્વત્તા લેખનશક્તિ રાજકાર્યકુશળતા અને રાજ્ય પ્રણાલીથી નામના કાઢી છે તેઓ સંબધે અને તેઓના વડવાઓ સંબધે જગતની પ્રજા કાંઇ વધુ જાણે એવી ઇચ્છાએ લખવાનો પ્રારંભ કરતાં તેઓ સાથે સંબંધ ધરાવતા સાહિત્યથી ૨–૩ કબાટ ભરાઇ ગયા શુ લખવુ શુ કમી કરવું એ બાબતમાં બુદ્ધિ મુગ્ધ થઇ ગઇ. પણ જગદંબા સરસ્વતીની કૃપાથી ઓકટોબર ૧૯૨૪ મા આરંભેલો આ ગ્રન્થ ડિસેમ્બર ૧૯૨૬ મા છપાઇ પ્રસિદ્ધ થયો.

સંસ્કૃત અને વૈદ્યક સાહિત્ય સાથેજ મારો વ્યાસંગ હઇ આ ગ્રન્થ લખવો એ મારે માટે વિષયાન્તર હોવાથી મારૂ ચિત્ત ચિંતાગ્રસ્ત અને ગ્રન્થ સર્વાંગ પૂર્ણ થવા માટે શંકિત હતુ પરંતુ હું જે કાંઇ કરી શકયો છુ તે ગોંડળ રાજ્ય અને તેના રાજ્યકર્તા પ્રત્યેના મારા ભક્તિ શ્રદ્ધા અને લાગણીનેજ આભારી છે એમ માનૂ છુ

વાચનારાઓમાના કેટલાક જાણતા હશે પણ ન જાણતા હોય તેઓ પ્રત્યે મારે કહેવું જરૂરનુ છે કે હુ વૈદ્ય છુ ૧૮ ૨૦ વર્ષના વૈદ્ય તરીકેના વ્યવસાયને લઇ આયુર્વેદનું સદોહન, કૃતિ, વૈદ્યક ગ્રન્થો બનાવવાનુ મારે માટે સહેલુ છે પણ ઐતિહાસિક ગ્રન્થ લખવો અને અતિશયોક્તિ કે અલ્પોક્તિના દોષથી મુક્ત રહી વિદ્યમાન મહારાજાશ્રીનુ જીવનચરિત્ર પ્રજા સમક્ષ ધરવુ એ મારે માટે દુર્ઘટજ નહી પણ અશક્ય જેવું પણ હતુ, પણ જે ગાદીના ઉત્સંગમા હું આ ગ્રન્થ સમર્પિત કરૂ છું તે પર બેસનારા મહાન આત્માઓના આશિર્વચનો અને સરસ્વતી દેવીની સ્નિગ્ધ દ્રષ્ટિથીજ હૂ તે કાર્ય પૂર્ણ કરી શકયો છુ, છતાં પણ હુ એમ નથી માની લેતો કે આ ગ્રન્થ સર્વાંગપૂર્ણ છે. મારા બુદ્ધિ બળને લીધે અથવા મનુષ્યોચિત સ્ખલનને લીધે

આ ગ્રન્થમાં કાંઈ ન્યૂનતા રહી ગઈ હશે પણ તે પુનર્મુદ્રણાવસરે સુધરી જવાના આશ્વાસને આ ગ્રન્થ પ્રગટ કરવાને હું પ્રેરાયો છું. વાંચનાર તે ભુલને શોધનાર્હ અને ક્ષમ્ય માનશે. હમેશાં ગ્રન્થ વાંચી-ભુલો કે અપૂર્ણતા શોધી કાઢવી એ સહેલી વાત છે, તેથી હું એમ કહેવા નથી માગતો કે આમાં ભુલ થઇ હોય તે તરફ દુર્લક્ષ્ય કરવું; ભુલ માટે આ-લેખકજ દોષપાત્ર છે; પણ બે વર્ષના સતત પરિશ્રમને અંગે આ ગ્રન્થ પૂર્ણ થયા છતાં આ લેખક અનેક વ્યવસાયથી ઘેરાયેલી સ્થિતિમાં આ ગ્રન્થ પુરો કરે છે એ વાત લક્ષ્યમાં રાખીને થયેલી ભુલ ક્ષમ્ય ગણવા તથા સુધારીને વાંચવા વિનય છે.

આ ગ્રન્થ એ જાડેજા વંશનો ભંડાર છે એમ કહું તો ચાલે. આમાં જાડેજાના મૂળ પુરૂષ ચંદ્ર અનેશ્રીકૃષ્ણથી માંડીને આજ સુધીના રાજાઓનો ઈતિહાસ અર્થાત ભુજ, મોરબી, જામનગર, ધ્રોળ, રાજકોટ, ગોંડળ, વીરપુર, કોટડા વગેરે જાડેજાની પ્રત્યેક શાખાના મૂળ પુરૂષથી આજ સુધીના રાજકર્તાઓનો ટુંકો ઈતિહાસ આ ગ્રન્થમાં આવી જાય છે.

ગોંડલ રાજ્યના મુળ પુરૂષ મોટા કુંભાજીથી માંડીને આજ સુધીના રાજકર્તાઓ સંબંધે જે જે માહિતી ઉપલબ્ધ થઇ તે સર્વનો આ ગ્રન્થમાં સમાવેશ થઇ ગયો છે. છાપાકળાના જમાના પછી એટલે વર્તમાન મહારાજાશ્રી કે તે પછીના રાજ્યકર્તાઓ સબંધે લખવું સુતર છે કારણ તેઓ સંબંધે મુદ્રિત સાધનો ઉપલબ્ધ થઇ શકે છે પણ તે પહેલાંના રાજકર્તાઓ સંબધે લખવુ એતો દુર્ઘટ અને શ્રમિત કરનારૂ છે. આ ગ્રન્થના પૂર્વખંડની રચનાથી વાચનાર જોઇ શકશે કે યુધિષ્ઠિરથી અંગ્રેજી રાજ્ય સુધીનુ અવ-લોકન, સૌરાષ્ટ્રની રૂપરેખા, ચંદ્રરાજા પહેલાંનો કાળ, ચંદ્રથી શ્રીકૃષ્ણ સુધીના રાજાઓ, શ્રીકૃષ્ણથી દેવેન્દ્ર સુધીના ૮૨ રાજાઓ, દેવેંદ્રથી લાખાજી, લાખાજીથી રાવળ જામ અને રાવળ જામથી જાડેજાની ભિન્ન ભિન્ન શાખાનાં દિગ્દર્શન સાથે વિદ્યમાન મહારાજાશ્રીના પિતા છેલ્લા સગ્રામજી બાપુ સુધીનો ઇતિહાસ કેટલો મહત્વનો છે, અને કેવી રૂચિકર શૈલિથી શૃંખલિત થયેલ છે. એ પ્રાચીન ઐતિહાસિક બનાવો એકત્ર કરવામાં મહાભારત કષ્ટ ઉઠાવવું પડ્યું હતું. અનેક ભાટ ચારણો કવિઓની લાચારી કરવી પડી હતી. અનેક જુની વહીઓ ધરાવનારા ગૃહસ્થોને વિનવવા પડ્યા હતા અને તેમાંથી સત્ય ઘટનાનું તારણ કરી લેખન શૈલીમાં ઉતારવી પડી હતી. જેમાં શારીરિક શ્રમ સાથે હજારો રૂપીયાનો આર્થિક બોજો પણ ઉઠાવવો પડ્યો હતો. સેંકડો રાત્રિઓના ઉજાગરા સહવા પડ્યા હતા.

આ ગ્રન્થનો પૂર્વાર્ધ જુના સમય સાથે સબંધ ધરાવતો હોવાથી અને જુની વાતો જુની ભાષામાં ઉપલબ્ધ થયેલ હોવાથી અને તે ભાષા પણ હાલના પ્રગતિશીલ જમાનમાં એક પ્રકારની અનિર્વચનીય પ્રાચીન ભાવનાને જાગૃત કરશે એમ લાગવાથી ઘણે ઠેકાણે પ્રાચીન વાક્ય રચના શબ્દ રચના અને ઢબને કાયમ રાખેલ છે દાખલા તરીકે, નિયમ—નીમ લડાઇ—ધીંગાણું, મદદ—મોટપ, લશ્કર—કટક, જુલમ—કેર, બળવાન—બળીઓ, સ્મરવું-સંભારવું, વર્ષ—વરસ આ પ્રમાણે અર્વાચીન અને પ્રાચીન પદ્ધતિ-

માં મનોગ્રાહી ભિન્નતા દેખાને એટલે પૂર્વખંડ અને મધ્યખંડની લેખન શૈલીમાં જે તફાવત જણાય તે બુદ્ધિપૂર્વક અને 'હેતુપૂર્વક રખાયો છે' એમ સમજીને વાચવાની સૂચના કરૂં છું

આ ગ્રન્થદ્વારા જાડેજાના વંશજો માટે તથા ગોંડળ રાજ્ય અને રાજ્યકર્તાઓ માટે એવી સામગ્રી એકત્રિત કરેલી સાદર કરવામા આવે છે કે હવે પછી આ ગ્રન્થની સુધારણા સાથેની નવીન આવૃત્તિ પ્રસિદ્ધ થાય કે અંગ્રેજી વગેરે ઇતર ભાષામાં આના રૂપાન્તર થાય તોપણ મૂળ વસ્તુ વિસ્તૃત રૂપમા પ્રકાશમા મેળવવાનુ માન તો આ ગ્રન્થજ લઇ શકશે અને જગત આપશે એટલુજ નહીં પણ દેશી રાજ્યોમા આજ સુધીમા નવી લખાયેલી શૈલીએ ઇતિહાસ અને જીવનચરિત્ર લખવાની દિશા બતાવનારો પણ આ ગ્રન્થજ ગણાશે આ બધુ આત્મશ્લાઘા જેવુ વાચનાર માનશે, પણ આ ગ્રન્થ પાછળ જે તન મન ધનનો ભોગ અપાયો છે દુર્બળ દેહયષ્ટિવાળા પુરૂષથી અસાધ્ય એવો શ્રમ લેવાયો છે તેજ આટલી આત્મશ્લાઘાનો દોર માથે ઉપાડીને સ્વ વક્તવ્ય કહેવાને આ લેખકને પ્રેરે છે

ઘણીવખત આપણે વાચીએ છીએ તેમ ઇતિહાસ અને જીવનચરિત્ર વાચનારને કંટાળો ઉપજાવે એવા અરુચિકર થઇ પડે છે. ત્યારે આ ગ્રન્થ વાચનારને જુદાજ પ્રકારની મનોગ્રાહી રૂચિ ઉપજાવી અવર્ણનીય આનન્દમા મગ્ન કરે એવી રચના તરફ વધુ લક્ષ્ય આપ્યુ છે

આ ગ્રન્થ પ્રગટ કરવાના ઇતર હેતુઓ સાથે મુખ્ય હેતુઓ એ છે કે શ્રીયદુવંશી ક્ષત્રિયોની શાખાઓનુ ગૌરવ પ્રજા સમક્ષ મુકવુ, ક્ષત્રિયોના સદ્‌ગુણોની છાપ પ્રજાના મન પર પાડવી, પ્રાચીન ક્ષત્રિઓની શૌર્યપૂર્ણ કથાથી એ ગૌરવાન્વિત સમયને પ્રજાની અને મુખ્યત્વે કરી ગોંડળ રાજ્યની ગાદીના ઉત્તરાધિકારીઓની નજર સામે ખડો કરવો પ્રજા પ્રત્યે ક્ષત્રિયોના કર્તવ્યની દિશા બતાવવી અને ભવિષ્યની પ્રજા સામે ભૂત-પૂર્વ અને વર્તમાન રાજકર્તાઓના ઓધપારો પ્રકાશિત કરી ભવિષ્યની જીવન યાત્રા સબધે ઉચ્ચ ભૂમારી આચાર અને વિચાર તરફ પ્રજાને અને નવીન રાજકર્તાઓને દોરવા, આ અને આવા બીજા આશયે આ ગ્રન્થનુ નિર્માણ થઇ તે પ્રસિદ્ધિમા આવેલ છે વર્તમાન અને ભવિષ્યની પ્રજા આ ગ્રન્થના વાચન પછી ભિન્ન ભિન્ન રૂચિ અને શક્તિ પ્રમાણે લાભ મેળવશે તો આની પાછળ કરેલો શ્રમ સફળ થયો ગણાશે

આ ગ્રન્થ રચનાના કામમા રા રા તુળશીદાસ હિમતરામ જોષી તથા રા રા મણીરાય વિશ્વજી મજમુદારે કાંઇપણ બદલો લીધા વિના પોતાની જુની વહીઓનો ઉપયોગ કરવા આપ્યો છે, તે બદલ તેઓનો તથા ઇતર ભાટ ચારણ વગેરેએ પોત પોતાના જુના ચોપડા અને નોંધો પૈસા લઇને કે લીધા વિના બતાવેલ છે, તે બધાનો આભાર માનું છુ કે જેઓયે આપેલી તે પ્રકારની સહાયતાને લીધેજ પૂર્વખંડની રચનામા મેં સફળતા મેળવી છે.

પૂર્વખંડનાગ જુના ઇતિહાસમા જે જે નોંધો મને જુના લખાણો, વહીઓ અને ચોપડામા મળેલ છે, તે પ્રમાણેજ શબ્દ રચનાની ફેરફારી સાથે દર્શાવેલ છે તેમા કોઇપણ જાતનો પક્ષપાત રાખ્યો નથી, એ જણાવવુ આવશ્યક છે

સંવત ૧૯૮૩, માર્ગશીર્ષ | રાજવૈદ્ય જીવરામ કાળીદાસ શાસ્ત્રી

# અર્પણપત્રિકા.




જે ગોંડળ રાજ્યગાદીના મહાન પુરૂષો કાઠીઆવાડમાં પોતાના રાજ્ય અને ભવિષ્યના ગાદીપતિઓ માટે ઉજ્વળ નામના મેળવી ગયા છે; પરાક્રમ, રાજદ્વારી ડહાપણ (રાજકારણપટુતા), શૌર્ય, બુદ્ધિ, ચાતુર્ય, સૌજન્ય, પરોપકારપ્રિયતા વગેરે સદ્ગુણો માટે સ્વરાજ્યની, પરરાજ્યની પ્રજા અને રાજાઓમાં જેઓની મુક્તકંઠે શ્લાઘા થાય છે તે ગોંડળના થઇ ગયેલા, વર્તમાન અને ભવિષ્યના રાજકર્તાઓની કીર્તિને ઉજ્વળ બનાવતી

## ગોંડળ રાજ્યની ગાદીને

માન, અને શુભ લાગણી સાથે આ ગ્રન્થ સમર્પિત કરૂં છું

| માર્ગશીર્ષ કૃષ્ણ ૧૩. સં ૧૯૮૩<br>તા. ૧ જાન્યુઆરી ૧૯૨૭ | ગજવૈદ્ય જીવરામ<br>કાળીદાસ શાસ્ત્રી |
|---|---|

# ગોંડળનો ઇતિહાસ

અને

# શ્રીભગવતસિંહજી જીવનચરિત્ર.

## (પૂર્વખંડ)

---

## યુધિષ્ઠિરથી અંગ્રેજો સુધીના
## સૌરાષ્ટ્રના ચક્રવર્તી રાજાઓ

---

## આર્યાવર્ત—ભરતખંડ—હિંદુસ્તાન તેમાંનો સૌરાષ્ટ્ર.

વેદકાળમાં આ દેશ આર્યાવર્ત કહેવાતો તે વાતને આજે લાખો વર્ષ થઈ ગયાં છે તે પછી ભરતરાજા ચક્રવર્તી થયો તેણે હિંદુસ્તાન ઉપરાંત પડખાના બીજા દેશો ઉપર પણ પોતાની સત્તા જમાવી તે વખતથી ભરતખંડ કે ભારતવર્ષ કહેવાયો તે પછી મ્લેચ્છ લોકોનું અત્રે આનાગમન થયું પ્રજાને ધર્મ ભ્રષ્ટ કરી અને પાખંડી ધર્મના ધર્મને ધણી થઈ પડ્યા તે લોકોએ હિંદુસ્તાન નામ પાડ્યું બારમા સૈકામાં વર્ષથી એ નામ પ્રચલિત છે આ હિંદુસ્તાનમાં રમણીય પ્રકૃતિ દેવીના લાલિત્યવાળો અને મનોહર સૃષ્ટિ સૌન્દર્યવાળો પ્રદેશ સૌરાષ્ટ્ર છે સૌરાષ્ટ્ર એટલે હાલનો કચ્છ કાઠીયાવાડ ઇલાકો અને ગુજરાતનો મોટો ભાગ કાળે કરી સૌરાષ્ટ્ર સંકુચિત ક્ષેત્રફળવાળો દેશ થઈ ગયો

## રાજા યુધિષ્ઠિર.

આ સૌરાષ્ટ્ર ઉપર પૂર્વે યુધિષ્ઠિર ચક્રવર્તી રાજા હતા ત્યારથી ઐતિહાસિક સમયનું જ્ઞાન થાય છે યુધિષ્ઠિર પહેલાં અનેક ચક્રવર્તી અને તેને વશવર્તી રાજાઓ થઈ ગયા છે, પણ તેઓના ઐતિહાસિક કાળનો નિશ્ચિત નિર્ણય થઈ શકતો નથી યુધિષ્ઠિર રાજાની આખા હિંદુસ્તાનની રાજધાની પ્રથમ ઇંદ્રપ્રસ્થ (આગ્રા)માં અને પછી હસ્તિનાપુર (દિલ્લી)માં હતી, ત્યારથી આજ

સુધીમાં દિલ્હીમાં થયેલા બધારાજાઓએ પોતાને ચક્રવર્તી પદે પહોચેલા માન્યા છે. તેઓએ દિલ્હીમાં રાજ્યધાની કરી છે ત્યારેજ તે ચક્રવર્તી બની શક્યા છે અને બીજાએ માન્યા છે. પાંડવ વંશમાં ૩૦૪૪ ત્રણ હજાર ચમાલીસ વર્ષ ૩૫ પાંત્રીસ પેઢી સુધી દિલ્હીનું ચક્રવર્તિ રાજ્ય ચાલ્યું હતું એમ કહેવાય છે. આ વંશનો છેલ્લો પરીક્ષિત રાજા થયો ત્યારથી તેના રાજ્યની સમાપ્તિ થઇ. જોકે પાંડવ વંશના સામાન્ય રાજાઓ (રજપુતો) આજે પણ ઘણે સ્થળે છે પણ તેઓનું સામ્રાજ્ય છેલ્લા પરીક્ષિતથી અસ્ત થયું હતું.

## રાજા વીર વિક્રમ.

યુધિષ્ઠિરના વંશની સમાપ્તિ પછી માળવામાં વીર વિક્રમ રાજા થયો તેણે ઉજ્જયિની (ઉજ્જેન) નગરી ઇ. સ. પૂર્વે ૪૪ [1] વર્ષે બાંધી તેનું વર્ણન કવિ કાળીદાસે કર્યું છે તે સત્ય છે; જ્યાં હાલના લોકો તેને કવિની કલ્પના માની લેશે તો ભુલ કરશે. પ્રસિદ્ધ ચીની મુસાફરે વર્ણન કરેલું છે કે, “ઉજ્જયિની નગરી અર્ધો યોજન, (૪ માઇલ) લાંબી અને એક માઇલ પહોળી હતી. તેની ચોતરફ ખાઇ અને મજબુત કિલ્લો અને બુરજ હતા. તેમાનાં સરોવરનું પાણી સ્ફાટિકમણી જેવું સ્વચ્છ અને તેજસ્વી હતું. ત્યાં સોના રૂપાનાં નાણાનું ચલણ હતું અને ઝવેરાત તથા મૂલ્યવાન વસ્તુઓનો મોટો વ્યાપાર ચાલતો હતો. તેથી બધેથી વિવિધ પ્રકારનો માલ ત્યાં આવતો. લોકો ઘણાં સુખી સંતોષી અને તેઓને રહેવાનાં મકાનો ઘણાંજ રમણીય હતાં. ફળ અને પુષ્પોની તો ત્યાં હદ વગરની વિપુલતા હતી......!!„ આ વિક્રમ રાજાએ પોતાનો સંવત ચલાવ્યો તે હાલમાં આખા હિંદુસ્થાનમાં ચાલે છે. તેના વંશમાં ૧૩૫ વર્ષ સુધી રાજ્ય રહ્યું. ઉજ્જયિની નગરીને બંધાયાં આજે ૧૯૬૯ વર્ષ થયાં અને વિક્રમ રાજાને આદીએ બેહોને ૧૯૮૧ વર્ષ થયા છે. આ ચક્રવર્તી રાજાના વંશનો અસ્ત થયા પછી શાલીવાહન ચક્રવર્તી રાજા થયો.

## રાજા શાલીવાહન

ગોહેલ રજપુત વંશમાં વિક્રમ સંવત ૧૩૫ની સાલમાં વલભીપુર (હાલના વળા પાસેનો ટીંબો ચમારડીના પહાડ પાસે) નગર વસાવી પોતાની રાજ્યધાની કરી. તેણે ભરતખંડમાં ચક્રવર્તિ રાજ્ય ચલાવી પોતાનો શક લખ્યો. આ રાજાના વંશમાં છેલ્લો ચક્રવર્તિ રાજા શિલાદિત્ય થયો હતો ત્યારથી આ રાજ્યની સમાપ્તિ થઇ. આ વંશમાં સંવત ૧૩૫ થી તે સંવત ૩૮૫ સુધી ૨૪૦ વર્ષ રાજ્ય ચાલ્યું.

શિલાદિત્ય વલભીપુર નગરમાં રાજ્ય કરતો હતો. તેના વખતમાં પાવીનો શાહુકાર

[1] કેટલાક આંગ્લ શોધકો કહે છે કે ઇ. સ. ની ૭ મી સદીમાં ઉજ્જયિની નગરી બાંધી પણ તે વાત માનનીય નથી. કારણ વિક્રમ સંવત પ્રચલિત થઇ તે અરસામાં કે ત્યારપછી ૧૫–૨૦ વર્ષે ઉજ્જયિની બંધાણી છે.

કાકુ નામે એક વેપારી રહેતો. તે ધનાઢ્ય હતો. તેની દીકરી રત્નજડેલ સોનાની કાંસકીથી વાળ ઓળતી હતી, શિલાદિત્યની દીકરીએ તે નજરે જોઇ તે કાંસકી લેવાની ઇચ્છા કરી. આ કાકુની દીકરીયે ન આપી તેથી તેના બાપને કડી જબરાઇથી લઇ લીધી. આ ક્રોધમાં પેસી કાકુ મ્લેચ્છના રાજ્યમાં જઇ એક લાખ સોનામહોર આપી ફોજ ઉતારી લાવ્યો અને વલ્લભીપુરના રાજ્યનો નાશ કરી શિલાદિત્યને હાર મરાવ્યો. કેટલીક લુંટ દ્રવ્ય લઇ મ્લેચ્છો પોતાને દેશ ગયા. તેના પછી ચાવડા વંશના રજપુતો પાટણ સોમનાથ મહાદેવ પાસે વસ્યા. સૌરાષ્ટ્ર દેશમાં ગુજરાતની રાજ્યધાની બાંધી પણ ચક્રવર્તિપણે રાજા ન થયા. માત્ર સોરાષ્ટ્ર અને ગુજરાતના રાજા થયા. એ શાલીવાહને પોતાનો શક લખ્યો તે અદ્યાપિ સુધી જ્યોતિષશાસ્ત્રમાં લખાય છે.

## ચાવડા વંશના રાજા

વલ્લભીપુરનો નાશ થયો તે પછી ચાવડા વંશના રજપુતોએ સોરાષ્ટ્ર દેશમાં દરીયાકાંઠે સોમનાથની પાસે પાટણ શહેર વસાવી ગુજરાતની રાજધાની પાટણમાં બાંધી. સંવત ૩૮૬ થી તે સંવત ૬૧૦ ની સાલ સુધી ૨૨૪ વર્ષ પાટણમાં રાજ્ય કર્યું અને તે પછી સંવત ૬૧૦ માં ગુજરાત કાંઠે ઝીંઝુવાડા નજીક પંચાસર શહેર બાંધી ત્યાં જઇ મધ્ય ભાગે રહી ત્યાં રાજ્ય કર્યું. પંચાસર રાજ્યધાની બાંધી પાટણથી પંચાસર ગયા. તે વખત સૌરાષ્ટ્ર દેશમાં જુનાગઢ શહેર રાહ જાતના રજપુત રાહખેંગારના પૂર્વજોને જાગીરમાં આપી તેને સૌરાષ્ટ્ર દેશના રક્ષણ માટે ત્યાં રાખી તેમજ જેઠવા રાણા રજપુતને બરડા દેશની નાકા બંધીએ બરડો જાગીરમાં આપી ત્યાં રાખ્યા હતા.

ચાવડા વંશમાં ૩૮૬થી ૭૫૦ સુધી ૩૬૪ વરસ રાજ્ય ચાલ્યું. આ વંશમાં છેલ્લો રાજા જયશિખર સંવત ૭૫૦માં પંચાસરમાં રાજ્ય કરતો હતો તે સાલમાં કલ્યાણીના સોલંકી વંશના રાજા ભુવડે આવી જયશિખરને મારી પંચાસરને પાયમાલ કરીને ગુજરાતનું રાજ્ય લીધું.

જયશિખરે મરતી વેળાએ વિચાર્યું જે મારે પુત્ર થશે તો મારૂં વેર લેશે માટે મારી સ્ત્રી રૂપસુંદરી સગર્ભા છે તેને નસાડી મુકવી એમ ધારી પોતાના સાળા સાથે રૂપસુંદરીને વનમાં મોકલી દીધી હતી. તેને એક પુત્ર થયો તેનું નામ વનરાજ પાડ્યું. વનરાજ ૧૦ વર્ષની ઉમરનો થયો ત્યાંસુધી ગિરનારના વનમાં પોતાના મામા સાથે રહ્યો. ૧૪ વર્ષની ઉમર થઇ ત્યારે પોતાનું બળ પરાક્રમ ખીલવવા માંડ્યું. મામા સાથે વેર બાંધ્યું અને લડાઇ પછી જેમ જેમ ઉમર થતી ગઇ તેમ તેમ વેર બહારવટાં લુટફાટ કરવા લાગ્યો અને મોટો જાલીમ થયો. આ વખતમાં ચાંપા વાણીયાયે ખાનપાનમાં બરદાસ રાખેલ તથા અણહીલ ભરવાડે જંગલના રસ્તા બતાવેલ. એક વખત ભુવડ રાજાનાં માણસ ગુજરાતની ઉપજનો ખજાનો તથા કાઠીઆવાડી ઘોડા લઇ કલ્યાણી જતા હતા ત્યાં વનરાજ પોંચ્યો અને તે સાથે લડાઇ કરી ખજાનો તથા ઘોડાં લુંટી લઇ મોટી

કેરાજ નાખવા માટી અને પાછો પંચાસરમા જઇ બેઠો રાજધાની જમાવી ગુજરાતનુ રાજ્ય હાથ કર્યું અને સવત ૮૦૨ની સાલમા પાટણ શહેર બાધ્યુ ગુજરાતમા પોતાના સહાયક ભગવાનનુ નામ રાખવા તેન અણહીલવાડ પ્રાન કરાવ્યો તથા ચાપાને નામે ચાપાનેર બાધ્યુ ચાપાને મોટાની પ્રધાનવટુ આપ્યુ અને સવત ૮૦૬ની સાલમાં ગુજરી ગયો આ વનરાજે સોરાષ્ટ્ર ગુજરાતનુ રાજ્ય સ્વતત્ર ૪ વર્ષ કર્યું આના પછી ચાવડા વશના જે જે રાજા થયા તેની વિગત

વનરાજે સવત ૮૦૨થી તે સવત ૮૦૬ સુધી સ્વતત્ર રાજ્ય કર્યું તે પછી તેનો દીકરો યોગરાજ થયો

યોગરાજ સવત ૮૦૬મા ગાદીએ બેઠો સવત ૮૪૧મા ગુજરી ગયો ૩૫ વર્ષ રાજ્ય કર્યું તે પછી ખેમરાજ થયો

ખેમરાજ સવત ૮૪૧મા ગાદીએ બેઠો સવત ૮૬૬મા ગુજરી ગયો ૨૫ વર્ષ રાજ્ય કર્યું તે પછી ભુવડ થયો

ભુવડ એગને પૃથુરાજ સવત ૮૬૬મા ગાદીએ બેઠો સવત ૮૯૫મા ગુજરી ગયો ૩૦ વર્ષ રાજ્ય કર્યું તે પછી વિજયસિંહ થયો

વિજયસિંહ ૮૯૫મા ગાદીએ બેઠો સવત ૯૨૦મા ગુજરી ગયો ૨૫ વર્ષ રાજ્ય કર્યુ તે પછી રત્નાદિત્ય થયો

રત્નાદિત્ય એગને રતનસિંહ સવત ૯૨૦મા ગાદીએ બેઠો સવત ૯૩૫મા ગુજરી ગયો ૧૫ વર્ષ રાજ્ય કર્યું તે પછી સામતસિંહ થયો

સામતસિંહ સવત ૯૩૫મા ગાદીએ બેઠો અને સવત ૯૪૨મા ગુજરી ગયો ૭ વર્ષ રાજ્ય કર્યું આ પુરૂષને દીકરો નહિ હોવાથી ચાવડા વશની સમાપ્તિ થઇ

એ રીતે રાજા જયશિખર પહેલા ૩૬૫ અને તે પછી ઉપરના રાજાએ ૧૯૨ મળી ૫૫૭ વર્ષ ચાવડા વશના હાથમા સોરાષ્ટ્ર ગુજરાતનુ રાજ્ય રહ્યુ છેવટ સામતસિંહને દીકરો ન હતો પોતાની બેનને સોલકી વશના રાજાને દીધેલ તેનો દીકરો મૂળરાજ થએલ તેને પોતાને ખોળે લઇ દત્તક કરી તેને રાજ્ય સોપ્યુ ત્યારથી ગુજરાતના રાજા સોલકી થયા

## રજપુતોનાં કુળ અને સ્થળ.

૧ રાઠવડ રજપુતનું રાજ્ય ડુગરપુરમા તથા ચાપાનેર ૨ ગહલોત રજપુત રાજ્ય ઉદેપુરમા, મેવાડમા રાણો કુંભો ચીતોડમા રાણો કુંભો, જેસલમીર ૩ રાહા અડકના રજપુત રાજ્ય જુનાગઢ અને મોરબી ૪ ખમાન વનસાડમા ચાવડા લોક રાજ્ય કરતા હતા ૫ માળવા દેશમા મહમદશાહ બાદશાહ બીજાની રાજધાની હતી ૬ કચ્છ અને સિધમા જાડેજા અને ઝાડેજા તથા બલોચો રાજ્ય કરતા હતા ૭ માળવામા ધારાનગરી શહેરમા રાજા

બોજ રાજ્ય કરતો હતો. ૮ કાશીમાં રાજા કરણ રાજ્ય કરતો હતો ૯ આબુનું તથા પાલણપુરનું રાજ્ય પરમાર રજપુતોનું હતું. ૧૦ અજમેરમાં ચોહાણ રજપુતોનું રાજ્ય હતું. આ રાજ્યનો વંશજ પૃથ્વીરાજ તે વખતે દીલ્હીની ગાદીયે બેઠો હતો. ૧૧ ચાંપાનેરથી રાવલ રજપુત ઉમરાળે આવ્યા. રાજાના ફટાયાનો વંશજો હતા તે ગોહેલવાડમાં આવ્યા તેથી ગોહેલ રજપુત કહેવાણા. ૧૨ પાટડી અને ચુંવાલ મુલક ઝાલા જાતના રાણા રજપુતના તાબામાં હતો. ૧૩ બગડો દેશ રાણા તે જેઠવા વંશના રજપુતના હાથમાં હતો. ૧૪ ઓખા-મંડળ દેશ તે વાઘેલા રજપુતના હાથમાં હતું. ૧૫ કનોજમાં રાઠોડ રજપુતોનું રાજ હતુ. ૧૬ વાઘેલ ગામના મોલકી ગરાસીઆને ગામની છાપ પડી ત્યાંથી વાઘેલા કહેવાણા. જાડાના જાડેજા કહેવાણા. રાધપરના રાયજાદા કહેવાણા. મોડજીના મોડ કહેવાણા. દેવાજીના દેવા કહેવાણા. રવાજીના રવાણી કહેવાણા ભુજના જામ બાદશાઇ ખીતાબથી રાઓ કહેવાણા. ખેરડા ગરાસની છાપે ખેરડીયા કહેવાણા. ઝાલાવાડમાં આવ્યા ત્યાંથી ઝાલા કહેવાણા. રાધાપરમાં સરવા ૮૪ ગરાસ મળ્યો ત્યાંથી સરવૈયા છાપ ગીરાશની પડી. હાથીજીના હાથી કહેવાણા. નગરમાં રાવળજી મહા જોરાવર તે જામ કહેવાયા.

# સોલંકી વંશના રાજા

સોલંકી વંશમાં ચોથી પેઢીએ કલ્યાણીના ભુવડ રાજાની ચોથી પેઢીયે રાજા ભુવનાદિત્ય થયો તેને ત્રણ પુત્ર રાજ, બીજ અને દંડક. આ ત્રણે જણ પાટણ સોમનાથની જાત્રાએ ગયેલ તે ત્યાંથી પાછા ફરતા સામતસિંહના દરબારમા આવી ઉતર્યા. સામતસિંહે રોક્યા અને પોતાની બેન લીલાદેવી રાજને પરણાવી રાજ ત્યાં રહયો લીલાદેવીને ગર્ભ રહયો. પ્રસવ વખતે લીલાદેવી ગુજરી ગઇ તેના ગર્ભસ્થાનમાથી જીવતો પુત્ર કાઢી લીધો. તે વખતે મૂળ નક્ષત્ર હતુ તેથી તેનુ નામ મૂળરાજ પાડ્યું. તેને સામતસિંહે દત્તક કરી રાજ્યાધિકાર આપ્યો અને પોતાની પાસે રાખ્યો હતો.

મૂળરાજ સવત ૯૪૨માં ગાદીયે બેઠો સવત ૯૯૭ સુધી ૫૫ વર્ષ રાજ્ય કર્યું તે પછી પોતે વાનપ્રસ્થ થયો અને તેનો દીકરો ચામુડરાય ગાદીએ બેઠો

ચામુડરાય સને ૯૯૭મા ગાદીએ બેઠો સવત ૧૦૦૯મા ગુજરી ગયો ૧૨ વર્ષ રાજ્ય કર્યું. આ રાજાના વખતમા ગિઝનીના બાદશાહ મહમદ ગીઝનીએ ૧૧મી વાર હિંદુસ્થાન પર ચડાઇ કરી હતી ત્યાથી હિંદુસ્તાનમા મ્લેચ્છ લોકોનો પગ થયો.

ચામુંડરાય પછી દુર્લભદેવ સવત ૧૦૧૦મા ગાદીએ બેઠો સવત ૧૦૧૮માં આઠ વરસ રાજ્ય કરી વાનપ્રસ્થ થયો અને પોતાના ભાઇ નાગરાજના દીકરા ભીમદેવને રાજ્ય સોંપ્યુ.

ભીમદેવ સવત ૧૦૧૮મા ગાદીએ બેઠો ૫૪ વર્ષ રાજ્ય કરી સવત ૧૦૭૨ની સાલમાં કરણને રાજ સોપી પોતે વાનપ્રસ્થ થયો ગયો. આ ભીમદેવના વખતમાં સવત ૧૫૨૦ની

ફોજ રાખવા માંડી અને પાછો પંચાસરમાં જઇ બેઠો. રાજધાની જમાવી ગુજરાતનું રાજ્ય હાથ કર્યું અને સંવત ૮૦૨ની સાલમાં પાટણ શહેર બાંધ્યું. ગુજરાતમાં ચૌહાના સદાર્થક ભરવાડનું નામ રાખવા તેને અણહીલવાડ પ્રાંત ઠરાવ્યો. તથા ચાંપાને નામે ચાંપાનેર બાંધ્યું; ચાંપાને પોતાની પ્રધાનવટું આપ્યું અને સંવત ૮૦૬ની સાલમાં ગુજરી ગયો આ વનરાજે સૌરાષ્ટ્ર ગુજરાતનું રાજ્ય સ્વતંત્ર ૪ વર્ષ કર્યું. આના પછી ચાવડા વંશના જે જે રાજા થયા તેની વિગત.

વનરાજે સંવત ૮૦૨થી તે સંવત ૮૦૬ સુધી સ્વતંત્ર રાજ્ય કર્યું તે પછી તેનો દીકરો યોગેરાજ થયો.

યોગેરાજ સંવત ૮૦૬માં ગાદીએ બેઠો. સંવત ૮૪૧માં ગુજરી ગયો. ૩૫ વર્ષ રાજ્ય કર્યું તે પછી ખેમરાજ થયો.

ખેમરાજ સંવત ૮૪૧માં ગાદીએ બેઠો સંવત ૮૬૬માં ગુજરી ગયો ૨૫ વર્ષ રાજ્ય કર્યું તે પછી ભુવડ થયો.

ભુવડ એટલે પ્રથુરાજ સંવત ૮૬૬માં ગાદીએ બેઠો. સંવત ૮૯૫માં ગુજરી ગયો ૩૦ વર્ષ રાજ્ય કર્યું તે પછી વિજયસિંહ થયો.

વિજયસિંહ ૮૯૫માં ગાદીએ બેઠો. સંવત ૯૨૦માં ગુજરી ગયો. ૨૫ વર્ષ રાજ્ય કર્યું તે પછી રત્નાદિત્ય થયો.

રત્નાદિત્ય એટલે રાવતસિંહ સંવત ૯૨૦માં ગાદીએ બેઠો. સંવત ૯૩૫માં ગુજરી ગયો ૧૫ વર્ષ રાજ્ય કર્યું તે પછી સામતસિંહ થયો.

સામતસિંહ સંવત ૯૩૫માં ગાદીએ બેઠો અને સંવત ૯૪૨માં ગુજરી ગયો. ૭ વર્ષ રાજ્ય કર્યું. આ પુરૂષને દીકરો નહિં હોવાથી ચાવડા વંશની સમાપ્તિ થઈ.

એ રીતે રાજા જયશિખર પહેલાં ૩૬૫ અને તે પછી ઉપરના રાજાએ ૧૯૨ મળી ૫૫૭ વર્ષ ચાવડા વંશના હાથમાં સૌરાષ્ટ્ર ગુજરાતનું રાજ્ય રહ્યું. છેવટ સામતસિંહને દીકરો ન હતો પોતાની બેનને સોલંકી વંશના રાજાને દીધેલ તેનો દીકરો મૂળરાજ થએલ તેને પોતાને ખોળે લઇ દત્તક કરી તેને રાજ્ય સોંપ્યું. ત્યારથી ગુજરાતના રાજા સોલંકી થયા.

## રજપુતોનાં કુળ અને સ્થળ.

૧ રેવજી રજપુતનું રાજ્ય. ડુંગરપુરમાં તથા ચાંપાનેર. ૨ રાણા રજપુત રાજ્ય ઇડરમાં, મેવાડમાં રાણો કુંભો, ચીતોડમાં રાણો કુંભો, જેસલમીર. ૩ રાહા અડકના રજપુત રાજ્ય જુનાગઢ અને મોરબી. ૪ ખંભાત વલસાડમાં ચાંચીયા લોક રાજ્ય કરતા હતા. ૫ માળવા દેશમાં મહમદશાહ બાદશાહ બીજાની રાજધાની હતી. ૬ કચ્છ અને સિંધમાં જાટ અને જાડેજા તથા બલુચો રાજ્ય કરતા હતા. ૭ માળવામાં ધારાનગરી શહેરમાં રાજા

ભોજ રાજ્ય કરતો હતો. ૮ કાશીમાં રાજા કરણ રાજ્ય કરતો હતો. ૯ આબુનું તથા પાલણપુરનું રાજ્ય પરમાર રજપુતોનું હતું. ૧૦ અજમેરમાં ચૌહાણ રજપુતોનું રાજ્ય હતું. આ રાજ્યનો વંશજ પૃથ્વીરાજ તે વખતે દીલ્હીની ગાદીયે બેઠો હતો. ૧૧ ચાંપાનેરથી રાવલ રજપુત ઉમરાળે આવ્યા. રાજાના ફટાયાના વંશજે હતા તે ગોહેલવાડમાં આવ્યા તેથી ગોહેલ રજપુત કહેવાણા. ૧૨ પાટડી અને ઝુંવાલ મુલક ઝાલા જાતના રાણા રજપુતના તાબામાં હતો. ૧૩ બરડો દેશ રાણા તે જેઠવા વંશના રજપુતના હાથમાં હતો. ૧૪ ઓખામંડળ દેશ તે વાઘેલા રજપુતના હાથમાં હતું. ૧૫ કનોજમાં રાઠોડ રજપુતોનું રાજ હતું. ૧૬ વાઘેલ ગામના સોલંકી ગરાસીઆને ગામની છાપ પડી ત્યાંથી વાઘેલા કહેવાણા. જાડાના જાડેજા કહેવાણા. રાદ્યપટના રાયજાદા કહેવાણા. મોડજીના મોડ કહેવાણા. દેવાજીના દેવા કહેવાણા. રવાજીના રવાણી કહેવાણા. ભુજના જામ બાદશાહ ખીતાબથી રાહા કહેવાણા. ખંઢેરા ગરાસની છાપે ખંઢેરીયા કહેવાણા. ઝાલાવાડમાં આવ્યા ત્યાંથી ઝાલા કહેવાણા. રાહાપટમાં શરવા ૮૪ ગરાશ મળ્યો ત્યાંથી સરવૈયા છાપ ગીરાશની પડી. હોથીજીના હોથી કહેવાણા. નગરમાં રાવળજી મહા જોરાવર તે જામ કહેવાયા.

# સોલંકી વંશના રાજા

સોલંકી વંશમાં ચોથી પેઢીએ કલ્યાણીના ભુવડ રાજાની ચોથી પેઢીયે રાજા ભુવનાદિત્ય થયો તેને ત્રણ પુત્ર. રાજ, બીજ અને દંડક. આ ત્રણે જણ પાટણ સોમનાથની જાત્રાએ ગયેલ તે ત્યાંથી પાછા ફરતા સામતસિંહના દરબારમાં આવી ઉતર્યા. સામતસિંહે રોક્યા અને પોતાની બેન લીલાદેવી રાજને પરણાવી. રાજ ત્યાં રહયો. લીલાદેવીને ગર્ભ રહયો. પ્રસવ વખતે લીલાદેવી ગુજરી ગઇ તેના ગર્ભસ્થાનમાંથી જીવતો પુત્ર કાઢી લીધો. તે વખતે મૂળ નક્ષત્ર હતું તેથી તેનું નામ મૂળરાજ પાડ્યું. તેને સામતસિંહે દત્તક કરી રાજ્યાધિકાર આપ્યો અને પોતાની પાસે રાખ્યો હતો.

મૂળરાજ સંવત ૯૪૨માં ગાદીયે બેઠો સંવત ૯૯૭ સુધી ૫૫ વર્ષ રાજ્ય કર્યું તે પછી પોતે વાનપ્રસ્થ થયો અને તેનો દીકરો ચામુંડરાય ગાદીએ બેઠો.

ચામુંડરાય સને ૯૯૭માં ગાદીએ બેઠો. સંવત ૧૦૦૯માં ગુજરી ગયો ૧૨ વર્ષ રાજ્ય કર્યું. આ રાજાના વખતમાં ગિઝનીના બાદશાહ મહમદ ગીઝનીએ ૧૧મી વાર હિંદુસ્થાન પર ચડાઇ કરી હતી. ત્યાંથી હિંદુસ્તાનમાં મ્લેચ્છ લોકોનો પગ થયો.

ચામુંડરાય પછી દુર્લભદેવ સંવત ૧૦૧૦માં ગાદીએ બેઠો સવત ૧૦૧૮માં આઠ વરસ રાજ્ય કરી વાનપ્રસ્થ થયો અને પોતાના ભાઇ નાગરાજના દીકરા ભીમદેવને રાજ્ય સોંપ્યું.

ભીમદેવ સંવત ૧૦૧૮માં ગાદીએ બેઠો. ૫૪ વર્ષ રાજ્ય કરી સંવત ૧૦૭૨ની સાલમાં કરણને રાજ સોંપી પોતે વાનપ્રસ્થ થયો ગયો. આ ભીમદેવના વખતમાં સંવત ૧૫૨૦ની

સાલમાં ફરીને મહમદ ગીઝની હીંદુસ્તાન ઉપર ચઢાઇ કરી આવ્યો સૌરાષ્ટ્ર દેશમાં પાટણ આવી સોમનાથ મહાદેવનું દેરૂં પાડી નાખ્યું. શીવનું લીંગ ત્રોડી કટકા કર્યા અને તેમાંથી કરોડોનું દ્રવ્ય લઇ લીધું અને પાછો સ્વદેશ ગયો., ભીમદેવે કચ્છ અને સિંધ લઇ લીધું તેમાં તે વખત કચ્છમાં જાટ અને સિંધમા જાડેજા રજપુતોનાં થાણા રાખી તેને જાગીર-માં આપ્યાં હતાં. જાડેજા શમોઇમાં રહ્યા અને હૈદરાબાદ બલોચને સોંપ્યું હતું.

રાજા કરણ સંવત ૧૦૭૨માં ગાદીએ બેઠો ૧૨ વર્ષ રાજ્ય કર્યું અને સંવત ૧૦૮૪-માં ગુજરી ગયો તે પછી તેનો દીકરો સિધરાજ જયસિંહ ગાદીએ બેઠો.

સિધરાજ જયસિંહ સવત ૧૦૮૪માં ગાદીએ બેઠો ૫૦ વર્ષ રાજ્ય કર્યું અને સંવત ૧૧૩૪માં રાજ્ય છોડી ઇશ્વરભજન કરવા સિધપુર ગયો અને સંવત ૧૧૪૩માં ગુજરી ગયો. આ રાજાએ કરેલાં કામની વિગત

જગે જગે વાવ કુવા તળાવો દહેરાં દેવસ્થાન સિદ્ધપુરમાં રૂદ્રમાલ વગેરે ઘણી ઘણી કોરણીદાર અને નકસીદાર ઇમારતો બંધાવી.
માલવા સોરઠ બંગાલા કચ્છ કનોજ કરણાટકથી તે હિમાલય સુધી ૨૨૦ રજાઓને જીતી તેના ઉપર ખંડણી બેસારી.

રાણકદેવીથી પોતે સગાઇ કરેલ તેને રાહખેંગાર પરણી ગયો તેથી ફોજ લઇ જુનાગઢ જઇ રાહખેંગારને મારી જુનાગઢનુ રાજ્ય લીધું અને ચાંપાના વંશમાંનો સજ્જન નામે પ્રધાન હતો તેને ત્યાં થાણે રાખ્યો હતો. રાણકદેવીને ત્યાંથી લઇ સિધરાજ પાછો ફર્યો. ભોગવે આવી મુકામ કર્યું ત્યાં વઢવાણ પાસે રાણકદેવી સતી થઇ.

જ્યારે મુળરાજ રાજ્ય છોડી ઇશ્વરભજન કરવા ગએલ ત્યારે કાશીથી પંડીતોને તેડાવી મીંહપુર કિલ્લે સીહોર તથા સીધપુરને લગતાં ઘણા ગામો બ્રાહ્મણોને ખેરાત આપ્યાં હતાં તેને નવેસર પટા કરી આપ્યા અને પોતે ભાલનાં ૧૦૦ ગામ બ્રાહ્મણોને નવાં ખેરાત આપ્યાં

નવ વર્ષ વાનપ્રસ્થ રહી છેવટ સંવત ૧૧૪૩માં ગુજરી ગયો તે પછી કુમાળપાળ ગાદીએ બેઠો.

કુમાળપાળને છોકરુ હતુ નહિ તેથી ભીમદેવના બીજા દીકરા રાજના દીકરા દેવપ્રસાદનો દીકરો કુમારપાળ સંવત ૧૧૪૩માં ગાદીએ બેઠો ત્યારે તે પચાસ વરસની ઉમરનો હતો.

આ કુમાળપાળે શેત્રુંજા અને તારગા ડુંગર ઉપર જૈન ધર્મમાં દહેરાં બંધાવ્યાં. સોમ-નાથનુ દેહેરૂ સમરાવ્યું. આ કુમારપાળે ૩૧ વરસ રાજ્ય કર્યું પછી તેના ભાઇ મહીપાળને દીકરે અજયપાળે તેને ઝેર દઇ મારી સવત ૧૧૭૪માં પોતે રાજગાદીએ બેઠો.

અજમપાળ સંવત ૧૧૭૪માં ગાદીયે બેઠો ૩ વરસ રાજ્ય કર્યું અને તે પછી સંવત ૧૧૭૯માં ગુજરી ગયો પછી તેનો દીકરો મૂળરાજ ગાદીયે બેઠો.

મુળરાજ નાની ઉમરમાજ સવત ૧૧૭૭મા ગાદીયે બેઠો બે વરસ રાજ્ય કર્યુ અને સવત ૧૧૭૯મા ગુજરી ગયો મૂળરાજ ન્હાનો હતો તેથી રાજ્યકારભાર ભીમદેવ ચલાવતો હતો તેથી તેજ ગાદીએ બેઠો તેનુ બીજુ નામ લખુમવદેવ હતુ

ભીમદેવ અથવા લખુમવ દેવ સવત ૧૧૭૯માં ગાદીએ બેઠો આ સોલકી વશમા છેલ્લો રાજા થયો

દીલ્હીમા રાજા અનગપાળ રાજ્ય કરતો હતો તેને પેટ દીકરો ન હતો અને બે દીકરી હતી તેમા એક કનોજ અને એક અજમેરના ચોહાણ સોમેશ્વરને પરણાવી હતી આ સામેશ્વરને દીકરો [1]પૃથ્વીરાજ થયો તેથી અનગપાળે તેને દત્તક કરી દીલ્હીની ગાદીએ બેસાડયો ત્યારથી પૃથ્વીરાજ ચૌહાણ દીલ્હીનો રાજા થયો.

આબુના રાજા જેતસી પરમારની દીકરીનુ ભીમદેવે માગું કર્યું તેને પૃથ્વીરાજ પરણી ગયો તેથી ભીમદેવે અજમેર ઉપર ચડાઇ કરી પૃથ્વીરાજના બાપ સામેશ્વરને મર્યો તેનુ વેર લેવા પૃથ્વીરાજ દીલ્હીથી ફોજ લઇ ગુજરાત આવ્યો અને ભીમદેવ સાથે લડાઇ કરી ભીમદેવને જીતી પાછો દીલ્હી ગયો

આ પૃથ્વીરાજે કનોજના રાણાની દીકરી સયુકતાને હરી જઇ મહાભારત લડાઇ કરી જેનો કવી ચેદાએ પૃથુરાજ રાસો કરીને ગ્રથ બાધ્યો છે

સવત ૧૧૯૧ ની સાલમા શાહબુદીને મહમદ ગોરીને હીંદુસ્તાનમા મોકલ્યો તેની સાથે ભીમદેવે લડાઇ કરી દેશમાથી હાકી કાઢયો બે વર્ષ પછી સવત ૧૧૯૩ મા ફરીને મહમદ ગોરી હીંદુસ્તાનમાં આવ્યો. ચીતોડનો રાજા સમરસિંહ તથા દીલ્હીનો રાજા પૃથુરાજ ચોહાણ સરસ્વતી નદીને તીરે તેમના સાથે લડાઈ થઇ તેમા ચિતોડનો રાજા મરાણો પૃથુરાજ જીવતો હાથ આવ્યો પછી તેને હાર મારી નાખ્યો અને ત્યાથી મહમદ ગોરી પાછો ફર્યો અને કુતુબુદીન કરીને એક ગુલામ સરદાર હતો તેને ફોજ આપી દીલ્હી તરફ મોકલ્યો તેણે પહેલા મીરતનો કિલ્લો લીધો અને ત્યા રહ્યો થોડા માસ પછી દીલ્હી જઇ બેઠો અને દીલ્હીનુ રાજ્ય હાથ કર્યું ત્યારથી દીલ્હીમા મુસલમાની બાદશાહી થઇ

સવત ૧૧૯૪મા મહમદ ગોરી ફરીને હિંદુસ્તાનમા આવ્યો કનોજના રાજા સાથે લડાઇ કરી રાઠોડ જયચદને મારી કાઢી કનોજનુ રાજ્ય લીધુ પછી જયચદ નદીમા જઇ ડુબી મુવો અને તેના દીકરાઓ મારવાડમા આવી જોધપુરનુ રાજ્ય હાથ કરી મારવાડમા રહ્યા

આ પછી દીલ્હીથી કુતુબુદીન બે વખત ગુજરાતમા આવેલ પણ તેનુ કાંઈ ફાવ્યુ નહિ તેથી શાહબુદીનની વતી દીલ્હીમા રહી સાનુ રાજ્ય ચલાવતો હતો

સૌરાષ્ટ્ર ગુજરાતનો રાજા ભીમદેવ સવત ૧૨૨૫ મા ગુજરી ગયો તેને પેટ છોરૂ નહિ હતુ

1 આને પૃથુરાજ પણ કહેતા.

તેથી તેનું રાજ્ય વાઘેલા વંશમાં ગયું. સોલંકી વંશના હાથમાં ૨૫૦ વર્ષ રાજ રહ્યું હતું.

# વાઘેલા વંશ.

કુમારપાળના વખતમાં સોલંકી વંશમાં લવણપ્રસાદ જન્મ્યો હતો તેને ગરાસમાં વાઘેલ ગામનું પરગણું આપ્યું હતું તેથી અને ત્યાં જઇ રહ્યો હતો તેથી તેની અટક વાઘેલા કેવાણી. આ લવણપ્રસાદને મદનરાણી નામની સ્ત્રી હતી તેનાથી વીરધવળ નામે દીકરો થયો તેણે પોતાનો ઘણોક ગરાસ વધાર્યો હતો અને મહા પરાક્રમી હતો તેનું નામ અનવલ મૂળદેવ કેવાયું.

અનવલ મૂળદેવ સંવત ૧૨૨૫માં ગાદીએ બેઠો ૧૨ વર્ષ રાજ્ય કર્યું અને સંવત ૧૨૩૭માં ગુજરી ગયો તે પછી વિશળદેવ ગાદીએ બેઠો.

વિશળદેવ સંવત ૧૨૩૭ માં ગાદીએ બેઠો ૩૪ વર્ષ રાજ્ય કર્યું. સંવત ૧૨૭૧ મા ગુજરી ગયો. આ રાજાએ વિશલનગર અને વીજાપોર વસાવ્યાં. ડભોઇનો કિલ્લો બાંધ્યો. સોમનાથ મહાદેવ વગેરે દહેરાં સમરાવ્યાં. આ રાજા મહાલોમાં મુસલમાન અમલદારો રાખતો હતો.

ભીમદેવ સંવત ૧૨૭૧માં ગાદીએ બેઠો ૪૨ વર્ષ રાજ્ય કર્યું સંવત ૧૩૧૩માં ગુજરી ગયો. તે પછી અર્જુનદેવ સંવત ૧૩૧૩માં ગાદીએ બેઠો ૧૦ વર્ષ રાજ્ય કરી સંવત ૧૩૨૩માં ગુજરી ગયો તે પછી સારંગદેવ સંવત ૧૩૨૩માં ગાદીએ બેઠો. ૨૧ વર્ષ રાજ્ય કરી સંવત ૧૩૪૪માં ગુજરી ગયો. તે પછી રાજા કરણ સંવત ૧૩૪૪માં ગાદીએ બેઠો ૬ વરસ રાજ્ય કર્યું. તેને પેટ દીકરો ન હતો. આ રાજાના વખતમાં દીલ્હીના બાદશાહ અલાઉદીનના સુબા અલીફખાન ગુજરાતમાં આવી સંવત ૧૩૫૦ની સાલમાં રાજા કરણના હાથમાંથી ગુજરાતનું રાજ્ય છોડાવી લઇ દીલ્હીના બાદશાહને તાબે કર્યું. તેનું કારણ એ બન્યુકે રાજા કરણ પાસે કેશવ માધવ એ ભાઇ નાગર પ્રધાન હતા. તેમાંના માધવે વઢવાણમાં વાવ બાંધી છે તે માધવવાવ કહેવાય છે. આ માધવની સ્ત્રી પદ્મિની હતી તે રાજા કરણે જબરાઇથી લઇ પોતાના ઘરમાં રાખી. કેશવ બોલવા ગયો તેને મારી નાખ્યો. તેથી માધવ દીલ્હી જઇ અલાઉદીનને મળ્યો. ૩૬૦ ઘોડાં નજર કર્યાં તેથી ગુજરાતના રાજાનું પ્રધાનવટું લઇ અલાઉદીનના ભાઇ અલીફખાન સાથે ૧૦૦૦૦૦ એક લાખ સ્વાર, ૧૫૦૦ પંદરસો હાથી, ૨૦૦૦૦ વીસ હજાર પાળાની ફોજ લઇ ગુજરાત આવ્યો, રાજા કરણ સાથે લડાઇ થઇ. કરણ પોતે જાતે તથા એક દીકરી દેવળદેવીને લઇ ભાગ્યો. બાકીનાં બાયડી છોકરાં માલ મિલકત અલીફખાનના હાથમાં આવ્યાં તેમાં કરણની સ્ત્રી કૈલાદેવી અતિ સ્વરૂપવાન હતી તેને દીલ્હી મોકલી દીધી. તેને અલાઉદીને પોતાના ઘરમાં બેસારી આ પછી અલીફખાને ખંભાત લીધું તેમાં એક શ્રીમંતનો ગુલામ ખુબસુરત અને ચંચલ હતો તે લઇ બાદશાહ પાસે મોકલી દીધો. બાર માસ બાદશાહની નોકરી બજાવી. બાદશાહને મન ભાવી ગયો. તેથી તેનું નામ મલેક કાફુરખાં ઠરાવ્યું.

આ પછી અલીફખાન પાટણ જઈ સોમનાથના દેરામાં નવું લિંગ બેસાડેલ હતું તે તોડીને આખા ગુજરાતને દિલ્હીની તાબે લીધું હતું

સંવત ૧૩૫૨ માં મલેક મફરુન સામગી ફોજ આપી દક્ષિણ જીતવા મોકલ્યો તે વખત કૈવાદેવીએ બાદશાહને કહ્યું કે મારી એક દીકરી દેવળદેવી મને બહુ પ્યારી છે અને તે મારી પહેલી છે અને તેના બાપ પાસે છે તે મને તેડાવી આપો તેથી તેને હાથ કરી મોકલવા અલીફખાનને તેમજ મલેક કાફુરને પણ ભલામણ દીધી તે ઉપરથી દેવગઢનો રાજા શંકરદેવ એ કુંવરીને બાગલાણથી લઈ જતો હતો એ પાસેથી અલીફખાને ઉપાડી લઈ દિલ્હી મોકલી દીધી તે દેવળદેવીને બાદશાહે પોતાના દિકરા ખીજરખાનને પરણાવી

એ રીતે વાઘેલા વંશમાં કેટલાક નબળા હાથમાંથી સૌરાષ્ટ્ર ગુજરાતનું રાજ છુટી ગયું અને હિંદુ રાજ્યનો અસ્ત થયો

સાનના તરામાં ચોથા રાવ ત અરજુનદેવે પોતાના ફગાયાભાઈને સ ધારનું ચોરાની સંવત ૧૩૨૮ની સાનમાં આપ્યું હતું તેના વંશજોએ સંવત ૧૬૭૧ સુધી સધારનું રાજ્ય કર્યું અને તે પછી આ રાજ જાડેજા વિભાજીના હાથમાં ગયું એ પ્રમાણે હિંદુ રાજાઓના હાથમાંથી સૌરાષ્ટ્ર ગુજરાતનું રાજ્ય ગયું ]

# મુસલમાનોનો અમલ.

ઈ સ ૭૧૪માં મહમદબિન કાસમે વલ્લભીપુર અને અણહિલવાડ પાટણના અને મહમદગજનીએ સોમનાથ મથુરા કનોજ વગેરે શહેરોને જે હેરાન કર્યો છે તેથી જણાય છે કે તે વખતે હિંદુસ્તાનમાં મોટા મોટા શહેરો દુનીઆના કોઈપણ શહેર કરતા આબાદ ઉદ્યોગી અને ધનાઢ્ય હતા પણ મુસલમાન બાદશાહો જ્યાં પહોંચ્યા ત્યાં સુમસામ જેવી હાલત તે તે સ્થાનની બનાવી દીધી દુનીઆના બીજા દેશો પોતાની આબાદી તથા ઉદ્યોગમાં આગળ વધતા ગયા અને મુસલમાનો તથા તેનાથી દમાએલી પ્રજા જ્યાંની ત્યાં રહી અને ક્રમે ક્રમે ઘસાતી ચાલી મુસલમાનોએ તો એજ પોતાનું કર્તવ્ય માન્યું હતું કે હિંદુઓને ગુલામ બનાવવા તેમાંથી ખરાબનું મુસલમાન કરવા ન થાય તેની તન તોડી મહેનત તેના મૂર્તિઓ ભાંગવી

ઇતિહાસ બતાવે છે કે મહમદબિન કાસમે સિંધમાં રાજા દાહીરનો કબજો કર્યો ત્યારે ૩૦ ત્રીશ હજાર માણસોને કેદ કર્યા તેમાં હિંદુ રાજાના સગાના માથા સાથે ૭ હજાર માણસોને બગદાદમાં ખલિફાની પાસે મોકલી દીધા ખલીફે કેટલાકને વેંચી નાખ્યા, ઇનામમાં દીધા અને રાજાની ભાણેજ જેસિયાને પોતાના ભત્રીજાને હવાલે કરી ઉપરાંત મહમદ બીન કાસમને સિંધ લખી જણાવ્યું કે કાફર હિંદુઓને માફી કદી પણ આપવી નહી બધાને કાપી નાખો માત્ર એ લોકોને જીવતા રાખો કે જે મોટા દરજ્જાના હોય

મહમદે તેમજ કર્યું ૩ દિવસ સુધી કતલ કરાવી મદિરોને ઠેકાણે મસીદો કરી કેદ કરેલા ને ગુલામ બનાવ્યા હિંદુઓની વહુ દીકરીયુ અને બાળકોને લોકો કે ગુલામ બનાવી દીધા

મહમદબિન કાસમે બ્રહ્મનાબાદ હાથ કર્યું ત્યારે ૬૬ હજાર માણસોની કતલ કરી ૩૦ વિશ હજારને કેદ કર્યા તેમા રાજાની ૨ કુવરીઓ હતી તે ખલીફાની ઇચ્છાને આધીન ન થઇ તે ગુન્હા બદલ ખલીફે બન્ને કુવરીઓના હાથ કાપી દિવાલમા ચણાવી દીધી આ સબધે મીર મહમદ માસુમ લખે છે કે "બેઉ કુવરીઓને ઘોડાના પગાણુ સાથે દોરડાથી બાધી આખા શહેરમા ઢસરડી અને પછી દજલા નદીમા તેની લાસને ફેકાવી દીધી" સિંધના ભાટીયા અને લુહાણા લોકો માટે મુસલમાન રાજાઓનો એવો હુકમ હતો કે તેઓ સારા કપડા ન પહેરે ઘોડા પર સ્વાર ન થાય પગમા જોડા ન પહેરે અને તેની જાતનો જે કોઇ ચોરી કરે તેના બાળ બચ્ચાને અગ્નિમાં બાળી નાખવા અને કોઇ પણ હિંદુ પોતાની ખોરાકી પુરતુ રાખી બાકીના પૈસા બાદશાહને આપી દીરે

તાજુમ આસીરનો મુસન્નિફ લખે છે કે કુતુબુદ્દીને જ્યારે મેરઠ કબજે કર્યું ત્યારે તમામ મદિરોની મસીદો બનાવી દીધી જેણે મુસલમાન ધર્મ કબુલ ન કર્યો તે બધાની કતલ કરી તેણે કાલીજર લીધુ ત્યારે તમામ મદિરોની મસીદો બનાવી અને પચાસ હજાર હિંદુઓને ગુલામ બનાવી ઉપાડી ગયો **બખતીયાર ખીલજીએ** જ્યારે બિહાર કબજે કર્યું ત્યારે મોટો બ્રાહ્મણોની કતલ કરી ત્યા એક મહોટુ પુસ્તકાલય મળ્યુ, તેને વાચી શકે એવો એક પણ બ્રાહ્મણ બાકી ન રહ્યો **જલાલુદ્દીન ફિરોજ ખીલજીએ** જિનસામાથી હિંદુઓના પ્રાચીન દેવોની મૂર્તિઓ મગાવી પોતાના કિલ્લાના દરવાજામા નખાવી કે જેને કચરીને હિંદુ મુસલમાનો જઇ શકે

**અલાઉદ્દીન ખીલજી** ખભાત તરફ ફોજ સાથે ગયો ત્યારે પથ્થર હૃદયનો બની ધર્મને નામે ભયકર કતલ ચલાવી સોનુ ચાદી હીરા માણેક મોતી પન્ના વગેરે કરોડો રૂપીયાની મિલકત લુટમા એટલી બધી લઇ ગયો કે તે વર્ણવી ન જાય ૨૦ વિશ હજાર સુદર સ્ત્રીઓને કેદ કરી પોતાની દાસીઓ બનાવી તે ઉપરાત હજારો છોકરીઓ છોકરાને ઉપાડી ગયો અલાઉદ્દીન ઘણો જાલીમ બાદશાહ હતો કતલ કરવી, બાળી નાખવુ એ તેને રમત વાત હતી જો કોઇ હિંદુએ ઓછા તોલમા વસ્તુ આપી છે એમ જાણે તો તેટલુ માસ તેના શરીરમાથી કપાવવાનો તેનો હુકમ હતો અલાઉદ્દીનના વખતમા કોઇ હિંદુ પૈસાદાર ન થઇ શકતો ખાવા જેટલુ રાખી બાકી બધા પૈસા બાદશાને આપવાનો હુકમ હતો સારા આબરૂદાર અને શ્રીમતોની સ્ત્રીઓ મજુરી કરી પેટ ભરતી

**ફિરોજશાહ** બાદશાહ નજીવા ગુન્હા બદલ અગ્નિમા બાળી નાખતો કરવતથી ચીરી નાખતો આખો કાઢી નાખતો હથોડીથી હાડકા ભાગી નાખતો હાથ પગના પજામા લોઢાની મેખો મરાવતો જીવતા ચામડી ઉતરડાવતો એ બધી તો તેને રમત વાત હતી નગરકોટ (કાગડા) તાબે કર્યું ત્યારે મૂર્તિઓને તોડી તેના ટુકડાને ગૌમાસ સાથે મેળવી તુબડાઓમા ભરી બ્રાહ્મણ પુજારીઓના ગળામા લટકાવી બધી બજારોમા ફેરવ્યા કોઇ પણ હિંદુ મૂર્તિની પૂજા ન કરી શકતો એક વખત તેને ખબર પડી કે દિલ્હીમા એક બ્રાહ્મણ મૂર્તિની પૂજા

-ર છે અને તહેવારના દિવસોમા બીજા હિંદુઓને પોતાને ત્યા બોલાવે છે તુરત મૂર્તિ સ થ બ્રાહ્મણને બોલાવો અને મુસલમાન થવા ફરમાવ્યુ બ્રાહ્મણ નાકબુલ થયો એટલે તે ના હાથ પગ બાંધી બગડેલી ચિતામા મૂર્તિ સાથે જીવતો બાળી નાખ્યો આવી રીતે તેણે ૫૧૮ ૨કાણે હિંદુ અને બુદ્ધ મંદિરોને તોડી નાખ્યા મૂર્તિઓ બાળી કે ભાગી નાખી અને પૂજારીઓને જીવતા બાળ્યા કે કતલ કર્યા જેસલમીરમા ૧૨૯૫૬ ના મુસલમાનોના હુમલા વખતે પોતાના શીયળની રક્ષા માટે ૨૪ હજાર સ્ત્રીઓએ અને ફિરોજશાહના હુ-મલા વખતે ૧૬ હજાર સ્ત્રીઓએ આત્મહત્યા કરી હતી કારણ પોતાને ભ્રષ્ટ અને ગુલામ બનાવી દેવાની તે સ્ત્રીઓને ધાસ્તી હતી

**તૈમુર** પોતાના હાથે લખેલી મલફુઝાતમા લખે છે કે "મેં હુકમ આપ્યો કે દેવપુરના ૫૦૦ કુટુંબને શિક્ષા કરવી તેના બાળ બચ્ચા સ્ત્રીને ગુલામ બનાવવા ભટનેર શહેર પાસેથી દર વસુલ કરવા મેં ફોજ મોકલી સીપાઈઓ કિલ્લા પર ચડી ગયા હિંદુ કાફર લોકો પોતાના મકાનોમા કમાડ બંધ કરી પેઠી ગયા તેના બાળબચ્ચા સ્ત્રીને મકાન સાથે બાળી નાખ્યા જે બચ્યા તેની મારા સીપાઈઓએ કતલ કરી એક કલાકમા દસ હજાર હિંદુ કાફરોના માથા ધડથી જુદા કર્યા મારુ લશ્કર દિલ્હી નજીક પહોચ્યુ ત્યારે મેં હુકમ આપ્યો કે જે મળે તેને લુટવા અને કતલ કરવી જમના નદી ઉતરી મેં લોણીનો કિલ્લો ઘેર્યો રજપુતો ખુબ લડ્યા છેવટે બચવાની આશા ન રહી ત્યારે પોતાના બાળબચ્ચાના બુરા હાલ દુશ્મન લોકો કરશે એવી ખાત્રી હોવાથી મકાનમા બંધ કરી બાળી નાખ્યા રજપુતોને અને પ્રજાને કતલ કર્યા બાકીના હજારોને કેદ કર્યા બીજે દિવસે મેં હુકમ દીધો કે મુસલમાનોને જુદા કરી બાકીના બધાની તલવારથી કતલ કરો તેમ કરવામા આવ્યુ સય્યદ શેખ અને ઉલમાના મકાન સિવાય તમામ મકાન લુટ્યા ૧૫ હજાર તુર્કોએ ગુરુવારે દિલ્હી લુટ્યુ અને શુક્રવારે આખી ફોજના તમામ સિપાઈઓ શહેરમા ઘુસી ગયા લુટવુ કતલ કરવી એ સિવાય તેઓનુ બીજુ કામ ન હોતુ , ૫૬૨ દી દિલ્હીમા રહેલો આજ સુધીમા મેં લાખો કાફરોની કતલ કરી હજી મારે તેજ કામ ચાલુ રાખવુ જોઈએ એમ વિચારી મેરઠ પર ચડાઈ કરી મારા સિપાઈઓએ તમામ પુરુષોની કતલ કરી તેનો માલ અસબાબ લુટી લઈ તેના બાયડી છોકરાને કેદ કર્યા" તૈમુરે જમુના ગંગાને કેદ કરી તેને મુસલમાન કરી ગુલામ બનાવ્યુ હતુ

**બાબરે** સારો બાદશાહ કહેવાયો છે પણ તે લડાઈમા ચડતો ત્યારે શકુન જોવા માટે બજારો બાળતો હતો તે લડાઈમા જે કેદીઓને હાથ કરતો તેની કતલ પોતાના તખ્તની સામેજ કરતો એક એક લડાઈમા ખુન અને લાશોથી જમીન એટલી બધી ભરાઈ જતી હતી કે ત્રણ ત્રણ વખત તખ્તની જગા ફેરવવી પડતી હતી

**અકબરના** વખતમા પ્રથમના બાદશાહો જેવી કતલ નહોતી થઈ પણ તેના સુબા ઓએ ઘણે ઠેકાણે કતલો ચલાવી હતી લુટો કરી હતી અને મંદિરો મૂર્તિઓ તોડી હતી સિંધ અમરકોટના રાણા સિંદરાજની ગાદી, તેનો દિકરો કિસનસિંહ જ્યા અબુલકાસીમને

આપી તે હાથ કરતી વખતે તેણે મંદિરો તોડ્યાં. ઇસલામનું દીન પોકાર્યું. શાહબુદ્દીને મુલતાન લીધું ત્યારે ૭ થી ૭૦ વર્ષ સુધીના માણસોને કેદ કર્યા શહેર લુંટયું અને સંખ્યા બંધ માણસોની કતલ કરી હતી. તોપણ એકંદર અકબરની કારકીર્દી જુલ્મી કે રાક્ષસી ન હોતી એટલું ખરૂં અને હિંદુ પ્રજા ઉપર તેને આગલા કોઇ પણ બાદશાહ જેવું વેર ઝેર ન હતું.

મુસલમાની અમલે પ્રાચીન હજારો વર્ષની જે જે કારીગિરી હતી, કુદરતી દેખાવો હતા, અમૂલ્ય પુસ્તકો શાસ્ત્રો હતાં તે બધાં નષ્ટ કરી નાખ્યાં, ને વિરાટ નગર કનોજ કે જેમાં ત્રીશ હજાર તો તંબોળિયોની દુકાનો હતી તે જમીનદોસ્ત કરી નાખ્યું. મથુરાના એક મહાન દેવળની તારીફ મહમદ ગીજની પોતે કરે છે કે "અગર કોઇ આવું દેવળ બનાવવા ઇચ્છે તો દસ કરોડ સોનામહોર ખરચ્યા છતાં પણ નહીં અને અથવા લાયક અને હુશીયાર કારીગરો મળી આવે તો આવું દેવળ બનાવતાં ૨૦૦ બસો વર્ષ લાગશે. એ દેવળનાં વખાણ કલમથી થઇ શકતાં નથી તેની છબી ઉતારી શકાય એમ નથી" એ ભવ્યદેવળને મહમદ ગીજનીયે પાડી ભાંગી બાળી જમીન દોસ્ત કરી દીધું તે એટલા વાસ્તે કે તે કાફર હિંદુઓની કારીગિરી હતી અને તેમાં તેની મૂર્તિઓ હતી. એ ભિલસાનું ભવ્ય મંદિર ! કે જેનો ૧૦૫ ગજનો ઘુમટ ૩૦૦ ત્રણસો વર્ષે બન્યો હતો ને મંદિરને સમસુદીન અલતિમશે તોડી નાખ્યું. શું થયું એ દક્ષિણના સિવાલયનું? જેની છતમાં માણેક અને પન્ના જડેલાં હતાં. મલીક કાફુરે તે લુંટયું અને તોડયું. તે બાબતમાં અમીરખુશરો લખે છે કે "એ વિશાળ મંદિર એટલે હિંદુઓનું આ જગતમાં સ્વર્ગજ કહી શકાય". મંદીર તોડી પૂજારિઓનાં માથા કાપ્યાં. લોહીની નદીઓ વહી. મહાદેવની તુટેલી મૂર્તિઓને મુસલમાનોના ઘોડાની લાતો વાગી. આ જુલ્મોનું વર્ણન શું લખવું? હિંદુઓના-આર્યોના દેશમાં મ્લેચ્છોને આવવાનો, કતલ કરવાનો, લુંટવાનો અને હિંદુઓની પાયમાલી કરવાનો શું હક હતો? એ પ્રાચીન ભયંકર દૃશ્ય નજર આગળ રાખી હિંદુઓ હૃદય હોય તો આપણા તે ધર્મ માટે દેશ માટે કપાઇ મરેલા હાએ આર્યબંધુઓ બહેનો અને ભાઇઓ માટે અશ્રુઓથી નીવાપાંજલિ આપજો. લખવું અઘરૂં જાય છે. કલમ ચાલતી નથી. આ પ્રમાણે મુસલમાની અમલ ચાલુ રહ્યો અને અસ્ત થયો.

## ગોરી વંશ.

ગિઝનીમાં મહમદશાહ ગિઝની રાજ્ય કરતો હતો. આ મહમદ ગિઝની સંવત ૧૦૮૫ની સાલમાં ગુજરાતમાં આવેલ પણ ગુજરાતનું રાજ્ય તેના હાથમાં આવ્યું ન હોતું. આ બાદશાહના વંશવાળાના હાથમાંથી મહમદ ગોરીએ અથવા શાહબુદીન ગોરીએ ગિઝનીનું રાજ્ય લઇ લીધું હતું. ત્યારથી ગિઝનીનો બાદશાહ શાહબુદીન થયો. આ શાહબુદીન ગુજરાતમાં ભીમદેવના વખતમાં બે વાર આવી ગયો. તેમાં બીજે ફેરે દિલ્લીના રાજા પૃથુરાજ ચૌહાણને મારી સંવત ૧૧૯૪માં દિલ્હીનું રાજ્ય હાથ કરી તેમાં શાહબુદીને પોતાની વતી કુતુબુદીન નામે એક ગુલામ હતો તેને સુબો ઠરાવી દિલ્હીમાં રાખી સ્વદેશ ગયો હતો. શાહબુદીન સંવત ૧૨૬૩માં અપુત્ર ગુજરી ગયો. દિલ્હીના સુબા

કુતુબુદ્દીન હિંદુસ્થાનનો પોતે બાદશાહ થઈ પડ્યો. તે અપુત્ર હોવાથી અને તેના વંશનો કોઈ નહિ હતો તેથી દિલ્હીનું રાજ્ય ખિલજીવંશના હાથમાં ગયું

## ખિલજી વંશ.

કુતુબુદ્દીનના મરણ પછી જલાલુદ્દીનના હાથમાં રાજ્ય આવ્યું તે પછી કેટલેક દિવસ જલાલુદ્દીનના ભત્રીજા અલાઉદ્દીને સં. ૧૩૪૩ની સાલમાં જલાલુદ્દીનને મારી નાખી પોતે દિલ્હીનો સમ્રાટ થયો

રાજા કરણનો પ્રધાન માધવ દિલ્હી આવી અલીફખાનની ફોજ લાવી વાઘેલા વંશના કરણ રાજાના હાથમાંથી ગુજરાતનું રાજ્ય સંવત ૧૩૫૦માં લઈ દિલ્હીની બાદશાહત નીચે રાખ્યું તે આગળ કહેવાઈ ગયું છે

આ અલાઉદ્દીને મલેક કાફુરને દક્ષિણ જીતવા મોકલ્યો હતો તે જીતીને આવ્યા પછી બહુ જોર પામ્યો મલેક કાફુરે બાદશાહના કારભારી તથા તેના દિકરાને કેદમાં રાખ્યા અને અલીફખાનને ગુજરાતથી બોલાવી લીધો તે પછી આગળ ગુજરાતના રાજાએ ઉંચું માથું કર્યું વળી હમીરે મુસલમાનના હાથમાંથી ચિતોડ પાછું લીધું રામદેવના જમાઈએ દક્ષિણમાંથી મુસલમાનોને કાઢી કાઢ્યા તેટલામાં અલાઉદ્દીન સંવત ૧૩૬૩માં ગુજરી ગયો તે પછી આ કાફુરે અલાઉદ્દીનના દિકરા મુબારકશાહને મારી પોતે રાજ્ય પચાવી પાડવાનો વિચાર કર્યો પણ તે ફાવ્યો નહી અને મુબારકશાહ સંવત ૧૩૬૪માં દિલ્હીની ગાદીએ બેઠો, તે પછી ગુજરાતની સુબેદારી ઉપર મલેક કમાલુદ્દીનને ગુજરાતમાં મોકલ્યો તે મરણ પામ્યો તે પછી મલેક દીનારને મોકલ્યો સ. ૧૩૬૪ થી તે ૬૮ સુધી ઘણા સુબાનો ફેરફાર કર્યો આ પણ ગુજરાતમાં તેમજ દિલ્હીમાં ગડબડ ઉઠી તેમાં મુબારકશાહને મારી મલેક ખુશરૂ દિલ્હીની ગાદીએ ચડી બેઠો અને દેવળદેવીને પોતાના વશમાં રાખી નરીક જુલમગારથી રાજ કર્યું આ ગડબડમાં ખિલજી વંશની સમાપ્તિ થઈ અને તઘલખ વંશના હાથમાં દિલ્હીનું હિંદુસ્થાનનું અને ગુજરાત સાથે ફરીનું રાજ્ય ગયું સંવત ૧૩૬૮ પછી બે વર્ષ ખુશરૂના હાથમાં રાજ્ય રહ્યું ને સંવત ૧૩૭૦માં તઘલખ વંશ આવ્યો

## તઘલખ વંશ.

મુબારકશાહ ગુજરી ગયા પછી મલેક ખુશરૂ દિલ્હીનું રાજ્ય દબાવી બેઠો પછી અમીર ઉમરાવોએ ખુશરૂને કાઢી એક સુલતાન મહમદ તઘલખ કરીને મહા પરાક્રમી સરદાર હતો તેને દિલ્હીનો બાદશાહ ઠરાવી સંવત ૧૩૭૦માં ગાદીએ બેસાડ્યા એ વખત ગુજરાતમાં ચડાઈ કરી ફતેહ મેળવી પાછો દિલ્હી ગયો ત્યારે ગુજરાતની સુબેદારી મલેક મુકબીલને આપી રાખી ગયો પણ ગુજરાતના રાજાએ બળવો કર્યા તેથી બીજીવાર ગુજરાત આવીને જુનાગઢને ઘેરો ઘાલ્યો ગોંડળને પાદર લડાઈ થઈ તેમાં બાદશાહની હાર થઈ તેથી પાછો ફરી દિલ્હી ગયો ૫૮ વર્ષ રાજ્ય કર્યું ઘણા વર્ષ સુબાની ફેરબદલી કરી ગુજરાતમાં મોકલતો હતો પણ ફાવ્યો નહિ અને આખર સંવત ૧૪૨૮ની સાલમાં

ગુજરી ગયો તે પછી તેનો દિકરો ફિરોજશાહ ગાદીએ બેઠો.

ફીરોજશાહ ઇસ્વીસન ૧૩૭૨ સવન ૧૪૨૮મા દિલ્હીની ગાદીએ બેઠો. તેણે ફરહતુલાખાનને ગુજરાતનો સુબો ઠરાવી મોકલ્યો. તે હિંદુધર્મને લગતો રહ્યો. એટલે હિંદુ જાતિના એક સરદારને મુજફ્ફરખાન નામ ઠરાવી તેને ગુજરાતની સુબાગિરી ઉપર મોકલ્યો. તેણે ગુજરાતમા આવી રાજાને વશ કર્યો હિંદુ લોકને વટલાવી તેના ઉપર ઘણો જુલમ કર્યો અને ગુજરાતમા રાજધાની જમાવી પોતાના નામના સિક્કા પડાવ્યા. ફિરોજશાહ ૨૫ વર્ષ ગાદી ભોગવી સન ૧૩૯૭ સંવત ૧૪૫૩ની સાલમા ગુજરી ગયો તે પછી એક અમીર મુહમ્મદ ઇકબાલખાન હતો તે ગાદીએ બેઠો.

મુહમ્મદ ઇકબાલખાન સન ૧૩૯૭ સવન ૧૪૫૩ મા ગાદીએ બેઠો. તેણે ૧૦ વર્ષ દિલ્હીનુ રાજ્ય કર્યું અને તે પછી ગુજરાતથી મુજફ્ફરખાન દિલ્હી જઇ પોતે તખ્ત ઉપર ચડી બેઠો. અને મુહમ્મદ ઇકબાલખાનને મારી કાઢયો. મુજફ્ફરખાન ઇસ્વીસન ૧૪૦૭, સવન ૧૪૬૩મા ગાદીએ બેઠો. ચાર વર્ષ રાજ્ય કર્યું, અને ઇસ્વીસન ૧૪૧૧ સવન ૧૪૬૭ મા ગુજરી ગયો. તે પછી અહમદશાહ તખ્ત ઉપર બેઠો.

અહમદશા બાદશાહ ઇસ્વીસન ૧૪૧૧ સવન ૧૪૬૭ મા દિલ્હીની ગાદી ઉપર બેઠો. ૩૨ વર્ષ રાજ્ય ભોગવી ઇસ્વીસન ૧૪૪૩ સવન ૧૪૯૯ મા ગુજરી ગયો. આ બાદશાહે પોતાના વખતમા ગાદીયે બેઠા પછી ગુજરાતમા આવી ઇસ્વીસન ૧૪૧૧ સવન ૧૪૦૭ મા અમદાવાદ વસાવ્યુ અને ત્યા ગુજરાતના રાજ્યની સ્થાપના કરી, પોતે ત્યાજ રહ્યો. આ પહેલા ગુજરાતની રાજધાની પાટણમા હતી.

આ સાલમા ફિરોઝશાહે બંડ કર્યું અને ત્યાથી ભાગ્યો તે જુનાગઢ ગયો. તે પછવાડે અહમદશાહ ફોજ લઇ ગયો. જુનાગઢના રાજાને જીતી ખંડણી બેસાડી પછી પાટણ જઇ સોમનાથનું દહેરૂ લુટ્યુ. હિંદુ લોકને વટલાવવા માંડ્યા. ત્યાથી પાછો ફરી અહમદનગર વસાવ્યુ દક્ષિણ પાછુ જીતી લીધુ ડુંગરપુરમા રાવળ રાજા તથા બુંદેલખંડમા બુંદી કોટાના રાજા વગેરે ઉપર ખંડણી બેસારી પાછો અમદાવાદ આવી ગુજરી ગયો. તે પછી તેનો દિકરો મહમદશાહ ગુજરાતની ગાદીએ બેઠો. તઘલખ વંશના બાદશાહે ઘણે ભાગે ગુજરાતમાજ રહી દિલ્હીનુ રાજ્ય કર્યું છે અને દિલ્હીમા તો સુબા રાખી ત્યાંનો વહીવટ ચલાવતા. અહમદશાહ પછી કોઇ દિલ્હી ગયુ નથી.

તે પછી મહમદશાહ ઇ. ૧૪૪૩ સવત ૧૪૯૯મા ગાદીએ બેઠો. ૯ વર્ષ રાજ્ય ભોગવ્યુ ઇ. ૧૪૫૨ સવન ૧૫૦૮મા ગુજરી ગયો. આ બાદશાહ અતિ શાણો અને ઇનસાફી હતો તેના વખતમા લડાઇ થઇ નથી. આના ગુજરી ગયા પછી તેનો દિકરો કુતુબ-શાહ ગાદીએ બેઠો.

કુતુબશાહ ઇસ્વીસન ૧૪૫૨, સવન ૧૫૦૮ મા ગાદીએ બેઠો. આઠ વર્ષ રાજ્ય કર્યું અને ઇસ્વીસન ૧૪૬૦ સવન ૧૫૧૬ મા ગુજરી ગયો. આ બાદશાહના વખતમા માળવા-નો બાદશાહ ગુજરાત ઉપર ચડાઇ કરી આવ્યો. પરસ્પર લડાઇ થઇ પણ અંતે સલાહ

કરી અને હિંદુરાજાઓ સાથે લડના લાગ્યા મેવાડના રાણા કુભા સાથે લડાઇ આદરી રાણે કુભે ૮૨ શહેરોને ૩૨ કિલ્લા બાધ્યા હતા તેને પણ એ વખત હરાવ્યો હતો આ કુતુબશાહ ગુજર્યા પછી તેનો કાકો દાઉદશાહ ગાદીએ બેઠો

દાઉદશાહ ગાદીએ બેઠા પછી ઘણા અઘટિત કર્મ કરવા મડ્યો તેથી કુલ અમીર ઉમરાવ એક થઇ એક માસમાજ તેને ગાદી ઉપરથી ઉઠાડી મુકી તેના ઓરમાન ભાઇ મહમદશાહને ગાદીએ બેસાડ્યો

મહમદશાહ બેગડો ઇ ૧૪૫૯ સ ૧૫૧૫ની સાલમા દિલ્લીના તખ્ત ઉપર બેઠો પછી દિલ્લીમા સુબો રાખી પોતે તુરત ગુજરાતમા આવી રહયો પર વર્ષ રાજ્ય ભોગવી ઇસ્વીસન ૧૫૧૧ સવત ૧૫૬૭મા ગુજરી ગયો આ બાદશાહે જુનાગઢ, ચાપાનેર એ બે ગઢ જીત્યા અને પોતાને તાબે કરી ખડણી બેસારી તેથી બેગડો (બે ગઢો) કહેવાણો

તેણે સવત ૧૫૨૪ ઇસ્વીસન ૧૪૬૮ સૌરાષ્ટ્ર ઉપર ચડાઇ કરી પોરબદરના રાણાપર પોતાની ખડણી બેસારી હતી

મહમદ બેગડો ઇસ્વીસન ૧૪૭૦ સવત ૧૫૨૬મા ફરીને સૌરાષ્ટ્ર ઉપર ચડાઇ કરીને જુનાગઢ આવી રાહ માડલિકને પકડી કેદ કરી જુનાગઢમા બાદશાહી અમલદાર મુકી માડલિકને લઇ અમદાવાદ આવ્યો માડલિકને વટલાવી મુસલમાન કર્યો અને તેનુ નામ ખાનજહાન પાડ્યુ આખર માડલિક અમદાવાદમા ગુજરી ગયો તેની જગા હાલ પણ અમદાવાદમા છે જુનાગઢ પાસે એક મુસ્તફાબાદ નામે એક નવો કિલ્લો બાધ્યો અને તેમા સૈયદ અને મુસલમાની કસબાતી લોકને લાવી રાખ્યા સવત ૧૫૨૮ મા સિંધ અને કચ્છ દેશ ઉપર ચડાઇ કરી, આ બન્ને દેશ જીતી લીધા સિંધમાથી જાડેજા રાયધણજીને કાઢ્યા તે કચ્છમા આવી જાટ લોકોને કાઢી વિયરા ગામમા રહ્યા પાછા ભરતપુર જઇ ત્યાનુ રાજ્ય હાથ કરી ત્યા રહ્યા અને વનસાડના ચાચિયા લોકને વશ કર્યા

મહમદબેગડે ઇ ૧૪૮૪ સવત ૧૫૪૦ની સાલમા ચાપાનેરના નવળ કુટાયાને મારી ચાપાનેર લીધુ અને તે પછી ઉમરાજે આવી કુટાયાના વશમાના રાવત રાજાને અમદાવાદ લઇ જઇ કેદ રાખ્યા હતા પણ તે તેને આધીન રહ્યા એમને છોડ્યા તેથી પાછા ઉમરાજે ગયા તેના વશમા ભાવસગ્ચ એ ભાવનગર વસાવ્યુ ઇસ્વીસન ૧૫૦૩ સવત ૧૫૫૯ મા ફીરગી લોક ગુજરાત કાંઠે વસવા આવ્યા મહમદશાહે તુર્કસ્તાનના બાદશાહની મદદ લઇ તેને હરાવી પાછા કાઢ્યા અને પછી બીજી વાર દિવ આગળ લડાઇ થઇ તેમા પણ તે લોકોનો પરાજ્ય થયો તે પછી મહમદશાહ ગુજરી ગયો અને તેનો દિકરો મુજફરશાહ ગાદીએ બેઠો

મુજફરશાહ ઇ સ ૧૫૧૧ સવત ૧૫૬૭ મા ગાદીએ બેઠો ૧૫ વર્ષ રાજ્ય કર્યુ અને ઇ ૧૫૨૬ સવત ૧૫૮૨મા ગુજરી ગયા તે પછી તેનો દિકરો સિકદર

ગાદીએ બેઠો.

માળવાના બાદશાહ મહમદશાહનો તેના પ્રધાન મેદનીરાય દગાવેર હતો અને
નાદરશાહી બેઠેલ તેને મહમદ મુઝફ્ફરશાહની મદદ માગી મુઝફ્ફરશાહ માળવે ગયો
ને લીધો હતી રાજ્યમાંથી કાઢી મેલ્યા અને મહમદશાહને નવેસર ફરી પાછો આપ્યો
મુઝફ્ફરશાહ માળવે આવેલ નામ રજપૂતના રાણા બીમે પણ બંડ કર્યું મુઝફ્ફરશાહ પાછો
આવી ઇ ના રાજાને મારી કાઢી રાજમહેલ તથા હિંદુઓના દેવળ પાડી નાખ્યા આખ
બીમદેવ ઉપર ખાલી સેનારી ત્યાંથી પાછો આવી ગુજરી ગયો.

સિકંદરશાહ ઇસ્વીસન ૧૫૨૬ સંવત ૧૫૮૨મા ગાદીએ બેઠો એક વર્ષ રાજ્ય કરી
ઇસ્વીસન ૧૫૨૬મા ગુજરી ગયો તે પછી તેનો ભાઇ બહાદુરશાહ ઇ સ ૧૫૨૬ સ ૧૫૮૩મા
ગાદીએ બેઠો ૧૦ વર્ષ રાજ્ય કરી ઇ સ ૧૫૩ સ ૧૫ ૩મા ગુજરી ગયો તેના
રાજ્યમા માળવા લીધા ખાનદેશ અહમદનગરના રાજાઓને વશ કરી ખંપાતી
સેનારી ચિતોડગઢ જીતી લીધો દિલ્હીના બાદશાહ હુમાયુ સાથે લડવાને ફોજ મોકલી
હતી તેથી હુમાયુ ગુજરાતમા આવ્યા ત્યારે બહાદુરશાહ નાસી ગયા તે જાણ્યા હુમાયુએ
હાથ કરી એમને ત્યાંથી ભાગી ચાંપાનેરના કિલ્લામા જઇ બેઠો એમને ચાંપાનેર હુમાયુએ
લીધુ એમને ત્યાંથી ભાગી સાગરમા દીવના ટાપુમા ભરાયો તે પછી હુમાયુ ગુજરાતમા
થી પાછો ફરી આગ્રે ગયો પાછળથી બહાદુરશાહ પાછો આવી ગુજરાત લઇ લીધુ તે પછી
ફીરંગીની ફોજ આવી તે સાથે લડાઇ કરી તેમા તે મરાયા તે પછી તેનો ભત્રીજો મહમદ
ખાન ગાદીએ બેઠો.

મહમદખાન ઇ ૧૫૩૬ સંવત ૧૫૯૨મા ગુજરાતની ગાદીએ બેઠો અને તેજ
સાલમા ગુજરી ગયા મહમદશાહ બીજો ઇ ૧૫૩૬ સ ૧૫૯૨મા ગાદીએ બેઠો ૧૭ વર્ષ રાજ્ય કર્યુ
અને ઇ ૧૫૫૩ સ ૧૬૦૯મા ગુજરી ગયા આ બાદશાહે ગુજરાતની ચોથાઇની બધી જમીન
પોતાના નામામા લીધી તેથી શિરોહી ઇડર ડુંગરપુર વાંસવાડા લુણાવાડા રાજપીપળા
પાટડી અને ઝાલાવાડના રજપુત રાજાઓએ બંડ કર્યું તેમા તે ન ફાવ્યા ઝાલા પાસેથી પાટડી
વગેરે છોડાવી તેની ગુમાસ્તાગીરી સૈયદોને આપી બીજા રાજા પાછા રજુ થયા અને ઝા
લાય આવી હતર મા પોતાની રાજધાની બાંધી મહમદશાહ ગુજરી ગયો તે પછી
અહમદ શાહ ગાદીએ બેઠો.

અહમદ શાહ ઇ ૧૫૫૪ સંવત ૧૬૧૦મા ગાદીએ બેઠો ૭ વર્ષ રાજ્ય કર્યુ
અને ઇ ૧૫૬૧ સ ૧૬૧૭મા ગુજરી ગયા.

તેને પેટ સંતાન નહિ હતુ પછી એક બનાવટનો છોકરો ઉભો કરી તેનુ નામ
મુઝફ્ફરશાહ કરાવી ગાદીએ બેસાડ્યા અને અમીરો ધણી થઇ પડ્યા.

મુઝફ્ફરશાહ ઇસ્વીસન ૧૫૬૧ સંવત ૧૬૧૭મા ગાદીએ બેઠો ૧૧ વર્ષ રાજ્ય કર્યું
અને ઇસ્વીસન ૧૫૭૩ સંવત ૧૬૨૮ મા તેના હાથમાંથી ગુજરાતનુ રાજ છુટી ગયુ અને
દિલ્હીના અકબર શાહ બાદશાહના હાથમા ગયુ સારાશ અમીરોએ ઉશ્કેર કરી દેશ વેચી

લીધો હતો તેથી દિલ્હીતળે બહુ થોડો પ્રદેશ રહ્યો હતો. પરંતુ મોગલવંશી અકબરે બુદ્ધિ અને બાહુબળથી પાછી સાર્વભૌમ સત્તા સંપાદન કરી હતી.

# મોગલ વંશ

સમરકંદના બાદશાહ તૈમુરલંગ સંવત ૧૩૯૮માં મહમદ તઘલખના વખતમાં હિંદુસ્થાનમાં ચઢાઇ કરી આવેલ પણ ફાવ્યો નહિ તેથી પોતાને સ્વદેશ પાછો ગયો હતો. આ બાદશાહની સાત પેઢીમાં નીચે પ્રમાણે પુરૂષો થયા. ૧ તૈમુર. ૨ મીરનશાહ. ૩ સુલતાન મહમદ. ૪ અબુસેન. ૫ અમર. ૬ બાબર. ૭ હુમાયુ. ૮ અકબર.

**બાબર,** આ વંશના છઠ્ઠા પુરૂષ બાબર બાદશાહ ઇસ્વીસન ૧૫૨૬ સંવત ૧૫૮૨ ની સાલમાં તઘલખ વંશના બહાદુરશાહના વખતમાં હિંદુસ્થાનમાં આવી દિલ્હીમાંથી તઘલખ વંશને ઉડાડી મુકી દિલ્હી હાથ કરી તખ્ત ઉપર બેઠો. બાબરને સંવત ૧૫૮૪ની સાલમાં મેવાડના મહારાણા સાંગા, જોધપુર જયપુર વગેરેના રાજાઓ સાથે આગ્રા પાસે સિક્રિના મેદાનમાં જબરી લડાઇ થઇ તેમાં ઘણી ખુવારી પછી બાબર જીત્યો. તે પછી ચંદેરી અયોધ્યા બિહાર તને બંગાળા જીત્યું તે બાદશાહે હિંદુસ્થાનનું ૧૦ વર્ષ રાજ્ય કર્યું અને ઇસ્વીસન ૧૫૩૬ સંવત ૧૫૯૨માં ગુજરી ગયો. તે પછી હુમાયુ ગાદીયે બેઠો.

**હુમાયુ,** બાદશાહ ઇસ્વીસન ૧૫૩૬ સંવત ૧૫૯૨માં ગાદીએ બેઠો. ૨૦ વર્ષ રાજ્ય કરી ઇસ્વીસન ૧૫૫૬ સંવત ૧૬૧૨માં ગુજરી ગયો. ત્યારે સૌરાષ્ટ્ર ગુજરાતનું રાજ્ય તઘલખ વંશના હાથમાં હતું. આના વખતમાં ચુનારના શેરશાહ અને જૈનપુરના પઠાણોયે બળવા કર્યા હતા.

ગુજરાત સૌરાષ્ટ્રનો બાદશાહ બહાદુરશાહ હતો. તેણે ઇબ્રાહીમ લોદીના કાકાની મદદે જઇ હુમાયુ સામે લડાઇ કરી. તેમાં હુમાયુ જીત્યો. તે પછી ચાંપાનેરનો ડુંગરી કિલ્લો જીતી ઘણું ધન મેળવ્યું હતું,

સંવત ૧૫૯૫માં શેરશાહ પઠાણ સાથે બાબરને સંવત ૧૫૯૫માં અને ૧૫૯૭માં લડાઇ થઇ. બેઇ વખત બાબર હાર્યો મદદ મેળવવા ઘણે ઠેકાણે ફર્યો પણ મદદ મળી નહી. તે અરસામાં શેરશાહે દિલ્હી પોતાના તાબામાં લઇ ગાદીએ બેઠો.

હુમાયુ લાહોરથી નિરાશ થઇ સિંધ ગયો. ત્યાં તેની રાણી હમીદાને પેટે સંવત ૧૫૯૮માં અકબરનો જન્મ થયો. ત્યાંથી ઇરાનના બાદશાહ પાસે મદદ માગવા ગયો.

સંવત ૧૫૯૫ થી સંવત ૧૬૧૦ સુધી ૧૫-૧૬ વર્ષ સુધી દિલ્હીનું રાજ્ય પઠાણ વંશના શેરશાહ સાલીમશાહ અને આલિદશાહના હાથમાં રહ્યું હતું.

સંવત ૧૫૧૨માં હુમાયુએ ઇરાનના બાદશાહ તમસ્પેની પાંસેથી શીયાધર્મ પાળવાની શરતે ૧૪ હજાર સ્વારની મદદ મેળવી દિલ્હી જીતી લીધું. તે પછી ૭ મહિનામાં પોતાના મહેલની આરસ પહાણની સીડી ઉપરથી પડી જતાં મરણ પામ્યો હતો. હુમાયુ ૧૫-૧૬ વર્ષ બહાર રખડ્યો.

અકબરબાદશાહ, દિલ્લીના રાજ્ય ઉપર ઇસ્વીસન ૧૫૫૬ સંવત ૧૬૧૨માં બેઠો, તે વખતે તેની ઉમર તેર વર્ષ, ચાર મહિનાની હતી. તેથી રાજ્યકારભાર ખાનખાના નામનો હુમાયુના વખતનો મોટો સરદાર ચલાવતો. તે એટલો બધો જોરાવર થઇ ગયેલો કે અકબર તેનાથી કંટાળી દિલ્હી ચાલ્યો ગયો. અને સંવત ૧૬૧૬ની સાલમાં પોતાના હાથમાં બધી સત્તા લિધી. ૧૮ વર્ષની ઉમરમાં અકબરે આખી સલ્તનતનો ભાર ઉપાડી લીધો. તેણે કોમ કોમ વચ્ચેનો ભેદ જોયા વિના મોટા મોટા હોદા લાયકાત પ્રમાણે હિંદુ મુસલમાન બધાને આપવા માંડ્યા. પૂર્વમાં જોનપુર, ગ્વાલીઅર અજમેરના કિલ્લા હાથ કર્યા. માળવા પહાણ બાદશાહોના તાબામાં હતો, તેને ઇ. સ. ૧૫૬૧માં તાબે કર્યો અકબરે જયપુર અને જોધપુરનાં રાજાઓની કન્યા સાથે લગ્ન કર્યાં હતા.

ચિતોડના મહારાણા સાથે ઘોર લડાઇ થઇ કેસરીયાં કરી લડવા નિકળેલા હજારો રજપુતો મુસલમાનોને હાથે કપાઇ ગયા. એ કપાઇ ગયેલાઓની જનોઇઓ તોળતાં ળ્જા સાડીચમોતેર મણ થઇ હતી. રાણા પ્રતાપસિંહે છેવટ સુધી ટેક રાખી પોતાના બાપના નામથી ઉદયપુર શહેર વસાવી ત્યાં રહેવા લાગ્યા.

સંવત ૧૬૨૮ ની સાલમાં ગુજરાત આવી અકબરે અમદાવાદને ઘેરો ઘાલ્યો. તઘલખ વંશનો છેલો બાદશાહ મુજફરશાહ ત્યાંથી નાઠો, તેનો અમીર ઇતીમહમદખાને અકબરશાહને નમી શહેર સોંપી દીધું. એટલે ગુજરાતના મુલકનો ધણી અકબર થયો. મુજફરશાહ હાથ આવ્યો પણ જીવિતદાન આપી છુટો કર્યો. એજ સાલમાં બંગાળા તથા બિહાર અકબરે જીત્યા.

ગુજરાત કાઠીઆવાડના કુલ રાજાઓ અકબરને તાબે થયા. એ રીતે ગુજરાતનું રાજ્ય હાથ કરી મિરજાં અજીજ કોકાને ગુજરાતનો સુબો નીમી ગુજરાતમાં રાખ્યો. મિરજાંનું બંડ બંધ પાડવા અકબર વડોદરે ગયો બંડ બંધ પડ્યું. પાછા અમદાવાદ આવી બંદોબસ્ત કરી ઇસ્વીસન ૧૫૭૩માં પાછો આગ્રે ગયો. હિંદુસ્થાનમા રાજ્ય કારભાર ચલાવવાના ઇનસાફના કેટલાક કાયદા તથા પ્રબંધ અકબરે બાંધ્યા હતા.

મુજફરશાહે ફરીને બંડ કર્યું ત્યારે ઇસ્વીસન ૧૫૮૩ સંવત ૧૬૩૯ માં મીરજાખાનને લશ્કર લઇ ગુજરાત મોકલ્યો. સરખેજને પાદર ધીંગાણું થયું મુજફરશાહ ભાગી ખંભાત ગયો. મીરજાં સંવત ૧૬૪૦ માં ફરીને મુજફરશાહ પાછળ ગયો. મુજફરશાહ રાજપીપળાના પહાડમાં નાસી ગયો. અને ત્યાંથી પાટણ આવ્યો પણ ફાવ્યો નહિ. પછી કાઠીઆવાડમાં નવાનગરના જામ પાસે આવી રહ્યો.

ઇસ્વીસન ૧૫૯૧ સંવત ૧૬૪૭માં અજીજ કોકાને ફરી ગુજરાતનો સુબો ઠરાવી દિલ્હીથી અમદાવાદ મોકલ્યો. મુજફરશાહ નવાનગરમાં જઇ રહેલો છે એવા ખબર મળતાં ઇસ્વીસન ૧૫૯૨ સંવત ૧૬૪૮ની સાલમાં અજીજ કોકાએ નગર ઉપર ચડાઇ કરી. આ

ખબર પડતાં મુજફ્ફરશાહ નગરથી નિકળી જુનાગઢ ભાગી ગયો. અઝીજ કોકાને રસ્તામાં ખબર પડી કે તે જુનાગઢ ગયો છે એટલે તે જુનાગઢ ઉપર ચાલ્યો.

સંવત ૧૬૪૮માં જુનાગઢ હમીદખાન ગોરીના દિકરા દોલતખાનના હાથમાં હતું તેનો ભાઇ ગોંડલમાં રહેતો હતો. અને ગોંડલને જાગીરમાં ખાતો હતો. અઝીજ કોકા પહેલાં ગોંડલ આવી દોલતખાન ગોરીના ભાઇ સાથે લડાઇ કરી ગોરી વંશના અમીર તથા તેના માણસોની કતલ કરી ત્યાંથી જુનાગઢ તરફ ચાલ્યો.

ગોંડલમાં પોતાનો ભાઇ મરાણાના ખબર સાંભળી દોલતખાને દહેશત ખાઇ મુજફ્ફરશાહને નસાડી મૂક્યો અને પોતે અઝીજ કોકા પાસે સામો આવી નમી જઇ રજુ થયો. અને કહ્યું જે મુજફ્ફરશાહ ગિરનારનાં વનમાં હતો ત્યાંથી ભાગી ધ્રોળ તરફ ગયો છે. પછી અઝીજ કોકા તેની પાછળ ગયો. ધ્રોળ જઇ મુકામ કર્યું.

ધ્રોળની સખાતે નગરથી જામ અજો તથા જસો આવ્યા અને ધ્રોળને પાદર ધીંગાણું થયું. જામ અજો મરાણા. મુજફ્ફરશાહ હાથ આવ્યો તેને મારી નાખ્યો. અને નવાનગર ઉપર કુચ કરી.

મુજફ્ફરશાહને આશરો આપ્યો અને ધ્રોળને મદદ કરી તેથી અઝીજ કોકા નવાનગર ઉપર આવ્યો. સતા જામ સાથે ભુચરમોરીની લડાઇ થઇ. અને આખરે સતા જામને ખસી માર્ગ દેવો પડ્યો,. અઝીજ કોકાએ નવાનગર હાથ કરી બાદશાહી વાવટો ચડાવી થાણાં મુકી પાછો અમદાવાદ આવ્યો. કોકાએ પોતાના દીકરામાંના એકને જુનાગઢ તથા મોરબી અને એકને અમદાવાદ એ રીતે બેને સુબા બનાવી પોતે દિલ્હી ગયો.

નવાનગર હાથથી ગયું એટલે જસો જામ અકબરશાહ પાસે ગયા. ૬ માસ રહ્યા. બાદશાહની ફોજ ભેળા જઇ બે કિલ્લા હાથ કરી આપ્યા તેથી અકબરની મહેરબાની થઇ. નગર પાછું સોંપવા તથા બાદશાહી થાણું ઉઠાડી મુકવા ગુજરાતના સુબા ઉપર ફરમાન લખી આપ્યું. તે લઇ જસો જામ નગર આવ્યા. ઇસ્વીસનની ૧૪મી સદીથી કાસ્મીરમાં હિંદુ રાજાઓનો નાશ થઇ ગયો હતો. તે દેશ સન ૧૫૮૬માં અકબરે પોતાના તાબામાં કર્યો. સન ૧૫૯૨મા સિંધ અને સન ૧૯૯૫માં અહમદનગર બીજાપુર અને ગોવળકોંડાના કિલ્લા હાથ કર્યા. શૂર રમણી ચાંદબીબી સાથે ઘોર યુદ્ધ થયું પણ તેના અંદરના ફુટવાથી દગો થયો બીબી મરાણી.

અકબરને પોતાના શાહજાદા સલીમ (જહાંગીર) સાથે અણબનાવ હતો પણ મરવા પહેલાં સંપ થઇ ગયો હતો અને પોતાને હાથે તખ્તનશીન કર્યો હતો. અકબર ૪૯ વર્ષ રાજ્ય ભોગવી સંવત ૧૬૬૧ના કાર્તક વદ ૧૪ને રોજ ગુજરી ગયો.

અકબર આખા વર્ષમાં ૭ મહિના માંસ ખાતો ન હતો કચેરીમાં હમેશા ગંગાજળ પીતો હતો. ગોવધની સખ્ત મનાઇ કરી હતી. રાત દિવસ મળી ૩ કલાક ઉંઘતો હતો. તેના

અમલમાં સૌ પોતપોતાનો ધર્મ પાળી શકતા. તેને અઢાર સુબા હતા. તેના લશ્કરનો પડાવ ૫ માઇલ જમીન રોકતો હતો. તે ઘણીવાર સિંહાસન નીચે બેસીને અથવા ઉભા રહી પોતાની પ્રજાને ઇન્સાફ આપતો. તુળસીકૃત રામાયણના કર્તા તુળસીદાસ અકબરનાજ વખતમાં થયા છે. અકબર પછી તેનો દીકરો જહાંગીર ગાદીએ બેઠો.

**જહાંગીર બાદશાહ** ઇસ્વીસન ૧૬૦૫ સંવત ૧૬૬૨માં ગાદીએ બેઠો ૨૧ વર્ષ રાજ્ય કર્યું અને ઇસ્વીસન ૧૬૨૬ સંવત ૧૬૮૩માં સાઠ વર્ષની ઉમરે કાબુલથી કાસમીર અને ત્યાંથી લાહોર આવતાં રસ્તામાં દમના દરદથી ગુજરી ગયો. આ બાદશાહના વખતમાં આઠ સુબા ગુજરાત કાઠીઆવાડમાં આવ્યા હતા. તે પછી શાહજહાન ગાદીયેં બેઠો.

**શાહજહાન** ને અલૌકિક મકાનો બાંધવાનો બહુ શોક હતો. તાજમહાલ નામના આરસ પાણના સુંદર રોજામાં ૪ કરોડ રૂપીયા ખરચ્યા હતા. આગ્રામાં મોતી મસ્જીદ, દિલ્હીમાં જુમામસ્જીદ, સાડા ૭ કરોડ રૂપીયાનું મયૂરાસન વગેરે તેણે બનાવ્યાં હતાં. આ બાદશાહ ઇ. સ. ૧૬૨૬ સં. ૧૬૮૩માં ગાદીએ બેઠો. ૩૨ વર્ષ રાજ્ય કર્યું અને ઇ. ૧૬૫૮ સં ૧૭૧૫માં ઔરંગજેબે દગાથી કેદ કર્યો અને સન ૧૬૬૬માં ગુજરી ગયો આ બાદશાહના વખતમાં બાર સુબા ગુજરાતમાં આવ્યા હતા અને તેના તાબામાં સૌરાષ્ટ્ર હતું. તે પછી

**ઔરંગજેબ** અથવા આલમગીર બાદશાહ ઇસ્વીસન ૧૬૫૮ સંવત ૧૭૧૫માં પોતાના પિતાને કેદમાં રાખી પોતે ગાદીએ બેઠો. ૫૦ વર્ષ રાજ્ય કર્યું. સન ૧૬૭૯માં ઉદયપુર ઉપર ચડાઇ કરી હતી. આ ધર્માંધ બાદશાહે બહુ જુલમ કર્યો હતો. જમેલી કરેરી નામનો મુસાફર લખે છે કે "૧૬૯૫માં ગલગલામાં પડેલી છાવણીમાં દશ લાખ માણસો હતાં. ૩ માઇલ જમીનમાં તો બાદશાહ અને તેના શાહજાદાના તંબુઓ હતા. બાદશાહને ૭૮ વર્ષની ઉમરે મેં જોયો હતો. તેનું કદ ન્હાનું, શરીર દુબળું, કમર નમેલી, નાક લાંબું, મુખ ગોળ, સફેદ સાદાં કપડાં, પાઘડીમાં એક મોટું પાનું (પન્ના) જડેલું હતુ. ચશમા વિના વાંચી લખી શકતો. અને ખુશ મિજાજ હતો. આના વખતમાં શિખના ગુરૂ ગોવિંદસિંહ સન ૧૬૭૫માં થયા હતા. ઇ. ૧૭૦૮ સવંત ૧૭૬૫માં ગુજરી ગયો. આના વખતમાં ૧૦ સુબા ગુજરાતમાં આવ્યા હતા તે પછી મહમદ મોઆઝમ ગાદિએ બેઠો.

**મહુમદ મોઆઝમ** (ઉર્ફે બહાદુરશાહ) આ બાદશાહ ઇ. ૧૭૦૮ સંવત ૧૭૬૫માં ગાદીએ બેઠો. ૫ વર્ષ રાજ્ય કર્યું અને. ઇસ્વીસન ૧૭૧૩ સંવત ૧૭૭૦ માં ગુજરી ગયો. આના વખતમાં એક સુબો ગુજરાતમાં આવ્યો હતો. ને પછી જહાંદારશાહ ગાદીએ બેઠો.

**જહાંદારશાહ,** આ બાદશાહ ઇસ્વીસન ૧૭૧૩ સંવત ૧૭૭૦માં ગાદીએ બેઠો. ૨ વર્ષ રાજ્ય ભોગવી ઇસ્વીસન ૧૭૧૫ સંવત ૧૭૭૨ માં ગુજરી ગયો. આના વખતમા એક અમલદાર સૌરાષ્ટ્ર ગુજરાતમાં આવ્યો હતો. તે પછી ફર્રૂખશીઅર આવ્યો.

**ફર્રૂખશિયર** બાદશાહ ઇસ્વીસન ૧૭૧૫ સવંત ૧૭૭૨માં ગાદીએ બેઠો. તેણે શિખોના બંદે ગુરૂને ૭૪૦ માણસો સાથે પકડી દિલ્લી મોકલ્યા. બંદે ગુરૂને લોઢાના

પાજરામાં કેદ કર્યો બીજા શિખોની તેની સામે કતલ કરી તેના માથા ભાના પર ચઢા યા બદે ગુરુના એક નિર્દોષ બાળકને તેની સન્મુખ ચીરી તેનુ કલેજુ બદે ગુરુ ઉપર ફેંક્યુ અને પછી તેને પોતાને ધગધગતા ચિપિયાથી મારી નાખ્યો જતા શિખો પોતાના ધર્મથી ચળિત થયા નહી આ બાદશાહ જોધપુરવાળા અજીતસિંહની દિકરી સાથે પરણ્યો હતો ૬ વર્ષ ગાદી ભોગવીને ઇસ્વીસન ૧૭૨૧ સવત ૧૭૭૮મા આ બા શાહ ગુજરી ગયો તેણે ગુજરાતનો સુબો ફેર યો નથી તે પછી ફરીઉદ્દશાહ ગાદીએ બેઠો

**ફરીઉદશાહ,** ફરીઉદ્દશાહ ઇસ્વીસન ૧૭૨૧ સવત ૧૭૭૮મા ગાદીએ બેઠો, ચાર માસ ગાદી ભોગવી તે પછી બીજો શાહજહાન બેઠો

**શાહજહાન બીજો,** ચાર માસ ગાદી ભોગવી મરણ પામ્યો તે પછી મહમદશાહ ગાદીએ બેઠો

**મહમદશાહ,** ઇસ્વીસન ૧૭૨૨ સવત ૧૭૭૮મા ગાદીએ બેઠો ૩૦ વર્ષ રાજ્ય કર્યું આ બાદશાહ એશ આરામમા મગ્ન રહેતો તેથી મરાઠાનુ જોર વધતુ ગયુ નર્મદાતટ સુધી તેઓનો ડકો વાગવા લાગ્યો બાજીરાવ પેશ્વા પોતાનું સૈન્ય નિયમિત કરી માળવા બુદેલખડમા થઇ દિલ્હી સુધી આવી પહોચ્યો મલ્હારરાવ હો ર અને રાણોજી સિંધીયા તેના મોટા સેનાધિપતિ હતા તે અરસામા ઇરાનનો બાદશાહ નાદિરશાહ દિલ્હીપર ચડી આ યો ૭ લાખ કતલ ચલાવી એક લાખથી વધુ માણસાની કતલ કરી અને કેટલેક ઠેકાણે અગ્નિ લગાડી દીધી બાદ મહમદશાહના રૂદનથી અટક્યો ૫૮ દિવસ દિલ્હીમા રહી સિત્તેર કરોડ રૂપીયાનો માલ લઇ ગયો ૭ કરોડનુ તો એક તખ્તેતાઉસ (મયૂરાસન) હતુ મહમદશાહ ઇસ્વીસન ૧૭૫૨ સવત ૧૮૦૮મા ગુજરી ગયો આ બાદશાહના વખતમા ૬ સુબા ગુજરાતમા આવ્યા હતા તે પછી અહમદ શાહ ગાદીએ બેઠો

**અહમદશાહ,** ઇસ્વીસન ૧૭૫૨ સવત ૧૮૦૮મા ગાદીએ બેઠો ૬ વર્ષ રાજ્ય કર્યું અને ઇસ્વીસન ૧૭૫૮ સવત ૧૮૧૫મા ગુજરી ગયો આના વખતમા એક સુબો ગુજરાતમા આવ્યો હતો તે પછી આલમગીર ગાદીએ આવ્યો

**આલમગીર** બીજો સવત ૧૮૧૫મા ગાદીયે બેઠો આના વખતમા સવત ૧૮૧૮મા અહમદશાહ દુરાની દિલ્હી પર ચડી આવ્યો ૫ વખત અને મથુરામા કતલો ચલાવી કેટલીક લુટ લઇ સ્વદેશ ચાલ્યો ગયો સવત ૧૮૧૮મા બાજીરાવ પેશ્વાના દિકરા રઘુનાથ રાવે મોટા સૈન્ય સાથે ૧ મહીનો સુધી દિલ્હીને ઘેરો ઘાલ્યો છેવટે બા શાહે દરવાજા ઉઘાડયા અને મરાઠાઓયે દિલ્હી તાબે કર્યું એ ખબર અહમદશાહ દુરાની ને મળતા હિંદુસ્થાન પર ચડી આવ્યો મરાઠાઓ સાથે તુમુલ યુદ્ધ થયુ આ લડાઇમા બે લાખ ઉપર માણસ માર્યા ગયા મરાઠાઓ હાર્યા અહમદ શાહ દુરાની જીત્યો પણ તેથી તેને લાભ કાંઇપણ થયો નહિ તેથી પોતાને દેશ ચાલ્યો ગયો આલમગીરે ૫ વર્ષ રાજ્ય કર્યુ

**શાહ આલમ,** સવત ૧૭૧૫મા નામની ગાદીએ બેઠો તે વખતે તે પ્રયાગમા રહેતો સારે દિલ્હીમા નજીબુદ્દૌલાની સત્તા ચાલતી હતી તે મરી ગયો એટલે શાહઆલમે બાળાજી પેશ્વાની મદદ લઇ દિલ્હી હાથ કર્યું તે પછી ગુલામ કાદરે બાદશાહની આંખો ફોડી દિલ્હી લુંટ્યો એ ખબર માહાદજી સિંધિયાને થતા દિલ્હી પર ચડી આવ્યો ગુલામ કાદરને પકડી બુરી હાલતમા માર્યો સિંધિયાએ બાદશાહને કિલ્લામા કબજે કરી બધુ પોતાના કબજે કરી પેશ્વાનો ઢંઢેરો ફેરવ્યો તે તક સાધી લોર્ડ લેક અંગ્રેજી ફોજ લઇ દિલ્હી પહોંચ્યો બાદશાહને પેનશન બંધાવી આપ્યુ દિલ્હીમા બાળાજી પેશ્વાની સર્વોપરિ સત્તા જામી સન ૧૭ ૩ સવત ૧૮૬૦થી મુસલમાની રાજ્ય અસ્ત પામ્યુ અને મરાઠાનુ રાજ્ય દિલ્હીમા થયુ

---

## મરાઠા રાજ્ય.

**શિવાજી છત્રપતિ,** મરાઠા રાજ્યના સ્થાપક છે તેમનો જન્મ સ ૧૬૮૩મા થયો હતો તેમની જાગીર સતારા અને તંજાવરમા હતી તેઓ દાદાજી કોંડદેવ નામના બ્રાહ્મણ પાસે મહાભારત અને રામાયણ ભણ્યા હતા તેમના માતુશ્રી જીજાબાઇ અને સ્વામી રામદાસ તરફથી પણ સારુ સ્વદેશાભિમાનનુ શિક્ષણ મળ્યુ હતુ સવત ૧૭૦૨મા તોરણાનો પહાડી કિલ્લો મેળવ્યો અને રાયગઢનો નવો કિલ્લો બાંધ્યો તેમણે ઔરંગઝેબના વખતમા ઇસ્વીસન ૧૬૬૪ સવત ૧૭૨૦ની સાલમા ગુજરાતમા આવી સુરતને ઘેરો ઘાલી સુરત લુંટી ત્યાર પછી ઇસ્વીસન ૧૬૭૦ સવત ૧૭૨૬ની સાલમા બીજી વાર ગુજરાતમા આવી સુરત લુંટ્યુ હતુ બન્ને લુંટમા તેમણે ૪૦–૫૦ કરોડ રૂપીઆ મેળવેલ તેમાથી પોતાના અંગત ઉપયોગ માટે એક પૈસો પણ વાપર્યો નહોતો માત્ર મુસલમાનોના તાબામાથી ભરતખંડને છોડાવવા માટેજ તેમનો એ યત્ન હતો હિંદુત્વનુ રક્ષણ કરી સન ૧૬૮૦ની સાલમા શિવાજી મહારાજ ૫૩ વર્ષની ઉમરે રાયગઢના કિલ્લામા કૈલાસવાસી થયા તેઓ વધુ જીવ્યા હોત તો હિંદુ સામ્રાજ્યના મૂળ ઉંડા ગયા હોત અને હિંદનો ભવિષ્યનો ઇતિહાસ પલટાત તે પછી

**શંભાજી** સન ૧૬૮૦મા ગાદિએ બેઠો સંગમેશ્વરના કિલ્લામા ઔરંગઝેબે તેને કેદ કર્યો તેણે મુસલમાની ધર્મ ન સ્વીકારવાથી બુરે હાલે માર્યો અને તેની રાણી અને બાળ કુંવરને પકડી દિલ્હી લઇ ગયા તે પછી

**રાજારામ** નામનો શંભાજીનો ઓરમાન ભાઇ સન ૧૬૯૮મા ગાદીએ બેઠો અને સન ૧૭૦૦મા મરણ પામ્યો તેના પછી તેનો મોટો દીકરો

**શિવાજી બીજો** ગાદીએ બેઠો તે ન્હાની ઉમરનો હોવાથી તેની મા તારાબાઇ રાજ્ય ચલાવતી હતી આ વખતે ઔરંગઝેબ મરણ પામવાથી આઝમે શંભાજીના દિકરા શાહુને છુટો કર્યો તેણે સતારા આવી લડી તારાબાઇ પાસેથી પોતાનુ રાજ્ય લઇ લીધુ એટલે તારાબાઇએ કોલ્હાપુર જઇ રાજ્ય ચલાવવા માંડ્યુ ત્યારથી મરાઠી રાજ્યના બે વિભાગ પડ્યા મોટા દિકરાની ગાદી સતારામા અને ફટાયાની કોલ્હાપુરમા થઇ

શાહુ તે છત્રપતિ સિવાજીનો પૌત્ર ઇ સ ૧૭૦૮ સંવત ૧૭૬૪મા ગાદીયે બેઠો દાભાડે, શાહુ રાજા નો સેનાપતિ હતો તે પાસે દામાજી ગાયકવાડ ઉમેદવાર થઇ રહેલ ગુજરાતમા ફતેહ મેળવી દાભાડેએ શાહુ રાજા પાસે દામાજી ગાયકવાડની બહાદુરીના વખાણ કર્યા તેથી શાહુ રાજાએ ગાયકવાડને સેનાખાસખેલ સમસેર બહાદુરનો ખીતાબ આપ્યો હતો

ખંડેરાવ દાભાડે ગુજરી ગયા પછી તેનો દીકરો ત્રબકરાવ સેનાપતિ થયો પણ તે નાની ઉમરનો હઇ તેનો કુલ કારભાર દામાજીના હાથમા હતો દામાજીના મરણ પછી તેનો ભત્રીજો પિલાજી સેનાપતિ મુતાલીક થયા

ઇસ્વીસન ૧૭૨૭ સવત ૧૭૮૩ની સાલમા ફરીને કથાજી તથા પિલાજી ગુજરાતમા આવ્યા ગુજરાતનુ રાજ્ય દિલ્હી નીચે મહમદશાહ બાદશાહના તાબામા હતુ તેની વતી ગુજરાતની સુબાગીરી ઉપર સેરબુલંદખાન આવેલો હતો તથા કથાજી તથા પિલાજીએ ગુજરાતમા ઘણી લુટફાટ કરી હતી પાછળથી શાહુ રાજાના મુખ્ય પ્રધાન બાજીરાવ પેશ્વાના ભાઇ ચીમનાજી આપા ગુજરાતમા આવી પહેલા પેટલાદની ખંડણી લીધી ધોળકા લુટ્યુ કથાજી તથા પિલાજી ગુજરાતમા હતા તેમા પેશ્વાએ પગ ઘાલ્યો તેથી આ બન્નેને વડોદરા નજીક લડાઇ થઇ પેશ્વા હાર્યો અને પિલાજીની જીત થઇ તે વખત ડભોઇ અને વડોદરા પિલાજીના હાથમા ગયા

ઇસ્વીસન ૧૭૩૨ સવત ૧૭૮૮ની સાલમા મહમદશાહ બાદશાહે દિલ્હીથી ગુજરાતની સુબાગીરી ઉપર રાજા અભેસિંહને અમદાવાદ મોકલ્યો તેણે પિલાજીને મરાવી નાખી વડોદરા લીધુ પછી પિલાજીનો ભાઇ મહાદજી ગાયકવાડ જબુસરમા હતો તેણે આવી વડોદરા પાછુ લઇ લીધુ તથા ગુજરાતના પૂર્વ ભાગનો ઘણોક દેશ છતી લીધો અને ત્યાથી આ મહાદજી જોધપુર ઉપર ચડાઇ લઇ ગયો તેની ખબર અભેસિંહને પડતા રતનસિંહ ભંડારીને અમદાવાદ રાખી પોતે જોધપુર ગયો તે પછી તેની બદલીમા દિલ્હીથી ગુજરાતમા બીજો સુબો મુનિમખા આવ્યો તેને રતનસિંહ ભંડારીએ દાખલ થવા ન દીધો તેથી દામાજી ગાયકવાડને મુનિમખા મળ્યો, અને ગુજરાત અમદાવાદમા અર્ધ ભાગ દેવો ઠરાવી દામાજીની મદદ લઇ રતનસિંહ ભંડારીને કાઢ્યો અને મુનિમખા તથા ગાયકવાડનુ થાણુ બેઠુ અને દામોજી પુને ગયા દામાજી મહાદજીના દિકરા હતા

ઇ સ ૧૭૫૨ સવત ૧૮૦૮મા પેશ્વાના ભાઇ રઘુનાથરાવ તથા દામાજી ગુજરાતમા આવ્યા, તે વખત ગુજરાતની સુબાગીરી ઉપર અમદાવાદમા બાબી જવામર્દખાન હતો અને દિલ્હીમા આલમગીર બાદશાહ તખ્તઉપર હતો

જવામર્દખાન, દામાજી તથા રઘુનાથરાવને શરણે આવ્યો અને અમદાવાદ સોપ્યુ, એટલે જવામર્દખાનને પાટણ, વિશળનગર, વડનગર, રાધણપુર વિજાપુર એટલા મહાલ દામાજીયે જાગિરમા આપ્યા પણ સબુરાન તથા રાહીનાએ બંડ કર્યુ, તેમા જવામર્દખાન સામેલ થયો તેથી તેની પાસેથી બીજા પરગણા લઇ લીધા અને માત્ર રાધણપુર તેને રહેવા દીધુ.

ઇસ્વીસન ૧૭૬૩ સંવત ૧૮૨૦ની સાલમાં બાલાજી પેશ્વા દિલ્લી જઇ આલમગીરના હાથમાંથી દિલ્લીનું રાજ્ય લઇ લીધું. અને દિલ્હીમાં મરાઠા રાજ્યનો અમલ થયો. તે પછી તો કુલ સૌરાષ્ટ્ર ગુજરાતના અને દિલ્હીના રાજ્યના મરાઠા ધણી થયા. ગાયકવાડના તથા પેશ્વાના હાથમાં ગુજરાતનું રાજ્ય આવ્યું. દામાજી ગાયકવાડ ગુજરાતની રાજધાનીના મુખી થયા અને પેશ્વા પાસેથી તેના ભાગનો ઇજારો લીધો.

## ગાયકવાડના વંશજો

પિલાજી ગાયકવાડ ઇસ્વીસન ૧૭૩૨ સંવત ૧૭૮૮ ની સાલમાં ગાદીએ બેઠા એક વર્ષ રાજ્ય કર્યું ઇસ્વીસન ૧૭૩૩ સંવત ૧૭૮૯ માં ગુજરી ગયા.

દામાજી ગાયકવાડ ઇસ્વીસન ૧૭૩૨ માં ગાદીએ બેઠા. ૩૭ વર્ષ રાજ્ય કર્યું-ઇસ્વીસન ૧૭૬૯ સંવત ૧૮૨૬ માં ગુજરી ગયા.

ફતેહસિંહ ગાયકવાડ ઇસ્વીસન ૧૭૬૯ સંવત ૧૮૨૬ માં ગાદીએ બેઠા. ૨૦ વર્ષ રાજ્ય કર્યું. ઇસ્વીસન ૧૭૮૯ સંવત ૧૮૪૬ માં ગુજરી ગયા.

માનાજી ગાયકવાડ ઇસ્વીસન ૧૭૮૯ સંવત ૧૮૪૬ માં ગાદીએ બેઠા. ૪ વર્ષ રાજ્ય કર્યું અને ઇ. ૧૭૯૩ સં. ૧૮૫૦માં ગુજરી ગયા.

ગોવિંદરાવ ગાયકવાડ ઇ. સ. ૧૭૯૩ સં. ૧૮૫૦માં ગાદીએ બેઠા ૭ વર્ષ રાજ્ય કર્યું અને ઇ. સ. ૧૮૦૦ સં. ૧૮૫૭માં ગુજરી ગયા.

આણંદરાવ ગાયકવાડ ઇ. ૧૮૦૦ સં ૧૮૫૭માં ગાદીએ બેઠા ૧૯ વર્ષ રાજ્ય કર્યું અને ઇ. સ ૧૮૧૯ સં ૧૮૭૬માં ગુજરી ગયા.

સયાજીરાવ ગાયકવાડ ઇ. સ. ૧૮૧૯ સં. ૧૮૭૬માં ગાદીએ બેઠા. ૨૮ વર્ષ રાજ્ય કર્યું અને ઈ. સ. ૧૮૪૭ સં. ૧૯૦૪માં ગુજરી ગયા.

ગણપતરાવ ગાયકવાડ ઇ. ૧૮૪૭ સં. ૧૯૦૪માં ગાદીએ બેઠા. ૯ વર્ષ રાજ્ય કર્યું અને ઇ સ ૧૮૫૬ સં. ૧૯૧૩નાં ગુજરી ગયા.

ખંડેરાવ ગાયકવાડ ઇ ૧૮૫૬ સ ૧૯૧૩માં ગાદીએ બેઠા. આ વંશના બીજા રાજા દામાજીએ પેશ્વા ભાગ પેશ્વા પાસેથી લઇ લીધો અને ગુજરાતનું કુલ રાજ્ય દામાજીએ હાથકર્યું હતુ.

ગાયકવાડ વંશના છઠ્ઠા રાજા આણંદરાવ ગાયકવાડના વખતમાં કાઠીઆવાડમાં ગાયકવાડ ખંડણી ઉઘરાવતા. ઈ. સ. ૧૮૦૭ સંવત ૧૮૬૪ની સાલમાં કરનલ વૉકર કાઠીઆવાડમાં આવ્યા અને સંવત ૧૮૬૫ની સાલમાં ગાયકવાડ લાગની ખંડણી અંગ્રેજ સરકાર ઉઘરાવી આપે અને મુલકગીરીની હકુમત અંગ્રેજ સરકારના તાબામાં રહે

પચાવી પાડવા મંડી અને પછી તેના હાથમાંથી ઈંગ્લાંડના બાદશાહની સત્તા નીચે હિંદુસ્થાન ગયુ ત્યારથી આજસુધી તેના વંશજો હિંદુસ્થાનના બાદશાહ કહેવાય છે એ ઇતિહાસ લાંબો છે તેને આ ગ્રંથ સાથે વધુ સબંધ નહી હોવાથી આહીં લખેલ નથી

સુરત શહેરમા અંગ્રેજ અને વલંદા એક વેપારની મોટી વખાર અને કોઠી કાઢી રહ્યા હતા, તે વખતે સુરતમા નવાબનો અમલ હતો તેમા ગાયકવાડે પોતાનો ભાગ ઘાલ્યો હતો અને તે સુરતને દબાવતા હતા

વડોદરા વાળાએ સુરતને ગજે કહ્યુ પોતાનો અર્ધ ભાગ વસુલ કરવા જતા હતા ત્યારે રૈયત ઉપર જુલમ થતો હતો તેમા આ અંગ્રેજ લોકને પણ દુખ થયુ તેથી અંગ્રેજ લોક દિલ્હી જઇ બાદશાહ પાસેથી સનદ લઇ ઇસ્વીસન ૧૭૫૯ની સાલમા સુરતનો કબજો પોતાને હાથ કર્યો અને ગાયકવાડનો ભાગ કાઢી નાખી સુરતને મુંબઇની રાજધાનીની સાથે જોડી દીધુ

દમાજી ગાયકવાડ ગુજરી ગયા પછી તેના પુત્ર ગોવિંદરાવ તથા ફતેહસિંહને ગાદીની તકરાર પડી, તેમા અંગ્રેજ સરકાર ફતેહસિંહ તરફ થયા અને ગાદીના અધિકારી ફતેહસિંહને કર્યા, તેથી તેણે તેના બદલામા અંગ્રેજ સરકારને ગુજરાતમાના લાખ રૂપીયાના પરગણા આપ્યા તેની વિગત ભરૂચ, ચીખલી, વરીયાવ અને કારેલ

ઇસ્વીસન ૧૭૮૦ મા અંગ્રેજો ડભોઇ લઇ અમદાવાદ ઉપર આવ્યા ગાયકવાડ પાસેથી સુરતનો અરધો ભાગ લખાવી લીધો તાપી નદીથી દક્ષિણ તરફનો દેશ અંગ્રેજોએ લીધો અને તાપી નદીથી ઉત્તરનો દેશ પેશ્વા ભાગનો પેશ્વાની વતી ગાયકવાડના ૩૦૦૦ ઘોડા અંગ્રેજોની ચાકરીમા લેવા ઠરાવી ગાયકવાડને આપ્યો અમદાવાદમાંથી પેશ્વાના સુબા બાપુજી પંતને કાઢી અમદાવાદ ગાયકવાડને આપ્યુ અને ભરૂચ તથા સુરતમાંથી પેશ્વાના થાણા ઉઠાડી મુક્યા તે પછી હોલ્કર અને સિંધિયા ગુજરાતમા આવ્યા ખરા પણ તેને મારી પાછા કાઢયા હતા પણ પેશ્વાના ભાઇ ચીમનાજી આપાને ગુજરાતનો સુબો ઠરાવ્યો ત્યારે તેણે પોતાની પાસે આપા મેતુકરને ખાસ રાખેલ હતો તેણે આવી ગાયકવાડ પાસેથી અમદાવાદ પાછુ લઇ તે અમદાવાદમા આવી રહ્યો હતો

ઇસ્વીસન ૧૮૦૦ની સાલમા ગવર્નર ડંકીન સુરત આવ્યા તે વખતે ગોવિંદરાવ ગાયકવાડે ચોરાસી પરગણુ તથા અમદાવાદનો પોતાનો ભાગ વગેરે કેટલાક હક આપી મેતુકરને અમદાવાદમાંથી કહાડવા મદદ માગી ત્યારે અંગ્રેજ મદદગાર થયા પછી ગાયકવાડે મેવારામ ગાર્દિને ગુજરાત મોકલ્યો તેણે અમદાવાદ આવી મેતુકરને પકડી કેદ કરી અમદાવાદ ગાયકવાડને સોંપ્યુ તે પછી અંગ્રેજોએ ગાયકવાડનો ભાગ કાઢી નાખી અમદાવાદને અંગ્રેજની રાજધાની તરીકે રાખી ગુજરાતનુ અંગ્રેજી રાજ્ય અમદાવાદ નામે રાખી ગુજરાત કબજે કર્યો, પણ પેશ્વા અને ગાયકવાડની દોભાગા ખંડણી તથા ગુજરાતની હકુમત તો ગાયકવાડના તાબામા હતી

આણંદરાવ ગાદીએ બેસા પછી તેના ભાઇ કાનોજી, મલ્હારાવને મળ્યો અને મલ્હારરાવે તોફાન કરવા માડ્યું અને ગુજરાતનો મુલક લુટવા માંડ્યો આણંદરાવના દિવાન રાવજી આપાજીએ મુબઇની મદદ માગી તેથી ૧૬૦૦ માણસની ફ્રોજ લઈ મેજર વોકર મુબઇથી આવ્યો પણ મલ્હારાવનુ અતિ જોર હોવાથી પાછુ મુબઇ લખ્યુ એટલે મુબઇનો ગવર્નર આવી પહોચ્યો અને મલ્હારાવ સાથે લડાઇ કરી ઇસ્વીસન ૧૮૦૨માં કડી લઈ લીધુ અને મેજર વોકરને વડોદરા રાખી પાછો ગયો.

ગુજરાતમા અગ્રેજી રાજ્યની જમાવટ થવા લાગી ત્યારે ગાયકવાડે પોતાની ફ્રોજનાં માણસો કમી કરવા માડ્યા તેમા આરબો સાથે પગાર બાબત તકરાર પડવાથી આરબ લોકોએ બડ કર્યું તે વખત કર્નલ વોકર ફ્રોજ લઇ આવ્યો વડોદરાને ઘેરો ઘાલ્યો આરબ કાયર થયા આખર આરબોનુ સમાધાન થતા સતર લાખ પંચાવી હજાર રૂપીયા દેવાના ઠર્યા તે કેટલાક શાહુકારો પાસેથી લઇ આરબોને આપી કાઢી મુંબઇ ભણી, ચાંપાનેર કર્નલ વુડીંગટને ઇસ્વીસન ૧૮૦૫મા લીધુ

ઇ સ ૧૮૦૫ મા ગાયકવાડે અગ્રેજ સરકારના ૩૦૦૦ માણસોની ફ્રોજ વડોદરાની મદદે વડોદરામા રાખવાનો ઠરાવ કરી તેના ખરચ માટે અગ્રેજ સરકારને નીચેનાં પરગણાં આપ્યા ૪૫૦૦૦૦ ધોળકા, ૧૭૫૦૦૦ નડિયાદ, ૧૩૦૦૦૦ વિજાપુર, ૧૧૦૦૦૦ મહુધા, ૨૫૦૦૦ કડી તપો, ૫૨૦૦૦ કીમ કઠોદર, ૧૬૦૦૦૦ કાઠીઆવાડની વગત એ રીતે અગીઆર લાખના પરગણા આપ્યા

તે પછી અગ્રેજ સરકારને પેશ્વાએ ગુજરાતમા ધધુકા, રાણપુર, ઘોઘા, ખંભાત, એટલા પરગણા આપ્યા

પેશ્વા ભાગની ગુજરાતની ખડણી હતી તેનો ગાયકવાડે ૫ વર્ષનો ઇજારો રાખેલ અને તે પછી ફ્રીને બીજાં ૧૦ વર્ષનો બાધી લીધેલ તેના નાણા પુરા પાધરાં વસુલ ન થયા અને લાખો રૂપીયા પેશ્વાના દેવાના થયા તેમા ગાયકવાડ અને પેશ્વા વચ્ચે તકરાર પડી છેવટ ગંગાધર શાસ્ત્રીને ઇસ્વીસન ૧૮૦૪મા ગાયકવાડે નામાની ચોખવટ કરવા પુને મોકલ્યો તેને બાજીરાવ પેશ્વાએ દગો કરી પંઢરપુરમા ત્ર્યબકજી દેગલે પાસે મરાવી નાખ્યો.

આ બનાવ પછી પુનાના રેસીડેંટે ત્ર્યંબકજીને કેદ કર્યો બાજીરાવની સાથે લડાઇ થઇ આખર પુનાનું રાજ્ય લઇ લીધુ અને બાજીરાવને બીજે રાખ્યા ત્યારથી પેશ્વાઇ રાજ્ય ડુબ્યુ અને દક્ષિણ તથા ગુજરાતમા અગ્રેજો સ્વતંત્ર થયા

ઇ સ ૧૮૦૭ની સાલમા વડોદરેથી મેજર વોકર કાઠીઆવાડમા પહેલ વહેલો ગાયકવાડ તરફથી તપાસ તથા બંદોબસ્ત વાસ્તે આવ્યો હતો તેણે સારી રીતે કાઠીઆવાનો બંદોબસ્ત કર્યો હતો કે જેથી અગ્રેજી રાજ્યના મૂળ સાગરમા ઉડા જાય

તે પછી મી બાલટન સાહેબ ગાયકવાડ અને પેશ્વા તરફથી કાઠીઆવાડમાં

બની જાય છે વહાણુને ઉપયોગનો કિનારો ૨૦૦ માઈલ છે અને તે ખાડાવાળો નહોતા એક સરખો છે કચ્છમા બાગીરાઢ, તુણા, મુન્દ્રા, માંડવી, જખૌ, કોટેશ્વર અને લખપત એમ સાત બંદર છે કચ્છમા બારેમાસ વહેતી નદીઓ જુજ છે ૨૦-૨૫ નાના મોટા ડુંગરો છે જે ૪૬૨ થી વધુમા વધુ ૧૪૩૭ ફુટ સમુદ્રની સપાટીથી ઉંચા છે

# પૂર્વખંડ—ઉલ્લાસ ૩ જો.

## ચંદ્રરાજા પહેલાંનો કાળ.

પ્રલય કાળ પછી ૨૮ મા સત્યયુગમા પ્રથમ વૈવસ્વત મનુ થયો ત્યારથી જગતમા પ્રજાની ઉત્પત્તિ થઈ જો કે તે પહેલા સત્તાવિશ યુગચતુષ્ટયની ઉત્પત્તિ અને વિનાશ થઈ ગયો હતો અનેક પ્રજાઓ ઉત્પન્ન થઈ અને નાશ પામી હતી એટલે વૈવસ્વતમનુથીજ સૃષ્ટિનો આરંભ થયો એમ પણ નથી, પણ અઠ્યાવિશમા યુગચતુષ્ટયની સૃષ્ટિનો આરંભ વૈવસ્વત મનુથી હતો એ સત્યવાત છે એટલે અમો જેને સૃષ્ટિનો આરંભ કહીએ છીએ તે અઠ્યાવિશમો સમજવો.

સૃષ્ટિના આરંભથી એટલે આદિ પુરૂષ ૧ ના વૈવસ્વતમનુના મૃત્યુ સુધીના રાજાઓએ અમાપ અર્થાત આર્યશાસ્ત્રોના મંતવ્ય પ્રમાણે ૨૭ લાખ વર્ષ પૃથ્વીનુ કે પૃથ્વીના જુદા જુદા ભાગનુ રાજ્ય કર્યું હતુ પ્રત્યેક રાજા પૈકી કોઈએ ૪૦ હજાર કોઈએ ૩૫ હજાર કોઈએ ૨૫-૨૦-૧૦-૫ હજાર વર્ષ સુધી રાજ્ય કર્યું હતુ એ રાજાની આવડી લાંબી આયુમર્યાદા એ અર્વાચિન વિજ્ઞાન શાસ્ત્રીઓની દૃષ્ટિમા અસંભવિત લાગશે પણ તેઓએ એટલુ વિચારવા જેવુ છે કે જે વાતને તેઓ ગઈ કાલે અસંભવિત કલ્પિત મૂર્ખાઈભરેલી લેખી માનતા હતા તે વાત આજે તેઓ સંભવિત અને સત્ય થયેલી દેખે છે તો તે અમારે અનેક યોગના અને વિચિત્ર રસવિદ્યાના ચમત્કારિક પ્રયોગોની કે ઔષધસેવનથી તેઓ હજારો વર્ષ જીવ્યા હોય તો તેમા અતિશયોક્તિ નથી ત્યા હાલમા ઉપલબ્ધ સાધનો પુરાતત્વ સંશોધકોએ શોધી કાઢેલા આદિ વગેરેને આધારે હાલના વિજ્ઞાન શાસ્ત્રીઓ એટલુ તો ખાત્રીથી માની શકે છે કે હજારો વર્ષ પહેલાના રાજાઓએ સહસ્ત્રો વર્ષના આયુષ્ય ભોગવ્યા હતા એ ખોટુ નથી વૈવસ્વતની મૃત્યુ સુધીના સત્યયુગી ત્રેતાયુગી અને દ્વાપરયુગી ચક્રવર્તી રાજાઓએ લાખો વર્ષ રાજ્ય કર્યા હતા ૨૮ અઠ્યાવિશમા કલિયુગના આરંભથી ચંદ્રરાજાના વંશનો આરંભ થયો ત્યા સુધીમા ૩૫ ૨૪૦૦૦ વર્ષ સૃષ્ટિના આરંભને થઈ ગયા હતા અને ચંદ્ર રાજાથી શ્રીકૃષ્ણ સુધીના રાજાઓએ ૧૩૨૪૫ વર્ષ રાજ્ય કર્યું હતુ શ્રીકૃષ્ણના વખતમા થઈ ગયેલા ભીષ્માચાર્ય જેવા આચાર્યમા વર્ષની ઉમર ભોગવી યુદ્ધ કરી હજારો યોદ્ધાઓને ધરાશાયી કરી પોતે પડ્યા હતા તો વૈવસ્વત મનુના વખતના અને તે પછીના રાજાઓએ હજારો વર્ષ રાજ્ય કર્યા હોય અને તે વખતે આયુર્મર્યાદા

અને દરા મુખ્ય છે ભાવનગરની ખાડી, શેત્રુંજી, માલણ, બગડ વગેરે મુખ્ય નદીઓ છે. શેત્રુંજાનો ડુંગર અઢીનો ફુટ ઉંચો છે

ગોહેલ, (બાબરીયાવાડ કાઠીઆવાડ અને બરડો) અગાઉ બાબરીઆવાડ કાઠીઆવાડ બરડો અને સોરઠ અલગ અલગ પ્રાંત હતા, પણ ચાળીસ બેંતાળીસ વર્ષ થયા ત્રણેને સાથે મેળવી એક સોરઠ કર્યો છે બાબરીયાવાડનુ ક્ષેત્રફળ ૫૦૦ ચોરસ માઇલ, કાઠીયાવાડનુ ૪૦૦૦ ચોરસ માઇલ, સોરઠનું ૫૭૭૦ ચોરસ માઇલ તથા બરડાનું ૫૦૦ ચોરસ માઇલ મળી હાલના સોરઠનુ ક્ષેત્રફળ ૧૦૨૭૦ ચોરસ માઇલ છે બાબરીયાવાડનાં ૧૪-૧૬ તાલુકા, કાઠીઆવાડના ૫૩ તાલુકા, સોરઠના ત્રણ તાલુકા અને બરડાનો એક તાલુકો મળી હાલના સોરઠ પ્રાંતમા ૭૨-૭૩ તાલુકા છે તેમાં મુખ્ય સંસ્થાનો જુનાગઢ, પોરબંદર, જાફરાબાદ, ડેરાણ, જસદણ, જેતપુર, વસાવડ, બગસરા, બાટવા, અમરાપુર, ગાયકવાડી કોડીનાર, અને ફિરંગીના તાબાનું દીવ બંદર વગેરે છે મુખ્ય નદીઓમા ભાદર, સોમા, ભોગાવો ધાતરવાડી, રાવડી, ધોળાદ્રી, માલણ, રૂપેણ, સુખી, ઓઝત, સાતલી, હીરણ, સોમત, સિંગવડો, સુરેખા, સરસ્વતી વગેરે છે મુખ્ય પર્વતોમા ગિરનાર, માડવધાર, ચોટીલાનો ડાગા, મહાઉ તથા બીજા નાના શિખરો કે ધારું છે

હુલાર અને મચ્છુકાંઠો, આ પ્રાંત કાઠીયાવાડ દ્વીપકાની પશ્ચિમે છે કચ્છના જાડેજા હાલા જામે ઇ સ ૧૫૩૫મા પોતે આ મુલક તાબે કર્યો તેથી હાલાર નામ પડ્યું છે ઉત્તરે કચ્છનુ અખાત, પૂર્વે મચ્છુકાંઠો ઝાલાવાડ અને કાઠીઆવાડ, દક્ષિણે સોરઠ અને બરડો, પશ્ચિમે ઓખામંડળ અને અરબી સમુદ્ર છે આ પ્રાંતમાં જાડેજા રજપુતોનાં સંસ્થાનો છે ૫૦ વર્ષ થયા મચ્છુકાંઠાને હાલારમા ભેળવી દીધો છે તેનું ક્ષેત્રફળ ૭૮૦ ચોરસ માઇલ છે હાલારમા નવાનગર, ગોંડળ, રાજકોટ, ધ્રોળ, વીરપુર, કોટડા સાગાણી વગેરે ૨૬ સંસ્થાનો છે, મુખ્ય નદીઓ રંગમતી, રામરતી, ઉંડ, આજી, ગોંડળી, ભાદર, વગેરે છે મચ્છુકાંઠામા મચ્છુ ઘોડાદ્રોઇ અને ટેમોઇ નદીઓ છે હાલારમા મુખ્ય પર્વતો બરડો, ગીર, ગાગા, ઓસામ વગેરે છે

ઓખામંડળ આ પ્રાંત કાઠીઆવાડ દ્વીપકાના પશ્ચિમ છેડાપર છે તેનુ ક્ષેત્રફળ ૩૦૦ ચોરસ માઇલનુ છે, આ ગાયકવાડ સરકારના તાબામા છે

કચ્છ, આની ઉત્તરે પૂર્વે અને અગ્નિખુણે રણ છે દક્ષિણે અને નૈઋત્યે કચ્છનો અખાત અને અરબી સમુદ્ર છે પશ્ચિમે તથા વાયવ્યે સિંધુની કોરી નામે શાખા અથવા રણ છે. તે રણની પેલી બાજુ સિંધના નગરપારકર વગેરે પરગણા આવ્યા છે કચ્છના ભુજ, રાપર, ભચાઉ અંજાર, મુદ્રા, માડવી, અબડાસા અને લખપત એમ ૮ તાલુકા છે કચ્છની લબાઇ ૧૭૦ માઇલ અને પહોળાઇ ૧૫ થી ૫૦ માઇલ છે રણ ૯૦૦૦ ચોરસ માઇલ અને તે શિવાયની જમીન ૬૫૦૦ ચોરસ માઇલ એમ કુલ કચ્છનુ ક્ષેત્રફળ ૧૫૫૦૦ ચોરસ માઇલ છે તેમા ૯૩૫ ગામ અને ૫૧૫૦૩૦ પાચ લાખ, પદર હજાર, આશરે વસતી છે કચ્છનો આકાર લાબા વાકા તુમડા જેવો છે જ્યારે રણમા પાણી ફરી વળે છે ત્યારે કચ્છ ટાપુ જેવો

અની જાય છે. વહાણને ઉપયોગનો કિનારો ૨૦૦ માઇલ છે. અને તે દાંતાવાળો નહોતાં એક સરખો છે. કચ્છમાં ખારીશાહર, તુણા, મુંદ્રા, માંડવી, જખૌ, કોટેશ્વર અને લખપત એમ સાત બંદર છે. કચ્છમાં બારેમાસ વહેતી નદીઓ જુજ છે. ૨૦–૨૫ નાના મોટા ડુંગરો છે. જે ૪૬૨ થી વધુમાં વધુ ૧૪૩૭ ફુટ સમુદ્રની સપાટીથી ઉંચા છે.

# પૂર્વખંડ—ઉલ્લાસ ૩ જો.

## ચંદ્રરાજા પહેલાંનો કાળ.

પ્રલય કાળ પછી ૨૮ મા સત્યયુગમાં પ્રથમ વૈવસ્વત મનુ થયો. ત્યારથી જગતમાં પ્રજાની ઉત્પત્તિ થઇ. જો કે તે પહેલાં સત્તાવિશ યુગચતુષ્ટયની ઉત્પત્તિ અને વિનાશ થઇ ગયો હતો. અનેક પ્રજાઓ ઉત્પન્ન થઇ અને નાશ પામી હતી. એટલે વૈવસ્વતમનુથીજ સૃષ્ટિનો આરંભ થયો એમ પણ નથી; પણ અઠ્યાવિશમા યુગચતુષ્ટયની સૃષ્ટિનો આરંભ વૈવસ્વત મનુથી હતો એ સત્યવાત છે. એટલે આપણે જેને સૃષ્ટિનો આરંભ કહીએ છીએ તે અઠ્યાવિશમો સમજવો.

સૃષ્ટિના આરંભથી એટલે આદિ પુરૂષ ૧ લા વૈવસ્વતમનુથી સુરથ સુધીના રાજાઓયે અમારા અર્થાત આર્યશાસ્ત્રોના મંતવ્ય પ્રમાણે ૨૨ લાખ વર્ષ પૃથ્વીનું કે પૃથ્વીના જુદા જુદા ભાગનું રાજ્ય કર્યું હતું, પ્રત્યેક રાજા પૈકી કોઇયે ૪૦ હજાર કોઇયે ૩૫ હજાર કોઇયે ૨૫–૨૦–૧૦–૫ હજાર વર્ષ સુધી રાજ્ય કર્યું હતું. એક રાજાની આવડી લાંબી આયુર્મર્યાદા એ અર્વાચિન વિજ્ઞાન શાસ્ત્રીઓની દષ્ટિમાં અસંભવિત લાગશે પણ તેઓ-યે એમ વિચારવા જેવું છે કે જે વાતને તેઓ ગઇ કાલે અસંભવિત કલ્પિત મૂર્ખાઇવાળી તરંગી માનતા હતા તે વાત આજે તેઓ સંભવિત અને સત્ય થયેલી દેખે છે. તો તે સમયે અનેક યોગના અને વિચિત્ર રસવિદ્યાના ચમત્કારિક પ્રયોગોથી કે ઔષધસેવનથી તેઓ હજારો વર્ષ જીવ્યા હોય તો તેમા અતિશયોક્તિ નથી. છતાં હાલમાં ઉપલબ્ધ સાધનો, પુરાતત્ત્વ સંશોધકોયે શોધી કાઢેલાં સાહિત્યો વગેરેને આધારે હાલના વિજ્ઞાન શાસ્ત્રીઓ એટલું તો ખાત્રીથી માની શકે છે કે હજારો વર્ષ પહેલાના રાજાઓયે સેંકડો વર્ષનાં આયુષ્ય ભોગવ્યાં હતાં એ ખોટું નથી વૈવસ્વતથી સુરથ સુધીના સત્યયુગી. ત્રેતાયુગી અને દ્વાપરયુગી ચક્રવર્તી રાજાઓયે લાખો વર્ષ રાજ્ય કર્યા હતાં. ૨૮ અઠ્યાવિશમા કલિયુગના આરંભથી ચંદ્ર રાજાના વંશનો પ્રારંભ થયો ત્યા સુધીમાં ૨૫,૨૪,૦૦૦ વર્ષ સૃષ્ટિના આરંભને થઇ ગયાં હતાં. અને ચંદ્ર રાજાથી શ્રીકૃષ્ણ સુધીના રાજાઓયે ૧૩,૬૪,૬૫૮ વર્ષ રાજ્ય કર્યું હતું. શ્રીકૃષ્ણનાજ વખતમા થઇ ગયેલા ભીષ્માચાર્ય ૪૫૦ સાડાચારસો વર્ષની ઉમરે ભયંકર યુદ્ધ કરી હજારો યોદ્ધાઓને ધરાશાયી કરી પોતે પડ્યા હતા; તો વૈવસ્વત મનુના વખતના અને તે પછીના રાજાઓયે હજારો વર્ષ રાજ્ય કર્યા હોય અને તે વખતે આયુર્મર્યાદા

# પૂર્વખંડ—ઉલ્લાસ ૪ થો.

## ઐતિહાસિક કાળ પૂર્વે

### (વિભાગ ૧ લો. ચંદ્ર રાજાથી વસુદેવ સુધી ૫૬ પેઢી.)

## ૧ ચંદ્ર રાજા.

ભાટ, ચારણો, રાજાઓના વહીવંચાઓ, વિદ્વાન લેખકો અને ચંદ્રવંશી રાજાઓના ઇતિહાસકારો, આદિ નારાયણથી માંડી સાઠક પેઢીયે શ્રીકૃષ્ણને મુકે છે, એટલે સૃષ્ટિની ઉત્પત્તિ જાણે કેમ શ્રીકૃષ્ણ પહેલાં ૫-૭ હજાર વર્ષે થઇ હોય એવું જણાવી જગત્કર્તાની અલૌકિક સૃષ્ટિને ક્ષુદ્ર રૂપ આપે છે. ખરી રીતે ૨૭ વખત ચાર ચાર યુગ આવી ગયા છે. અને આ ૨૮મો યુગ ચાલે છે. તેમાં દરેક યુગચતુષ્ટયને અંતે પ્રલય થાય છે. અઠ્યાવિશમા સત્યયુગમાં, શ્વેતવારાહ કલ્પમાં, બ્રહ્માને ત્રીજે દિવસે, ૭ મા મુહૂર્તમાં વૈવસ્વત મનુ થયો છે. તે વાતને આજે લાખો વર્ષે થઇ ગયાં છે. આજે તો × અઠ્યાવિશમો સત્યયુગ, અઠ્યાવિશમો ત્રેતાયુગ અને અઠ્યાવિશમો દ્વાપર યુગ વ્યતીત થઈ જવા ઉપરાંત અઠ્યાવિશમો કલિયુગ ચાલે છે. અને તેનાં પાંચ હજાર પચીસ વર્ષો પસાર થઇ ગયાં છે. ચંદ્ર રાજા ઉત્પન્ન થયો ત્યારે ત્રેતાયુગ ચાલતો હતો.

સુરથ રાજા પછી પ્રજામાં રાજા ન હોવાથી સંસારની અવ્યવસ્થા થઇ ગઇ અને અરાજક જગત નાશ પામવા લાગ્યું. તેથી ઇંદ્રે ચંદ્રને પૃથ્વી પર અવતરવા સૂચવ્યું એટલે ચંદ્રે પૃથ્વીપર અવતાર લીધો આ ચંદ્ર રાજાથી ચંદ્રવંશ ચાલ્યો. કૌરવો અને પાંડવો પણ ચંદ્રવંશી હતા. ચંદ્ર રાજાએ ૧૮ હજાર વર્ષ રાજ્ય ભોગવ્યું હતું. તે પછીના રાજાઓયે પણ હજારો વર્ષ રાજ્ય કર્યાં હતાં.

ચંદ્રવંશી રાજાઓની ક્રમવાર સંખ્યા સહેલાઇથી જાણી શકાય એટલા માટે ચંદ્રવંશના ૪ વિભાગ કર્યા છે. ૧ લો વિભાગ ચંદ્ર રાજાથી વસુદેવ સુધી ૫૬ પેઢી. ૨ જો વિભાગ શ્રીકૃષ્ણથી વિક્રમસેન સુધી ૮૬ પેઢી. ૩ જો વિભાગ દેવેંદ્રથી જામ લાખાજી સુધી ૩૩ પેઢી. ૪ થો વિભાગ જામ રાવળજીથી વર્તમાન ગાદિસ્થ રાજા સુધી. એ પ્રમાણે ગણતાં ચંદ્ર રાજાથી હાલના નામદાર ઠાકોર સાહેબશ્રી ભગવતસિંહજી ગોંડળ નરેશ ૧૮૫ મી

× આર્યજ્યોતિષ શાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે સૃષ્ટિની ઉત્પતિ ૧, ૯૫, ૫૮, ૮૫,૦૨૫ એક અબજ, પંચાણું કરોડ, અઠાવન લાખ, પંચાશી હજાર અને પચીસ વર્ષ થયાં છે. તેમાં અઠ્યાવિશમા યુગચતુષ્ટયમાં સત્યયુગનાં વર્ષ ૧૭, ૨૮,૦૦૦; ત્રેતાયુગનાં ૧૨,૯૬,૦૦૦; દ્વાપરયુગનાં ૮, ૬૪,૦૦૦; વર્ષ ગયાં અને કળિયુગનાં ૪,૨૬,૯૭૫ માંથી ૫૦૨૫ ગયાં છે.

પેઢીએ આવે છે મળી છે તેની પેઢી અમે આપી છે, ચંદ્રથી શ્રીકૃષ્ણ સુધીના ચંદ્રવંશ ગનએપ લાખો વર્ષ પૃથ્વીનુ રાજ્ય કરેલ છે ચંદ્રથી શ્રીકૃષ્ણ સુધીમા ૫૭ ચક્રવર્તી રાજા ગણાવ્યા છે

## ૨ બુધ. (ચંદ્રથી ૨ જો.)

ચંદ્રે બૃહસ્પતિની સ્ત્રીતારાનુ અજ્ઞાનતાએ હરણ કરી જવાથી બૃહસ્પતિના પક્ષમા દેવતાએ અને ચંદ્રના પક્ષમા શુક્રાચાર્યની પ્રેરણાથી દૈત્યો થયા, અને બન્ને વચ્ચે ઘોર સંગ્રામ થયો ત્યારે સમાધાન થયુ ચંદ્રથી તારાને બુધનામનો પુત્ર થયો તે બુધ શ્રાદ્ધદેવ નામના મનુની પુત્રી ઇલા સાથે પરણ્યો અને તેનો પુરૂરવાનામે પ્રતાપી પુત્ર થયો

## ૩ પુરૂરવા. (ચંદ્રથી ૩ જો.)

પુરૂરવાની રાજ્યધાની પ્રયાગની સામે પ્રતિષ્ઠાનપુર જેને હાલ ઝુસી કહે છે તેમા હતી ૫૫ શુ ? વિદ્યા કળા ચાર્યમા અદ્વિતીય એવા પુરૂરવાના ગુણગાન ઇંદ્રની સભામા નારદ મુનિના મુખથી ગવાતા સાભળી ઉર્વશી અપ્સરા પૃથ્વી પર આવી પુરૂરવા સાથે લગ્નથી જોડાણી તેનાથીઆયુ શ્રુતાયુ, સત્યાયુ, રય, વિજય અને જય એમ ૭ પુત્રો થયા. પુરૂરવાથી ૪૫ ની પેઢીએ યુધિષ્ઠિર થયા હતા

## ૪ આયુ. (ચંદ્રથી ૪ થો.)

આયુ પરાક્રમી રાજા થયો, આયુને નહુષ ક્ષત્રવૃદ્ધ વીર્યવાન રજી, રભ તથા અનેના એમ પાચ પુત્ર થયા

## ૫ નહુષ. (ચંદ્રથી ૫ મો.)

તેમા નહુષ રાજા મહા પ્રતાપી હતો ઇંદ્રાણી સાથે સુખોપભોગની યાચના કરતા તેણીએ જવાબ આપ્યો કે બ્રહ્મર્ષિઓની પાસે પાલખી ઉપડાવી આવો તો તેમ બને, એથી નહુષે તેમ કર્યું સપ્તર્ષિઓ પાલખી ઉપાડી ધીમા જતા ચાલવા માટે પગથી ઠેસુ મારી સર્પ સર્પ (જલદી ચાલ જલદી ચાલ) એમ કહ્યુ તેથી ઋષિઓએ ક્રોધ કરી શાપ આપ્યો કે સર્પ થા તેથી નહુષ અજગર (સર્પ) થયો

## ૬ યયાતિ. (ચંદ્રથી ૬ ઠ્ઠો)

નહુષને, યતિ યયાતિ, સયાતિ, આયતિ, વીયતી, અને કૃતિ એમ ૭ પુત્રો હતા તેમા યયાતિને રાજ્ય મળ્યુ વૃષપર્વા નામના દાનવ રાજાની પુત્રી શર્મિષ્ઠા અને શુક્રાચાર્યની પુત્રી દેવયાની વચ્ચે કજીયો થતા શર્મિષ્ઠાયે દેવયાનીને કુવામા નાખી દીધેલ યયાતિ રાજા મૃગયા કરવા નિકળેલ ત્યા કુવામાથી આર્તનાદ સાભળી ત્યા ગયો પોતાનુ વસ્ત્ર

પહેરના આપી તેને મ ાર મારી તેથી દેવયાનીરે પોતા સાથે લગ્ન રના માગણી રી યયાતિરે બ્રાહ્મણ પુત્રી સાથે લગ્ન કરવા એ પાપ મા તુ પરંતુ દેવયાનીરે હું બૃહસ્પતિના પુત્ર ચનો મને શાપ છે કે તુને બ્રાહ્મણ નહી પરણે વળી જમણો હાથ પ ડી મન કુરમાથી ા ી છે માટે તમનેજ પરણીશ આગ્રહ જોઇ યયાતિ દેવયાનીને પરણ્યા અને શર્મિષ્ઠા દાસી થઇને રહી દેવયાનીને યયાતિથી યદુ અને તુર્વસુ બે પુત્ર થયા અને શર્મિષ્ઠાને દ્રુહ્યુ અનુ અને પુરુ ત્રણ પુત્ર થયા શર્મિષ્ઠા સાથે યયાતિનો સ્નેહ બધાતા દેવયાની ક્રોધ પામી પોતાના પિતાને ઘેર ચાલી ગઇ યયાતિ મામવિહ્વળ થઇ તે ના ગયો શુક્રાચાર્યે શાપ આપ્યો કે મારી દી રીનો અપરાધ કર્યો છે માટે વૃદ્ધ થઇ ત ઘણી વિનતિ ગ તયે ગીએગને શુક્રાચાર્યે લુ કે તારો કોઇ પુત્ર તારી વૃદ્ધાવસ્થા લેશે તો તેટલો વખત તુ યૌવન પામી સસારમા સુખ ભોગવી શકાશ પોતાની વૃદ્ધાવસ્થા ની ા ના પ ે ત્રુ તેણે ભીકારી નહી તેથી લુ કે તારા વશ તે ગાદીપતિ ન ી થાઓ એવો શાપ આપ્યો પુરુએ પિતાનુ ઘડપણ લી ધી પોતાનુ યૌવન આપ્યુ યયાતિ ેટલોક કાળ સસાર સુખ ભોગવી વન ગયો તે પુરુના વશમા પાંડવો, કૌરવો વગેરે થયા

## ૭ યદુ (ચક્રવી ૭ ૧ ા)

યયાતિનો પુત્ર યદુ આ ાજથી આ ્ળમા થયેલા રાજાઓ યદુવશી કહેવાયા યદુનો પુત્ર * વક્રથી ૮ મો સહસ્રજીત (ક્રોષ્ટા) તેનો ૯ પ્રજનવાન, તેનો ૧૦ સ્વાહી તેનો ૧૧ રૂશેકુ, ના ચિત્રરથ તેનો ૧૩ શશબિંદુ તે મહાપરાક્રમી હતો તેને ૧૦ હજાર સ્ત્રીઓ હતી ને ઘણા પુત્ર હતા તેનો ૧૪ પૃથુ ના, તેનો ૧૫ ધર્મ થયો તેણે ના રા ્સુય યન ર્યા હતા તેનો ૧૬ ઉશના, તેનો ૧૭ રૂચક, તેને પાચ પુત્ર ના તેમા આથી નાનો ૧૮ જ્યામેઘ ગાદીએ બેઠો તેને સતતિ નહોતી ના પોતાની સ્ત્રી શૈબ્યાના ભયથી બીજી સ્ત્રી રી શક્તો નહોતો એક વખત દુશમનોને હતી ભાળ્યા નામની સુ ંદ કન્યાને લઇ આ ા તેને જોઇ શૈબ્યાને ક્રોધિત થઇ ગયી જેના બે ાે ા ા તો તમો પુત્ર થશે તેને માટ લઇ આ ાે ધુ એમ કહી પોતે તે સાથે પરણ્યો ન ી થોડા વખતમા શૈબ્યાને પુત્ર થયા તેનુ નામ ૧૯ વિદર્ભ તે યોગ્ય ઉમરે પહોચતા બો ્યા સાથે લગ્ન કર્યા તને ઘણુ પુત્ર થયા તેમા વગેરો ૨૦ કૃથ ગાદીએ બેઠો તેનો ૨૧ કુતી, તેનો ૨૨ ઘાષ્ટ તનો નિર્વૃતિ, તેનો ૨૪ દાશાર્હ, તેનો ૨૫ વ્યોમ, તેનો ૨૬ જીમૂત, તનો ૨૭ વિ ત તનો ૨૮ ભીમરથ, તેનો ૨૮ નવરથ, તેનો ૩૦ દશરથ, તેનો ૩૧ શકની તેનો ૩૨ કરંભી, તેનો ૩૩ દેવરાત તેનો ૩૪ દેવક્ષત્ર, તનો ૩૫ મધુ, તનો ૩૬ નવરથ તેના ૩૭ કુરૂ, તેનો ૩૮ અનુ તેનો ૩૯ પુરૂહોત્ર, તેનો ૪૦ આયુ તેનો ૪૧ સત્વત તેને સાત પુત્ર ના તેમા નાનો પુત્ર વૃષ્ણિ, ગાદીએ બેઠો

* આમા આગેના આક ા ચક્રથી તેનાનો પુત્ર છે એમ સમજવાનુ છે

## ૪૨ વૃષ્ણિ. (ચંદ્રથી ૪૨ મો ચક્રવર્તી રાજા.)

આ કુળમા વૃષ્ણિ રાજા મહાતેજસ્વી અને પરાક્રમી થયો તેણે અનેકવાર પૃથ્વીના રાજાઓને જીતી પોતાના તાબામા રાખ્યા હતા અને ચક્રવતી રાજા થયો હતો તેણે વેદધર્મને જગતમા ફેલાવ્યો હતો આના નામથી યાદવો વૃષ્ણિક કે વાર્ષ્ણેય પણ કહેવાતા તેનો પુત્ર ૪૩ સુમિત્ર, તેનો ૪૪ યુધાજીત, તેનો ૪૫ **શિની**, તેનો ૪૬ સત્યક, તેનો ૪૭ યુયુધાન, તેનો ૪૮ પૃથુ તેનો ૪૯ **સુર**, તેને ૫૦ **ભજમાન**, તેનો ૫૧ **શિની** તેનો ૫૨ **સ્વયંભોજ**, તેનો ૫૩ રૂચિક, તેને ચાર પુત્રો હતા તેમા સૌથી નાનો ૫૪ **દેવમીઢ** ગાદીએ બેઠો તેનો ૫૫ શૂર નામનો પુત્ર થયો તેનેનવ દિકરા અને પાચ દિકરીઓ હતી તેમા મોટા **વસુદેવ** ચંદ્રથી ૫૬ મી પેઢીએ થયા. **શૂર રાજાની** મોટી દિકરી વૃધ્ધશર્મા રાજાને આપી તેનો દંતવક્ર થયો હતો તેથી નાની પૃથાને કુંતીભોજ રાજાએ દિકરી કરી ઉછેરી તેથી તેનુ નામ કુંતી પડ્યુ તે પાંડુ રાજાને પરણાવી તેના પાચ પાંડવ થયા શ્રુતશ્રવા, સૌથી નાની ચેદી રાજાને પરણાવી તેનો શિશુપાળ થયો હતો <u>વસુદેવને ૧૪ સ્ત્રીઓ હતી</u>

---

# પૂર્વખંડ—ઉલ્લાસ ૫ મો.

## ૧. શ્રી કૃષ્ણ

### વિક્રમ સંવત પૂર્વે ૨૫૨૫ થી ૧૩૯૦ સુધી

### ( વિભાગ ૨–શ્રીકૃષ્ણથી ૮૧ મા વિક્રમસેન સુધી )

શ્રીકૃષ્ણ પહેલા યાદવોનો નિવાસ અથવા રાજ્ય મથુરા અને તેના આસપાસના પ્રદેશમા હતુ વસુદેવની દેવકી નામની સ્ત્રીથી શ્રીકૃષ્ણ થયા આ વીરપુરૂષ મહાભારતના વખતમા થઇ ગયેલ છે 'દેવકીનો આઠમો ગર્ભ તુને મારશે' એમ નારદે કંસને અગાઉથી કહેલ હતુ તેથી કંસે પોતાની બેન દેવકી અને વસુદેવને કેદ કર્યાં એ પછી એ ૬ પુત્રોને શિલાપર પછાડી ઠાર કર્યાં ૭ મા ગર્ભે રોહિણીના ઉદરમા પ્રવેશ કર્યો આઠમી વખત પ્રસવ થતાજ વસુદેવે તે બાળકને ઉપાડી યમુના નદી ઓળગી પોતાના મિત્ર નંદ રાજાને ત્યા ગોકુળમા લઇ ગયા અને યશોદાને ત્યા અવતરેલી કન્યાને લઇ આવી દેવકીના પડખામા સુવાડી કન્યાને કંસે મારી નાખી આણી ગોકુળમા કૃષ્ણ ઉછરવા અને ગાયો ચારવા લાગ્યા તે અરસામા અરિષ્ટ વૃષભ કેશી વગેરે રાક્ષસોને માર્યા પછી અક્રૂર અને બળભદ્રની સાથે મથુરા ગયા ત્યા ચાણુર અને મુષ્ટિકને મલ્લ યુધ્ધમા મારી પોતાના મામા કંસને સિંહાસન ઉપરથી ખેંચી ઠાર કર્યો અને ઉગ્રસેનને ગાદી ઉપર બેસાર્યા પછી કંસના ભાઇ સુનામા નામના રાજાને હરાવી માર્યો કરહાટના રાજાની

કન્યા રૂક્મિણીનુ હરણ કરી પરણ્યા પોતાનો જમાઇ કંસ મરાયાથી જરાસંઘ મથુરા ઉપર ૧૭ વખત ચડી આવ્યો અને હાર્યો હતો ૧૮ મી વખત પ્રચંડ સૈન્ય લઇ આવવાની તૈયારી કરતો હતો ત્યાં કાળયવન ૩ કરોડ મ્લેચ્છને લઇ આવે છે એવા સમાચાર કૃષ્ણને મળ્યા તેથી બેઉ બાજુના ઘસારા સામે નહિ ટકી શકાય એમ માની આનર્ત દેશમા આવી દ્વારિકા બનાવી તેને ફરતો ૮૬ માઇલનો ગઢ બાંધ્યો આ નગરીમા શિલ્પશાસ્ત્રને આધારે ચૌટા ન્હાની મોટી શેરી રાજમાર્ગ ઉદ્યાન—ગામ વચ્ચેના બગીચા ઉપવન—શહેર બહારના બગીચા આકાશ સાથે વાતો કરનારા મકાનો સભાસ્થાનો હવેલીઓ રાજમહાલયો સોનાના પિત્તળના અને રૂપાના કોઠાઓ વગેરેથી સુશોભિત અને દુશ્મનોથી દુર્ગમ્ય એવી નગરી ગિરનાર અને કોડીનાર પાસેના સમુદ્રના મધ્યવર્તી ભૂભાગમા વસાવી કેટલાક જુના ગ્રન્થમા ૮૦૦ માઇલમા દ્વારકાપુરીના ઘેરાવાનો ઉલ્લેખ છે દ્વારકામા શ્રીકૃષ્ણ વસ્યા પછી કાળયવન પાછો આવ્યો કૃષ્ણ એકલા ગિરનાર પર ચડી ગયા પાછળ યવન આવ્યો એ ગુફામા પેઠા ત્યાં ઘણા વખતથી સુતેલ મુચકુંદ ઉપર પોતાનું વસ્ત્ર ઓઢાડી દીધુ યવને તેને રંગથી પાટુ મારી ઉઠાડ્યો અને તેના નેત્રાગ્નિથી બળી ભસ્મ થઇ ગયો હાલમા ગિરનાર પર દાતાર કહેવાય છે તેજ કાળયવન છે જેની માનતા હિંદુ મુસલમાન બન્ને કરે છે તે વખતે દ્વારકા આર્યાવર્તમા મોટામા મોટી નગરી ગણાતી વેરાવળ પ્રભાસપાટણ પ્રાચીપાટણ પોરબંદર વગેરે દ્વારકાના પરા ગણાતા તેમા ૧૫ થી ૧૬ લાખ • સ્ત્રીઓની વસ્તી હતી યાદવાસ્થળી વખતે નાશ પામેલા યાદવોની ૪૦ લાખ સ્ત્રીઓ દ્વારકામા હતી એવુ મહાભારતમા લખ્યુ છે તો તેટલાજ પુરુષ યાદવો હશે અને તેથી બમણી ઇતરવર્ણની પ્રજા વસતી હોવી જોઇએ દ્વારકામા નિવાસ કર્યા પછી કૃષ્ણે અનેક લગ્નો કર્યા છે

કૃષ્ણ પરમ શિવભક્ત (મહાદેવના ઉપાસક) હતા એવો મહાભારત ભાગવત તથા બીજા ઘણા પુરાણોમા ઉલ્લેખ છે ડાકોર પણ તેમ કહે છે કૃષ્ણને મુખ્ય ૮ આઠ પટરાણી હતી અને ભૌમાસુરને મારી તેના બંદીખાનામાથી છોડાવી લાવેલી ૧૬ હજાર રાજકન્યાઓ સાથે પોતે પરણ્યા હતા [રૂક્મિણી]ની મુખ્ય ૮ પટરાણીઓને નીચે પ્રમાણે સતાનો હતા

**રૂક્મિણીને** પ્રદ્યુમ્ન ચારૂદેષ્ણ સુદેષ્ણ ચારૂદેહ સુચારૂ ચારૂગુપ્ત ભદ્રચારૂ ચારૂચંદ્ર વિચાર ચારૂ અને ચારૂમતી કન્યા **જાંબુવતીને,** સાંબ સુમિત્ર પુરૂજીત શતજીત સહસ્રજિત્ય ચિત્રકેતુ વસુમાન દ્રવિડ ક્રતુ અને એક કન્યા **સત્યભામાને,** ભાનુ સુભાનુ પ્રભાનુ શ્રીભાનુ પ્રતિભાનુ અને એક કન્યા **ભદ્રાને** સંગ્રામજીત બૃહત્સેન શૂર પ્રહરણ અરિજીત જય સુભદ્ર વાસુ આયુ સત્યક અને એક કન્યા **મિત્રવિંદાને,** વૃક હર્ષ અનિલ ગૃધ્ર વર્ધન ઉન્નાદ મહાંસ પાવન વહ્નિ ક્ષુધિ **સત્યાને,** વીર ચંદ્ર અશ્વસેન ચિત્રગુ વેગવાન વૃષ આમ શંકુ વસુ કુંતિ **કાલિંદીને,** શ્રુત કવિ વૃષ વરિ સુબાહુ ભદ્ર શાંતિ દર્શ પૂર્ણમાસ સોમક **લક્ષ્મણાને,** પ્રઘોષ ગાત્રવાન સિંહ બલ પ્રબલ ઊર્ધ્વગ મહાશક્તિ સહ ઓજ અપરાજીત અને એક કન્યા એ પ્રમાણે સતાનો હતા

ઘણા વર્ષોથી બંધ પડેલ છે ભોળાભીમ સાથેની પૃથ્વીરાજની લડાઈમાં જામ લાખો પૃથ્વીરાજના પક્ષમાં રહીને અને ભોળાભીમના પક્ષમાં ગીરનારનો રાવ ખેંગાર રહીને સામસામા લડ્યા હતા

# ૨૨ જામ રાયધણજી (ઉર્ફે રત્તો).

## (ગાદીની લાખીયાર વિયરો)

## દેવેંદ્રથી ૭૪ મા. વિ. સં. ૧૨૩૨ થી ૧૨૭૧.

લાખો (લખધીર) અને લાખિયાર ગુજરી ગયા પછી પાટવી કુંવર રાયધણને ગાદી મળી તે લડાઈમાં વિકટમાં કે સ્વારીમાં ચડે ત્યારે પોતાની મોટી પાઘડીમાં શિરપેચ વાંકો રાખતા તેથી ત્યાંના ઉપનામથી પણ પ્રજા ઓળખતી રાયધણને, ગજણ, દેદો, હોથી અને ઓઢો એમ ચાર કુંવર હતા રાયધણના કુળગોર માનગની આજ્ઞા પ્રમાણે ગજણને બારા પરગણાના ૧૨ ગામ દેદાને કંથકોટના ૧૨ ગામ, હોથીને ગજોડ પરગણાના ૧૨ ગામ અને સૌથી નાના ઓઢાને લાખીયાર વિયરની ગાદીએ બેસાર્યા ગજણના વંશમાં ૧૭ મી પેઢીયે રાવળ જામ તથા કાઠીઆવાડના જાડેજાઓ થયા અને ઓઢાના વંશમાં કચ્છની ગાદી ચાલી આવી કચ્છ રાજ્યના ગોર માનગે દેદાને ચેચિની માતાને, ગજણને આશાપુરા માતાને તથા હોથી અને ઓઢાને મહામાયા માતાને કુળદેવી તરીકે માનવા કહ્યું ગાદીપતી ઓઢાજામને વધુ કહ્યું કે આ માતાજીની કૃપાએ તારા વંશજો દર વર્ષ એક પાડો ચડાવે જાધરીયા ડુંગરમાંથી વળીઓ ન બનાવે અને હથિયારમાં કોયતા ન રાખે, તો તારા વંશમાં હમેશા કચ્છનું રાજ્ય આબાદ રહેશે વિ. સં. ૧૨૫૬ના મા. શુ. ૪ને દિવસે માતાજીના દર્શન કરી ગિરનાર તરફ ગયા ને પછી ૧૫ વર્ષે ઓગણે વિ. સં. ૧૨૭૧ મા જામ રાયધણજી સ્વર્ગવાસી થયા

રાયધણજી ગાદીએ બેઠા ત્યારે મહમદ ગિઝની ગુજરી ગયાને ૪૫ વર્ષ થઈ ગયા હતા, છતાં મહમદ ગિઝનીનું રાજ્ય પંજાબમાં વિ. સં. ૧૨૪૨ સુધી રહ્યું હતું એ સાલમાં મહમદ ગોરીનો પ્રપૌત્ર ખુશરવ મલીક પોતાના બાપદાદાનું વેર વાળવા, લાહોરમાં કેદ કરી શાહબુદીન ગોરી તરફ ગયો હતો હિંદુસ્થાનમાં મુસલમાની અમલના મૂળ ઉંડા નાખનાર શાહબુદીન ગોરી થયો તે વિ. સં. ૧૨૪૮ મા મોટી ફોજ લઈ આવ્યો હતો તે અરસામાં પૃથુરાજ, અનંગપાળની ગાદીએ બેઠો હતો એ જયચંદ રાઠોડને ગમ્યું નહી, તેથી તેણે રાજસુય યજ્ઞ સાથે પોતાની દિકરી સંયુક્તાનો [1]સ્વયંવર રચ્યો તેમા પૃથુરાજને આમંત્રણ ન આપ્યું અને પૃથુરાજની સોનાની મૂર્તિ બનાવી દ્વારપાળને ઠેકાણે મુકી આ વાત સાંભળી પૃથુરાજને બહુ ગુસ્સો ચડ્યો અને મોટા સૈન્ય સાથે જયચંદ રાઠોડની દિકરી સંયુક્તાને હરી ગયો આ વખતે ભયંકર લડાઈ થઈ તેમા પૃથુરાજના સારા સારા યોધ્ધા

1 હિંદુસ્થાનમાં આ રાજસૂય યજ્ઞ અને સ્વયંવર છેલ્લો થયો, પછી કોઈએ આવા યજ્ઞ કે પોતાની દિકરીનો સ્વયંવર કરેલ નથી

મનાણા હતા, આ સ્વયંવરમા જામ રાયધણ પણ આવ્યા હતા એટલામા શાહબુદીન ચડી આવ્યો આ વખતે પૃથુરાજની મદદમા હિંદુસ્થાન આખામાથી ડોઢસોથી વધુ રાજાઓ પોતપોતાના સૈન્ય સાથે લડવા આવ્યા હતા તેમા કચ્છમાથી જામ રાયધણના દિકરા ગજણ અને હોથી પણ પાચ હજાર માણસના લશ્કર સાથે આ ધર્મયુધ્ધમા સામેલ થયા હતા આ વખતે પૃથુરાજ પાસે ૩ ત્રણહજાર હાથી, ૩ ત્રણલાખ ઘોડેસ્વાર અને ૧૦ દસલાખ પાયદળ લશ્કર હતુ ભયંકર યુધ્ધ થયુ શાહબુદીને દગાથી લડાઇ ચલાવી તેમા પૃથુરાજને દગાથી જીવતો પકડી લીધો જે પૃથુરાજે અનેક વખત શાહબુદીનને પકડેલ પણ ઉદારતાથી જીવતો છોડી મુકેલ હતા એ નરપિશાચ વિશ્વાસઘાતી દુષ્ટ મ્લેચ્છે હિંદના છેલ્લા મહાન ચક્રવર્તી રાજાને પકડી બુરી રીતે માર્યો કે જે સમ્રાટે તે નરાધમ પર ઉપકારજ કર્યા હતા તેના બદલમા એ મ્લેચ્છ અપકારજ કર્યો

પૃથુરાજ પકડાયા પછી અજમેરમા હજારો સ્ત્રીઓ બાળકો વૃદ્ધોની કતલ કરી અને વિસ હજાર સ્ત્રીઓ બાળકો અને પુરુષોને ગુલામ બનાવી ગિઝની લઇ ગયો વિ સ ૧૨૫૦ મા શાહબુદિન હિંદુસ્થાન પર ચડી આવ્યો ત્યારે કનોજના રાજા જયચંદ રાઠોડને મારી રાજ્યમા એક હજાર મંદિર તોડ્યા અને બંગાળામા ઠેક ઠેકાણે મુસલમાનોની સત્તા સ્થાપિત કરી વિ સ ૧૨૬૨ મા શાહબુદીનગોરી સિંધુ નદીને કિનારે પોતાના તંબુમા આરામ લેતો હતો ત્યા દુશ્મનોએ આવી તેના કટકે ટુકડા કરી નાખ્યા અને પૃથુરાજનુ વેર લીધુ આ વખતે તેની પાસે અસંખ્ય ખજાનો હતો જેમા હીરા ૧૦ મણ હતા આ પ્રમાણે જામ રાયધણના વખતમા હિંદમા અનેક ઉથલ પાથલ થયા કરતી હતી, અને બાદશાહી સત્તા જામતી હતી વિ સ ૧૨૭૧ ઇ સ ૧૨૧૫મા જામ રાયધણજી કૈલાસવાસી થયા

તે પછી આજ સુધી જે જે કચ્છની ગાદીયે રાજાઓ થઇ ગયા તે નીચે પ્રમાણે

**જામ ઓઢાજી ૨.** (વિ સ ૧૨૭૧ થી ૧૩૧૧) જામ રાયધણજી પછી તેના નાના દિકરા ઓઢાજીને ગાદી મળી એ ઉપર લખાઇ ગયુ છે તે વખતે પણ રાજધાનીનુ ગામ બારિયાર વિયરો હતુ દેદો અને હોથીજીના ગામ રાજધાનીથી દૂર હોવાને લીધે તેઓએ વિરોધ કાઢી લીધા પણ જામ ગજણજી મોટા હતા પોતાને ગાદી ન મળી અને પોતાનો હક માર્યો ગયો તે બાબતનુ વેર બેઉના વંશમા સોળમા સૈકા સુધી એટલે જામ રાવળજી અને જામ હમીરજી સુધી ચાલ્યા કર્યું બારામા જામ ગજણજીને હાલો તથા ડોસો બે દિકરા હતા હાલો ગાદીપતિ થયેલ અને ડોસાને મોટાભાઇ સાથે ન બન્યુ તેથી તે લાખીયાર વિયરે જામ ઓઢાજીને આશ્રે આવી રહ્યા ત્યા તેને અબડા અને મોડ બે દિકરા થયા આ વખતે જાટ લોકોનુ જોર વધુ વધી પડવાથી અને બધાના રાજ્યને તેથી નુકશાન થતુ હોવાથી જામ ઓઢાજી અને ગજણના દિકરા જામ હાલાજી સાથે મળી જાટ લોકોને હાંકી કાઢ્યા હતા

**જામ ગાહોજી ૩,** ધાઓજી (વિ સ ૧૩૧૧ થી ૧૩૪૧) ઓઢાજી ગુજરતા ગાહોજી

(વાકામા કૂડ કપટ વધશે, ખોટા ખતો મડાશે, અને રાજા પોતાના પૂર્વજોના પરિયા નાચતાને માન આપશે નહી ત્યારે જાડેજાના રાજ્ય જશે )

ઉકેડ તેં ડીયા બરંધા, સુધ ન વરસધા મીં
મામે થીદા ગામકે, એન અઇવા ડીં

( ઉકરડા ઉપર—મ્યુનીસીપાલીટીમા બિલા બનશે જોઇએ તેમ વરસાદ નહી વરસે મોટા ઓ સામે નાના થાશે એના દિનમો આવશે )

ચડી વડડાર થીદુ વિધિદા પિંડજો
જાડેજા જડધાર હક ન રેંધો કિનજો

( વડની ડાળ ઉપર બેસીને થડ કાપનાર જાડેજા થાશે તેથી કોઇની સત્તા રહેશે નહી )

ચાકર હુંદા રોઠીયા, ઠાકર હુદા ઠેઠ
પ્રજા હુદી પાપણી, ઉજડ હુંદાં ગોઠ

(ચાકર ધણી થઇ પડશે રાજા મૂર્ખ થાશે પ્રજા પાપાચારવાળી થાશે અને ગામડા ઉજડ બનશે )

આવા ઘણા દોહા નોંધીને સિંધના રાજાયે કચ્છમા મુળવોજીને મોકલ્યા તેણે રાજનદીમા નાખી રાખ્યા હજી સુધી ભુજ કચ્છના તોસાખાનામા નોંધપોથીમા છે મુળવોજી વિ સ ૪૦૩ મા કાઠી લોકો સાથેની લડાઇમા મરાણા તેપછી તેના વિકરા

**જામ કાયોજી ૬,** ( વિ સ ૧૪૦૩ થી ૧૪૦૬ ) ગાદીયે બેસા પછી પોતાના પિતાને મારનાર કાઠીઓનો કચ્છમા સર્વ નાશ કર્યો તથા તે લોકોની મદદમા રહેલા ઉભી વાઘેલાને પણ માર્યો આ લડાઇમા કાયોજી મરાણા આના વખતમા દિલ્હીની ગાદીપર ફિરોજ તઘલખ બાદશાહ થયો હતો

**જામ આમરજી ૭,** (વિ સ ૧૪૦૬ થી ૧૪૭૦ મા) ગાદીયે બેઠા તેના વખતમા કાબુલની ફોજ ઉતરી આવેલ તેને હરાવી પણ તે લડાઇમા પોતાને સખત જખમ થવાથી થોડા વખતમા ગુજરી ગયા તે વખતે પોતાના ભીમજી નામના કુવર છતા નહી ગણીને ગર્ભધાન હોવાથી કુવર આવે તો તેને ગાદી આપવાનુ કહેલ તે પ્રમાણે ભીમજીએ વચન પાળ્યુ

**જામ આમરાણી ૮,** (વિ સ ૧૪૭૦ થી ૧૪૮૫) જામ આમરજી ગુજરી ગયા પછી આમરાણી ૧૫ વર્ષનો થયો ત્યા સુધી ભીમજીએ કારભાર ચલાવ્યો અને ગાદીપર આમરાણીનેજ બેસારેલ પણ તે મંદ નબળો અને સ્ત્રૈણ વૃત્તિનો જણાયાથી પ્રજાએ ભીમજી કે જે આમરજીનો મોટો કુવર અને ખરો હકદાર હતો તેને પાઘડી બાધી ગાદીયે બેસાર્યો

**જામ ભીમજી, ૯.** (વિ સ ૧૪૮૫ થી ૧૫૨૮) ( ના ધના હુમા. )

નેવજી શેઠે તુરત રાયધણજીને કેદ કર્યા કચ્છના નાના મોટા તાલુકદારો અને ખડીયા રાજાઓ આ તકનો લાભ લઈ સ્વતંત્ર થયા હમીર અને તુરકાનવીનારે રાયધણજીને છુટા કર્યા પણ તુરત ફતેહમહમદ જમાદારે રાયધણજીને કેદ કર્યા અને આખા કચ્છ ઉપર પોતાની સત્તા જમાવી તે શિવાય નવાનગર ઉપર ૩ વાર ચડાઇ કરી કચ્છનો વાવટો ચડાવેલ અને લાખો કોરી દંડની વસુલ કરેલ પણ સોરાષ્ટ્રના બીજા જાડેજાઓ તેને મદદ ન આપી અને કંપની સરકારના સુરજી શેઠે કર્નલ વોકરના આવવાના ખબર આપ્યા તેથી પાછો વળ્યો ફતેમહમદ બહુ મહત્વાકાંક્ષી હતો, અને સૌરાષ્ટ્રમાથી ઈગ્રેજોને કાઢી મુખી કરવાની સત્તા મેળવવાનો વિચાર કરતો હતો ત્યા ૬૧ વર્ષની ઉમરે ગુજરી ગયો તેને બે દીકરા હતા ફતેહમહમદના હિંદુ ધર્મના સંસ્કાર અને તે તરફ માન હતુ તેથી તેઓ ત્યાસુધી હિંદુધર્મ પ્રત્યે માનથી જોતા અને હિંદુઓ તેને ચાહતા ફતેહમહમદ પછી રાવ રાયધણજીએ ૨૫ મે વર્ષે દેહ છોડ્યો પોતાના દેહને દાટવાનુ ફરમાવેલ પણ રજપુતોએ તેમ ન કરવા દેતાં અગ્નિસંસ્કાર કર્યો તેના પછી

**મહારાઓશ્રી ભારમલજી ૨૪,** (વિ સ ૧૮૭૦ થી ૧૮૭૫) ગાદીએ બેઠા તે વખતે તેમની ઉંમર ૧૫ વર્ષની હોવાને લીધે ફતેહમહમદના દીકરા હુસેનમીયાના હાથે કારભાર ચાલતો દિવાન જગજીવન હતો તેની કતલ થઈ અને મેતા લક્ષ્મીદાસ દિવાન થયો ઇ સ ૧૮૧૨, સન ૧૮૧૫ના જાનેવારીમા હુસેનમીયાએ ૪ ગામ પોતાના કબજામા રાખી રાવને સત્તા સોંપી દીધી ભારમલજીના વખતમા અંધાધુંધી બહુ ચાલતી તેનો લાભ લઈ બ્રિટિશ સરકારે ભારમલજીને કેદ કરી ૩ વર્ષના દેશળજીનો રાજ્યાભિષેક કરી પાઘ બંધી અને છઠ્ઠો અં-ગ્રેજ રેસીડેંટ સહીત રીજન્સી સ્થાપી કારભાર ચલાવવા માંડ્યો

**માહારાઓશ્રી દેશળજી ૨૫.** (વિ સ ૧૮૭૫ થી ૧૯૧૭) ગાદીએ બેઠા તે અરસામા એક મોટો ધરતી કંપ થયો તેથી મોટી ઉથલપાથલ થઈ હતી ઇ સ ૧૮૩૪ના જુલાઈની ૮ મી તારીખે દેશળજીને સર્વસત્તા સોંપાણી તેમણે પોતાના રાજ્યમા ઘણા સુધારા કર્યા દીકરીઓને મારી નાખવાનો રીવાજ બંધ પાડ્યો સતી થવાનુ, ગુલામ વેચાતા લેવાનુ અને ત્રાગા કરવાનુ બંધ કર્યું તેમના વખતમા શા કુશળચંદ મેતા અખારામ, ઠક્કર નાનજી અને છેવટે જાની બીહારીલાલ દીવાન થયા હતા છેલ્લા દીવાને કારભાર સારો ચલાવ્યો હતો સવંત ૧૯૧૭ ના શ્રાવણ શુદ ૮ને દી દેશળજીએ દેહ છોડ્યો તેમને સા પરેતવહેલી દીકરી હતી જે તે સાબ સાહેબાને ઇ ના મહારાજા જવાનસિંહજી વેરે પરણાવ્યા હતા તે પછી

**મહારાઓશ્રી પ્રાગમલજી ૨૬,** ગાદીએ બેઠા (વિ સ ૧૯૧૭ થી ૧૯૩૨) આરંભ વર્ષ પછી કાજી શાહબુદ્દીન અને તે પછી બીજા આઠેક વર્ષે કૃષ્ણાજી દીવાન થયા પ્રાગમલજીને જાહેર બાંધકામોનો બહુ શોખ હતો તેમાનો ઉત્તમ કારીગરીવાળો ઇટાલીયન ગોથીકની બાંધણીવાળો પ્રાગમહેલ દેશ દેશાંતરથી આવનારા પ્રેક્ષકોનુ ધ્યાન ખેંચે છે તેમને અંગ્રેજ સરકારે જી સી એસ આઇનો ખીતાબ આપ્યો હતો તેમણે મુંબઈની ૩ મુસાફરી કરી હતી બે કુંવર અને એક કુંવરી મુકી સવંત ૧૯૩૨ના પોષ શુદ ૫ ને રોજ

ખ્યુ હતુ સવત ૧૭૭૭મા અમદાવાદ ના સૈયા મુસલમાનો સાથે સવત ૧૭૭૭-મા નાગનાના જમસતાજી સાથે તથા સવત ૧૭૮૨મા ભુજ સાથે મોટી લડાઈ થયેલી તેમા હજારો માણસોની તનથઇતની આ વખતે રેતપર મોરબી તાબામા હતુ ઠાકોર સવત ૧૭૯ મા ગુજરી ગયા ત્યાંની ઉપરની અરથાએ ૨૦ વાતે સમાધાન થયુ હતુ કાકાના પૌત્ર અલીયાજી ઘણો વખત ભુજમા હતા કાકાના દિ ા તે સમાન નાની ઉમરમા ૭ કુવર મુકી ગુજરી ગયેલ હતા પોતે દેવ થયા તે વખતે પાટવી કુવર

ઠાકોરશ્રી અલીયાજી ભુજ હતા સવત ૧૮૦ના પોષ વદી ૭ ને રોજ તેમનો રાજ્યાભિષેક થયા તે સમાનના નાના દિકરા મોડજી હતા તેનાથી માળીયાની શાખા ચાલી મોડજી અને અલીયાજી વચ્ચે વેર ચાલતુ અને મોરબી માળીયા વચ્ચે ઘણી લડાઇઓ થાતી અલીયાજી દ્વારકા ની જાત્રાયે જતા હતા તે વખતે નગરમા જામ તમાચીજી ગાદી પર હતા તની શિખવણી-થી પડધરીના હાલાઇએ જાત્રાથી વળતી વખતે આગ્રહથી રોકી ખાણુ વખતે સવત ૧૭૯૬ના માગશર શ ૪ રો ર દગાથી મારી નાખ્યા અલીયાજીને વખતસગજી અજુભાઝાનીથી બે દીકરા હતા તેમા

ઠાકોરશ્રી વખતજી ગાદીએ બેઠા અને પોતાના બાપને મારનારને મારવાની પ્રતિજ્ઞા કરી અને તે પછી પાઘડી બાધવાનુ પાણી મુક્યુ તે અરસામા હાલાજીરેનવાનગરના જામ તમાચીજીને પણ દગાથી મારેલ એટલે તમાચીજીના કુવરી ગ ર કુવરબાએ મોરબી વાળાની મદદ માગી બધા કારણ ભેળા થતા વખતજી મોટા લશ્કર સાથે પડધરી ગયા અને તોપોનો મારો ચલાવી ગઢ તોડી દરબારગઢમા ગયા પણ હાલાજી સ્ત્રીનો વેશ પેરી ભાગી ગયેલ અને ક્યાય શરણ ન મળવાથી ક્ગાર ખાઇ મરણ પામ્યો વખતજીએ આ વખતે મોરબીને ચિ નો બાધ્યો વખતજીને ત્રણ કુવર હતા તેમા મોવરવાળા રાણીશ્રી માન કુવરબા થી પાટવી કુવર પચાણજીનો જન્મ થયો હતો

ઠાકોરશ્રી પચાણજી સ ૧૮૨૦ના ચૈત્ર શુ ૧૪ ને દી ગાદીએ બેઠા આના વખતમા માળીયા સાથેની લડાઇ ચાલતી હતી તે સવત ૧૮૨૮ના ભાદરવા મહીનામા ગુજરી ગયા પછી તેમને સતાન નહી હેવાથી મના નાના ભાઇ

ઠાકોરશ્રી વાઘજી સવત ૧૮૨૮ના આશુ શુ ૧૦ને રો ર ગાદીએ બેઠા તે વખતે કચ્છના રાઓ ગોડજી તરફથી વાગડમા કેટલીક અડચણો થાતી તથી જુનાગઢના અમરજી દિવાનની મદદ લઇ ચડાઇ કરી પણ રાવે વર મેળે સમાધાન કરી ઠાકોરશ્રીને પાછા વાળ્યા સવત ૧૮ ૪ની સાલમા ગાયકવાડ ફતેહસિંહરાવની મદદ લઇ માળીયા ઉપર ચડાઇ કરેલ તેમા ફતેહ મેળવી સવત ૧૮૪૧ના ભાદરવા મહીનામા માળીયા ગુજર્યુ વાઘજીને ચાર કુવર હતા

ઠાકોરશ્રી હમીરજી સવત ૧૮૪૧ના આસો વદી ૧૩ના રો ર ગાદિએ બેઠા અને સવત ૧૮૪૨મા ગુજરી ગયા હમીરજી અપુત્ર હેવાથી તેના ભાઇ ડ્યાજીને ગાદી મળી

**ઠાકોરશ્રી જીયાજી** સંવત ૧૮૪ મા ગાદીયે બેઠા આના વખતમા પણ માળીયા સાથે વેર ચાલતુ હતુ અને તુરફાટ લડાઇઓ થાતી હતી સંવત ૧૮૫૮મા ૭ વર્ષની ખંડણીઓ ચડી જેથી ગાયકવાડનો સુબો બાપાજી ચડાઇ લઇ મોરબી આવ્યો હતો ઇ ૧૮૬૩મા કર્નલ વાકર ગાયકવાડી ખડણી મુકરર કરવા કાઠીયાવાડમા આવેલ ત્યારે આ રાજ્યને અંગ્રેજ સરકાર સાથે સારો સબંધ બંધાયો હતો સંવત ૧૮૮૫ના માર્ગ ... ૯ને દી ... ગુજરી ગયા ઠાકોરશ્રી જીયાજીને પાંચ કુંવર હતા તેમા મોટી રાણીશ્રી મોનાબાથી પાટવીકુંવર પૃથ્વીરાજજી થયા હતા

**ઠાકોરશ્રી પૃથ્વીરાજજી** સંવત ૧૮૮૫ ના માગશર શુદ ૫ ને રોજ ગાદીયે બેઠા તે વખતે રાજ્ય પર કરજ હતુ લડાઇઓ અટકી હતી એટલે આ ઠાકોરશ્રીએ સ્ટેટની ઉપજ વધારવા પર ધ્યાન દીધુ એમને સિંહનો શિકાર કરવાનો બહુ શોખ હતો એક અંગ્રેજને એ ખબર મળતા સિંહનો શિકાર જોવા મોરબી ઠાકોર સાથે જંગલમા ગયા ત્યા સુતેલા સિંહને પાળમા પથર મારી જગાડ્યો સિંહે ઉછેડાઇ છલગ મારી કે તુરત તલવારના એક ઝાટકે સિંહને ઠાર કર્યો એ જોઇ અંગ્રેજ અમલદાર હેબતાઇ ગયો ઠાકોરશ્રીએ એવા ઘણા સિંહોને માર્યા હતા કે તેના ચામડાની મોટી મોટી જાજમો બનાવી હતી તે સંવત ૧૯૦૨ મા ગુજરી ગયા લીંબડીના કુંવરી નાથીબા રાણીથી પાટવી કુંવરશ્રી રવાજીરાજનો જન્મ સંવત ૧૮૮૪ મા થયો હતો

**ઠાકોરશ્રી રવાજીરાજ** સંવત ૧૯૦૨ ના પોષ સુદ ૧૩ને રોજ ગાદીયે બેઠા તેમણે મેતુતાને આબાદ કર્યા ટકારામા ગઢ બાંધ્યો તેમને ૭ રાણીઓ હતી તેમા ચુડાના રાણાશ્રી રાયસિંહજીના કુંવરીથી માજીરાજબાથી પાટવી કુંવરશ્રી વાઘજીનો જન્મ થયો હતો રવાજીરાજ વિદ્વાનોને સારો આશ્રય આપતા સંવત ૧૯ ૬ ના મહા શુદ ૬ને રોજ છાતીના દરદથી દેવ થયા ત્યારે

**ઠાકોર સાહેબશ્રી વાઘજી** ૧૩ વર્ષની ઉમરે વિ સ ૧૯૨૬, ઇ સ ૧૮૭૦ના ફેબ્રુઆરીની ૧૭મી તારીખે ગાદીયે બેઠા બાલ્યાવસ્થાને લીધે મોરબીનો વહીવટ એજન્સીયે સંભાળ્યો જોઇન્ટ એડમીનીસ્ટ્રેટર ગગા ઓઝા શંભુપ્રસાદ અને દફતરી ઝુઝાભાઇ રાજમાતા માજીરાજબાની સલાહથી રાજતંત્ર ચલાવતા તેઓએ પાની તાણા સાયના ધરાદ વગેરે રાણાની કુંવરીઓ સાથે લગ્ન કર્યા હતા પાલીતાણાના કુંવરી બાજીરાજબાથી કુમારશ્રી લખધીરજીનો જન્મ થયો હતો ઇ સ ૧૮૮૦ સંવત ૧૯૩૬ મા મોરબીની બજારને સુશોભિત બાંધણીની બનાવવાનુ આરંભ્યુ હતુ ઇ સ ૧૮૮૩ ના એપ્રીલની ૧૮મી તારીખે ઠાકોર સાહેબ વિલાયતને સલામ ગયા હતા ઇ સ ૧૮૮૪મા વવાણીયાથી મોરબી સુધીની રેલ્વે બાંધવાનુ શરૂ કર્યું હતુ ઇ સ ૧૮૮૬ પછી વાંકાનેરથી રાજકોટ સુધીની રેલ્વે લાઇન બાંધવા માટે ૮૪ માઇલની રેલ્વે બાંધવા પાછળ ૨૪ લાખ રૂપીઆનુ ખર્ચ થયુ હતુ રાજકોટ બ્રાંચ લાઇન ઇ સ ૧૮૯૦મા ખુલ્લી મુકી હતી તેઓને ઇ સ ૧૮૮૭મા કે સી આઇ ઇનો ચાંદ મળ્યા હતો એજ સાલમા બીજી વખત અમેરિકાને સલામ ગયા હતા ઇ સ ૧૮૮૭મા મહારાણી વિક્ટોરીયાના ૫૦ વર્ષના

જ્યુબીલી પ્રસંગે વિલાયત ગયા હતા અને જી સી આઈ ઈ નો ઈલ્કાબ મેળવ્યો હતો તેઓને હરભમજી નામના ભાઈ હતા મેજર સાહેબે છપનીઆ દુકાળમા પ્રજાને બહુ મદદ કરી હતી તેઓનુ જીવનચરિત્ર વીર રસથી ભરેલુ છે કાઠીઆવાડના રાજાઓમા બે સિદ્ધ કહેવાતા તેમા એક મોરબીના શ્રીવાઘજી અને ગોંડળના શ્રીભગવતસિંહજી શ્રીવાઘજી મર્હુમ હિંમત બાજ અશ્વ સવારીથી નથી ડરનાર અને ધર્મિષ્ઠ પુરૂષ હતા તેઓને હુનર ઉદ્યોગ અને યંત્ર–મશીનરીનો બહુ શોખ હતો, દુનિયામા કોઈ ઠેકાણે નવુ યંત્ર–સંચો નિકળે તો તુરત મગાવતા હિંદના દેશી રાજ્યોમા યુરોપથી પહેલ વહેલુ વિમાન તેઓએ મગાવ્યુ હતુ પાછળ તેના વાકેફગારોને અભાવે કે બીજા કોઈ કારણે એ વિમાનમા બેસી પોતે હવાઈ સફર કરી શક્યા નહી તેઓનુ જીવન ચરિત્ર લખાય તો બહુ રસિક અને બોધક થાય ઠાકોર સાહેબશ્રી વાઘજીને ૩ કુંવર હતા યુવરાજ કુમારશ્રી લખધીરજી, અનતસિંહજી અને ચંદ્રસિંહજી

**ઠાકોર સાહેબશ્રી લખધીરજી** તેઓએ ઈ સ ૧૮૯૩મા ઈંગ્લાંડમા અભ્યાસ પુરો કરી સ્વદેશ પાછા ફર્યા બાદ નાંદોદના કુંવરીશ્રી નંદકુંવરબા સાથે સવત ૧૯૫૪ મા અને દેવગઢબારીઆના કુંવરીશ્રી સજ્જનકુંવરબા સાથે સવત ૧૯૫૫ મા તેઓના લગ્ન થયા હતા ઠાકોરસાહેબશ્રી લખધીરજીને બે કુંવર છે યુવરાજ કુમારશ્રી મહેંદ્રસિંહજી અને કનિષ્ઠ કુમાર[illegible]સિંહજી

**મોરબી** રાજ્યને ૧૨૫ ગામ ૭૪૦ ચોરસ માઈલ જમીન, એક લાખ લગભગ માણસોની વસ્તી અને વાર્ષિક ઉપજ ૧૫ થી ૧૮ લાખ રૂપીયાની છે અંગ્રેજ [illegible]ને અને શ્રીમત ગાયકવાડને જમાબંધી વગેરેના મળી ૬૦ થી ૬૨ હજાર રૂપીયા દરસાલ આપે છે આ રાજ્ય મચ્છુકાંઠો કહેવાય છે એકંદર જમીન પહાડી વધુ છે, મુખ્ય પરગણા મોરબી ટંકારા વવાણિયા અને આધોઈ એ પ્રમાણે છે

## માળીયાની શાખા

આ રાજ્ય હાલારના પેટા પ્રાંત મચ્છુકાંઠામા આવેલુ છે તેના તાબામા ૯૦ ચોરસ માઈલ જમીન ૧૭ ગામ [illegible] હજાર માણસની વસ્તી અને વાર્ષિક ઉપજ એક લાખ રૂપીયા લગભગ છે શ્રીમત ગાયકવાડ સરકારને અને જુનાગઢના નવાબ સાહેબને જોર તલબી વગેરે ( મળી રૂ ૧૩૬૭ આપે છે

મોરબીના મૂળ પુરૂષ કાંયોજીને આઠ કુંવર હતા તે વિ સ ૧૭[illegible]૦ મા ગુજરી ગયા પછી અલીયાજી મોરબીની ગાદીએ બેઠા હતા કાંયાજીના આઠ કુંવર પૈકી છઠ્ઠા કુંવર મોડજી હતા જેને માળીયા વગેરે પાંચ અને વાગડના વાંઢીયા વગેરે ગામો ગરાસમા મળ્યા સિંધમાથી મિયાણાઓને બોલાવી તેમણે માળીયામા વસાવ્યા હતા મોડજીને નાથોજી અને દેવાજી બે કુંવર હતા નાથોજી ગાદીએ બેઠા દેવાજીને વાગડના ગામ મળ્યુ હતુ નાથોજીને સાત કુંવર હતા તેમા ભીમોજી ગાદીએ બેઠા અને બાકીનાને વાગડના ગામો ગરાસમા મળ્યા હતા ભીમાજીના દિકરા રોસાજી ગાદીએ બેઠા હતા મોરબીના ઠાકોરશ્રી જીઓજીએ વિ સ ૧૮૫૮ મા દગાથી

પડ્યા હતા પણ સિપાઈઓ નેજાની મોટી ફોજથી છોડી દેવા પડ્યા ડોસાજી પછી તેનો કુંવર સનોજી ગાદીએ બેઠા તેના મૂળરાજી તેના મોડજી ગાદીએ બેઠા હતા સંવત ૧૯૩૬ મા અંગ્રેજ સરકારની પલટનનો એ સિપાઇ માળીયામા ગોળીબારથી મરાયો અને તેનો ખુની પકડાયો નહી તેથી ઠાકોર સાહેબથી મોડજી પાસેથી ચોથા ભાગનો અધિકાર અંગ્રેજ સરકારે લઇ લીધો હતો પણ કાઠીઆવાડના પ્રસિદ્ધ પરવારી કુટુંબના શ્રી મદ્રાસન દાસ વલ્લભદાસ અને શ્રી ગિરધરલાલ કારભાર સાચવતા તેઓએ સરકારમા લડી ચોથા ભાગના અધિકાર પાછો મેળવ્યો હતો

ઠાકોર સાહેબથી મોડજીને પાટવી કુંવરશ્રી રાયસિંહજી અને અભયસિંહજી નામે બે કુંવરો છે હાલ મોડજી દેવલોકવાસી થયા પછી ઠાકોર સાહેબશ્રી રાયસિંહજીને ગાદી મળી છે જે હાલમા ગાદીએ છે

ઉપર પ્રમાણે દેવેંદ્રથી ૨૨ મા રાયધણજીથી કચ્છની શાખા તથા કચ્છના પેટામા મોરબીની શાખાનો અને તેની પેટા શાખા માળીયાનો વંશ વિસ્તાર ઉપર જણાવ્યા પ્રમાણે છે હવે પાછા ૨૨ મા રાયધણજી પછી જામનગર અને સાથી કાઠીઆવાડની બીજી જાડેજા શાખાઓનો વિસ્તાર કેમ થયો તે તરફ વળીએ

# ૨૩ જામ ગજણજી—ગજોજી.

## દેવેન્દ્રથી ૨૩ મા વિ. સ. ૧૨૭૨ થી ૧૩૦૧.

દેવેંદ્રથી ૨૨ મા જામ રાયધણજીના દિકરા ઓથાજીથી કચ્છની મોરબીની અને માળીયાની શાખા જુદી પડી તે ઉપર જણાવ્યુ રાયધણજીના બીજા દિકરા ગજણજીને કચ્છ બારા પરગણાનો ગરાસ મળ્યો હતો તે ગજણજીથી ૧૭ મી પેઢીએ રાવળ જામ થયા હતા અને તે પુરૂષ પછીજ મોરબી માળીના શિવાયના કાઠીઆવાડના જાડેજા રજપૂતોની ગાદિઓ સ્થપાણી છે જામ રાયધણજીનાએ બીજા દીકરા ગજણજીને હાલાજી ઓથાજી અને લાખોજી એમ ત્રણ કુંવર હતા

આના વખતમા મહમદ ઘોરીએ દિલ્હી અને કનોજના રાજાઓના પરસ્પરના કજીઆમા એક પક્ષમા પ્રથમ મદદ કરીને પછીથી બેઉના રાજ્ય લઇ લીવા કાબુલથી ગ્વાલીયર અને સૌરાષ્ટ્ર સુધીના મુલકને જીતી પોતાનુ સામ્રાજ્ય સ્થાપ્યુ અને દિલ્હીને રાજધાની બનાવી મહમદ ઘોરી પછી કુતુબુદીન નામના ગુલામ સુબેદાર દિલ્હીનુ રાજ્ય લઇ લીધુ એ ગુલામવંશે વિ સ ૧૨૬૨ થી ૧૩૪૬ સુધી રાજ્ય કર્યું હતુ તેણે દિલ્હી નજીક કુતુબમીનાર નામનો લાલ પથ્થરનો પ્રચંડ મિનારો બાંધ્યો હતો

આના વખતમા મોગલોનો સરદાર ચંગેજખા બેસુમાર ફોજ લઇ સિંધુ નદી ઉતરી મુલતાન સિંધના ઇલાકામા પહોચ્યો તે જ્યા ગયો ત્યા તલવારથી મારવુ બાળવુ લુંટવુ ડુબાડવુ આ શિવાય બીજુ એનુ કામ નહોતુ આખી દુનીયાને જાણે મનુષ્ય વિનાની કરવા અવતર્યો હોય એવો પ્રત્યક્ષ રાક્ષસ જેવોજ તે હતો થોડા દિવસ હિંદમા રહી ઇરાન તરફ વળ્યો ત્યારે દશ હજાર હિંદુઓને ગુલામ બનાવી પકડી લીધા હતા જ્યારે લશ્કરમા

# ૨૫ જામ રાયધણજી.

(દેવેંદ્રથી ૨૫ મો-વિ. સ. ૧૩૩૧ થી ૩૭૧૭)

જામ રાયધણજીને કુમેરજી, ગઓજી અને લાખોજી એમ ત્રણ દિકરા હતા જામ રાયધણજી વિ સ ૧૩૩૪મા પ્રાગપ્રે આવેલ ત્યારે ત્યા દાદોજી રાજ્ય કરતા હતા. વિ. સ ૧૩૬૯મા જામ રાયધણજી દિલ્લી ગયેલા ત્યારે ત્યા ગ્યાસુદ્દીન બગલાન બાદશાહ હતો આણે પોતાના સરદારોને નામે દિલ્હીના મોહલ્લાના નામ પાડયા તે અદલ ઇન્સાફ કરનારો બાદશાહ હતો અને ગુન્હો કરનારા પોતાના વિશ્વાસપાત્ર પ્રીતિપાત્ર લોકોને પણ સખત શિક્ષા કરતો અમીર ખુશરૂ નામનો વિદ્વાન આની પાસે રહેતો આ બાદશાહે કચ્છ, કાઠીઆવાડ, ગુજરાતની મુસાફરી કરી હતી

# ૨૬ જામ કુબેરજી.

(દેવેંદ્રથી ૨૬ મો વિ. સ. ૧૭૩૭ થી ૧૩૯૨)

કુમેરજીને હરધોળજી અને ઉઓજી બે દિકરા હતા આના વખતમા દિલ્હીની ગાદીએ મહમદ તઘલખ બાદશાહ બેઠો હતો આણે ચીન પર ચડાઇ કરવા માટે ચાર લાખ ઘોડેસ્વારનુ લશ્કર એકઠુ કર્યુ હતુ પણ ખર્ચ વધવાથી એક લાખ સ્વારોને ચીન જીતવા મોકલ્યા તેમા એક જીવતો પાછો ન આવ્યો આ બાદશાહના વખતમા વેપાર રોજગાર બંધ પડી ગયા લશ્કર સાથે પોતે પણ શહેર પાટણ લુંટતો, અને કતલ ચલાવતો એક વખત આ ગડુ બાદશાહે એવો હુકમ ફેરવ્યો કે દિલ્હી શહેર ખાલી કરી ત્યાની તમામ પ્રજા દોલતાબાદમા ચાલી જાય જે કોઇ કોઇ હુકમ નહીં માને તેને બાળબચ્ચા સાથે કતલ કરવામા આવશે, આ વખતે દીલ્હીની શુ દશા થઇ હશે? દિલ્હી તો વેરાન જંગલ બની ગઇ અને દોલતાબાદ વસ્યુ નહિ

# ૨૭ જામ હરધોળજી.

(દેવેંદ્રથી ૨૭ મા-વિ. સ. ૧૩૯૨ થી ૧૪૧૪)

આને હરપાળજી અને હામોજી બે દિકરા હતા જેમના વખતમા પ્રાગનામા ઉદેસિંહજી અને ભાવનગરના વડવા મોખડાજી ગાદીયે હતા તેમણે ઉમરાળામા રાજધાની કરી હતી પણ પાછળથી ખોખરા ઘોઘા અને પીરમબેટ જીતી લીધાથી પીરમબેટમા રાજધાની કરી હતી તે વખતે ઘોઘા દિલ્હી તાબે હતુ, એટલે તે નામે કરવાના ખબર મળતા બાદશાહી લશ્કર ચડી આવેલ અને ભયંકર લડાઇ થઇ તેમા મોખડાજી મરાણા હતા

હરધોળજીના વખતમા અલાઉદ્દીન ખીલજી દિલ્હીનો બાદશાહ હતો ગાદીએ બેસવા માટે તેણે વૃદ્ધ કાકા જલાલુદ્દીનને મારી નાખ્યો અને ગાદીએ બેઠો કે તુર્ત તેના બે દિકરાની કતલ કરી ગુજરાત સુધી પાછો ફર્યો ત્યારે લશ્કરે લુટનો માલ આપવા ઇન્કાર કર્યો એટલે સેના બૈરા છોકરાને કતલ કર્યા દુધ પીતા બચ્ચાને તેઓની મા અને બહેનોના માથા પર

પછાડી પછાડી મારી નાખ્યાં. અલાઉદીને કઇકને હાથીઓના પગ નીચે કચરાવી મરાવ્યાં. એક વખત મોગલ લશ્કર તેની સામે ચડી આવેલ ત્યારે નવ હજાર મોગલોની ભયંકર રીતે કતલ કરી. વિ. સં. ૧૩૫૬માં તેણે રણથંભોરનો કિલ્લો કબજે કર્યો ત્યારે આખા શહેરનાં સ્ત્રીઓ બાળકો વૃદ્ધો જુવાનો તમામ માણસોની કતલ કરી. વિ. સં. ૧૩૫૯ માં ચિત્તોડનો કિલ્લો સર કર્યો. ત્યાંનો રાજા રતનસિંહ માર્યો ગયો, તેની પત્ની પદ્મિનિ પોતાની સકળ સખીઓ સાથે બળી મરી. વિ. સં. ૧૩૬૭ માં કર્ણાટકના રાજા વલ્લવદેવને કેદ કર્યો, રાજધાની લુંટી લોકોને કતલ કર્યા. શ્રીરંગપટ્ન થી ૫૦ ગાઉ દૂર આજે પણ એ રાજધાની ઉજડ પડી છે. ત્યાંથી રામેશ્વર જઇ ત્યાં મસીદ બનાવી ત્યાં જરા ભુલ બદલ મુસલમાન મોગલ ૧૫ હજાર સિપાહીયોની કતલ કરી અને તેનાં બૈરાં છોકરાને ગુલામ બનાવ્યાં. અલાઉદીનની ફોજમાં ૫ પાંચ લાખ ઘોડેસ્વાર હતા. તેની પ્રજા પેટ ભરી અન્ન મેળવી શકતી નહોતી.

## ૨૮ જામ હરપાળજી.

### (દેવેંદ્રથી ૨૮ મા–વિ. સં. ૧૪૧૪ થી ૧૪૨૯)

આના વખતમાં કુતુબીદીન બાદશાહ થયો આના અમીર મલીક કાફૂરે અલાઉદીનના બે દીકરાની આંખો ફોડી નાખી હતી. દક્ષિણ પર ચડાઇ કરી રાજા હરપાળને કેદી કરી તેની જીવતાં ચામડી ઉતારી આ બાદશાહ એક હિંદુને હાથે માર્યો ગયો. અને ખુસરવ હિંદુ બાદશાહ થયો તેણે અલાઉદીનની ઓરતો સાથે લગ્ન કર્યાં. ૪ મહીના આનું રાજ્ય રહ્યું. તેણે મસ્જીદોમાં હિંદુ મૂર્તિઓની પૂજા કરાવી આને મારી પંજાબનો ગ્યાસુદીન તઘલખ અને તે પછી મહમદ તઘલખ ગાદીયે બેઠો.

જામ હરપાળજીને ઉનડજી, કુંભેરજી, મોડજી અને દાદોજી એમ ચાર દીકરા હતા. આના વખતમાં ધ્રાગધ્રામાં રામસિંહજી ગાદીયે બેઠા હતા. પોરબંદરમાં રાણા ભાણજી વિ. સં. ૧૪૧૬ માં ગુજરી જતાં રાણા જયધળજી ગાદીએ બેઠા હતા. આ રાણાના વખતમા જેઠવા રાજ્યના ઉત્તર ભાગમાં સિંધ તરફથી વારંવાર હુમલા થતા હતા, તેમાં ઘણીવાર કચ્છના જામની તેમને મદદ મળતી.

## ૨૯ જામ ઉનડજી.

### (દેવેંદ્રથી ૨૯ મો–વિ. સં. ૧૪૨૯ થી ૧૪૭૮)

ઉનડજીને તમાચીજી, બાલાચજી અને બામણીયાજી એમ ત્રણ દિકરા હતા. ભાવનગરમાં આ વખતે ગોહેલ કાનોજી વિ સં. ૧૪૭૬માં ગુજરી જતાં સારંગજી ગાદીયે બેઠા, તે પછી થોડે દિવસે અમદાવાદના બાદશાહ અહમદશાહનું લશ્કર ખંડણી ઉઘરાવવા આવ્યું. તે વખતે રાજકારભાર તેનો કાકો રામજી કરતો હતો. પૈસા ભરી શકાય એમ નહોતા તેથી રામજીએ પૈસા ભરાતાં સુધી ગાદીપતિ સારંગજીને થાલમાં સોંપ્યા અને પોતે

ધણીરણી થઇ પડયો સારગજીને તે ખબર મળતા ચાપાનેરના રાવળ રાજાની મદદ મેળવી રામજી ઉપર ચડી ગયો આ વખતે ઉન્નડજી બડી અમાજીની જાત્રાએ લશ્કર સાથે નિકળેલ તે પણ સારગજીની મદદે ગયા અને પાનીતાણા તથા લાઠીસાઝા પણ ભળ્યા તેથી રામજી શરણે આવ્યો અને તેદીથી સારગજીએ રાવળ ઓડખ ધારણ કરી અને ઉમરાળામા રાજધાની કરી રહ્યા

આના વખતમા દિલ્હીની ગાદીપર ફિરોજ તઘલખ હતો તે વિ સ ૧૪૪૪ મા ૯૦ વર્ષનો થઇમરીગયો તે પછી તેનો દિકરો ગ્યાસુદીન તઘલખ ગાદીયે બેઠો ફિરોજ ઘણો લાયક શાન અને પ્રજા પ્રિય હતો તે લાખો રૂપીયા ખરચી જમના નદીની નહેર હિસાર સુધી લઇ આવ્યો કુલ ૧૫૦ સડકો, ૧૦૦ દવાખાના, ૫૦ બંધ બાધ્યા આ અરસામા સમરકંદનો બાદશાહ તૈમુર લગ તાતારીઓની ફોજ લઇ હિંદુસ્થાન પર ચડીઆવ્યો હતો દિલ્હી પહોચ્યો એટલા રસ્તામા તેણે ૧ લાખ હિંદુઓની કતલ કરી વિ સ ૧૪૫૪ મા તૈમુર બાદશાહ થયો તે વખતે પોતે જલસા કરી રહ્યો હતો અને પોતાની ફોજને દિલ્હી લુટવાનો હુકમ આપી દીધો હતો એ ફોજે શહેરમા સખ્ત કતલ ચલાવી તેમા જાતિ ભેદ રાખ્યો નહી ગલીયે ગલીયે મુડદાના ઢગલે ઢગલા થઈ ગયા મુડદાથી રસ્તા બધ થઈ ગયા ઘાસતી પેઠે પુરૂષને કાપી નાખી અને વહુ દીકરીઓને એટલી બધી સખ્યામા ગુલામ બનાવ્યા કે તેને લેનારા સીપાઇઓ રહ્યા નહી ભયકર કતલ પછી લાઈ લગાડી દઈ દિલ્હીને સ્મશાન બનાવી દીધુ આ દુષ્ટ જલ્લાદ હિંદુસ્થાનનો અને હિંદુઓનો ભયકર દુશમન હતો ચગેજખા અને તૈમુર એ બન્ને દુષ્ટ નરાધમ નર પિશાચો દુનિયાની મનુષ્ય જાતિના ભયકર દુસ્મન હતા

## ૩૦ જામ તમાચીજી.

### (દેવેદથી ૩૦ મો-વિ. સ. ૪૭૮ થી ૧૫૧૮)

આના વખતમા વિ સ ૧૫૦૭ મા જુનાગઢમા રા મંડળીક ચુડાસમા વશનો છેલ્લો રાજા ગાદીયે બેઠો હતો તે વિરતી બહુ હોવાથી એક ચારણીયાણીના શાપથી અમદાવાદના બાદશાહ મહમદશાહ-ત્રીજાને હાથે કેદ પકડાઇ મુસલમાન થયો અને જુનાગઢમા આર્ય હિંદુ ક્ષત્રિયના રાજ્યનો અન્ત થયો

## ૩૧ જામ હરભમજી.

### (દેવેદથી ૩૧ મો—વિ. સ ૧૫૧૮ થી ૧૫૨૫)

આના વખતમા જાલુના જોગ કઇ બન્યુ નહીતુ હળવદ (ધ્રાગધ્રા) ના રાજ્ય સાથે સારો સબધ હતો હળવદની ગાદી પર તે વખતે ભીમસિહજી હતા સોમનાથની જાત્રાએ જામ હરભમજી વિ સ ૧૫૨૧ મા નિકળેલ ત્યારે વચના હળવદમા રોકાયા હતા

આ વખતે દિલ્હીમા બહિલોલ લોદી ગાદી પર હતો તેણે જુનાનપુરના રાજા સામે ૨૭ વર્ષ સુધી લડાઇ જારી રાખી હતી અને પજાબથી કાશી તથા હિમાલયથી બુદેલખડ સુધીના ભાગ આ બાદશાહે જીતી લીધા હતા.

# ૩૨ જામ હરધમલજી

## ( દેવેંદ્રથી ૩૨ મો–વિ. સં. ૧૫૭૫ થી ૧૫૩૮ )

આના વખતમા કચ્છની ગાદી ઉપર જામ ભીમજી રાજ્યકર્તા હતા પ્રથમ જામ આમરજીના દિકરા આમરણજી ફગાયા બાદ પિતાની આજ્ઞાથી ગાદીયે બેસાડેલ આમરણજી ૧૫ વર્ષની ઉમરના થયા ત્યારે એક વખત બેનરામા પોતાના ભાયાતો સાથે ગયેલ તેમા જામ હરધમલજી પણ હતા એવુને ઘરો ભરીને પોક આપો બધા આસપાસ ફરતા હતા ત્યા ચમના પોક ખાતા માડ્યા એટલે આમરણજીયે પોતાની પાઘડી ઉતારી ઘરા પર દાડી ભાયાતો ફરીને આવ્યા ત્યા પાઘડી ગજળતી જોઇ ઓગ જામની પાઘડીની આ દશાથી બધા ભાયાતોને થયુ કે આમરણજી ગાદી નહી ચલાવી શકે એમ માની ભીમજીને પાઘડી બંધાવી અને ગાદી સોંપી

# ૩૩ જામ લાખાજી.

## (દેવેંદ્રથી ૩૩ મા–વિ. સ ૧૫૩૮ થી ૧૫૬૬ )

જામ લાખાજી બહાદુર લડવૈયા અને યુદ્ધમા કુશળ સાહસી પુરા તરીકે દિલ્હીના બાદશાહ સુધી પ્રખ્યાત હતા આના વખતમા દિલ્હીની ગાદીયે સિકંદર લોદી બેઠો હતો તેણે પોતાની ગાદી દિલ્હીથી બદલી આગ્રે રાખી હતી આના વખતમા પોર્ટુગિઝ લોકો વેપાર કરવા સારૂ બદરે પહેલ વહેલા ૧૪૯૮ મા ઉતર્યા હતા નાનકપથ આના વખતમા નિકળ્યો હતો.

અમદાવાદના બાદશાહ બહાદુરશાહને મદદ કરવા માટે લાખાજી પાવાગઢ ગયા હતા ત્યા બહાદુર અર કરી જબરી ફતેહ મેળવી તેથી બહાદુરશાહે એ ફતેહના સ્મરણ તરીકે લાખાજીને છત્ર ચામર, પોશાક સિક્કા અને ગોડા આમરણ પરગણાના ૪૮ ગામ આપ્યા એ પ્રમાણે માનમરતબો વધારી કચ્છમા લાખો જામ આવ્યા, તે એના ભાયુ જામ હમીરજી અને ભીમજીથી સહન થયુ નહી તેથી કુટુબમા કલેશ વધવા માંડયો એટલે લાખાજીયે રાવળજીને કચ્છની ગાદીયે બેસારી પોતે ઉત્તરાવસ્થા આમરણમા કાઢવા ત્યા ગયા તે વખતે એમની સાથે એ લાખ માણસની ફોજ હતી હમીરજીને તમાચી દેદા સાથે ખાનગી કોલકરાર કરી જામ લાખાને મારી નાખવાનુ કાવત્રુ રચ્યુ ને પ્રમાણે જામ લાખાજી આમરણ પહોચ્યા તે વખતે એમની સાથે ફોજ ઘણી હોવાથી સામે લડીને હરાવાય તેમ નહોતુ તેથી તમાચી દેદો નમી જઇ ઓડરી જઇ લાખાજામને મારી નાખ્યા જામ હમીરજીના આ કૃત્યથી જામ રાવળે પ્રતિજ્ઞા કરી કે મારા પિતાને મારનાર અને મરાવનારને મારે હાથે મારૂ ત્યાર પછીજ મારે માથે પાઘડી બાંધવી જામ રાવળજીના હેવાલમા જોવાશે તે પ્રમાણે તેમણે એ પ્રતિજ્ઞા પુરી કર્યા પછીજ પાઘડી બાંધી હતી લાખા જામની ઉત્તર ક્રિયામા રાવળ જામે મોટો યત્ન કર્યો હતો. કચ્છ અને કાઠીઆવાડમાથી ભાયાતો અને બીજા રાજાને બોલાવ્યા હતા તે વખતે જામ ભીમજી અને હમીરજી આવ્યા નહોતા તે પછી થોડા વખતમા જામ ભીમજી ગુજરી ગયા હતા તે વખતે તેને ખરખરે જામ રાવળજી આવ્યા ત્યારે પરાપૂર્વથી ચાલ્યુ આવતુ વેર ભુલી જવાને વિનતિ કરી સમાધાન કર્યું,

# પૂર્વખંડ—ઉલ્લાસ ૭ મો.

## જાડેજા રજપુતોનાં રાજ્યો.

| સસ્થાન | જમીનનુ ક્ષેત્રફળ | વસ્તી આશરે | ગામ |
|---|---|---|---|
| કચ્છ ભુજ | ૬૫૦૦ | ૫૨૫૦૦૦ | ૯૩૫ |
| નવાનગર | ૩૭૯૧ | ૩૬૦૦૦૦ | ૬૩૩ |
| ગોંડળ | ૧૦૨૪ | ૧૬૫૦૦૦ | ૧૭૯ |
| મોરબી | ૮૨૧ | ૧૧૦૦૦૦ | ૧૨૫ |
| ધ્રોળ | ૨૫૨ | ૨૫૦૦૦ | ૬૧ |
| રાજકોટ | ૨૮૩ | ૫૫૦૦૦ | ૬૦ |
| વીરપુર | ૬૬ | ૬૦૦૦ | ૧૭ |
| કોટડાસાગાણી | ૭૪ | ૯૦૦૦ | ૧૮ |
| માળીયા | ૧૦૨ | ૧૨૦૦૦ | ૧૨ |
| મેંગણી | ૭ | ૩૫૦૦ | ૮ |
| ગવરીદડ | ૯ | ૨૪૦૦ | ૭ |
| પાળ | ૬ | ૧૨૦૦ | ૫ |
| ગઢકા | ૧૦ | ૨૩૦૦ | ૬ |
| જાળીયાદેવાણી | ૫ | ૨૪૦૦ | ૧૦ |
| ભાડવા | ૭ | ૧૨૦૦ | ૪ |
| રાજપરા | ૧ | ૨૦૦૦ | ૮ |
| કોઠારિયા | ૬ | ૨૪૦૦ | ૬ |
| શાપર | ૧૦ | ૧૨૦૦ | ૪ |
| લોધીકા | ૧૫ | ૪૭૦૦ | ૧૨ |
| વડાળી | ૨ | ૬૦૦ | ૬ |
| ખીરસરા | ૧૩ | ૪૪૦૦ | ૧૩ |
| સીસાંગ ચાંડલી | ૧૦ | ૧૭૦૦ | ૨ |
| વીન્વાવ | ૭૬ | ૨૦૦ | ૧ |
| કાકસીયાળી | ૭૬ | ૨૫૦ | ૧ |
| મોના | ૭૬ | ૨૫૦ | ૧ |
| કોટડા-નાયણી | ૩ | ૧૩૦૦ | ૧ |
| ધ્રાફા | ૪૪ | ૭૬૦૦ | ૧૮ |
| સાતોદડવાવડી | ૧૩ | ૨૫૦૦ | ૪ |

| | | | |
|---|---|---|---|
| મુળીલાડેરી | ૧૫ | ૨૫૦૦ | ૭ |
| સાંતલપુર (પાલણપુર ઇલાકો) | ૪૪૦ | ૧૮૦૦૦ | ૩૩ |
| ૧ જેસલમીર (રાજપુતાના) | ૧૨૨૫૨ | ૭૫૦૦૦ | |
| ૨ કિરોલી (રાજપુતાના) | ૧૮૭૬ | ૧૨૫૦૦૦ | |

આ શિવાય બહુ નાના પેટા ભાયાતો કે જેઓની જાગીર બહુ થોડી છે. એવા ઘણા છે.

## કચ્છ ભુજની શાખા (અંગ ૧)

(દેવેંદ્રથી ૨૨ મી પેઢીયે થયેલ જામ રાયધણજીથી જામ હમીરજી સુધી)

૧ જામ રાયધણજી (રતો)
(સંવત ૧૨૩૧ થી ૧૨૭૧
લાખીયાર વિયરો
રાજધાની)

૨ જામ ઓઠોજી (ઓઢોજી) (સંવત ૧૨૭૧ થી ૧૩૧૧) — દેદો (કંથકોટ પરગણું) — ગજણજી (બાડા પરગણું) — હોથીજી (ગજોડ પરગણું)

૩ જામ ધાઓજી (ગાહોજી) (સંવત ૧૩૧૧ થી ૧૩૪૦) — દલજી — પાજી

૪ જામ વહેણજી (સવન ૧૩૪૦ થી ૧૩૭૭ ડબામા ગાદી) — ખનગેજી — વસણજી — મુરોજી — રાજડજી — આમરજી

૧ જેસલમીરના રજપુતો ભાટી છે. પણ તે મૂળ જાડેજા છે.
૨ કિરોલીના જાદવ રજપુત છે. તે જાડેજાની શાખા છે.




## કચ્છ ભુજની શાખા, (અંક ૨)

( જામ હમીરજીથી વિદ્યમાન મહારાજા. )

૧ જામ હમીરજી.
(સંવત ૧૫૨૮ થી ૧૫૬૨)

૨ રાઓશ્રી ખેંગારજી (સંવત ૧૫૬૬ થી ૧૬૪૨) — અલીયોજી. — સાહેબજી. — રાયબજી. — કમાબાઇ. (રખાનનાં કુંવરી મહમદ બેગડાને દીધાં હતાં).

૩ રાઓશ્રી ભારમલજી (સંવત ૧૬૪૨ થી ૧૬૮૮) — ભોજરાજજી

૪ રાઓશ્રી ભોજરાજજી (સંવત ૧૬૮૮ થી ૧૭૦૨) — જેહોજી — મેઘજી (ભોજરાજજી અપુત્ર થતાં ગાદી મળી) — રાયધણજી — પ્રાગજી — આસોટજી — લખધીરજી

૫ રાઓશ્રી મેઘજી (ભોજરાજજી) અપુત્ર થતાં ગાદી મળી

૬ રાઓશ્રી ખેંગારજી (સંવત ૧૭૦૨ થી ૧૭૧૧) — અજોજી — ઉનડજી — અમેરાજજી — રામસંગજી — સુજોજી — કુંભોજી — તમાચીજી (ખેંગારજી અપુત્ર હોતા ગાદી મળી)

૭ રાઓશ્રી તમાચીજી (ખેંગારજીના ભાઇ થાય)
(સંવત ૧૭૧૧ થી ૧૭૨૨)

૮ રાઓશ્રી રાયધણજી (સવત ૧૭૨૨ થી ૧૭૫૪) — હાલોજી — હરધોળજી — કલ્યાણજી — મેવજી

૯ રાઓશ્રી પ્રાગમલજી (સવત ૧૭૫૪ થી ૧૭૭૨) — નોધણજી — રવોજી — સુજોજી — જુણોજી — ગોપાળજી — આમોજી — લાખોજી

હાલોજી — હાલોજી

કાંયોજી (મોરબીની શાખા)

૧૦ રાઓશ્રી ગોડજી — નારણજી, રીમામજી, કરણજી
(સંવત ૧૭૭૨ થી ૧૭૭૫)

૧૧ રાઓશ્રી દેશળજી — રાયબજી, જીવણજી, હાલોજી, ઉમરોજી
(સંવત ૧૭૭૫ થી ૧૮૦૮)

૧૨ રાઓશ્રી લાખોજી (લખપતજી) — રાયઘણજી
(સંવત ૧૮૦૮ થી ૧૮૧૭)

૧૩ રાઓશ્રી ગોડજી — માનસંગજી, ખાનજી, સબળસંગજી, કલ્યાણજી, મેઘજી, કાનજી
(સંવત ૧૮૧૭ થી ૧૮૩૫)

૧૪ રાઓશ્રી રાયઘણજી — પૃથ્વીરાજજી (ઉર્ફે ભાઇજીબાવા)
(સંવત ૧૮૩૫ થી૧૮૭૦)

૧૫ રાઓશ્રી ભારોજી ( ભારમલજી ) ( સંવત ૧૮૭૦ થી ૧૮૭૫ )

૧૬ રાઓશ્રી દેશળજી ( સંવત ૧૮૭૫ થી ૧૯૧૭ )

૧૭ રાઓશ્રી પ્રાગમલજી ( બાલુભા સાહેબ ) — હમીરજી
( સંવત ૧૯૧૭ થી ૧૯૩૨ )

૧૮ રાઓશ્રી ખેંગારજી ( વિદ્યમાન મહારાઓશ્રી ( સંવત ૧૯૩૨ માં ગાદીયે બેઠા. ) — કરણજી (કલુભા સાહેબ)

૧૯ યુવરાજ કુમારશ્રી
**વિજયરાજજી** ( ઉર્ફે માધુભા સાહેબનો જન્મ
વિ. સં. ૧૯૪૨ના શ્રાવણ વદ ૮ ઈ. સ. ૧૮૮૫
ના આગસ્ટની ૧૧ મી તારીખે થયો છે.

ગોડજી (ઉર્ફે મનુભા સાહેબ)
વિ. સં. ૧૯૪૫ના કાર્તક શુદી
૯ ને રોજ જન્મ થયો.

નરપતસિંહજી — જોરાવરસિંહજી — નરસિંહજી

૨૦ **કુમારશ્રી મેઘરાજજી** (ઉર્ફે મદનસિંહજી)
જન્મ વિ. સં. ૧૯૬૬ માં થયો છે.

નટવરસિંહજી — ફતેહસિંહજી

## નવાનગરની શાખા. ( અગ ૧ )

૧ **જામશ્રી રાયઘણજી** (રત્તો) દેવેંદ્રથી ૮૨ મી પેઢીયે થયાછે. લાખીયાર વીયરો ગાદી
(સંવત ૧૨૩૧ થી ૧૨૭૧)

૨ **જામશ્રી ગજણજી**
(સંવત ૧૨૭૧ થી ૧૩૦૧)
બારામાં ગાદી

દેદોજી (કંથકોટ) — ઓઢોજી (લાખીયાર વીયરો ટીલાત) — હોથીજી (ગજોડ પરગણું કચ્છ)

૩ **જામશ્રી હાલોજી**
(સંવત ૧૩૦૧ થી ૧૩૩૧)

લાખોજી — જીઓજી (જેહો)

મોડ — અબડો

૪ **જામશ્રી રાયઘણજી**
(સંવત ૧૩૩૧ થી ૧૩૬૧)

દેશળજી

જેહો
હમીર
(ઓખામંડળમાં સત્તા)

૫ **જામશ્રી કુબેરજી** (કબીરજી)
સંવત ૧૩૬૧ થી ૧૩૭૨

રાવજી — લા

માણેક
(વાઘેરાનો મૂળ પુરુષ)

૬ જામશ્રી હરધોળજી  જીઓજી
(સંવત ૧૩૭૨ થી ૧૪૧૦)

૭ જામશ્રી હરપાળજી  હાપોજી
(સંવત ૧૪૧૦ થી ૧૪૨૧)

૮ જામશ્રી ઉન્નડજી  કુમેરજી  મોડજી  દેદોજી
(સંવત ૧૪૨૧ થી ૧૪૭૦)

૯ જામશ્રી તમાચીજી  બાલાચજી  બામણીયોજી
(સંવત ૧૪૭૦ થી ૧૪૮૧)

૧૦ જામશ્રી હરઘમજી (સંવત ૧૪૮૧ થી ૧૫૦૧)

૧૧ જામશ્રી હરધમલજી  કાનોજી  તમાચીજી  ઉનડજી  દુદોજી  કબીરજી
(સંવત ૧૫૦૧ થી ૧૫૧૮)

૧૨ જામશ્રી લાખોજી  અજોજી  ખગોજી  ડોજી
(સંવત ૧૫૧૮ થી ૧૫૬૩)

૧૩ જામશ્રી રાવળજી  હરધોળજી (ધ્રોળ)  રવાજી  મોડજી
(સંવત ૧૫૬૩ થી ૧૬૧૮)

# નવાનગરની શાખા. (અંગ ૨)

જામશ્રી રાવળજીના પિતા જામ લાખાજીને ચાર દિકરા હતા. કચ્છ ભુજથી ચારે ભાઇ કાઠીઆવાડમાં ઉતર્યા હતા. જામ રાવળજી નવાનગરમાં રહ્યા. બીજા દિકરા હરધોળજી ધ્રોળમાં, ત્રીજા દિકરા રવાજીને ખંભાળીયા વગેરે ૧૨ ગામ અને ચોથા મોડજીને ખંડેરા વગેરે ૧૨ ગામ મળ્યાં.

૧ જામશ્રી રાવળજી (વિ. સં. ૧૫૨૫ થી ૧૬૧૮)




૪ જામશ્રી અજોજી (વિ. સં. ૧૬૪૯ માં ગાદીયે બેઠા પહેલાં ગુજર્યા). — જસોજીયે અજાજીના કુંવર લાખાજી બાળક હોવાથી વિ. સં. ૧૬૬૪ થી ૧૬૮૦ સુધી ગાદી ભોગવી. — મોડજી

૫ જામશ્રી લાખાજી (વિ. સં. ૧૬૮૦ થી ૧૭૧૭) — વિભોજી (કાળાવડ ૧૨ ગામ. આ પુરુષ થી ગોંડળ રાજકોટ કોટડા સાંગાણી વગેરેની શાખા ચાલી)

૬ જામશ્રી રાયસિંહજી (વિ સં. ૧૭૧૭ થી ૧૭૨૦) — રણમલજી (આમરણ વગેરે ૧૨ ગામ) — જસાજી (ખોડું વ. ૧૨ ગામ) — હરભમજી (મોખાણું વ. ૧૨ ગામ) — કરણજી — સતોજી (ખાનકોટડા વ. ૧૨ ગામ)

૭ જામશ્રી તમાચીજી (વિ. સં. ૧૭૨૦ થી ૧૭૪૬) — ફુલજી

જસાજી (સરોદડ)　વીભાજી　નાયાજી

રાયુજી　રણમલજી　જેઠીજી　ફુલજી　ગજોજી　ઘોઘાજી

ભગવાનસિંહજી

જાલમસિંહજી　ભાવોજી　જેઠીજી

ફુલજીભા　કેશુભા　નારસિંહજી

જોરાવરસિંહજી　ચંદ્રસિંહજી

જીવણસિંહજી　રાયસિંહજી

દેવુભા　રણજીતસિંહજી (વિભાજીએ દત્તક લીધા)　જુવાનસિંહજી　મનુભા સાહેબ

૮ જામશ્રી લાખાજી (વિ. સં. ૧૭૪૬ થી ૧૭૬૫)　રણમલજી (પડધરીનાં ૧૨ ગામ)

૯ જામશ્રી રાયઘણજી (વિ. સં. ૧૭૬૫ થી ૧૭૭૪)　હલીયારજી (વલારડા ૧૨ ગામ)

૧૦ જામશ્રી તમાચીજી (વિ સં ૧૭૭૪ થી ૧૭૯૯)

૧૧ જામશ્રી લાખોજી (વિ. સં. ૧૭૯૯ થી ૧૮૧૮)　તમાચીજી (ભોગાત ૧૨ ગામ)

૧૨ જામશ્રી જસોજી (અપુત્ર ગુજરતાં સતોજી ગાદીયે બેઠા) (વિ. સં. ૧૮૧૮ થી ૧૮૭૨　સતોજી (જસોજી અપુત્ર ગુજરતાં ગાદીયે બેઠા તે પણ અપુત્ર ગુજરતા સરોદડવાળા જસાજીના પુત્ર રણમલજી ને દત્તક લીધા આના વખતમાં મેરૂ ખવાસ ધણીરણી હતા.)

૧૩ જામશ્રી રણમલજી (દત્તક)
(વિ. સં. ૧૮૭૨ થી ૧૯૦૮)

૧૪ જામશ્રી વિભાજી (વિભાજી અપુત્ર હતા તેથી સરોડવાળા જીવણસિંહજીના પુત્ર
(વિ. સં. ૧૯૦૮ થી ૧૯૫૧) શ્રીરણજીતસિંહજીને દત્તક લીધા.)

૧૫ જામશ્રી જસવતસિંહજી (વિ. સં. ૧૯૫૧ થી ૧૯૬૬)

૧૬ જામશ્રી રણજીતસિંહજી (દત્તક) [હાલમાં વિદ્યમાન મહારાજશ્રી જામ સાહેબ]
(વિ. સં. ૧૯૬૬ માં ગાદીએ બેઠા.)

## ગોંડલની શાખા.

૧ જામશ્રી રાવળજી (વિ. સં. ૧૫૨૫ થી ૧૬૧૮ નવાનગરની ગાદી)

૨ જામશ્રી વીભાજી (વિ. સં. ૧૬૧૮ થી ૧૬૨૫ નવાનગરની ગાદી)

૩ જામશ્રી સતાજી (વિ. સં. ૧૬૨૫ થી ૧૬૬૪ નવાનગરની ગાદી)

૪ જામશ્રી અજોજી (વિ. સં. ૧૬૪૮ નગરની ગાદીએ બેઠા પહેલાં ગુજર્યા.)

૫ જામશ્રી વીભોજી (જન્મ વિ. સં. ૧૬૪૮ વિ. સં. ૧૬૬૩માં કાળાવડમાં આવ્યા
વિ. સં. ૧૬૭૧માં સરધાર લીધું વિ. સં. ૧૬૯૬માં ગુજર્યા)

૬ ઠાકોરશ્રી મેરામણજી (જન્મ વિ. સં. ૧૬૭૧. ગાદીએ વિ. સં. ૧૬૯૬. મરણ વિ. સં. ૧૭૧૪)

૭ ઠાકોરશ્રી મોટા કુંભાજી વિ. સં. ૧૬૯૨માં જન્મ, વિ. સં. ૧૭૧૪માં સરધારીધારના
૨૦ ગામ લઇ અરડોઇ આવી રહ્યા વિ. સં. ૧૭૩૫માં ગુજર્યા.

૮ ઠાકોરશ્રી સગરામજી સાંગોજી (કાટડા સાંગાણી કેવાણું અરડોઇમાં ૬ ગામ દીધાં)
(વિ. સં. ૧૭૩૫ થી ૧૭૭૦ ગાદી વિ. સં. ૧૭૦૯માં જન્મ.)

૯ ઠાકોરશ્રી હાલોજી — મોડજી — નથુજી — ભારોજી — હોથીજી
(વિ. સં. ૧૭૭૦ થી ૧૮૦૯

ઇશ્વરજી મુચ વિ. સં. ૧૭૮૯માં કારભારીથયા — (મેગણીનાં આઠ ૮ ગામ દીધા) — (ધોધાવદરના કોઠા નીચે દબાઇ મુવા) — (રીબડાના ૬ ગામ)

લાખોજી (ધોધાવદરનાં ૬ ગામ પાછાં મેડીયે આવ્યાં)

૧૦ ઠાકોરશ્રી ભાકુંભાજી — હામોભાઇ — પથોજી — જેઠીજી

**ભા કુંભાજી.**

જન્મ વિ. સં. ૧૭૭૦. ગાદી. વિ. સં. ૧૮૧૧ થી ૧૮૪૬ વાસંગજી સુધીનું કારભારૂં.

૧૧ ઠા. શ્રી સંગરામજી.
જન્મ વિ સં ૧૭૮૮, ભા કુંભાજી જીવતાંજ સ. ૧૮૩૬ માં ગાદી ભોગવ્યા પહેલાંજ ગુજરી ગયા

મેકોજી (ફટાયા)
લુણીધાર, મોટું ગામ તે જગાએ હાલ સીંધાવદર છે તે પછી તેણે અનલગઢ કર્યો.

૧૨ ઠા. શ્રી મુળુજી (વિ સં. ૧૮૪૬ થી ૪૮ સુધી ગાદીએ)

દેવાજી (વાગાંધરી કોટડું દાજીભાઈ અપુત્ર ગુજરી જતાં ગાદીએ આવ્યા)

હઠીભાઇ (મોટું મહીકું પીપળીયું)

ભાવોજી (વાછરા નાગડકું)

૧૩ ઠા. શ્રી દાજીભાઈ (વિ સં. ૧૮૪૮ થી ૫૬ નિર્વંશ જતાં રાજ દેવાભાઈને ગયું)

હાલોજી (ઉર્ફે બાપજી હુતા, કુંઠા મુગાહતા ટીલાત હતા પણ મુળુજીની હયાતીમાં ગુજરી ગયેલ)

૧૪ ઠા. શ્રી દેવોજી (વિ સં. ૧૮૫૬ થી ૬૮ દાજીભાઇઅપુત્ર જતાં ગાદીએ આવ્યા)

૧૫ ઠા. શ્રી નથુજી (વિ. સં. ૧૮૬૮ થી ૭૦ નિર્વંશ જતાં કરણુજી ગાદીએ આવ્યા)

કરણસિંહજી (કુકડ)
૦

ચંદ્રસિંહજી (મોતીબા)
૦

ભાણોભાઇ
- સગરામજી (૧૯ મા પુરૂષ ગાદીએ)
- મુળુજી

૧૬ ઠા. શ્રી કરણુજી (વિ. સં. ૧૮૭૦ થી ૭૭ અપુત્ર ગુજરી જતાં ચંદ્રસિંહજી ગાદીએ આવ્યા)

૧૭ ઠા. શ્રી ચંદ્રસિંહજી (વિ. સં. ૧૮૭૭ થી ૯૭ અપુત્ર ગુજરીજતાં ભાણોભાઇ ગાદીએ આવ્યા)

૧૮ ઠા. શ્રી ભાણોભાઇ (વિ. સં. ૧૮૯૭ થી ૧૯૦૭)

૫ ઠાકોરશ્રી રવોજી (વિ સં ૧૭૯૬ થી ૧૮૨૦) જીઓજી (લજાઇ)

૬ ઠાકોરશ્રી પચાણજી વાઘજી રાયબજી અજોજી જીવણજી વનોજી . વેરોજી
(વિ. સં. ૧૮૨૦ થી ૧૮૨૯ અપુત્ર ગુજર્યા)

૭ ઠાકોરશ્રી વાઘજી—પંચાણજી અપુત્ર ગુજરતાં તેના ભાઇ વાઘજીને ગાદી મળી.
(વિ. સં. ૧૮૨૯ થી ૧૮૪૦)

૮ ઠાકોરશ્રી હમીરજી દેવોજી જીઆજી મેરામણજી
(વિ. સં. ૧૮૪૦ થી ૧૮૪૬) (સજ્જનપર) (હમીરજી અપુત્ર હોતાં ગાદી મળી) (બેલા)

૯ ઠાકોરશ્રી જીઓજી (હમીરજી અપુત્ર હોતાં તેનો ભાઇ જીઓજી ગાદીએ બેઠા.)
(વિ. સં. ૧૮૪૬ થી ૧૮૮૫)

૧૦ ઠાકોરશ્રી પૃથ્વીરાજજી (વિ. સં ૧૮૮૫ થી ૧૯૦૨) મોકોજી (સાવડી)

૧૧ ઠાકોરશ્રી રવોજી
(વિ સં. ૧૯૦૨ થી ૧૯૨૬) ઠાકોરશ્રી રવોજી ગુજરી ગયા ત્યારે યુવરાજની નાની ઉમર હતી તેથી વિ. સં. ૧૯૩૫ સુધી રીજન્સીથી રાજ ચાલ્યું

૧૨ ઠાકોરશ્રી વાઘજી (વિ. સં. ૧૯૩૫ થી ૧૯૭૭) હરભમજી

૧૩ ઠાકોરશ્રી લખધીરજી (જીવુભા સાહેબ) અજીતસિંહજી ચંદ્રસિંહજી
(વિ સં. ૧૯૭૭માં ગાદીયે બેઠા) વિદ્યમાન ના મહારાજા ઠાકોર સાહેબ

૧૪ યુવરાજ કુમારશ્રી મહેંદ્રસિંહજી કાલિકાકુમારસિંહજી
(વિક્રમ સંવત ૧૯૮૧માં ઉમર ૮ વર્ષના) (ઉ. વ ૭)

---

## રાજકોટની શાખા.

૧ જામશ્રી રાવળજી

૨ જામશ્રી વિભાજી

૩ જામશ્રી સતોજી

૪ જામશ્રી અજોજી

૫ જામશ્રી વીભેજી — ૮ ઠાકોરશ્રી ભામણીયોજી

૬ ઠાકોરશ્રી મેરામણજી
આહીંથી ગોંડળની શાખા જુદી પડી.

૯ ઠાકોરશ્રી મેરામણજી (આ પુરૂષે પ્રવીણ સાગર કર્યો)

૭ ઠાકોરશ્રી સાહેબજી

૧૦ ઠાકોરશ્રી ભાભોજી — નાંઢોજી (કોઠારીયું ૬ ગામ), મોડજી (ગવરીદડ ૬ ગામ), કસોજી (શાપર ૬ ગામ), હરભમજી પાળના ૬ ગામ), જમોજી (બે વચ્ચે લોધીકાના ૧૨ ગામ), પુંવજી

૧૧ ઠાકોરશ્રી બાવાજી — પથાજી (ત્રંબા માળીયા સારણવાજડી ૩ ગામ), અમરાજી (બે વચ્ચે ગઢકા ગામ ૬), વજાજી

૧૨ ઠાકોરશ્રી મેરામણજી — યેગાજી, તોગાજી (બે વચાળે સાજડીયાળી સમઢીયાળું ખાંભા ૩ ગામ), સુરાજી (કાથરોટું પાડાસણ ૨ ગામ), વિસાજી ૦

૧૩ ઠાકોરશ્રી ભાભોજી — દાદોજી (ઢોલરા)
વજેસિંહ નિર્વંશ

૧૪ ઠાકોરશ્રી સુરાજી — હોથીજી (ઢોલરા)

૧૫ ઠાકોરશ્રી મેરામણજી — ભૂપતસિંહ

૧૬ ઠાકોર સાહેબશ્રી બાવાજીરાજ

૧૭ ઠાકોર સાહેબશ્રી લાખાજીરાજ (વિદ્યમાન ના મહારાજા ઠાકોર સાહેબ)

## ધ્રોળની શાખા.

જામશ્રી લાખાજી

ઠાકોરશ્રી હરધોળજી (રાવળજામના ભાઇ વિ. સં. ૧૫૮૫-માં હાલારમાં આવ્યા ૧૬૦૬માં મીઠોઇમાં ગુજરી ગયા.
,, જસાજી સં. ૧૬૦૬ થી ૧૬૪૮.
,, ભામણીયોજી સં. ૧૬૪૮ થી ૧૬૫૨
,, હળધોરજી સં. ૧૬૫૨ થી ૧૬૫૮
,, મોડજી સં. ૧૬૫૮ થી ૧૬૬૫

| ગંગાબા | ઢાંકવાળાં |
| --- | --- |
| અમરાવતીબા | બરડીયું સુડાસમાં |
| રૂપાળીબા | સાણંદ વાઘેલા |
| પદમાંબા | સાણથળી સરવૈયા |

| | | | |
|---|---|---|---|
| ,, પંચાણજી | સં. ૧૬૬૫થી ૧૭૦૦ | આઇબા | આરંબાઇ વાઢેલ |
| ,, કલાજી | સં. ૧૭૦૦ થી ૧૭૬૨ | ચંદ્રકુંવરબા | માંના ગોહેલ |
| ,, સાંગાજી (સાંધોજી) | સં. ૧૭૬૨ થી ૧૭૬૪ | | |
| ,, જુણોજી | સં. ૧૭૬૪ થી ૧૭૬૮ | ફુલીબા | સીરોર ગોહેલ |
| ,, ખેતોજી | સં. ૧૭૬૮ થી ૧૭૭૧ | રંખુબા | તમાચીસિંહ પરમાર |
| ,, કલોજી | સં. ૧૭૭૧માં દગાથી મરાયા | | |
| ,, વાઘજી | સં. ૧૭૭૧ થી ૧૮૧૬ | પદમાજીબા | ચોરવાડ [illegible] |
| ,, જેસંગજી | સ. ૧૮૧૬ થી ૧૮૧૯ | હમજીબા | સુવાર [illegible] |
| ,, જુણાજી | સં. ૧૮૧૯થી ૧૮૨૭ | રાણીજીબા રાયબા સતી થયાં | [illegible] |
| | | ઝાલા દહમનીબા | |
| ,, નાથોજી | સં. ૧૮૨૭ થી ૧૮૩૯ | સનભામાજીબા | [illegible] |
| ,, મોડજી | સં. ૧૮૩૯થી ૧૮૬૦ | અદીબા | [illegible] |
| ,, ભૂપતસિંહજી | સં. ૧૮૬૦ ની ૧૯૦૦ | બાઇબા | [illegible] |
| ,, જયસિંહજી | સં. ૧૯૦૦ થી ૧૯૪૩ | છજુબા | [illegible] |
| ,, હરિસિંહજી | સં. ૧૯૪૩ થી ૧૯૭૧ | બાકુંવરબા | [illegible] |

,, ઠાકોર સાહેબશ્રી દોલતસિંહજી સં. ૧૯૭૧માં ગાદીએ બેઠા [illegible]

,, યુવરાજ કુમારશ્રી દીપસિંહજી સં. ૧૯૭૫માં કૈલાસવાસી થ[illegible]

,, જોરાવરસિંહજી યુવરાજજી (હાલ ૧૫ વર્ષની ઉંમર) તથા ચંદ્ર[illegible]

## વિરપુરની શાખા

૧ જામશ્રી રાવળજી

૨ જામશ્રી વિભાજી (વિ. સં. ૧૬૧૮)

૪ ઠાકોરશ્રી ભારાજી ખીમાજી જખરાજી
(ખરેડીમાં રહેવા ગયા.)

૫ ઠાકોરશ્રી હરધોળજી

૬ ઠાકોરશ્રી સાહેબજી

૭ ઠાકોરશ્રી મેકોજી

૮ ઠાકોરશ્રી મુળુજી

૯ ઠાકોરશ્રી જેઠીજી

૧૦ ઠાકોરશ્રી બાવાજી
(ઉર્ફે મોકાજી બીજા ઇ. સ૧૭૬૬

૩ ઠાકોર[illegible]
(ઠાકો[illegible]

૧૧ ઠાકો[illegible]

૧૨ ઠાકો[illegible]

૧૩ [illegible]

## ઠાકોરશ્રી સંગ્રામજીના ફટાયાનો વંશ.

(રાવળ જામ થી ૮ મા)

૯ હોથીજી (પહેલા ફટાયા) એ પ્રમાણે સાગસાત ગામ)

નથુજી બીજા ફટાયા (મેંગણીનાં ૮ ગામ દીધાં) (આનો વંશ બીજે પાને જોવો)

૧૦ રાસોજી (ભુણાવુ તથા અરધું વાવડી)



# ગોંડલના ૮ મા પુરૂષ સંગરામજીના ફટાયાનો વંશ

૮ મા ઠાકોરશ્રી સગરામજી ગોંડલના ધણી (રાવળ જામથી ૮ મા)

૯ નથુજી (બીજા ફટાયા)

(મેંગણી, થોરડી, નોંધણચોરા, અણીડું આંબલીયાળુ, ચાંપાબેડ, તથા બીલાંભડી, હડમતાળું

આ બે ગામ મેરામાનીથી ખાવા દીધા. ટીલાત ધારે તો ખાલસા કરે. તે પ્રમાણે હડમતાળું હાલાજીએ પાછુ લીધું.

૧૦ ડોસાજી — ૧૦ મેરજી

મેરજી → તેજમલજી ઉર્ફે દાદાજી, રામાજી (ચાંપાબેડા)

તેજમલજી ઉર્ફે દાદાજી → નાનાજી, જુણોજી, કેલજી (આંબલીયાળુ), આમનજી

નાનાજી → જયાજી → દેશળજી (બીલાંભડી, મેંગણીમાં ૧૦૦ કોસની જમીન)

જુણોજી → વનાજી, બનેસીંહ

કેલજી (આંબલીયાળુ) → કસળાજી, આનાજી, જેઠીજી

આમનજી → ગોડજી, જુવાનસીંહજી

જુવાનસીંહજી → માધવસિંહ, સમરસિંહ

રામાજી (ચાંપાબેડા) → મુળુજી, કાકાજી

મુળુજી → આશાજી

## ગોંડળના ૯ પુરૂષ હાલાજીના ફટાયાનો વંશ

૯ ઠાકો. શ્રી હાલાજી ગોંડલના ધણી (રાવળ જામથી ૯ મા પુરૂષ)



# પૂર્વખંડ—ઉલ્લાસ ૮મો

## ૧ જામ રાવળજી.

(વિભાગ ૪ થો — વિક્રમ સંવત ૧૫૬૩ થી ૧૬૧૮ ઈ સ ૧૫૦૭ થી ૧૫૬૨)

ચંદ્રમાથી ૧૭૦ મી પેઢીયે, કૃષ્ણથી ૧૧૪ મી પેઢીયે અને દેવેંદ્રથી ૩૪ મી પેઢીયે જામ લાખાને ત્યાં રાવળ જામ થયા લાખાજામને રાવળજી, હળધોળજી, રવાજી અને મોડજી એમ ચાર દિકરા હતા તેમાં રાવળજી મોટા ગાદીયે બેઠા પોતાના પિતાને દગાથી મારી નાખવા બદલ જામ હમીરજી ઉપર સખત ક્રોધ થ ર્યો હતો, અને પોતાના પિતાને મારનાર અને મરાવનારને માર્યા પછી પોતે પાઘડી બાંધવાની પ્રતિજ્ઞા લીધી હતી હમીરજી તે કચ્છના રાજાઓના વડવા ચાર દેવેંદ્રથી બાવી ગમી પેઢીયે થએના રાયધણજીને બે દિકરા હતા તેમાં મોટા જામ ઓઢાજીના વંશમાં ૯ મી પેઢીયે હમીરજી થયા અને નાના જામ ગજણજીના વંશમા ૧૩ મી પેઢીયે જામ રાવળજી થયા બેઉના રાજ્ય જુદા જુદા હતા પણ એક બીજાના રાજ્ય લઇ લેવા એક બીજા હરીફાઇ અને કાવત્રા કરતા

જામ રાવળની રાજ્યધાની કેરામાં હતી તેની હાક આખા કચ્છમાં વાગતી જામ હમીરજી તેના સમોવડીયા ભાયાત કચ્છ ભુજની ગાદીએ હતા છતાં સત્તાધારી પુરૂષ તે વખતે જામ રાવળ ગણાતા તેનાથી મોટા મોટા રાજાઓ ડરતા બાદશાહ અને સુબાઓ પણ તેની સામે લડતા અચકાતા કેટલાક રાજાઓ રાવળજીને ખંડણી ભરતા થયા હતા ભુજ-નુ રાજ્ય પચાવી પાડી બાપનુ વેર લેવા માટે જામ હમીરજી સાથે કુળદેવી આશાપુરાને વચમાં રાખી વૃદ્ધિ ચવાતી ઘણી પેઢીથી ચાલતુ આવતુ વેર મટાડવાનુ નક્કી કર્યું અને સમાધાન થયા પછી રાવળજીએ પોતાને ત્યાં બાગમાં જામ હમીરજીને જમવા નોતર્યા તે વખતે તેને અલીયાજી, ખેંગારજી, સાહેબજી રાયબજી એમ ચાર પુત્રો અને કમાબાઇ કરીને એક દીકરી અમદાવાદના બાદશાહ મહંમદ બેગડા વેરે પરણાવી હતી હમીરજી બારે ગયા ત્યારે તે પોતાની બેન પાસે અમદાવાદ હતા રાયબજી પોતાને મોસાળ પારકર વીરાવાવમાં એટલે ખેંગારજી તથા સાહેબજીને લઇ હમીરજી બાગ જવા નિકળ્યા વચમાં લીંબાપુ ગામ આવ્યુ ત્યાં જામ રાવળજીના ભાઇ અજાજીની સ્ત્રી ખેંગારજીની માગી રહેતી હતી તેને ખબર પડી હતી કે જામ રાવળ, હમીરજી સાથે દગો કરશે તેથી બેઉ કુંવરને પોતા પાસે રાખી લીધા, હમીરજી એકલા બાગ ગયા ત્યાં તેમને પુ કળ મદિરા પીવરાવી દગોથી મારી નાખ્યા (સ ૧૫ ર) બાના ગામ પાસે જામ હમીરજીની છત્રી હજી છે હમીરજીના વધના સમાચાર મળતા બંને કુંવરને તેની માતાએ બ્રહ્મ મુગ નામના મિયાણા સાથે અમદાવાદ તરફ રવાના કર્યા બ્રહ્મમુગ બેઉ કુંવરને લઇ ભાગ્યો તે માપર (હાલનુ રાહપર) પાસે ત્યાં બીયાકલ્વ નામના મિયાણાએ ત્રણેને સતાવ્યા રાવળ જામ પાછળ પહોંચ્યા અને બીયાના ૭ દીકરાને કાપી નાખ્યા પણ તેણે કબુલ ન કર્યું તેથી રાવળ જામ પાછા

કર્યા. ત્યાંથી જામ ચરાડવા ગામે પહોંચ્યા. ત્યાં ગોરજી માણેકમેરજીએ કેટલુંક ભવિષ્ય ભાખ્યું અને એક સાંગ દીધી. ત્યાંથી ચાલી ખેંગારજી અમદાવાદ ગયા અલીયાજીને ત્યાં ઉતર્યા. એક વર્ષ વીતિ ગયું તેમાં એક વખત એવો બનાવ બન્યો કે અમદાવાદની આસપાસ એક વિકરાળ સિંહે ઘણું નુકસાન કર્યું તેથી તેને મારવા ત્યાંનો બાદશાહ મહમદબેગડો પોતે ચડ્યો. ઘટ ઝાડીમાં સિંહ સુતો હતો તેની બાજુમાંથીજ લશ્કર પસાર થયું જેવો બાદશાહનો હાથી બાજુમાંથી નિકળ્યો કે તુરત સિંહ પાછળથી હાથીની પીઠપર આક્રમણ કરી થાપો માર્યો. બીજી ઝપટે બાદશાહ પર કુદી પડત પણ સમય સુચકતા વાપરી લશ્કર સાથે ગયેલા ખેંગારજીએ સિંહના પીઠમાં એવી ભયંકર રીતે સાંગનો ઘા કર્યો કે સિંહની પીઠ વીંધી સાંગ હાથીના પૃષ્ટ ભાગમાં ઉતરી ગઇ. આ વખતે ખેંગારજીની ઉમર ૧૪ વર્ષની હતી. બાદશાહ તુરત હાથીને બદલી નાખી બીજા હાથી પર બેઠા. બાદશાહની સ્વારી શહેરમાં આવી. બીજે દિવસે દરબાર ભરી બાદશાહે ખેંગારજીને બહુ માન આપ્યું. પોશાક આપ્યો. થોડા દિ રાખ્યા પછી તેની બધી હકીકત સાંભળી. ૧૨ હજાર ઘોડેસ્વાર લશ્કર રાવળ જામને હરાવવા સાથે આપ્યું રાવનો ખીતાબ, કચ્છના રાજ્યની સનદ અને મોરબી પરગણું વધારામાં લખી આપ્યું. અલીયાજીની એને સાથે દ્રવ્ય પણ ઘણું આપી ખેંગારજીને રવાના કર્યા. પ્રથમ મોરબી આવ્યા. ત્યાંનો સુબો નવાબખાન ગોરી સામે થયો અને બાદશાહનો હુકમ માન્યો નહી એટલે તેનો વધ કરી મોરબી તાબે કર્યું. ત્યાંથી રાપર આવ્યા ત્યાં રાવળ જામના પક્ષનો અબડો રહેતો હતો તેને મારી તે ગામ તાબે કર્યું અને ગામનું નામ રાહપર પાડયું અને ત્યાં પ્રથમ ગાદી સ્થાપી.

ખેંગારજી બાદશાહની ફોજ સાથે ચડી આવ્યાના ખબર જામ રાવળને અગાઉથી મળ્યા હતા. એટલે તેમણે પણ મોટા પ્રમાણમા લડાયક તૈયારી કરી હતી. તુરતજ લડાઇ શરૂ થઇ. હાથી, ઘોડા, પ્યાદળ, તોપો, બંધુકો, તલવારો, ભાલાં, બરછી, વગેરે શસ્ત્રાસ્ત્ર ધારણ કરનારા હજારો યોદ્ધાઓ લડવા તૈયાર થઇ ગયા. દીવસે લડાઇ થાય અને સાંજે સૌ પોતપોતાને સ્થાને જઇ રાત ગાળે, એ પ્રમાણે ૩ મહીના લડાઇ ચાલી. તે વખતે ઇસરબારોટે આ લડાઇ અટકાવવા અને ખેંગારજીનું છે તે એને સોંપી દેવા સલાહ આપી. તેજ રાત્રે આશાપુરાએ સ્વપ્નમાં આવી રાવળજીને કહ્યુ કે "રાવળ, તેં મને વચમાં રાખી કુડ કરી હમીરજીને માર્યો. મરજાદા તોડી. બીજો હોય તો હું તેનો સર્વનાશ કરી નાખું પણ તું મારો અનન્ય ભક્ત છો અને આ એક ભુલ કરી છે. તે હું માફ કરૂં છું પણ તેં કરેલા મોટા અપરાધ બદલ તને એટલી શિક્ષા કરૂ છું કે કચ્છની ધરામા તારો હુકમ નહી રહે હુ તુને હાલાર સોંપુ છુ અને હુ તારી સહાયતામાં છુ. આ વડ છે તે દરીઓ ઉતરીને તારી સાથે આવે તો આ મારી વાત સાચી માનજે" જામ રાવળે સવારમાં કચ્છ છોડી જવાની તૈયારી કરી અને તે સમાચાર ખેંગારજીને કહાવ્યા. જામ રાવળ પરના પ્રેમને લીધે છત્રીશ વંશના રજપુતો, ચારે વર્ણો મળી એંશી હજાર ઉચાળા ( ઘર ) પોત પોતાનાં રાચ રચીલાં ઘરવખરી તથા બૈરાં છોકરાંને લઇ સાથે ચાલ્યાં. સાથે ૧ લાખ સુભટો, લાખો પતિ વેપારીઓ, વિદ્વાન બ્રાહ્મણો, હજારો હાથીઓ, હજારો ઉંટો, હજારો ઘોડા રથ ગાડાં સુખપાળો પાલખીઓ, અતુલ

ધન તથા સૌ પોતપોતાની માલ મિલકત બૈરાં છોકરાં સાથે લઈ રાવળજી સાથે નિકળ્યાં. મોડ, ધુંધણ, હાપા, સીંધી, સુમેરા, ચવાણું, ભેટ્ટી, આહેર, પરમાર વાઘેલો, મીરે, મોઢા, ઝાલા વગેરે જાતના શૂરવીરો અને ભાયાતો હતા. અઢારે વર્ણની પ્રજા અને લક્ષાધિપતિ સાહુકારો પણ પોતપોતાની મિલકત સાથે ચાલતા થયા. હજારો ગાયોનાં ધણ પણ આગળ ચાલતાં હતાં. પ્રથમ વવાણીયા નજીક મોરાણા ગામને હાથ કરી ત્યાંથી સૌરાષ્ટ્રમાં આમરણના દેદા તમાચીને મારવા અને બાપનું વેર વાળવા આગળ વધ્યા. દેદે પણ લાગતા વળગતા કાઠી અને રાજાઓને ભેળા કર્યા હતા. ઘોર રણસંગ્રામ થયો અને જામ રાવળના ભાલાથી વિ. સં. ૧૫૯૧ માં દેદો તમાચી [1]વિંધાણો, અને ત્યાર પછી જામ રાવળે માથે પાઘડી બાંધી. આમરણમાં થાણું બેસારી સૈન્ય અને ઉચાળા સહિત આગળ વધ્યા. પ્રથમ ધ્રોળના ચાવડા રજપુત હરધમલને જીત્યો અને પોતાના ભાઈ હરધોળજીને ત્યાંની ગાદી આપી કેટલાક ઉચાળા ધ્રોળમાં રહ્યા અને બાકીના રાવળજી સાથે ચાલ્યા. ત્યાંથી ખીલોસ ગયા ત્યાં ૧ વર્ષ રહી જેઠવાનું નાગબંદર (નવાનગર) સર કરવાની તજવીજ કરી. ત્યાંના જેઠવાઓને જમવા નોતરી કાપી નાખ્યા અને ત્યાં થાણું નાખી સૌરાષ્ટ્રમાં અનેક ઠેકાણે લડાઈઓ કરી કિલ્લાઓ સર કરી રાજાઓને નમાવી પોતાના ખંડિયા બનાવી પોતાના પુરોહિત નારણજીએ બતાવેલા મૂહૂર્ત પ્રમાણે વિ. સં. ૧૫૯૬-ના પ્લવંગ નામના સંવત્સરમાં શ્રાવણ શુદી ૭ બુધવારે દીવસે ઉદયાત ઘડી ૧, પળ ૩૮ આ સમયે રંગમતી અને નાગમતીને કાંઠે નવાનગરનો પાયો નાખ્યો.[2]

તે પછી રાવળ જામે પશ્ચિમ તરફ ખંભાળીયાના વાઘેરને હાંકી કાઢી પૂર્વ તરફના ચાવડા તથા દેદા સાખના રજપુતોને હરાવી તેની જાગીરો તાબે કરી પોતાના પૂર્વજ હાલાજીના નામપરથી તે પ્રાંતનું નામ હાલાર પાડ્યું. મુલક ઘેર કરવાના કામમાં રાવળજીને તેના ભાયુની ઘણી મદદ હતી. તેમાં જેઠવા સાથેની લડાઈમાં હરધોળજી કામ આવ્યા એટલે ધ્રોળની ગાદીએ તેના કુંવર જસાજીને બેસાર્યા. મોડજીને ખટ્ટ । વગેરે બાર ગામનું પરગણું તથા રવાજીને ખંભાળીયા, ખાખરાળું વગેરે ૧૨ ગામ આપ્યાં. તે પછી પોતાને મદદ કરનારા જુદી જુદી ઓડખના રજપુતોના મુખી પુરુષોમાંના રાવને બાન, નોંઘણજીને ખીમલીયું, લાડકને મુવરાણું, કબરને વિસોત્રી, દલને મેમાણું, મોડને મોડા, બાલાવને કજરાણું, કાનને રોધેલ, ઉગ્યાને ઝાંખર, હાથાને ટોડા, પુરોહિત નારણજીને કેટલીક જાગીર એમ બધાને જુદા જુદા શિરપાવ ઇનામ અકરામ આપી રાજી કર્યા. નવાનગરની સ્થાપના પછી જામ રાવળજીએ ૨૨ બાવીશ વર્ષ ગાદી ભોગવી તે દરમીયાન તેમણે અનેક પરાક્રમ કરી પોતાની બહાદૂરી દિલ્હીના ઝાંપા સુધી ફેલાવી હતી કાઠીઆવાડના બધા રાજા રાવળ જામને ખંડણી ભરતા અને તેમની ભારે હાક વાગતી.

---

1 દેદા તમાચીનું મરણ વિ. સં. ૧૫૮૫ માં થયાનું એક ઇતિહાસકાર લખે છે પણ ખરી સાલ ૧૫૯૧ છે.

2 એક ઇતિહાસકારે નવાનગરનો પાયો નાખ્યાની સાલ વિ. સં ૧૫૯૮ ઇ. ૧૫૪૨ લખી છે પણ ખરી સાલ વિ. સં. ૧૫૯૬ છે.

આ વખતે જુનાગઢમાં અમદાવાદના મહમદ બેગડાના સુબા અમલ ચલાવતા હતા. વિ. સં. ૧૫૯૧ માં ચિતોડ પર માળવાનો બાદશાહ સુલતાન મહમદ ચડી આવ્યો ત્યારે સાંગા રાણાની મદદે જામ રાવળે પોતાનું સૈન્ય મોકલ્યું હતું. વિ. સં. ૧૫૯૨ માં ભાવનગરમાં સરતાનજી ગાદીયે બેઠા ત્યારે રાવળજી પોતે ત્યાં ગયા હતા. વિ. સં ૧૫૭૯ માં હળવદના રાજા રાણોજીને મલીકબખને મારી નાખ્યા એટલે માનસિંહજી ગાદીએ બેઠેલ, તેણે બાપનું વેર લેવા દસાડા પર હુમલો કરી મલીકબખનને મારી નાખ્યો. આ ખબર અમદાવાદના બાદશાહને પડતાં ખાનખાનાને હળવદ પર મોકલ્યો તેણે લડાઈ કરી માનસિંહજીને હરાવ્યા. આ વખતે વીરમગામ પરગણું હળવદના તાબામાં હતું. માનસિંહજી હાર્યા.પછી વિ. સં ૧૫૮૦માં માનસિંહજી ભાયુ સાથે રાવળજામને આશરે નવાનગરમાં રહ્યા તે પછી થોડે દિવસ કચ્છના રાવ ખેંગારજીને આશરે જઈ રહેલ પણ તેરીતે પરાધીન જીંદગી ગાળવી ઠીક ન પડવાથી માનસિંહજી, અદાજી અને વરસાજી ત્રણે ભાયુએ સાથે મળી બહારવટું કરી અમદાવાદનો મુલક લુંટવા માંડયો, અને પ્રજાને ત્રાહે ત્રાહે પોકરાવી. માનસિંહજીની ઓરમાન મા એ બિકાનેરની કુંવરી હતી અને તેની બેન અમદાવાદના બાદશાહના ઘરમાં હતી તેણે માનસિંહજી નમી જાય તો એનું રાજ્ય પાછું સોંપવા ભલામણ કરી પણ માનસિંહજીએ એ વાત સ્વીકારી નહી. એક વખત બહાદુરશાહ અમદાવાદથી મોરબી તરફ જતાં રસ્તામાં છાવણી નાખી પડયો હતો ત્યાં હથિઆરબંધ થયેલા માનસિંહજી કોઈ યુક્તિથી બાદશાહના તંબુમાં પેસી ગયા બાદશાહ જાગ્યો તો માનસિંહજી કહે તમારાં પ્રાણ લેવાં હોયતો અત્યારે કોણ રક્ષણ કરી શકે એમ છે? બાદશાહે ખુશી થઈ એનું રાજ્ય પાછું આપ્યું અને માનસિંહજી ફરી હળવદ (ધ્રાંગધ્રા)ની ગાદીએ બેઠા. તે વખતે કચ્છથી રાવ ખેંગારજી અને નવાનગરથી જામ રાવળજી આવ્યા હતા.

રાવળ જામના વખતમાં ઈંગ્લાંડમાં આઠમો હેનરી ગાદીપર હતો તે ઘણો પ્રજા પર પ્રીતિ રાખનારો હતો વિ. સં. ૧૫૬૫ માં તેનો રાજ્યાભિષેક થયો હતો.

## ૨ જામ વિભાજી

( રાવળ જામથી બીજા, વિ. સં. ૧૬૧૮ થી ૧૬૨૫ )

રાવળ જામને હરધોળજી મોટા, વિભાજી વગેરા અને ભારોજી નાના એમ ત્રણ દિકરા હતા. હરધોળજી મોટા પાટવી કુંવર રાવળ જામની હયાતીમાંજ ઘોડેથી પડી મરી ગયા હતા. પણ તેને લાખોજી નામના કુંવર હતા એટલે રાવળજી પછી લાખાજીને ગાદી મળવી જોઈએ. રાવળજી ગુજર્યા ત્યારે લાખોજી, વિભોજી, ભારોજી બધા સ્મશાને ગયા. ત્યાં પેટમાં પીડ ઉપડવાનું બાનું કાઢી વિભાજી ગામમાં આવ્યા. દરબારગઢ અને શહેરનો કબજો લઈ દરવાજા બંધ કરાવી ગાદીયે બેસી ગયા અને ડંકા નિશાન વગડાવ્યાં. લાખાજીને ગામમાં પેસવા દીધા નહી અને પોતે રાજના ધણીરણી થઈ ગયા. એટલે લાખોજી પરબાર ખીલોસ ગયા. આ વખતે ધ્રોળમાં ઠાકોરશ્રી જસાજી ગાદીયે હતા, તેણે બહુ દ્રષ્ટિ ચલાવી, ભય બતાવ્યો પણ તેનું કાંઈ પરિણામ ન આવ્યું અને સમાધાનમાં ખીલોસ વગેરે બાર ગામ

લાખાજીને આપ્યાં. લાખાજીયે ત્યાં રહેવા જાવા પ્રયાણ કર્યું ત્યારે અરધું નવાનગર એમની સાથે ઉચાળા ભરી ગયું. ભારાજીને જાંબુડા વગેરે ૧૨ ગામ આપ્યાં. લાખાજીના વંશજો લાખાણી અને ભારાજીના ભારાણી કહેવાણા. જામ વિભાજીયે સાત વર્ષ રાજ્ય ભોગવ્યું વિ. સં. ૧૬૨૫ માં કૈલાસવાસી થયા.




## ૩ જામ સતોજી.

(રાવળ જામથી ત્રીજા. વિ. સં. ૧૬૨૫ થી ૧૬૬૪)

તથા

## ૪ જામ અજોજી.

(રાવળ જામથી ચોથા વિ. સં. ૧૬૪૮માં ગાદીયે બેઠા પહેલાં ગુજર્યા)

જામ વિભાજીને ચાર દિકરા હતા. તેમાં સતોજી પાટવી કુંવર તે નવાનગરના ધણી થયા. બીજા દિકરા રણમલજીને શિશાંગ ચાંદલીના ૧૨ ગામ આપ્યાં. ત્રીજા દિકરા ભાણજીને* કાળાવડનાં ૧૨ ગામ આપ્યાં અને ચોથા દિકરા વેરાજીને હડિયાણા પરગણાનાં ૧૨ ગામ આપ્યાં.

સતાજીના રાજ્ય અમલ વખતે દિલ્હીની ગાદી પર અકબર બાદશાહ રાજ્ય કરતો હતો. જુનાગઢમા તાતારખાન ગોરી સુબેદાર હતો તેણે જુનાગઢની ગાદી દબાવી દીધી અને બાદશાહી સત્તાનું અપમાન કરવાથી સુબા મુજફરને સૈન્ય સહિત મોકલ્યો. તાતારખાંયે જામ સતાજીની મદદ માગી તેથી ૩૦ હજારનું લશકર લઇ જેસા વજીરને મોકલ્યો તેણે મુજફરના લશ્કર સાથે લડી તેને હરાવ્યો અને મીણસાર પરગણાંનાં ૧૨ ગામ, ભોદ પરગણાનાં ૧૨ ગામ, અને જોધપુર પરગણાંનાં ૧૨ ગામ નવાનગરને જુનાગઢના તાતારખાંયે ભેટ કર્યા.

રાણપુરના રાણા ખીમાજી વેરે જામ સતાજીની બેન પરણાવી હતી. વિ. સં. ૧૬૦૬ માં તે મરણ પામ્યો એટલે તેનો કુંવર રામદેવજી ગાદીએ બેઠો. ભાણેજનું રાજ્ય પચાવી પાડવા માટે સતાજી, રામદેવજીને નવાનગર હરવખત બોલાવતા પણ તેને દગાનો ભય હોવાથી જતા નહી. છેવટે કવિદાસ ચારણ જામીન થયા એટલે રામદેવજી નવાનગર ગયા ત્યાં રામદેવજીને દગાથી માર્યા અને રાણપુરનું રાજ્ય કબજે કર્યું.

વિ. સં ૧૬૩૧માં અકબર બાદશાહે ત્રીજા મુજફરશાહ પાસેથી અમદાવાદ છીનવી લીધું જેથી મુજફર રાજપીપળાની ઝાડીમાં રહી બંડખોરની માફક દિલ્હીના બાદશાહને હેરાન કરતો હતો. વિ. સં. ૧૬૩૩માં શાહબુદીન અહમદખાનને દિલ્હીને શાહે અમદાવાદનો સુબો નીમ્યો. તેણે જુનાગઢનો સુબો અમીનખાન સ્વચ્છંદી થઇ જવાથી અને દિલ્હીના બાદશાહ

---

*આ ભાણજીથી વીરપુરની શાખા જુદી પડી તેની હકીકત આ પ્રકરણની છેવટે કહેવાશે.

સાંધે મીધો નહી ચાંલવાથી તેના પર ચડાઇ કરી ત્યારે અમીનખાને નવાનગરની મદદ માગી જામ સતાજીએ મોટી ફોજ મોકલી શાહબુદીનને હરાવ્યો એ એહશાનના બદલામાં જુનાગઢના ખાને જોધપુર, ચુર અને ભોડ એ ત્રણ પરગણાં જામ સાહેબને ભેટ કર્યાં અને તેમણે તે સ્વીકારી ખાનને વધુ આભારી બનાવ્યો.

અમદાવાદનો માજી સુબો મુજફરશાહ ગજાપીપુરાની ઝાડીમાં સંતાતો રહેતો હતો અને દિલ્હીના બાદશાહનો ગુન્હેગાર હતો. તેને કોઇએ શરણે ન રાખ્યો ત્યારે સતાજીએ સંઘર્યો તે વાતની જાણ બાદશાહને થતાં અજીજ કોકાને મોટું લશ્કર લઇ ઇ. સ. ૧૫૯૨ સંવત ૧૬૪૮ શ્રાવણ શુદ ૮ ના રોજ નવાનગર પર હલ્લો કરવા મોકલ્યો. આ સમાચાર સતાજીને મળતાં પોતે મોટી ફોજ લઇ સામા લડવા આવ્યા, ધ્રોળ પાસે ધુચરમોરીમાં બન્ને લશ્કર નો ભેટો થયો અને ભયંકર લડાઇ થઇ સતાજીના પડખના દોલતખાન અને કુંડલાનો કાઠી લોમો ખુમાણ ફુટવાથી સતાજીનું લશ્કર હાર્યું તેથી સતાજી ઘોડેસ્વાર થઇ નવાનગર પાછા આવતા રહ્યા.

જામ અજોજી જે સતાજીના મોટા કુંવર હતા અને જામનગરમાં પોતાના લગ્ન પ્રસંગમાં રોકાણા હતા તેને એ બાબતની જાણ થતાં અજોજી મીંઢોળ બાંધે છતી સ્વારીએ ધ્રોળ આવ્યા અને જાડેજા તથા મુસલમાની લશ્કર સાથે ત્રાસજનક લડાઇ ચાલી. ભયંકર કતલને લઇ મુડદાના ઢગલે ઢગલા થઇ ગયા લોહીની નદીઓ ચાલી હજારો સૈનિકો કપાઇ મુવા. સતાજીના લશ્કરમાં નાગડો વજીર, ભાણજી દલ, ડાહ્યો લાડક, ભદ્રેશ્વર વાળા મહેરામણજી અને તેના ચૌદ કુંવરો, પચીસ હજાર જાડેજા ભાયાતો, અને બીજા લોકો સીપાઇઓ હર હર મહાદેવ કરી કેસરીયા કરી આગળ વધ્યા. સામા યવનની ફોજમાં પણ અલાહો અકબરના પોકારો કરતા, ખુરાસાની તલવારો વાળા, અવળી રુંવાડીવાળા, કાચાં માંસ ખાનારા, કબરેલી ભાષા બોલનારા, માંજરી આંખો વાળા, છીબા નાક વાળા, લીલાં વસ્ત્રવાળા, રોમી આરબી કંદહારી કાબુલી મુરાસની ઈરાની તુરકાની ફીરંગાની હબસાની મકરાણી મુગલ સૈયદ પઠાણ શેખ વગેરે જાતના યા રહીમ યા રહેમાનના પોકારો કરતા એક લાખ યવનો લડવા મંડયા હજારોની કતલ થઇ કુમાર અજાજીએ મીરજાં અજીજ કોકા ઉપર ધસી જઇ પોતાના ઘોડાને ઠેકાવી કોકાના હાથીના કુંભસ્થળ પર પગ મુકી બરછીનો ઘા કર્યો મીરજાં કોકા જરા ખસી ગયો એટલે તે બરછી માવત અંબારી અને હાથીનો પાછળનો ભાગ વીંધી જમીનમાં ખુંચી ગઇ.

અજમલીઓ અસંધે, લાગે લાખાસરધણી,
દંતુશળ પગ દે, અંબારી અણીયે હણી.

તે વખતે પાછળથી મુગલ સીપાઇએ તલવારને ઝાટકે વિ. સં. ૧૬૪૮ના શ્રાવણ શુદ ૭ના રોજ અજાજીની કતલ કરી. કુંવર પડતાં હિંદુ લશ્કર હતાશ થયું અને તેનો મોટો નાશ યવનોએ કર્યો તે જોઇ સતાજીના નાના કુંવર જસાજી જુજ માણસો સાથે નવાનગર આવી સતાજીને જાણ કરી સતાજીએ પોતાની રાણીઓને વહાણમાં બેસારી તરને બંદરે ફરતાં રાખ્યાં અને પોતે પહાડોવાળા,

જગતમા વેર તેના ભરાયા પોતે મરાયાના ખરૂ મગના વહાણ ડુબાડી દેવાની સૂચના કરી રાખી નગરમા બાદશાહી ફોજ આવી વાવટા ચડાવ્યા નવાનગર હાથમાથી ગયા પછી સતાજી ડુગરામા અને રાજકુટુબ દરીઆમા ૭ મહીના સુધી ગયા, ત્યારે નગરની પ્રજાયે દરીઆમા રાજકુટુબની અને ડુગરામા સતાજીની માતા પિતા પેઠે સેવા કરી મીરજા અજીજ કોકાયે નવાનગરનુ નામ બદલી ઇસ્લામાબાદ પાડયુ સતાજીના વજીર દિવાન જમોજી ૪૦૦ સ્વારો સાથે અકબર પાસે ગયો જસાજીયે સમયસૂચકતા વાપરી બાદશાહની સેવા ચાકરી કરવા માગણી કરી તે અરસામા સતારા તરફ ફોજ મોકલવાની જરૂરી પડતા જસાજીને સેનાધિપતિ સ્થાપી નવાનગરના ૪૦૦ ઘોડેસ્વારો સાથે મોકલ્યો સતારાના મરેઠા સૈન્યે બાદશાહના સૈન્યને પાછુ હઠાવ્યુ તે વખતે નવાનગરના સૈન્યે સખત હલ્લો કરી મરેઠાને હરાવ્યા, સતારાના બે મહાનના કિલ્લા હાથ કરી ત્યા બાદશાહી થાણા બેસારી પાછો દીલ્હી આવ્યો બાદશાહે લડાઇની હકીકત અને જસાજીની બહાદુરીની વાતો સાભળી બહુ ખુશ થઇ નવાનગરના થાણા ઉઠાવી લઇ તેની રાજ્યગાદી પાછી સતાજીને સોપવા પરવાનો લખી આપ્યો અને જામ બહાદુરનો ખિતાબ આપ્યો સતાજીને પાછી ગાદી સુપ્રીત કરવા માટે બાદશાહે મીરજા અજીજ કોકાનેજ મોકલ્યો જસાજીને ઘણા માન સાથે નવાનગરમા દાખલ કર્યો અને સતાજીને તથા તેના કુટુબને દરીયામાથી તેડાવી સતાજીને સવત ૧૬૪૯ના મહા શુદી ૩ના રોજ રાજ્ય ગાદી સોપી

સતાજીએ બાદશાહના ઉપકારના બદલામા અમદાવાદના માજી સુબા અને દુશમન થઇ બેઠેલા મુજફરશાહને પકડી બાદશાહને સોપવાનુ કામ માથે લીધુ અને તેના વાવડ મળતા અજીજ કોકાના છોકરા અબદુલા સાથે કચ્છમા મોટુ લશ્કર લઇ ગયા તે વખતે કચ્છમા રાઓ ભારમલજી રાજ ગાદીપર હતા ભુજથી ત્રણ ગાઉ પડાવ નાખી મુજફરને સોપવાનો સદેશો મોકલ્યો ભારમલજીએ તે સ્વીકાર્યો નહી છેવટે ખુનખાર મોટી લડાઇ થવાના ભયે મુજફરને સોપવો પડ્યો તેને લઇ દિલ્લી તરફ અબદુલા જતો હતો ત્યા ધ્રાળ પાસે અસ્ત્રા વડે મુજફરે આપઘાત કર્યો

સતોજી ભનસાણના સોઢા રજપુતને ત્યા હથેવાળે પરણવા ગયેલ તે ગામમા રાજસી શાહ અને વર્ધમાન શાહ નામે બે વાણીયા મોટા કરોડાધિપતિ રહેતા હતા કન્યાદાન વખતે સતાજીએ આ બે સાહુકાર નવાનગરમા રહેવા આવે તોજ હુ પરણુ એવી માગણી કરી તે વાત સોઢાયે નાખુસીથી કબુલ કરી પરણીને ચાલ્યા ત્યારે તે બે શેઠીઆઓને પોતાની સમૃદ્ધિ સાથે ભેળા લીધા આ બેઇ શાહુકાર વાણીયાઓએ નગરમા આવી જૈન ધર્મના દેરા બાધ્યા અને પછી વિચાર્યુ કે આપણને જગતમા સહુ માનસાથે ઓળખે છે આપણી નામનારી મોટી છે, ને આપણા કુળમા કોઇપણ અમર્યાં પુરૂષ થાશે તો આ અઢળખ દ્રવ્ય ખોશે અને નામને બટ્ટો લગાડશે તેથી સતતિ કરતા નિર્વંશ રહીએ એજ ભલુ એમ વિચારી દેરામા દેવ પધરાવી તે મૂર્તિઓ નીચે અઢળખ ધન નાખ્યુ હતુ કહેવાયછે કે આજે પણ એ દેરા નીચે અખુટ દ્રવ્યના ખજાના છે એ શેઠીયાઓયે એ દેવ પાસ પોતે નિર્વંશ જાય એમ માગ્યુ હતુ અને પોતાનુ દ્રવ્ય ધર્મમાર્ગે પણ ઘણુ ખરચ્યુ હતુ જામ સતોજી વિ સ ૧૬૬૪ મા ગુજરી ગયા

**જામ લાખોજી,**—વિ સ ૧૬૬૪ થી ૧૭૦૧ જામ સતોજી સવત ૧૬૬૪મા ગુજરી ગયા તે પછી તેના સારનાર ભોગવ [illegible] ના અનેક ગામ, પણ તે તો ત્રાગના ધિંગાણામા મરાણા હતા એટલે તેનો દિકરો લાખોજી ગાદીએ બેસ પણ તેના ઉમર નાની હોવાથી સતાજીના વચેરા દિકરા જામ જસાજી ગાદીએ બેસી વિ સ ૧૬૬૪થી ૧૬૮૦ સુધી તેણે રાજ્ય કર્યું જામ જસાજી હળવદના ચદ્રસિંહજીની બેન સાથે પરણ્યા હતા એક દિવસ રાની રાણીને તથા જસાજીને બોલચાલ થઇ અને તેમા રાણીએ પોતાના ભાઇના પરાક્રમ વખાણ્યા એટલે જામે હળવદ લશ્કર મોકલી ચદ્રસિંહજીને કેદ કરી પકડી મગાવ્યા પણ તુળશીદાસ નામના ચારણે વચમા પડી ચદ્રસિંહજીને છુટા કરાવ્યા એ બનાવથી રાની રાણીને ક્રોધ ચઢ્યો તેથી જામ જસાજીને ઝેર દઇ વિ સ ૧૬૮૦ મા મારી નાખ્યા જસાજી અને તેનો નાનોભાઇ મોડજી બેઉ અપુત્ર ગુજરી ગયા એટલે ગાદી અજાજીના દિકરાને મળી અને તે નિષ્કટકપણે રાજ્ય કરવા મડ્યા જામ અજાજી મનધાર વાઘેલાને ત્યા પરણ્યા હતા તેને બે દિકરા હતા લાખાજી અને વિભાજી તેમા લાખાજીને નવાનગરની ગાદી મળી અને વિભાજીને કાલાવડ પરગણાના ૧૨ ગામ આપ્યા હતા એ વિભાજીના વંશમા ગોંડળ, રાજકોટ, કોટડા વગેરે શાખાના જાડેજા થયા લાખોજી વિ સ ૧૭૦૧ મા ગુજરી ગયા લાખોજીને ૬ દિકરા હતા

**જામ રણમલજી,** વિ સ ૧૭૦૧ થી ૧૭૧૭ સુધી ગાદીએ બેઠા રણમલજી જોધપુરના મહારાજાની કુવરી સાથે પરણ્યા હતા તેણે ભોગ નહિ રાજ્ય કર્યું પોતે અપુત્ર હોવાથી તેના બીજા ભાઇ

**જામ રાયસિંહજી,** ગાદીએ બેઠા અને વિ સ ૧૭૧૭ થી ૧૭૨૦ સુધી રાજ્ય ભોગવ્યુ જામ લાખાજીના ૭ દિકરા પૈકી બે ઉપર પ્રમાણે ગાદી વારસ થયા ત્રીજા દિકરા જેસાજીને આમરણ તાબાના ૧૨ ગામ ચોથા હરભમજીને ખોડુ વગેરે ૧૨ ગામ, પાચમા મેરુજીને મોખાણા વગેરે ૧૨ ગામ, છઠ્ઠા સતાજીને ખાનકોટડા વગેરે ૧૨ ગામ મળ્યા હતા જામ રાયસિંહજી ગાદીએ બેઠા એ વાત રણમલજીની વિધવા રાણીને ગમી નહિ તેથી પોતાના ભાઇ જે જોધપુરના કુવર હતા તે સાથે અમદાવાદના સુબા કુતુબુદીન પાસે ગઇ, નવાનગર પર ચડાઇ કરાવી એ લડાઇમા જામ રાયસિંહજી વિ સ ૧૭૨૦ મા મરાયા, અને નવાનગરની ગાદી કુતુબુદીનના હાથમા ગઇ રાયસિંહજીને બે દિકરા પાટવી તમાચીજીને ગાદી મળી અને ફૂલજીને ભાણવડના ૧૨ ગામ આપ્યા પણ પાછળથી મેરૂ ખવાસે ભાણવડના ગામ ઉચકાવી લઇ તેને બદલે સરોદડના ૬ ગામ આપ્યા હતા

**જામ તમાચીજી,** વિ સ ૧૭૨૮ થી ૧૭૪૬ રાયસિંહજી મરાણા ત્યારે તમાચીજી બાળક હોવાથી કચ્છમા રાઓશ્રી પ્રાગમલજીને આશ્રે જઇ રહ્યા હતા તે યોગ્ય ઉમરના થયા ત્યારે અમદાવાદના સુબા જસવતસિંહજીએ ઔરગજેબને સમજાવી તમાચીજીને વિ સ ૧૭૨૮ મા નવાનગરની ગાદી અપાવી પણ નગરમા મુસલમાની થાણુ રહેતુ તેથી તમાચીજી ખભાળીએ રહેતા તમાચીજી કચ્છમા ૯ વર્ષ રહ્યા ત્યા સુધી નવાનગરની ગાદી કુતુબુદીને ભોગવી હતી

**જામ લાખાજી,** વિ સ ૧૭૬૬ થી ૧૭૭૫ તમાચીજીને બે દિકરા તેમા પાટવી લાખોજી ગાદીએ બેઠા અને કુટાયા રણમલજીને પડધરીના ૧૨ ગામ આપ્યા તે પાછા નગરની મેડીએ આવ્યા

**જામ રાયધણજી,** વિ સ ૧૭૭૫ થી ૧૭૭૮ કુટાયા [1] હરીયારજીને વરાડી વગેરે ૧૨ ગામ મળ્યા જામ રાયધણજીએ નવાનગરમાથી મુસલમાની થાણુ કાઢી મુક્યુ જામ ખભાળીએથી વિ સ ૧૭૭૩મા નગર આવી ગયા તેજ સાલમા ગુજરાતના સુબા અજીતસિંહે હલ્લો અને નવાનગર ઉપર ચડાઇ કરી ૩ લાખ રૂપીયા ખડણી અને ૨૫ ઘોડા નજરાણાના લીધા વિ સ ૧૭૭૪મા જામ રાયધણજીને તેના ભાઇ હરીયારજીએ મારી પોતે ગાદીએ બેઠા તે કુટાયા

જામ હરીયારજીએ વિ સ ૧૭૭૪ થી ૧૭૮૩ સુધી નવાનગરની ગાદી ભોગવી જામ રાયધણજીને મારી નાખ્યા તે વખતે તેને બે દિકરા હતા

તમાચીજી અને લાખાજી તેમા તમાચીજીને એક દાસીએ પેટીમા પુરી કચ્છમા તેની માની નાતમા પાન ગોમ્ખી દીધા ત્યા તે મોટા થયા આ કુવરનુ મોસાળ હળવદ હતુ તેથી હળવદના રાજા પ્રતાપસિંહજીએ પોતાના ભાણેજ તમાચીજીને ગાદીએ બેસારવા માટે ગુજરાતના સુબા શેરબુલંદખાનને પોતાની કુવરી તથા બાબી મહમદખાનને પોતાના ભાઇની કુવરી પરણાવી તે મેહની મદદ વડે જામ તમાચીજીને ગાદીએ બેસાર્યા

**જામ તમાચીજી** વિ સ ૧૭૮૩ મા નવાનગરની ગાદીએ બેઠા જામ તમાચીએ નાગણા આમ ણુ મહાનો નાયોથી દેશળજીને વરેજે આપ્યા હતા તેથી રાવે વિ સ ૧૭૯૨મા નાગણાનો કિલ્લો બાંધ્યો વિ સ ૧૭૯૮ મા મિરઝા જાફરે નવાનગર ઉપર ચડાઇ કરેલ નગરના ભાયાત પડધરીવાળા હાલાજીએ વઢવાણ ભાયાત કિસનસિંહ પાસે જામ તમાચીજીને વિ સ ૧૭૯૯ મા મરાવી નાખ્યા તમાચીજીને દિકરો નહોતો તેથી તેના નાના ભાઇ લાખાજીને જામ તમાચીજીની રાણીએ ખોળે લીધા તેમા તમાચીજીની કુવરી રાજકુવરબા જેને જોધપુરના મહારાજા રામસિંહજી વેરે પરણાવ્યા હતા તેની મદદ હતી

**જામ લાખાજી** વિ સ ૧૭૯૯ થી [2] ૧૮૨૨. તમાચીજી અપુત્ર ગુજરી જતા તેના ભાઇ લાખાજીને ગાદી મળી તેણે એકવીશ વર્ષ ગાદી ભોગવી જામ લાખોજી ધ્રાગધ્રાના રાજા રાયસિંહજીની દિકરી દિપાજીબા સાથે પરણ્યા હતા તે બાઇના સાથે

---

1 આને કોઇ હરભમજી કહે છે

2 કોઇ કહે છે ૧૮૧૮ સુધી ૧૭ વર્ષ ગાદી ભોગવી

એક જુના ગ્રન્થમા લખ્યુ છે કે લાખાજીના દિકરા રાયધણજીને તેના ભાઇ હરીયારજીએ મારી નાખ્યા પછી તેના પાટવી કુવર લાખાજીને ગાદી મળી અને કુટાયા તમાચીજીને ભોગાત વગેરે ૧૨ ગામ મળ્યા તે લાખાજીને જસાજી અને સતાજી બે દિકરા હતા

નિકળી આમરણમાં જઇ રહ્યા આ બે પરગણાં કઢાવવામાં જામ સાહેબને ઘણું ખરચ થયું. અને આ પરગણાં છુટ્યાં ત્યાં પોલીટીકલના પ્રધાન શેઠ સુંદરજી વાળાયે પોતાના તાબામાં લીધાં. સં. ૧૮૭૦ પછી શેઠ વાળાનું પ્રાબલ્ય ઘણું વધતું ચાલ્યું એટલે તેની પાસેથી આ બે પરગણાં માગવાની હીમત જામ સાહેબની ચાલતી ન હોતી, ગોરા સાહેબ આવે તે શેઠ વાળાનેજ પુછતાં અને માનતા. તેની ઉપજ ૧૪ વર્ષ શેઠ વાળાયે ખાધી આ લોકો તે પછી મોળા પડ્યા.

મેરૂ ખવાસ ગુજરી ગયા પછી સંવત ૧૮૫૭ થી ૧૮૭૧ સુધી ૧૩ વર્ષ જામ જસાજીયે સ્વતંત્ર રાજ્ય કર્યું.

**જામ, રણમલજી**[1] વિ. સં. ૧૮૭૧ મા ગાદીયે બેઠા અને ૧૯૦૮ મા ગુજરી ગયા. જામ જસાજી અપુત્ર ગુજરીજતાં કલજીના દિકરા જસાજીના ૭ દિકરામાંથી રણમલજીને બાઇ આછુબાયે ખોળે લઇ ગાદીયે બેસાર્યા. રણમલજીનો જન્મ વિ. સં. ૧૮૬૩ માં થયો હતો એટલે ગાદીયે બેઠા ત્યારે આઠ વર્ષની ઉમરના હતા. તેથી આછુબા જગજીવન મહેતો અને મોતી શામળજી એઓની સલાહથી રાજ ચલાવતાં.

વિ. સં. ૧૮૭૦ થી શેઠવાળાનું પ્રાબલ્ય વધતું ચાલ્યુ અને ૧૪ વર્ષ સુધી શેઠવાળાએ સ્વતંત્ર સત્તા ભોગવી પણ ૧૪ વર્ષ પછી એટલે ૧૮૮૪ પછી શેઠવાળા મોળા પડ્યા ત્યારે કારભારી દુલભજીએ જોડીયા બાળંભા મહાલ નગરમાં ભેળવ્યા. જામ રણમલજીના વખતમાં વિ. સં. ૧૮૭૭-૭૮ થી મોતી મહેતો કુલ મુખત્યાર અને કર્તા હર્તા કારભારી હતા, તે સંવત ૧૮૮૮ સુધી રહ્યા તે પહેલાં તે સલાહકાર હતા.

**જામશ્રી વિભાજી**, જન્મ વિ. સં. ૧૮૮૩. ગાદીયે વિ. સં. ૧૯૦૮ માં બેઠા અને ૧૯૫૧ માં ગુજર્યા. રણમલજીના પાટવી કુંવર જામ વિભાજી તથા ફટાયા પાંચ હતા. વિ. સં. ૧૯૧૦ માં પોતાનાં બેનને જોધપુરના મહારાજા તખતસિંહજી વેરે અને પોતાનાં કુંવરી રાજબાને ત્યાંના પાટવી કુંવર જસવતસિંહજી સાથે પરણાવ્યાં હતાં.

જામ વિભાજીના વખતમાં વાઘેરોએ બારવટું ખેડ્યું હતુ તે વખતે અંગ્રેજ સરકારને ઘણી કિંમતી મદદ આપી હતી. વિ. સં ૧૯૨૦ માં નવાનગરમાં ફોજદારી અને દિવાની અદાલતો સ્થપાણી હતી અને તેજ સાલમાં વિભાજી હિંદુસ્થાનમા જાત્રાયે ગયા હતા. વિ. સં. ૧૯૩૩ના જાનેવારીમાં દીલ્લી દરબાર ભરાયો ત્યારે તેઓને બાદશાહી વાવટો અને કે. સી. આઇ. ઇ. અને સર નો ઇલકાબ આપવામાં આવ્યો હતો.

**જામશ્રી જસવતસિંહજી**, વિ. સં. ૧૯૫૧ થી ૧૯૬૩, ઇ.સ. ૧૮૯૫ થી ૧૯૦૭. જામશ્રી વિભાજી પછી જામશ્રી જસવતસિંહજી સંવત ૧૯૫૧ના વૈશાખ માસમાં ગાદીયે બેઠા. પણ તે વખતે તેમની ઉમર નાની હોવાથી અંગ્રેજ સરકાર નીચે કારભાર ચાલતો.

1 આ જામ રણમલજી હાલના મહારાજાશ્રી રણજીતસિંહજી જામ સાહેબના પરદાદા-પ્રપિતામહ તથા જામ રાધુજીના સગા ભાઇ અને જસાજીના દિકરા થાય.

વિ સ ૧૯૫૮ની સાલમા જનમ જતા સોંપાણી તે પછી તેમણે ૪-૫ વર્ષ રાજ્ય કર્યું અને અપુત્ર ગુજરી ગયા જાડેજાના રીવાજ પ્રમાણે આ જામ ખરા હકદાર નહોતા એટલે ૨૩ વર્ષ હાલના જામ સાહેબના પ્રતિનિધિ તરીકે રાજ્ય કર્યું ગણાય

જામશ્રી રણજીતસિંહજી વિદ્યમાન મહારાજાશ્રી જામ સાહેબ વિ સ ૧૯૬૩, ઈ સ ૧૯૦૭મા ગાદીનશીન થયા જામશ્રી વિભાજીને રજપુત રાણીથી કુંવર નહીં હોવાને લીધે વિભાજી પોતાના નજીકના ભાયાત સરોડવાળા ઝાલમસિંહજીના કુંવર ઉમેદસિંહજીને દત્તક લઈ તેમનુ નામ રાયસિંહજી પાડેલ પણ તે વિ સ ૧૯૩૬મા મરણ પામવાથી સદરહુ ઝાલમસિંહજીના પૌત્ર અને જીવણસિંહજીના પુત્ર હાલના મહારાજાશ્રી રણજીતસિંહજીને દત્તક લીધા હતા એટલે જામશ્રી વિભાજી પછી હાલના જામ સાહેબજ ખરા હકદાર હતા પણ દરમ્યાન વિ સ ૧૯૩૮, ઈ સ ૧૮૮૨મા જાનબાઈ નામની રખાયત યવન જાતીની બાઈથી એક પુત્ર ઉત્પન થતા તેનુ નામ જસવંતસિંહજી પાડી તેને ઈ સ ૧૮૮૪ ના ઓક્ટોબર માસમા ગાદી વારસ ઠરાવેલ તે પ્રમાણે વિભાજી ગુજરી જતા ખરા હકદાર હાલના મહારાજા છતા જસવંતસિંહજી ને ગાદી મળેલ ગણાય જામની ગાદીયે આજ સુધી જેજે રાજા અપુત્ર ગુજર્યા છે તેમણે નજીકના ભાયાતનેજ દત્તક લીધેલ હતા પણ રખાયત બાઈના છોકરાને ગાદી વારસ ઠરાવેલ ન હોતો પણ પાર્શ્વનાથોની અરજી સનાદથી એ ભોળા રાજાને પોતાના બાપ દાદાના પવિત્ર ગાદીપર યવન જાતિની રાણીથી ઉત્પન થયેલા છોકરાને ગાદીયે બેસારવાની સાન દઈ અને પ્રથમ ધનબાઈ નામની રખાત યવનીથી ઉત્પન્ન થયેલ કાળુભાને અને પછી બીજી તેજ જાતની રખાત બાઈથી થયેલ કુંવર ને ઉત્તરાધિકારી ઠરાવ્યા, પણ જાડેજાની અને નવાનગરની પવિત્ર ગાદીપર શુધ્ધ ક્ષત્રિયજ બેસી શકે અને ટકી શકે એવો દૈવી સંકેત હોવાથી પહેલા નાલાયક નીવડ્યા અને બીજા અલ્પાયુષી થઈ ને પવિત્ર ગાદી માટે તેઓનો હક હતો અને જેઓ ગાદીયે આવે એવો ઈશ્વરી સંકેત હતો તેજ પુરૂષ શ્રીવિભાજી પછી દસબાર વર્ષે ગાદીપર આવ્યા અને સર્વે જાડેજા રજપુતો ઈચ્છતા હતા તેમ નવાનગર જામની ગાદી તેનાજ પુત્રને મળી, એટલે વિભાજી પછી જામશ્રી રણજીતસિંહજીજ ગાદીયે બેઠા એમ સમજવુ આજે એ વાતને અઢાર વર્ષ—લગભગ બે દસકા થઈ આવ્યા છે હાલના મહારાજા યશસ્વીપણે કારભાર ચલાવે છે, પ્રજામાના કેટલાક તેઓનુ હૃદય સમજતા નહી હોવાથી તેઓને તેઓની કારકીર્દિમાના કેટલાક કાર્યો રૂચતા નથી પણ તેઓની દરેક પ્રવૃત્તિ પ્રજાના હિતની દ્રષ્ટિથીજ ચાલેછે એ તેઓના સહવાસમા આવનાર સમજી શક્યા વિના નથી રહેતો બહારના અને સહવાસમા નહી આવનારા લોકો આ અમારા લખાણને અતિશયોક્તિવાળા માનશે પણ કોઈપણ સામાન્ય માણસ રાજા કે રાજપુરૂષ માટે મત બાધતા પહેલા તેના સહવાસમા આવવાની જરૂર હોય છે તે પ્રમાણે મહારાજા જામસાહેબ માટે અવળી વાતો કરનારા અને લખનારા કાતો ખરી વસ્તુ સ્થિતિ જાણતા નથી, કાતો જાણવાનો યત્ન નથી કર્યો, કાતો ઈચ્છેલો લાભ નહી મળવાથી ખરી વસ્તુને ઉલટા રૂપમાં ચિતરે છે, કાતો સાંપ્રદાયિક જેવા વિચારોથી પ્રેરાયો હોય છે પ્રત્યેક બાતના નિર્ણય માટે અને તેમા પણ રાજાના રહસ્ય અને હાર્દને જાણવા માટે તો ખાસ કરીને વધુ ઉંડા ઉતરવાની જરૂરી છે હુ ખાત્રીથી કહુ છુ કે મહારાજા જામ સાહેબની પ્રવૃત્તિ પોતાની પ્રજાના

અગર ખવાસના દિકરા નાનજી, ભવાન અને મેરૂ (મેરામણ) ત્રણ ભાયુ નગર આવ્યા હતા જેમ જેમ દિવસે મેરૂ ખવાસનુ જોર વધતુ ગયુ અને જામ લાખાજીને પોતાના તાબામા લીધા એ વાત દિવાળીબાને ગમી નહી તેથી નાનજી ખવાસને મરાવી નાખ્યો અને મેરૂ ખવાસને દરબારગઢમા આવવાની મનાઇ કરી દરવાજા બંધ કરેલ પણ મેરૂ ખવાસ યુક્તિથી દરબારગઢમા પેઠો અને દિવાળીબાને કેદ કર્યા તે પછી વિ સં ૧૮૨૨ મા લાખાજી ગુજરી ગયા તે વખતે સર્વ સત્તાધારી મેરૂ ખવાસ થયો વિ સં ૧૮૧૮ સુધી લાખાજી સર્વ સત્તાધારી હતા પણ તેની જીંદગીના ચાર વર્ષ સુધીનો તે મેરૂ ખવાસના કેદી જેવા જ હતા અને ગાદીપતિ કર્તા હર્તા મેરૂ ખવાસ ગણાતો તેથી કોઇ કોઇ ઇતિહાસકાર લાખાજીએ વિ સં ૧૮૧૮ સુધી રાજ્ય ભોગવ્યુ એમ માને છે

જામ જસાજી વિ સં ૧૮૨૨ થી ૧૮૭૧ જામ લાખાજીને બે દિકરા હતા પાટવી કુંવર જસાજી ગાદીએ બેઠા તે વખતે જસાજીની ઉમર ઘણી નાની ૮ ૧૦ વર્ષની હતી લાખાજીના બીજા કુંવર સતાજીને રાજપુર પરગણાના ૧૨ ગામ આપ્યા પણ તે નિર્વંશ ગયા એટલે તે ગામ પાછા મેળવી લીધા જસાજીની ઉમર નાની હોવાથી દિવાળીબાએ સ્વતંત્ર કારભાર ચલાવવા માંડ્યા તે મેરૂ ખવાસ સહન કરી શક્યો નહી તેથી કોઇ પણ રીતે એ બાઇનું મૂળ ઉખેડવા યત્ન કરતો એક દિવસ રથ જોડી બા ફરવા નિકળેલ ત્યારે તેના હાથના આગળા રથને કરોડે દેખાતા મેરૂખવાસે કટાર પેટમા હુલાવી દીધી દિવાળીબા તુરત મરણ પામ્યા મેરૂ ખવાસે એવો ખોટો આરોપ મુક્યો કે રાજમાતાએ બેઅદબી કરવાથી તેને શિક્ષા આપવી પડી, પણ તે ખરી વાત નહોતી, તે બાઇ મેરૂ ખવાસને નડતર રૂપ હતા એજ એ બાઇને મારવાનુ કારણ હતુ તેને માર્યા પછી મેરૂ ખવાસે જામ જસાજીને પોતાના કબજામા લઇ લીધા વિ સં ૧૮૨૩ થી ૧૮૫૭ સુધી જસાજીને તાબામા રાખી સ્વતંત્રરીતે જામનગરના રાજ્યનો ભોગવટો મેરૂએ કર્યો આશરે ૩૪ વર્ષ જામનગરનુ રાજ્ય ભોગવ્યુ જસાજીને દિકરો ન હોતો, વિ સં ૧૭૮૩મા અમરજી દીવાન ઉપર મેરૂ ખવાસે ચડાઇ કરી પાણીપરા આગળ લડાઇ કરી પણ હાર ખાઇ પાછો વળ્યો વિ સં ૧૮૪૦મા મેરૂ ખવાસે કાઠીઓ ઉપર સ્વારી કરી સાણથળી, કોટડાપીઠા, બાબરા, ભડલી, જસદણ, આણંદપુર, ભાડલા અને જસદણના કાઠી રાજાઓને નરમ ને તાબે કરી પોતાના થાણા બેસાર્યા હતા જામ જસાજી ધ્રાગધ્રાના રાજ ગજસિંહજીની કુંવરી અછુબાઇ સાથે પરણ્યા ત્યારે જસદણના માથી વાળા વાજસુરે આમરણ ચાળામા આપ્યુ, એ વાત આમરણના દાદા ખાચરે કબુલ ન રાખી નવાનગર ઉપર બહારવટે નીકળ્યો મેરૂ ખવાસ તેને લોભાવી મોરબી લડવા મોકલ્યો ત્યા તે મરાણો જામ સતાજીએ મેરૂ ખવાસની નામોહરીમાંથી છુટવા પોતાના જાડેજા ભાયાતોની મદદ માગી ગોંડળના ઠાકોર કાંભોજી, ધ્રોળના ઠાકોર નોઘણજી, રાજકોટના મહેરામણજી, ખીરસરાના રણમલજી વગેરે મેરૂ ખવાસ સામે થયા પણ ફાવ્યા નહી તેથી કચ્છના ફતેમહમદની બે વખત મદદ માગી પણ મેરૂને પહોંચી શક્યા નહોતા છતા મેરૂને ભય લાગ્યો હતો તેથી સુલેહ કરી

મેરૂ ખવાસે પોતાની ઉમરમા અથવા ૩૪ વર્ષ જામનગરના રાજ્ય ઉપર સત્તા ભોગવી તેમા ઘણા કામો કર્યાં હતા

ભાણવડ પરગણુ ફરતે પાસેથી લેઈ લીધુ જસાજી તે હાલના મહારાજા જામસાહેબથી ગણતાં સિંહજીના ચોથા વડીલ (પ્રપિતામહ) પાસેથી આમરણ તાલુકો લઈ લીધો તેને બદલે સરોદડ વગેરે ૧૫ ગામ આપ્યા અને તે આમરણ તાલુકો પોતાને નામે ચડાવી દીધો

જોડીયા બાળભા કચ્છના પરગણા, આણંદપુર, ભાડલા, પીપળીયા કાટલા ઓખામંડળનો કેટલોક ભાગ, હડીઆણા, ધોરાજી મહાલ અને તેના ગામો, હડીઆણા પરગણુ વગેરે સઘળા મધ ગામો યુક્તિથી દબાવીને, લડીને, કરજે નાણા આપીને, છળકપટથી એમ અનેક યુક્તિયોથી મેરૂ ખવાસે નગરમા ભેળવી નગર રાજ્યને બળવાન અને વિશાળ બનાવ્યુ મેરૂ ખવાસ હમેશા ફોજ મોટી રાખતા અને હમેશા લડતા અને મુસાફરીમાં પોતાનો વખત ગાળતા

મેરૂખવાસના વખતમા જુનાગઢમા અમરજી દિવાનના દિકરા દલપતરામ, રઘુનાથજી અને રણછોડજી તથા અમરજીના ભાઈ અનતજી અને મોરારજી બધીઓને દગાથી તેનો ખુનામો સંવત ૧૮૪૯ મા થતા તે જુનાગઢથી નિકળી ધોરાજી આવ્યા હડિરથી દાજીભાઈએ તેઓનુ સન્માન કર્યુ પણ નવાનગર જવાની તેઓની મરજી હોવાથી અમરજીના ૨ છોકરા નવાનગર ગયા તેનુ આદરથી સન્માન આપી નગર બધાને રાખ્યા અને અમરજીના ભાઈ અનતજી તથા મોરારજી ભાવનગર ગયા અને રાજનો કારભાર ચલાવનાર મળ્યા ત્યારથી તેઓના વંશજો ત્યાં જ છે

મેરૂખવાસના સખત સ્વભાવ અને તાબેદારીથી એક વખત જામ જસાજી કંટાળી જઈ ભાગ્યા તે ખભાળીયાની મેડીમા જઈ ચડી ગયા મેરૂખવાસ પાછળ ગયો અને દરવાજાની મેડી ઉપર તોપ માંડી ત્યારે આરબના જમાદારે કહ્યુ કે આ તોપ કોના પર ચલાવો છો? મેડી ઉપર અમારો ખુદાવીંદ છે જો તોપ ચલાવશો તો અમે તમારા ટુકડા કરી નાખશુ તે પછી જમાદ ગયા આરબના જમાદારે કહ્યુ કે ગમે તેવો તો પણ તું જામસાહેબનો હજુરીઓ ખવાસ છો તેં એમનુ અપમાન કેમ કર્યું પછી મેરૂ ખવાસને કહ્યુ પાઘડી કે તમારી પાઘડીને છેડે જામસાહેબના જોડા બાંધી તેમો પહેરાવી માન સાથે લઈ જાવ મેરૂ ખવાસ સમય વરતી ગયો અને તેમ કરી નવાનગર તેડી ગયા અને તે પછી પોતાને રોજ સખત જાપતામા જામ જસાજીને રાખતા એમ સંવત ૧૮૫૩ થી ૧૮૫૭ સુધી ૭ વર્ષ ચાલ્યુ અને સવાસનની સાલમાં મેરૂ ખવાસ ગુજરી ગયો

મેરૂ ખવાસ ગુજરી ગયા પછી તેનુ કારજ કરી જામ જસાજી દરબારગઢમા આવ્યા મેરૂ ખવાસના ભાઈ સગરામજી વગેરે તેના ૭ છોકરાને નાસી જોડીયે ગયા અને જોડીઆ મા જોભા તથા આમરણ ત્રણ મહાલ પોતાના તાબામા રાખી બેઠા।

આ અરસામા કાઠીયાવાડ પ્રાંતમા પોલીટીકલ એજન્સી ખાતે હકુમત ગઈ તેની પાસે સુંદરજી શેઠનુ પ્રધાનપણુ હતુ પોલીટીકલ એજન્ટ પાસે જામ જસાજીએ ફરીયાદ કરી મેરૂ ખવાસે દબાવેલા પરગણા પાછા મેળવવાનો દાવો કર્યો ત્યારે સંવત ૧૮૭૦ના ભાદરવા વદ અમાસને રોજ જોડીના બાળભા મેરૂ ખવાસના વારસો પાસેથી મેળવ્યા તેઓ ત્યારથી

ઉપ માટેજ છે અને એક સમય એવો આવે કે તે પ્રજા જોગે ત્યારે નવાનગર સ્ટેટની અને સરકારની પ્રજા આશ્ચર્યમા મગ્ન થાય નામદાર મહારાજા જામ સાહેબ ક્રિકેટની રમતના પણ રાજા ગણાય છે તે સાવ જવામર્દ પુરૂષ છે સુતા સિંહને જગાડી સામે ઉભા રહી શિકાર કરવાવાળો પુરૂષ હિંદમા કોઇ હોય તો તેમા પ્રથમ સ્થાન મહારાજાશ્રીનુ છે તે સાથે જબરા લેખક, સમર્થ વક્તા અને જગતમા રાજદ્વારી બાબતના તલસ્પર્શી જ્ઞાન ધરાવનારા છે તેઓને એક વખત મળનાર માણસ જીંદગી સુધી યાદ કરનારો બને છે તેઓનો સ્વભાવ સરળ છે તેઓના અંતર અને બાહ્ય જીવનની નોંધને આધારે જીવન ચરિત્ર લખવામા આવે તો ઘણુ રસિક બોધક અને માર્ગદર્શક થાય

એ પ્રમાણે જામ અજાજીથી નવાનગરની શાખા જુદી પડી ત્યાથી આજસુધીના જામસાહેબોનો ટુકો ઇતિહાસ ઉપર જણાવ્યા પ્રમાણેનો છે હવે જામશ્રી રાવળજીના ભાઇ હરધોળજીથી ધ્રોળની શાખા જુદી પડી તેનો ટુકો હેવાલ નીચે પ્રમાણે લખુ છુ

## ધ્રોળની શાખા

આમરણના દેદા તમાચીને મારી જામ રાવળજી તથા ઠાકોરશ્રી હરધોળજી ધમનપુર (હાલનુ ધ્રોળ) ચડી આવ્યા, ત્યા ધમન ચાવડો રાજ્ય કરતો હતો તેને હરાવી ૧૪૦ ગામ હાથ કર્યા અને હરધોળજીને ત્યા ગાદી સ્થાપી ધમનપુર બદલી પોતાના નામ ઉપરથી ગામનું નામ ધ્રોળ પાડ્યુ (સંવત ૧૫૭૫) સૌરાષ્ટ્રમા બન્ને ભાઇઓએ સત્તા જમાવી પોતાના સામંતો સરદારો વગેરેને પણ ઘણા ગામો આપ્યા તે પછી જેઠવા રજપુતો સાથે મહાઘોર સંગ્રામ થયો તેના પક્ષમા ઘણા કાઠી અને બીજા રજપુતો હતા બે મહીના લડાઇ ચાલી જેઠવાના માણસ મેરસનગણુરે ભાલાથી હરધોળજી ન્હાના હતા ત્યા માર્યા હાહાકાર થઇ ગયો મારનારને તરત પકડી હરધોળજીના પ્રાણ નીકળી ગયા ત્યા તેના ભત્રીજા મહેરામણ ડુંગરાણીએ ઠાર કર્યો (ઇ સ ૧૫૫૦–સંવત ૧૬૦૫)

હરધોળજીને ૮ દિકરા હતા તેમા પાટવી કુંવર ઠાકોરશ્રી જેસાજી સંવત ૧૬૦૬ મા ગાદીએ બેઠા તેણે પોતાના પિતાને મારનારનુ વેર તેના ભત્રીજાની સામે (હાલ ચિત્રાવડ) દુદ ભાણ જેઠવાને માર્યો તે બાબતમા કહેવાયુ છે કે—

ગરીએ ગમાણુ, નાસતા નીકળીયો નહી
ભવલગ મેણું ભાણુ બેઠુ બરડાના ધણી

એક વખત ધ્રાંગધ્રાના રાજ રાયસિંહજી ડંકો વગાડતા દ્વારકાની જાત્રાએ નિકળેલ હતા જેસાજીએ તે સાંભળી બંધ કરવા કહ્યુ છતા બંધ ન કર્યો તેથી ધ્રોળના માણસોએ નગારા તોડી નાખ્યા રાયસિંહજી અપમાન પામવાથી રોષે ભરાઇ જામનગરની મદદ માગવા ગયા બન્નેએ સંતલસ કર્યા પ્રમાણે હળવદ અને જામનગરનુ સૈન્ય ધ્રોળ પર ચડી આવ્યા તે વખતે નગરમા રાવળજીનો દિકરો જામ વિભોજી ગાદી પર હતા અને જેમો વજીર મહા ભારી હતો ધ્રોળનુ લશ્કર અને સામુ લશ્કર બન્ને લડવા લાગ્યુ હજારો મનુષ્યો હણાયા હા જ સાજી ઘવાયા ઘણા ઘા શરીરમા થયા તે વખતે ધ્રોળના એક ઘવાયેલા દસોદી નીચે પ્રમાણે બોલ્યો —

મોડજી અપુત્ર હોવાથી પોતાના કાકા ડેડકદડવાળાના પુત્ર પંચાણજીને સંવત ૧૬૬૫માં દત્તક લીધા. મોડજીયે અનેક સત્કર્મો કરી સંવત ૧૭૦૦ ઈ. સ. ૧૬૪૪માં દેવલોક પામ્યા.

ઠાકોરશ્રી પચાણજી, સંવત ૧૬૬૫ થી સંવત ૧૭૦૦ સુધી ગાદીયે રહ્યા. તે બહુ બુદ્ધિશાળી અને ડાહ્યા રાજા હોવાથી તે વખતના જામશ્રી લાખાજી, ગુજરાતના સુબા અને દિલ્હીના બાદશાહ શાહજહાન સુધી તેમની સારી નામના હતી. તેમ તે વખતના હિંદુસ્થાનના રાજાઓમાં પણ સારી છાપ પાડી હતી. આ વખતે નવાનગર ઉપર ગુજરાતના સુબાઓ તરફથી આવવાની આપત્તિ એમણે ટાળી હતી. સંવત ૧૬૯૧ માં દિલ્હી બાદશાહે આજમખાન નામના સુબાને ગુજરાત કાઠીઆવાડમાં મોકલ્યો. આ વખતે જુનાગઢમાં મિરઝાં ઇસાતારખાનને સોરઠની જાગીર મળી હતી તેણે નવાનગર અને ધ્રોળ ઉપર સ્વારી કરી ચડેલી ખંડણી વસુલ કરી હતી. પંચાણજી સંવત ૧૭૦૦, । સન ૧૬૪૪ માં ગુજરી ગયા તે વખતના ચારણે કહેલ છે કે

પંચાણ કાળો નાગ વિષધર જાણીજી ધરે
એ ગોદીયેથી જાણ લાગી લાખણ જામડા

તે પછી ઠાકોરશ્રી કલાજી સવંત ૧૭૦૦ થી ૧૭૬૨ સુધી ગાદીયે રહ્યા. તેમના વખતમાં ખોખરી મુલતાનપુરને સીમાડે કાઠીઓ સાથે મોટી લડાઇ થઇ હતી તેથી એ જગ્યા આજે પણ કજાધરને નામે પ્રખ્યાત છે. તેને સાત કુંવર હતા. તેમાં પાટવી કુંવર

ઠાકોરશ્રી સાંગોજી સં. ૧૭૬૨ માં ગાદીયે આવ્યા. તે વખતે નવાનગરમાં જામ રણમલજી રાજ્ય કરતા હતા. તેઓ જોધપુર ભાયાત રાઠોડની કુંવરીને પરણ્યા હતા તેને કાંઇ સંતતિ નહોતી. નવાનગરની ગાદી, રાઠોડ રાણી તથા તેના ભાઇ ગોરધનસિંહે પોતાના દિકરા સતાજીને આપવા ખટપટ જગાડી ગુજરાતનો સુબો કુતુબુદીન રાણીના પક્ષમાં રહી લડવા નગર પર ચડી આવ્યો. શેખપાટ આગળ મોટી લડાઇ થઇ તેમાં ઠાકોરશ્રી સાંગોજી જબ્બરૂ લશ્કર લઇ રણમલજીના પક્ષમાં રહી લડતાં મરાણા. મુસલમાન સુબાયે નવાનગર હાથ કર્યું. સાંગાજીને સંતાન નહોતું તેથી કલાજીના ત્રીજા દિકરા જુણાજીને ગાદી મળી.

ઠાકોરશ્રી જુણોજી સંવત ૧૭૬૪ થી ૧૭૬૮ સુધી ગાદીયે રહ્યા. તેમના વખતમાં નવાનગરમાં કુતુબુદીન સત્તા ધારી હતો. જામશ્રી રણમલજી રાઠોડ રાણીની ઇચ્છાથી તેના ભાઇ ગોરધનસિંહના કેદી જેવા હતા. ગોરધનસિંહે પોતાનો દિકરો રાઠોડ રાણીને આપી પુત્ર આવ્યાના ખોટા ખબર ફેલાવી તેનું નામ લાખોજી પાડ્યું. રણમલજી ગુજરી ગયા ત્યારે ખરા હકદાર માટે તકરાર થઇ છેવટે ગોરધનસિંહ અને જુણોજી એકાંતમાં નિર્ણય કરવા બેઠા ત્યારે તકરાર થતાં જુણાજીયે કટારવડે ગોરધનસિંહને ઠાર કર્યો અને જામશ્રીનું તથા પોતાના બાપનું વેર લીધું. રાઠોડ રાણી ત્રાસ પામી છોકરાને લઇ અમદાવાદ ગઇ અને જુણાજીયે નવાનગરનું નામ કાયમ રાખી તમાચીજીને ગાદી અપાવી. આ અરસામાં દિલ્હીમાં ઔરંગઝેબ બાદશાહ ગાદીયે હતો. જુણાજીને ચાર દિકરા હતા. પોતે ગુજરી ગયા પછી

**ઠાકોરશ્રી એતાજી** ૧૭૬૮ થી ૧૭૭૧ સુધી ગાદીએ રહ્યા. તેમણે ઘણાં નવાં બાંધકામ કર્યા હતા તેમને ૩ કુંવર હતા એતાજી દેવ થયા પછી

**ઠાકોરશ્રી કલાજી** બીજા ૧૭૭૧ માં ગાદીએ આવ્યા એમણે કેટલાંક નવા ગામો વસાવ્યા. પ્રજાને ઘણી સગવડ કરી આપી તે એક વર્ષ પણ રાજ્ય ભોગવ્યા પહેલાં ડાગરાના ભાયાતોથી મરાયા તેમને સંતાન ન હોવાથી તેમના ભાઇ

**ઠાકોરશ્રી વાઘજી** સંવત ૧૭૭૧ થી ૧૮૧૬ સુધી ગાદીએ રહ્યા તેમના અમલમાં એક વખતે જોધપુરના મહારાજા અને અમદાવાદના સુબા અજીતસિંહ દ્વારકાની જાત્રાએ નીકળેલ ગોંડળને પાદર મુકામ કરેલ તેમા તેના માણસોએ ગામમાં રંજાડ કરવાથી વાઘજીએ તે પર આક્રમણ કર્યુ અને અજીતસિંહને હરાવ્યા અજીત-સિંહ દ્વારકાની જાત્રા માડી વાળી ત્યાંથીજ પાછા ફર્યા ત્યારથી કહેવત ચાલી છે કે **અઠેય દ્વારકા** આ વખતે ગોંડળમા હા હાલોજી રાજ્ય કરતા હતા પોતાના લશ્કર સાથે મીતાણાના ખારામાથી પસાર થયા તે વખતે વાઘજી ઠાકોર પોતાના માણસો સાથે શિકારે નિકળેલ સામા લશ્કરના નગારા વાગતા જોઇ પડકારા થયા છતા નગારા વાગતાં બંધ ન થયા એટલે મારા મારી ઉપર આવી જવાની તૈયારી કરી તે વખતે હાલાજી સાથે હોથીજી પણ હતા એ ટાણે એક ભાટે મોરકો ગાઇ સમાધાન કરાવ્યું હતુ

**હાલા હોથીને વારય, ગઢ જાશે ગોંડળ તણો.**
**સૂતા સાપ મ જગાડય વેરી રાશે વાઘડો.**

ઠાકોર વાઘજીએ ૮૦ વર્ષનુ આયુષ્ય ભોગવ્યુ તેમણે ઘણો વખત લડાઇમાજ ગાળેલ હતો તેને સાત કુંવર હતા તેઓને જુદા જુદા ગામો ગરાસમાં દીધા તે પછી

**ઠાકોરશ્રી જેસિંગજી** ઉર્ફે દાદાભાઇ ગાદીએ આવ્યા સવંત ૧૮૧૬ થી ૧૮૬૯ સુધી રાજ્ય ભોગવ્યુ તેમણે અણબનાવને લીધે ભીમજી પાસેથી ખીરસરા લઇ લીધું હતુ પણ સમાધાન થતા પાછુ આપેલ આને જુણોજી, મેરામણજી અને લાખાજી ત્રણ કુંવર હતા જેસંગજી પછી

**ઠાકોરશ્રી જુણાજી** તે સવંત ૧૮૧૯ થી ૧૮૨૭ સુધી ગાદીયે રહ્યા. તેમણે નવાનગરમા ઉત્પન્ન થયેલુ બંડ શમાવ્યુ હતુ અને તમાચીજીના કુંવર લાખાજીને ગાદી અપાવી હતી તેને ૮ દિકરા હતા તેમા મોટા કુંવર

**ઠાકોરશ્રી નાથાજીને** ગાદી મળી સંવત ૧૮૨૭ થી ૧૮૩૯ એમના વખતમાં મેરૂ ખવાસ અને જામશ્રી વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન થવાથી સમાધાન કરાવ્યુ હતું તેમને બે કુંવર હતા તેમા

**ઠાકોરશ્રી** મોડજી સવંત ૧૮૩૯ થી ૧૮૬૦ સુધી ગાદીયે રહ્યા આ વખતે જામનગરમા જસોજી જામ મેરૂ ખવાસના નજર કેદી જેવા હતા તેથી નગર સામે બધા જાડેજાયે મળી લડાઇ કરી હતી મોડજીને એકજ કુંવર હતા. તે

**ઠાકોરશ્રી ભૂપતસિંહજી** સં ૧૮૬૦ થી ૧૯૦૦ સુધી ગાદીયે રહ્યા આ વખતે પેશ્વા

પાટવી કુંવર શ્રી દોલતસિંહજીનો જન્મ સવત ૧૯૨૧ના શ્રાવણ વદ ૪ સોમવારના રોજ થયો છે

**ઠાકોર સાહેબશ્રી દોલતાગહજી** મુબઇ સરકારના પ્રતિનિધિ એજન્ટ ટુ ધા ગવર્નર ન્વેકન સાહેબની ગજુઆતે અને કાઠીઆવાડના નાટા મોટા મહાન નઓ સમક્ષ સ ૧૮૭૧, સને ૧૮૧૪ના ડિસેમ્બરમા ગાદીયે બેઠા તેમનો પર ૧૯૧૮ની સાલમા કુનારશ્રી દીપસિંહજી । મરણથી મોટો આઘાત પહાગ્યો હતો યુ દીપસિંહજીને બે દિકરા, તેમા યુવરાજશ્રી જોરાવરસિંહજીનો જન્મ સવત ૧૯૬૬ના વૈશાખ વદ ૪ શનિવારે થયો છે અને કુમારશ્રી ચદ્રસિંહજીનો જન્મ સવત ૧૮૬૯મા થયો છે ઠાકોર સાહેબશ્રી દોલતસિંહજી સાદા સરલ, મિલનસાર અને નિરભિમાની પુરૂષ છે યુવરાજશ્રી જોરાવર સિંહજીનુ સગપણ છોટાઉદેપુ ના મહા ાજાશ્રી ફતેસિંહજીના કુવરી સાથે કરેલ છે

પ્રાગ નાજ્યની ઉત્તરે તથા પશ્ચિમે નવાનગર રાજ્ય પૂર્વે મોરબી વાકાનેર, ગજકોટની સરહદ અને દક્ષણે ગેડલ નવાનગર તથા ખીરસરાની સરહદો છે રાજ્યને વાર્ષિક ઉપજ પાચથી છ લાખ રૂપીયા લગભગ છે

# વીરપુર શાખા.

વીરપુર તાબામા ૬૭ ચોરસ માઇલ જમીન ૧૩ ગામ અને આશરે ૭૦૦૦ માણસની વસ્તી છે વાર્ષિક ઉપજ આગળ ૭૫-૮૦ હજારની ગણાતી હાલમા દેઢ લાખ રૂપીઆ થાય છે તેમા અંગ્રેજ સરકારને જમાબધીના અને જુનાગઢના નવાબ સાહેબને જોરતલબીના મળી ૪૧૧૪ રૂપીઆ આપે છે

નવાનગરમાં જાડેજાનુ રાજ્ય સ્થાપનાર રાવળ જામ ઝાડી વિ સ ૧૬૧૮ મા નિર્માજી ગાદીએ બેઠા તેમણે સાત વર્ષ રાજ્ય કર્યુ તેને ચાર કુવર હતા, તેમા બીજા કુંવર ઠાકોરશ્રી ભાણજીના વશમા વીરપુરની શાખા ચાલી આવે છે ઠાકોરશ્રી ભાણજીને નવાનગર તરફથી કાલાવડ વગેરે ગામ ગરાસમા મળ્યા હતા, પણ તેમના દિકરા ઠાકોર ભારોજીએ તે ગામ છોડી દીધા, અને પોતે ખરેડી જઇ રહ્યા તે વખતે ખરેડી મુસલમાન થાણુદારના તાબામા હતુ અને તેના મૂળ જમીનદાર કાઠીઓ હતા ભારોજી બળવાન થતા ગયા, તેમ કાઠીઓને કાઢી તેની જમીનના માલેક થયા એમ કરતા ખરેડી તથા બીજા ૩૫ ગામ ભારોજીએ પોતાના તાબામા કર્યા તે પછી ભારોજીના દરબારજી, તેના સાહેબજી, અને તેના મેકાજી થયા તેમણે જામનગરને મદદ કરવા હાલીના માળીયા ઉપર ચડાઇ કરેને માળીયુ લુટયુ નગર રાજ્યનુ કરજ અદા કર્યુ મેકાજી ડાહ્યા અને ચતુર હતા તેથી નવાનગર જેવા મોટા રાજ્યો પણ તેમની સલાહ લેતા જામનગર સાથે બહુ સારો સબંધ રહ્યો હતો તેમના વખતમા કુલ ચોગની ગામ કાઠી વિગેરેની પાસેથી છતી તાબે કર્યા હતા મેકાજીના મુળુજી અને તેના જેઠીજી થયા જે જોગ જામ રહે-તાના એમણે જામનગરને બ મદદ ની હતી એમન તાબામા જામનગરનુ ઘણુ લશ્કર હતુ, તેથી જામનગરને સખ્યાબધ નવા ગામોનો અને જમીનોનો વધારો કરી આપ્યો હતો.

મેરૂ ખવાસ જેઠીજીની સલાહ પ્રમાણે કામ કરતા. તેમણે પોરબંદર સુધી નવાનગરની સરહદ વધારી દીધી હતી. નમરને ઘણી મદદ કરી સત્તા અને રાજ્ય વધારી દીધું. તે પછી તેમના કુંવર બાવાજી ઉર્ફે મેકોજી બીજા ગાદીયે આવ્યા. તેમણે પોતાની ગાદી વીરપુરમાં રાખી. ઠાકોર મેકાજીના ઠા. સુરાજી પટેલા. જેમના વખતમાં ભયંકર દુષ્કાળ પડવાથી કેટલાક ભાયાતો સ્વસ્થાન જામનગર, ગોંડળ અને એજન્સીની તાબામાં આવી રહ્યા. અને માત્ર તેર ગામ બાકી રહ્યાં, જે હાલ તેમના તાબામાં છે. ઠા. સુરાજીના ઠા. મુળુજી, તેના ઠાકોર સાહેબશ્રી સુલતાનજી અને તેના ઠાકોર સાહેબશ્રી સુરાજી બીજા ઉર્ફે સુરસિંહજી થયા. તેઓ કાઠીઆવાડમાં શરવીરોમાંના એક ગણાતા. તેમની હયાતીમાં તેમણે ઘણાં ઘણાં શૌર્ય ભરેલાં કામો કરેલ છે. તેમને ગામોના પાલન કરવાનો અને ઉત્તમ ઘોડાની પેદાશ વધારવાનો શોખ હતો. વિદ્વાન બ્રાહ્મણોની સેવા કરતા. સ્વામીશ્રી દયાનંદજીના સિદ્ધાંતોને અનુસરી વેદધર્મનો પ્રચાર કરવાને અને હિંદુઓની એકતા વધારવાનો તેઓ યત્ન કરતા. તેઓએ સંખ્યાબંધ સિંહ, દિપડા અને સુવરોનો શિકાર સામે ઉભા રહીને કે ઘોડા પર ચઢીને કરેલ છે. એમની નિશાનબાજી, હિમ્મત, મર્દાઇ અને શુદ્ધ ક્ષાત્ર ગુણોથી મોટા યુરોપીયનો પણ હેરત પામતા. આ રાજ્યની રાજમાતાઓ, પવિત્રતા, ધાર્મિક ભાવના, શરવીરતા અને સતીત્વના ગુણોથી વિભૂષિત છે; તેમજ આ રાજ્યની કુંવરીઓએ મોટાં સમર્થ રાજ્યોમાં જઇ વીરપુરના નામને ઉજ્વળ કરી કીર્તિ વધારી છે, તથા સિંહ વ્યાઘ્રાદિના શિકાર મર્દને શરમાવે તેવી રીતે કરીને 'વીરપુરની વીર રમણી' એ નામથી પિતાના રાજ્યનું ગૌરવ વધાર્યું છે. શ્રી સુરાજીના કૈલાસવાસ પછી ઠાકોર સાહેબશ્રી હમીરસિંહજી સંવત ૧૯૭૪માં ગાદીએ બેઠા. તેઓએ પણ પોતાની કુળ પરંપરા જાળવી રાખી છે. તેઓ ઉચ્ચ કેળવણી પામેલા ક્ષાત્રગુણથી પ્રકાશતા રાજા છે. હાલમાં તેમની ઉમર ૫૨ વર્ષની છે. તેઓશ્રીએ રાજ્યને કરજ મુક્ત કરી ઘણુંજ આબાદ કરેલ છે. તેમને દીલીપસિંહજી નામના યુવરાજ કુમાર છે. જેઓ સારી કેળવણી પામી બધો રાજ્યકારભાર ચલાવે છે. તેમને ત્યાં પણ નરેન્દ્રસિંહજી નામના દીલાન કુંવર છે. મુખ્ય કારભારી તરીકે તેમના બીજા કુમારશ્રી મહિપતસિંહજી કામ ચલાવે છે. વીરપુરનું રાજ્યકુટુંબ ઘણું બહોળું અને દરેક રીતે સુખી છે. આ રાજ્ય નાનું છતાં મોટા મોટાં રાજ્યો સાથે સંબંધથી જોડાઇ પોતાના પૂર્વજોનું ગૌરવ વધારી રહ્યું છે

## ૫ ઠાકોરશ્રી વિભોજી.

(રાવળ જામથી પાંચમા. વિ. સં. ૧૬૪૮માં જન્મ; વિ. સં. ૧૬૬૩થી ૧૬૯૬ ગાદીયે.)

અજાજીને બે દીકરા હતા એમ ઉપર જણાવ્યું છે. અજાજીને બે સ્ત્રીઓ હતી; ઝાલી રાણીના લાખોજી હતા, અને વાઘેલીના કુંવર વિભોજી. વિભાજીને કાળાવડ પરગણાનાં ૧૨ ગામ મળ્યાં. સંવત ૧૬૬૩ની સાલમાં ૧૫ વર્ષની ઉમરે વિભોજી પોતાની મા સાથે કાળાવડ રહેવા ગયા.

કાળાવડ પરગણું વસ્તી વિનાનું, ઉપજ ઓછી, ખર્ચ પણ પુરૂ ન થાય તેવું હતુ. તેથી વિભોજી હમેશ અસંતુષ્ટ રહેતા. બે વર્ષ ત્યાં રહ્યા પછી સંવત ૧૬૬૫માં પોતાની

માને લઇ પોતાના મામા વાઘેલાને ત્યા સરધાર આવ્યા તે વખતે વાઘેલાના તાબામા ૭૦૦ સાતસો ગામ હતા વાઘેલાએ પોતાની બેન અને જામનુ ફરજદ જાણી ભાણેજને બહુ માન સાથે રાખ્યા અને ચીભડા ગામ ખાવા આપ્યુ વિભાજી પોતાની મા-સાથે ચીભડા ગામે રહેવા ગયા ત્યા પોતાને રહેવા માટે ૮ ઓરડા બાધ્યા તે હજી સુધી છે ચીભડે રહી કાળાડ અને ચીભડાની ઉપજમાથી પોતાનુ ખરચ ચલાવતા

ચીભડે રહ્યા પછી વિભાજીને ૨૦ વર્ષની ઉમરે રાજ્ય વધારવાનો ઇરાદો થયો જેથી પોતે લશ્કર અને માણસો વધારવા લાગ્યા સરધારમા વાઘેલા કમજોર ગાફલ અને એશઆરામમા પડી ગયા હતા એક દિવસ વાઘેલાના છોકરા વિભાજીના મામાના દિકરા સાથે વિભા-જીને બોલચાલ થઇ તેમા તે બોલ્યો કે "અમે કોણ છીયે તુ જાણે છે? સાતસે પાદરના ધણી રાજા વાઘેલાના દિકરા સામે બોલતા પહેલા વિચાર કર હજી તો અમારો દીધેલો ટુકડો ખાઇ નભે છે તારા બાપના—જામના દીધેલ ગરાસથી તો તારુ પેટેય નથી ભરાતું હજી તો પચી પચા ગામ નથી નીકર તો જાણે મોટા બાદશા જેવો રોફ કરત" આવા આશયના વેણ કીધા તેથી સ્વાભિમાની મર્દ અને કોઇનો તુકારો ન ખમનારા વિભાજીને નખથી શીખ સુધી સળગાવી દીધો અને તે ક્રોધનો માર્યો શું અનર્થકારક વિચાર ઘડે છે તેનો વિચાર ન થયો એ વેણ મનમા રાખી થોડાદી ટાઢુ પડવા દઇ સવત ૧૬૭૧ની સાલ-મા પોતાના મામાને ત્યા મોસાળ પાચ દિવસ રહેવા આવવાનુ કહેણ મોકલ્યુ તે વખતે કેટલાક માણસો સાથે હતા રાતની વખતે મામા ઉપર આક્રમણ કર્યું તે વખતે પરસ્પર ધિંગાણુ થયું અને વાઘેલાના કેટલાક માણસો મરાણા અને કેટલાકને સરધારમાથી કાઢી મુકયા અને પોતે સરધાર કબજે કર્યું આ લડાઇમા વિભાજીએ પોતાના મામાને કે બીજા લગતા સગામાથી કોઇને મારેલ નથી માત્ર સરધાર છોડી ચાલ્યા જવાની ફરજ પાડી સરધાર હાથ કર્યા પછી વિભાજીએ માણસોની ભરતી કરવા માડી હતી તે પછી ૭ માસ સુધી વાઘેલા રખડયા રઝળયા અને બીજા રાજાની મદદ માગી પણ તે વિભાજી પાસે ફાવ્યા નહી અને સરધારમા આવી ન શકયા એટલે લાચાર થઇ અમદાવાદ બાદશાહી હાકેમ પાસે ગયા ત્યાથી મોગલોની ફોજ લઇ આવ્યા તેણે સવત ૧૬૭૨મા સરધાર વિભા-જી પાસેથી ખુચવી લઇ બાદશાહી થાણુ બેસાર્યું પણ વાઘેલાના હાથમા ન આપ્યુ, કારણ વાઘેલા લુટફાટથી પ્રજામા ધિક્કારને પાત્ર થઇ ગયા હતા તેથી વાઘેલાને મદદનીશ કોઇ નિકળયો નહી મુગલાઇ સુબા શાહજાદા શાહજહાના થાણદારના હાથ નીચે સરધારમા રહેવુ વિભાજીને રૂચ્યુ નહી થોડા વખત પછી પોતે ૧૦૦ સો ઘોડેસ્વારો તથા રાજુ સંધી અને મુરુ લાગો ચારણ હતો તેને અને વિશ્વાસપાત્ર માણસોને સાથે લઇ દીલ્હી ગયા, બાદશાહ જહાગીર તથા તેની હુરમ પોતાનો અનિખુઅસુરત શાહજાદો ગુજરી ગયેલો તેની ગમ ગીનીમા રહેતા હતા કોઇને મળતા નહી તેથી બાદશાહની મુલાકાત થતા સુધી વિભાજી દીલ્હીમા મકાન લઇ રહેવાના નિર્ણય પર આવ્યા આ વખતે વિભાજીની ઉમર ૨૬ ૨૭ વર્ષની હતી અને પોતે બહુ ઉપાડા હતા દીલ્હીમા એક મહીનો થયો પણ બાદશાહની મુલાકાત થઇ નહી. એક દિવસ ઘોડે ચડી જમના નદીને કીનારે ફરવા નિકળ્યા

બાદશાહની ગમગીન હુરમના મહેલની બારી અને ગોખ જમનાં નદીના કાંઠા તરફ પડતાં હતાં તે ગોખમાં પોતાના વહાલા શાહજાદાને સંભારતી શોકમાં વિહ્વળ બનેલી હુરમ બેઠી હતી. વિભાજી પોતાનો ઘોડો ખેલવતા જમનાને કાંઠે ફરતા ફરતા ગોખ સામેજ ઉભા રહી પોતાના ઘોડાને પાણી પાયું. હુરમ અચરજ પામી કે મારા શાહજાદાને મળતોજ ચેહેરાવાળો ખુબસુરત પુરૂષ આ કોણ છે. હુરમ ને થયું કે આ માણસ મારી પાસે રહે તો તેનું મોઢું જોઇ હું મારા શાહજાદાનું દુઃખ ભુલી જાઉં એ સંદેશો બાદશાહને કહાવ્યો તુરતજ માણસો દોડાવ્યા અને જમનાકિનારેથી વિભાજીને બાદશાહ હજુર ઉભા કર્યા. વિભાજીયે પોતાની બધી હકીકત કહી સંભળાવી. બાદશાહે ફરમાવ્યું કે હાલ થોડા દિવસ તમે હુરમની ખજમતમાં રહો પછી તમારે માટે વિચાર કરશું. વિભાજીયે આવતી કાલથી નોકરીમાં હાજર થવા કબુલ. કરી ઉતારે ગયો ત્યાં મુળુ અને રાજુને બનેલી હકીકત કહી સંભળાવી.

બધા સાથે મળી વિચાર્યું કે ઓરત પાસે અને તેમાં બાદશાહની ખુબસુરત હુરમ પાસે રહેવું એ મોટા જોખમની વાત છે. પણ તેમ કર્યા વિના રાજ્ય પાછું મળી શકશે નહી. પછી વિભાજીને કહ્યું કે તમે સાફ દાનતથી નોકરી કરજો આખો દિવસ રહેવું અને રાત્રે ઉતારે ચાલ્યા આવવું અને લોઢાનો વજ્રકચોટો પહેર્યા પછી હુરમખાનામાં જવું. એમ વિચાર કરી દાબડીમાંથી વજ્રકચોટો વેચાથી લઇ વિભાજીને પહેરાવી તાળું દઇ તેની ચાવી મુળુ અને રાજુ પાસે રાખી વિભાજી બીજે દિવસે બાદશાહ પાસે ગયા બાદશાહે હુરમની ખીજમતમાં મોકલ્યા તે ખુશ થઇ અને તેના પર ફરજંદ તરીકે પ્યાર કરવા લાગી. વિભાજી બાદશાહ તથા હુરમના કૃપાપાત્ર થયા. ચોકીદાર નાંજર લોક પણ તેના તાબામાં આવ્યા, એમ ૩ માસ વિત્યા નાંજર લોક ઇર્ષા કરવા લાગ્યા. એક દિવસ નાજરમાંથી એક જણે બાદશાહ પાસે આવી અરજ કરી કે બેઅદબી માફ કરશો પણ કહ્યા વિના નથી ચાલતું કે વિભાજી હુરમ સાથે બદદાનતથી વરતે છે. આ વાત સાંભળી બાદશાહને ભયંકર ગુસ્સો આવ્યો. તુરતજ વિભાજીને ગરદન મારવાનો હુકમ કર્યો. શહેર બહાર હુકમઅમલમાં મેલવા સીપાઇઓ લઇ ગયા. ચોકીવાળા પાસે વિભાજીએ પેશાબ કરવા રજા માગી અને વજ્રકચોટાની કુંચીની માગણી કરી આ વાત ચોકીવાળાએ બાદશાહને કહી તેણે વિભાજીને પોતાની સામે રજુ કરવા હુકમ કર્યો. જુવે ત્યાં વજ્રકચોટો પહેરેલ. તે તાળું ખોલવા માટે બાદશાહે તોપખાનાની અને બીજી સેંકડો કુંચીઓ લગાડી પણ તાળું ઉઘડ્યું નહી તે વખતે વિભાજી બોલ્યા કે મારી જનાનાની જોખમ ભરેલી નોકરી હોવાથી પહેલેથીજ હું વજ્રકચોટો પહેરૂં છું અને તેની કુંચી મારા સોબતી મુળુ લાંગા પાસે માંડે ઉતારે છે. તુરત મુળુને તેડાવ્યો તેણે આવી તાળું ખોલ્યું. આ બનાવ નજરે જોઇ બાદશાહની શંકા મટી ગઇ. જુઠા ચુગલીખોરને તેજ વખતે ગર્દન મારી નાખ્યો. વિભાજી ઉપર ખુશ થઇ જોઇએ તે માગવા હુકમ કર્યો વિભાજીએ પોતાનો ગરાસ પાછો માગ્યો. તુરત સરધારથી બાદશાહી થાણું ઉઠાવી લેવા અને વિભાજીને સોંપી દેવા ફરમાન લખી આપ્યું અને પોશાક આપી વિદાય કર્યા.

સં. ૧૬૭૩માં વિભાજી દિલ્હીથી સરધાર આવ્યા બાદશાહી થાણાં ઉઠયાં દિવસે દિવસે વાઘેલા લોકો લડી લડીને કમજોર થયા અને વિભાજી બળવાન થતા ગયા. છેવટે વાઘેલાના હાથમાં ગામ હતાં તે પણ વિભાજીએ રહેવા દીધાં નહી. માત્ર જે સ્થિતિમાં પ્રથમ વિભાજી હતા તેટલાં બાર ચોદ ગામડાંપર વાઘેલા નભાવ કરતા. કાળે કરી મામા અને તેના દિકરાઓની એ ઠકરાઇ પણ લુપ્ત થઇ ગઇ

વિભાજી પાસે વિશ્વાસપાત્ર રાજુ સંધી હતો તેનું નામ રાખવા રાજકોટ વસાવી તેને આ ગામ આપ્યું પણ તે નિર્વંશ જતાં રાજકોટ પણ સરધારમાં ભળ્યું.

વિભાજીનો જન્મ સંવત ૧૬૪૮ માં થયેલો. સં. ૧૬૬૩ માં કાળાવડ આવ્યા, સં. ૧૬૬૫માં ચીભડે આવ્યા. સં. ૧૬૭૧–૭૨ માં સરધાર લીધું. સં. ૧૬૭૩ માં બાદશાહના પરવાનાથી સરધારની ગાદી પોતને તાબે કરી અને સં. ૧૬૯૬ માં ૪૮ વર્ષની ઉમરે ગુજરી ગયા.

## ૬ જાડેજાશ્રી મેરામણજી.

( રાવળ જામથી છઠ્ઠા. વિ. સં. ૧૬૭૧ માં જન્મ વિ. સં. ૧૬૯૬ માં ગાદીએ આવ્યા અને વિ. સં. ૧૭૧૪ માં ગુજરી ગયા )

વિભાજીને મહેરામણજી નામે એક પુત્ર હતા વિભાજી ગુજરી જતાં ૨૫ વર્ષની ઉમરે તેઓ ગાદીએ આવ્યા. ૧૮ વર્ષ રાજ્ય ભોગવી ૪૪ વર્ષની ઉમરે ગુજરી ગયા. તેમનાં રાજ્ય અમલમાં તેમણે અનેક કામ કર્યાં હતાં. સં. ૧૬૯૭ માં કાઠી લોકો ધોળકા ધંધુકા લુંટી પ્રજાને પીડતા હતા તેને ઝેર કરવા સુબો આજમખાન આવેલ તેને મહેરામણજીએ સારી મદદ કરી પ્રજાને રાહત આપી તેના બદલામાં કેટલાંક ગામ ઇનામમાં મળેલ ગોંડળનાં ચુડાસમાંથી કુંભોજી અને બીજી રાણી વાઘેલીથી સાહેબજી થયા. કુંભોજી શૂરવીર હતા અને કાઠીઆવાડમાં ભડ ગણાતા. તેણે ઘણા કામો કર્યાં હતાં. સાહેબજીની મા નાનપણમાંજ ગુજરી ગયેલાં અને કુંભાજી તરફથી ભય રહેતો તેથી તે ઘણે ભાગે નગર અથવા પોતાને મોસાળ રહેતા અને પોતે મોટા છતાં કુંભાજીની શૂરવીરતા અને સત્તાને લઇ પોતે ગાદી નહી મેળવી શકે એવી ભીતિ હતી. કુંભાજીનો કરડો સ્વભાવ અને શૂરવીરતાને લીધે મહેરામણજી પણ તેનાથી ધ્રુજતા, તેથી સૌ કોઇ તેને મોટા કુંભાજી કહી બોલાવતા. મહેરામણજી ૪૩ વર્ષની ઉમરે સં. ૧૭૧૪ માં ગુજરી ગયા. તે માંદા પડ્યા ત્યારે સાહેબજીને તેના મામા સાથે સરધાર બોલાવ્યા અને ખાનગી રીતે સૂચના કરીને સ્મશાને નહિ જવાની અને કુંભાજીથી ચેતવાની ભલામણ કરી. મહેરામણજી ગુજરી ગયા એટલે સાહેબજીએ પોતે માંદા હોવાનો ઢોંગ કરી સ્મશાને ગયા નહિ અને કુંભોજી સ્મશાનેથી પાછા ફર્યા ત્યારે તેણે દરવાજા બંધ દીધા. તે ક્રોધે ભરાઈ પોતાના વિશ્વાસપાત્ર માણસો સાથે જુનાગઢ ગયા

સાહેબજીને બીક લાગી કે જુનાગઢની કુમક લઇ કુંભોજી કદી રાજ્ય આંચકી લેશે તેથી મહેરામણજીનું કારજ ઉકલ્યે નગર મદદ માગવા ગયા. નગરે કાળાવડ પરગણું પાછું આપવાની શરતે મદદ આપવા કબુલી માંડી દઇ નગર કરે તેની કબુલત આપી, તેથી નગરે જુનાગઢથી કુંભાજીને તેડાવી વચ્ચે ચલાવી છેવટે સરધાર રાજ્યનાં બધાં ગામોની સરખી વહેંચણી કરી સરકારી ધારનો દક્ષીણ તરફનો ભાગ કુંભાજીને અને ઉત્તરનો સાહેબજીને આપ્યો. આ વહેંચણી સં. ૧૭૧૪ માં થઇ તે પછી સાહેબજી સરધાર રહ્યા અને મોટા કુંભાજી અરડોઇ આવ્યા. આ અરડોઇના મૂળ ગરાસીયા વડદડ કાઠી હતા તે પછી ઉદજી કાઠી થયેલ અને તેના વંશજો આજે પણ કાંઈ જમીનનો ભોગવટો કરે છે.

સાહેબજીને સ્વતંત્ર સત્તા મળ્યા પછી તેમણે નબળા પાતળા ગરાસીઆઓને હાંકી કાઢી નવાં ગામ હાથ કરવા માંડ્યા અને પોતાનું રાજ્ય વધાર્યું.

## રાજકોટની શાખા.

સાહેબજીથી રાજકોટની શાખા જુદી પડી. સાહેબજીનો જન્મ સંવત ૧૬૮૯ માં થયો હતો તે પછી ૨૫ વર્ષે એટલે સંવત ૧૭૧૪ માં રાજ્યના બે ભાગ કરી સરધારની ગાદીયે બેઠા અને સંવત ૧૭૩૬ માં પરલોકવાસી થયા.

સાહેબજી તથા કુંભોજી જુદા પડ્યા પછી સાહેબજીને નબળા પડેલા જોઇ અમદાવાદનો સુબો મોસમબેગ આવ્યો અને સરધાર લઇ લીધું. સાહેબજી ત્યાંથી નીકળી રાજકોટ ગયા મોસમબેગ અમદાવાદ ગયા પછી સાહેબજીએ પાછું સરધાર લીધું. પણ તે પછી બીજો અમલદાર બાકરખાન આવ્યો તેણે સરધાર લીધું પણ તેને હાર કરી પાછું કબજે કર્યું. તે પછી લાખા ખાચરે સરધાર લીધું. તે બળવાન હતો તેથી સાંગાણી તેજમલજીની મદદ લઇ લાખા ખાચરને મારી નાખ્યો અને કબજે કર્યું. ત્યારથી કોટડા-સાંગાણીનો સરધારમાં અર્ધ ભાગ છે.

દા. સાહેબજીને એક પુત્ર બામણીયાજી હતા તેને બાદશાહ તરફથી રાજ પદવી મળી. તે કાળીપાટમાં રહેતા. મીયાણા સાથેની લડાઇમા પોતે મરાયા હતા.

દા. બામણીયાજીને એક પુત્ર મેરામણજી હતા તેણે પ્રવીણસાગર નામનો ગ્રંથ રચ્યો છે.

આ મહેરામણજીના સંબંધમા એક દંતકથા કહેવાય છે કે "તેઓ પૂર્વજન્મે શિવના ગણ હતા અને શાપથી પોતે અને પોતાની સ્ત્રી ભૂલોકમાં અવતર્યાં હતા. એક વખત તેઓ શિકારે નીકળ્યા તેમાં લીંબડીની હદમાં જઇ પહોચ્યા ત્યાં લીંબડી દરબાર વગડામાં મળ્યા એટલે ગામમાં તેડી ગયા ત્યાં જમી રવાના થયા ત્યાં ઝરૂખે કુંવરી બેઠેલાં બન્નેયે એક બીજાંને જોયાં અને પૂર્વજન્મની સ્મૃતિ થતાં બન્નેયે અંતઃકરણમાં નિશ્ચય કર્યો કે લગ્નથી જોડાવું પણ કુંવરીનો બીજા રાજ્યમાં સંબંધ કરેલો એટલે લગ્ન થઇ શકે એમ નહોતું તેથી કુંવરીયે જીંદગી આખી કુંવારી રહેવા નિશ્ચય કરી સંબંધ રદ કરાવ્યો. ભાટ ચારણો સાથે એક બીજાં

કવિતા લેખી પરસ્પર અંતઃકરણની પ્રેમોર્મિઓ ઠલવતાં. મેરામણજીને લાચારીએ બીજી રાણી કરવી પડેલી અને તેનાં સંતાનો પણ થયેલ પરંતુ તેનું મન તો લીંબડીની કુંવરીમાંજ પરોવાયેલું હતું. આ વિરહ દશામાં એક બીજાને કવિતારૂપે પત્ર વ્યવહાર થયેલ તે ઘણોખરો પ્રવીણસાગરમાં આપેલ છે છેવટે લીંબડીની કુંવરી અને મહેરામણજી યાત્રાએ નિકળેલ ત્યાં બન્નેનો ભેટો થયો તેપછી બ નેનું થોડા વખતના અંતરે મૃત્યુ થયું અને શિવલોકમાં ગયાં." આ દંતકથા કવિયો અને ચારણો રસ ઉપજાવે તેવી ઢબે કહે છે

ઠા. મેરામણજીને સાત દિકરા હતા તેમાં [1]ભાભાજીને ગાદી મળી. ફટાયા ૬ તેમાં દાદાજીને કોઠારીયાના ૬ ગામ, મોડજીને ગવરીદડનાં ૬ ગામ, કલાજીને સાપરનાં ૬ ગામ, હરભમજીને પાળનાં ૬ ગામ, તથા જેઠીજી તથા ફુલજી બે ભાઇ વચ્ચે લોધીકાનાં ૨ ગામ આપ્યાં હતાં

ઠા ભાભાજીરાજને ચાર દિકરા, તેમાં બાવાજીરાજ ગાદીએ બેઠા તેમણે રાજકોટનો કિલ્લો સંવત ૧૮૧૬ માં બાંધ્યો. તે પહેલાં છુટું ગામ હતુ. ફટાયા ૩ તેમાં પથાજીને ત્રંબા. માળીયાસારણ અને વાજડી ત્રણ ગામ અને અમરાજી તથા ભાજીને ગઢકાનાં ૬ ગામ આપ્યાં.

ઠા. બાવાજીરાજને પાંચ દિકરા હતા. તેમાં મેરામણજી પાટવી કુંવર તે ગાદીએ બેઠા. ફટાયા ચાર તેમાં વેરાજી અને તોગાજી બે ભાઇ વચાળે સાજડીઆળી, સમઢીયાળું અને ખાંભા ત્રણ ગામ આપ્યાં અને સુરાજીને પાડાસણ અને કાથરોટું બે નાનાં ગામ આપ્યાં.

ઠા મેરામણજીને બે દિકરા તેમાં ભાભોજી ગાદીએ બેઠા અને દાદોજી ફટાયા તેને ઢેલરા ગામ આપ્યું દાદાજીનો વજેજી થયા ને નિર્વંશ જતાં ઢોલરા પાછું આવ્યું.

ઠા ભાભાજીને બે દિકરા હતા તેમાં સુરોજી ગાદીએ બેઠા અને હોથીજી ફટાયા તેને ગરાસ આપ્યો નહોતો, પણ હોથીજીના ભૂપતસિંહજી થયા તેને ઢોલરા ગામ આપ્યું.

ઠા. સુરાજીને ચુડાના ઠાકોર અભેરાજજીની કુંવરી નાનીબાથી મહેરામણજી જન્મ્યા સુરાજી સં. ૧૯૦૦માં દેવ થયા.

સુરાજી પછી તેના કુંવર મેરામણજી ગાદીએ બેઠા તેને ચાર રાણીઓ હતી. તેમાં ભાવનગરના ભાયાત લાખણકાના ગોહેલ અખેરાજજીનાં કુંવરી હરીબાથી પાટવીકુંવર

[1] છપાએલા ઇતિહાસમાં ૧ સાહેબજી, ૨ બામણીયોજી, ૩ મેરામણજી, ૪ રણમલજી, ૫ લાખાજી, ૬ રણમલજી, ૭ સુદાજી, ૮ મેરામણજી, ૯ બાવાજીરાજ આમ રાજકોટના રાજાઓની વંશાવળી આપેલ છે. પણ અમને મળેથી સંવત ૧૯૧૮ ની સાલની એક રાજદ્વારી પુરૂષની હસ્તલિખિત પ્રતમાં અમે લીધેલા ક્રમ પ્રમાણે રાજકોટના રાજાઓની વંશાવળી છે તે અમને વિશ્વાસપાત્ર લાગવાથી અમે એ ક્રમ રાખ્યો છે.

બાવાજીરાજનો જન્મ થયો અને મખીઆવના વાઘેલા ઠાકોરનાં કુંવરી બાકુંવરબાથી કુમાર લધુભાનો જન્મ સં. ૧૯૧૭ માં થયો હતો. મહેરામણજી સં. ૧૯૧૯, ઇ. સ. ૧૮૬૨ માં દેવ થયા.

ઠા. મહેરામણજી પછી કુંવર બાવાજીરાજ સંવત ૧૯૧૮ ઇ. સ. ૧૮૬૨ માં ગાદીએ બેઠા, તેમની ઉમર તે વખતે ૭-૮ વર્ષની હોવાથી તેમનાં ડાડી નાનીબાએ સંવત ૧૯૨૩ સન ૧૮૬૭ સુધી ૬ વર્ષ રાજ્ય ચલાવ્યું. તે પછી પોલીટીકલ એજન્ટ ક્રિટીંગ સાહેબની સલાહથી સરકારી અમલદારો સલાહકાર તરીકે નિમાતા રહ્યા. શ્રી બાવાજીરાજનો જન્મ સંવત ૧૯૧૨ નાં શ્રાવણ વદ-અમાસ શનિવાર તા ૩૦-૮-૧૮૫૬ ના રોજ થયેલો હતો. તેઓ સન ૧૮૭૩, સંવત ૧૯૧૯ માં અભ્યાસ પુરો કરી નટસાહેબ સાથે હિંદુસ્થાનને પ્રવાસે ગયા અને સંવત ૧૯૩૨ તા. ૧૭-૧-૧૮૭૬ ના રોજ બાવાજીરાજને કુલ અખત્યાર સોંપ્યો. સંવત ૧૯૨૮ સન ૧૮૭૨ માં પહેલવહેલાં લગ્ન વાંકાનેરના રાજ સાહેબ વખતસિંહજીનાં કુંવરી ચાંદબા સાથે થયા હતાં. તા. ૧૬-૧૨-૧૮૭૯ના રોજ તેમના બનેવી શ્રીજસવંતસિંહજી કે જેઓ ધ્રાંગધ્રાના પાટવી કુંવર હતા તેઓનું જુવાન અવસ્થામાં મરણ થવાથી તેમને બહુ આઘાત લાગ્યો હતો. તા. ૧૬-૫-૧૮૮૩ના રોજ કાનપુરવાળાં રાણીને પુત્ર પ્રસવ થયો હતો. તા. ૨૦-૭-૧૮૮૮માં ધરમપુરવાળાં રાણીશ્રી આનંદ કુંવરબા, પાંચ વર્ષનાં કુંવરી અને બે વર્ષના કુંવર ધરમપુર મુકામે ૨૨ વર્ષની ઉમરે સ્વર્ગવાસી થયાં હતાં સન ૧૮૮૯માં સિધાવદરનાં કુંવરી સુંદરબા સાથે પરણ્યા હતા. તા. ૧૬-૨-૧૮૮૯ માં લાખણકાવાળાં બીજાં રાણીશ્રી ગગુબાનું ૧૫ વર્ષની ઉમરે મરણ થયું હતું. શ્રીબાવાજીરાજને કુલ ૯ રાણીઓ હતાં. ઠાકોર સાહેબશ્રી બાવાજીરાજ ઉદાર માયાળુ અને લાગણીવાળા પુરુષ હતા. ધર્મકામમાં વધુ પ્રીતિ રાખતા. તેઓ તા. ૧૬-૪-૧૮૯૦ના રોજ ૧ મહીનાની સખત માંદગી ભોગવી દેવ થ ા.

ઠા. સાહેબશ્રી બાવાજીરાજ ગુજરી ગયા પછી તેમના પાટવી કુવર શ્રી લાખાજીરાજ ગાદીયે બેઠા. તેઓનો જન્મ સંવત ૧૯૪૨ના માગશર શુદી ૧૦ ગુરૂવાર તા. ૧૭-૧૨-૧૮૮૫ ના રોજ થયો હતો. તેઓ પોતાના મોસાળ ધરમપુર રહેતા. ગાદીએ બેઠા ત્યારે તેમની ઉમર નાની હોવાથી અંગ્રેજ સરકારની દેખરેખ નીચે મોતીચંદ તુળશીને કારભારી નિમ્યા સંવત ૧૯૬૩ના આશુ શુદ ૧૫ના રોજ ગાદીએ બેઠા જે હાલમાં રાજ્ય કરે છે. ઠાકોર સાહેબશ્રી લાખાજીરાજે રાજકુમાર કોલેજ અને ડેહરાડૂનની લશ્કરી કેડેટકોરમાં અભ્યાસ કર્યો છે. તેઓ મેમકાઆના ઠાકોરશ્રી છત્રસિંહજીનાં કુંવરી રાજેંદ્રકુંવરબા સાથે અને પછી લાઠીના કવિ ઠાકોરશ્રી સુરસિંહજીનાં કુંવરી રમણીયકુંવરબા સાથે પરણ્યા હતા. મેમકાવાળાં રાણી સાહેબે સંવત ૧૯૬૫ ના ભાદરવા શુદ ૯ ના રોજ પાટવી કુંવરને જન્મ આપ્યો હતો. ઠાકોર સાહેબશ્રી દેશપ્રેમી ઉત્સાહી પ્રજાપર પ્રેમ ધરાવનારા અને મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીમાં

પૂજ્યબુદ્ધિ રાખના । છે સવત ૧૯૮૮ની સાલમા મોટા રજવાડી ઠાઠથી તેમનુ સ્વાગત
કર્યું હતુ રાજકોટની વસ્તી દાડે દીવસે વધતી જાય છે અને કેટલાક હુનર ઉદ્યોગના
કારખાનાં થવા લાગ્યા છે થોડા વર્ષથી ઠાકોર સાહેબે પ્રજાપ્રતિનિધિ સભા સ્થાપી છે.
અને રાજ્ય કારભારને લગતા કેટલાક કામમા સભાની સલાહ લે છે પાટવી કુમારશ્રીનુ
નામ ધર્મેન્દ્રસિહજી છે અને તેથી નાના કિશોરસિહજી અને પ્રદ્યુમ્નસિહજી છે

ઉપર વર્ણવ્યા પ્રમાણે રાવળજામથી છઠ્ઠી પેઢીયે થયેલા જાડેજાશ્રી મહેરામણજીના
બે કુંવરો પૈકી ઠાકોરશ્રી સાહેબજીથી રાજકોટની શાખા જુદી પડી તેના આજ સુધીના
રાજકર્તાઓનો વશવિસ્તાર ઉપર વર્ણવ્યો હવે બીજા કુવર મોટા કુંભાજીથી ગોડળની
શાખા આગળ ચાલી તેનો ઇતિહાસ હવે પછી કહેવાશે

# ૭ જાડેજાશ્રી મોટા કુંભાજી.

( રાવળજામથી સાતમા પુરૂષ જન્મ સંવત ૧૬૯૧, સ ૧૭૧૪ મા અરડોઇ
આવ્યા, સવત ૧૭૩૫ મા ગુજર્યા )

મહેરામણજીને ૨ રાણીઓ હતી તેમા ગોડળના ચુડાસમાની દીકરી ચનોપકુવરબા
રાણીથી મોટા કુભાજી થયા કે જેઓ ગોડળ શાખાના આદિપુરૂષ છે કુભોજીનો રુઆબ,
કદ૫ અને રાજતેજ એવુ હતુ કે તેને સૌ મોટા કુંભાજી કહી બોલાવતા અર્થાત તેઓજ
ગીલાત છે એમ કહી ભાટ ચારણ અને કવિઓ એમને વખાણતા અને તેને લગતી કવિતાઓ
બનાવતા કુભોજી રાજકાજમા પટાના ખેલતલ ટેકીલા એકવચની અને ક્ષાત્રિયોચિત
અભિમાનવાળા હતા મેરામણજી ઘણેભાગે શાત જીવન ગાળતા ત્યારે કુભોજી મહત્વાકાક્ષી
અને રાજ વધારવામા આતુર હોવાથી નવા નવા ગામો જુદા જુદા ગરાસીઆઓ પાસેથી
જીતી લઇ સરધારમા ભેળવતા હતા મેરામણજીનો મદવાડ વધ્યો ત્યારે તેણે
સાહેબજીને તેના મામાને ત્યાં તેડાવી તેની રૂબરૂ ખાનગીરીતે સૂચના આપી કે
' કુભોજી બળવાન છે તે સાહેબજીને રાજ કરવા નહી દીયે માટે તેનાથી ચેતતુ
રહેવુ, અને મારો દેહ પડે સ્મશાને જવુ નહિ સાહેબજીનો પાટનો ઢાળો અને મા ।
છે એવી વાત ઉડાડો ' આ સૂચના પ્રમાણે સાહેબજી માદા પડ્યા, બે દિવસ પછી
મેરામણજી ગુજરી ગયા, એટલે એના મામાયે સાહેબજી પાસે રહેવાના ઢોગ કર્યા, અને
બને સ્મશાનમા ગયા નહિ દેન દઇ કુભોજી પાછા વળ્યા ત્યા દરવાજા બધ દીઠા, તેથી
તે ક્રોધાધ થઇ સાહેબજી પાસેથી રાજ્ય લઇ લેવાની પેરવી કરવા જુ ાગઢ ગયા જુનાગઢના
અમદાવાદી સુબા મારફત અરધુ રાજ્ય આપવા કહેણ મોકલ્યુ, પણ સાહેબજીને ડર હતો
કે હવે તો નક્કી કુભોજી અરધા રાજ્યને બદલે બધુ ઝુટી લેશે તેથી મેરામણજીનુ કાજ
ઉકલ્યુ કે તુરત નગર ગયા આ વખતે નગરમાં રાવળજામથી પાચમા જામ લાખાજી ગાદીએ

હતા, અને તેના કુંવર ગયસિંહજી કારભાર ચલાવતા. સાહેબજીયે મદદની માગણી કરી, સારે કાળાવડ પરગણું માંડી આપવાની શરતે મદદ આપવા હા પાડી, લખત થયાં અને તે પરગણું કબજે કર્યું. પછી સાહેબજીને સમજાવ્યા કે કુંભાજીસાથે લડવાથી બને પક્ષ મરાશે વળી જુનાગઢનું જોર કુંભાજીને છે, અને જુનાગઢની પાછળ અમદાવાદનું મોટું પુછડું છે. માટે લડવાથી ફાવશું નહિ, અર્ધ ભાગ તો કુંભાજીને દેવો પડશે. બધું પરાણી પાડશો એ નહી ચાલે માટે ધરમેળે સમાધન કરવુ સારૂં છે. સાહેબજીને એ વાત ગળે ઉતરી લડાઇમાં ઉતરતાં સમુળગું જવાનો ભય હતો એટલે નવાનગરની દરમ્યાનગીરીથી કુંભાજીને તેડાવ્યા અને ધરમેળે સમાધન કર્યું. સરધાર નીચે કુલ ૪૩ તેતાલીસ ગામ હતાં તેમાં કોઇ નબળાં પાતળાં અને કોઇ સારાં ગામ હતાં એટલે તેમાં સરધારના તાબામાં સરધાર સાથે ૨૩ ગામ મુકયાં અને અરડોઇ તાબામાં અરડોઇ સાથે ૨૦ ગામ મુકયાં આમ બે સરખા ભાગ કર્યા બેઉ પક્ષે ભાગ સરખા છે એમ કબુલ્યા પછી કયો ભાગ કોને આપવો આ પંચાત પડી એટલે દાયરા વચ્ચે ચીઠી નાખી. ચીઠી ખોલતાં સરધાર તાબો સાહેબજીને અને અરડોઇ તાબો કુંભાજીને ગયો. અને બેઉ ભાઇ કસુંબો પી છુટા પડ્યા. સરધારી ધારથી દક્ષિણ તરફનો ભાગ કુંભાજીને મળ્યો. તેમાં નીચે પ્રમાણે ગામ હતાં

## મોટા કુંભાજીને મળેલ ગામો

| | | | |
|---|---|---|---|
| ૧ અરડોઇ, | ૬ પાંચતળાવડા, | ૧૧ રીબ, | ૧૬ પાંચીયાવદર, |
| ૨ ગુંદાસર, | ૭ હડમતાળું, | ૧૨ રીબડા, | ૧૭ દાળીયા, |
| ૩ વડીયુ, | ૮ શેમળા, | ૧૩ મહીકુ, | ૧૮ વાછરા, |
| ૪ અણીયાળું, | ૯ ભરૂડી, | ૧૪ પીપળીયું, | ૧૯ નાગડકું, |
| ૫ નારણકું, | ૧૦ ભુણાવું, | ૧૫ વાવડી, | ૨૦ બીલીયાળું, |

મોટા કુંભાજીયે અરડોઇમાં રહી ૨૧ વર્ષ સુધી રાજ્ય કર્યું પોતાની હયાતીમા સાત ગામ નવાં મેળવ્યા

| | |
|---|---|
| ૨૧ ઘોઘાવદર, | ગોંડલ હાથ કરેલ ખરૂં પણ પાછળથી પોતાની |
| ૨૨ હડમતીયુ, | હયાતીમાં હાથમાથી છુટી ગયેલ મોટા કુંભાજી દેવ થયા |
| ૨૩ ઉમરાડું મોટું, | ત્યાં સુધીમાં કુલ, ૨૭ ગામ અરડોઇ નીચે હતાં તેમાં |
| ૨૪ કોળીથડ, | કેટલાક જુનાગઢ તાબાના હતાં તે પણ કુંભોજીયે પોતાને |
| ૨૫ અણીડું, | કબજે કરેલ હતાં એ પ્રમાણે કુંભાજી સરધારથી છુટા |
| ૨૬ પાટીયાળી, | પડી અરડોઇ જઇ બીજાં ગામ સાત અને આઠમું ગોંડળ |
| ૨૭ લુણીવાર, | હાથ કરી પોતાની રાજધાની ગોંડળમાં કરી અને દાડે |
| | દિવસે પોતાનો પ્રતાપ ફેલાવ્યો હતો. |

સાહેબજી અને મોટા કુંભાજીના સંબંધમાં નીચે પ્રમાણેની દંતકથા ભાટ ચારણ લોકો કહે છે તે વાત કેટલે અંશે સાચી છે તે અમે કહી શકતા નથી; કારણ, પ્રસિદ્ધ થયેલા ઈતિહાસમાં કયાંય તે જેવામાં આવતી નથી, પણ આ હકીકતની સત્તાના ટેકામાં ચારણ લોકો જે કારણ જણાવે છે, તે જેતાં આ વાત અહીં નોંધવાનું ઉચિત માન્યું છે. તેમાં પહેલી દંતકથા નીચે પ્રમાણે છે.

"મેરામણજીને બે રાણીયો હતી, એક વાઘેલીથી સાહેબજી અને ગોંડળનાં ચુડાસમાંથી કુંભાજી જન્મ્યા. બંનેનો જન્મ દૈવની વિચિત્ર ગતિયે એકજ દિવસે થયો. ચુડાસમાં રાણીની દાસી વધામણી આપવા આવી ત્યારે બાપુ સુતા હોવાથી ઉઠવાની રાહ જેતી એક બાજુ બેઠી; ત્યાં વાઘેલીની દાસી આવી, અને ઉતાવળે ઓરડામાં ચાલી જઇ બાપુને હાથ ઝાલી ઉઠાડી પાટવી કુમાર જન્મ્યા એવી વધામણી આપી. તુરત બાપુયે પોતાનો હાર દાસીને પહેરાવ્યો; ત્યાં ચુડાસમાંની દાસી અંદર આવી, અને પોતે આની પહેલાં આવ્યાની અને પોતાની રાણીને પ્રથમ કુંવર જન્મ્યાની વાત કહી; પણ મેરામણજી બોલ્યા કે મારા મોઢામાંથી જેને મેં પાટવી કુંવર કહ્યો તેજ પાટવી કુંવર ખરો છે. ચુડાસમાંયે આ વાત સાંભળી રોષે ભરાયાં અન્ન જળ છોડયું બાપુ ગભરાયા અને દાયરામાં આનો ઉપાય કરવાની સલાહ માગી અને કોઇ પણ રસ્તો કાઢવા સૂચના કરી તે વખતે જુદા જુદા માણસોયે જુદા જુદા મત આપ્યા. છેવટે શિવદાન નામનો વૃદ્ધ ચારણ હતો તેની સલાહ માગી અને બધાયે તે કહે તેમ કરવા કબુલ્યું એટલે શિવદાને કહ્યું કે બેઉ પાટવી કુંવર અને બેઉને સરખેભાગે ગરાસ વહેંચી આપવો આમ કહી એક દુહો બોલ્યો.

મદછક મેરામણરા પાટવી હોય કુમાર,

જ્યારે મેરામણજી ગુજરી જતાં અર્ધ ભાગ લઇ મોટા કુંભાજીયે ગોંડળ હાથ કરી ત્યાં રહ્યા હતા ત્યારે એ કવીયે ઉપલી કડીમાં એકનો ઉમેરો કરી નીચે પ્રમાણે બોલેલ.

મદછક મેરામણરા પાટવી હોય કુમાર,
કુંભે ઘર ગોંડળ કિયો સાહેબ ઘર સરધાર.

બીજી દંતકથા એવી છે કે કુંભાજી શૂરવીર અને પ્રતાપી હોવાથી અને પોતે શિરજોરીથી રાજ્યમાંથી અર્ધ ભાગ લીધેલો તેથી તેમ એનો પ્રતાપ ભાટ ચારણ કવિયો વિદ્વાનો અને પ્રજા પર એટલો બધો પડતો કે તેમને કોઇ ફટાયા કહી શકતા નહીં અને જે જે કવિયો એમની પાસે આવતા તે ઉપલો દોહો બોલી વખાણ કરતા.

આ દંતકથાઓમાં બાબતો પછી કુંભાજીને મોટા કુંભાજી કહી મેરામણજી પણ બોલાવતા. અર્ધું રાજ્ય જામનગરે અને જુનાગઢે વચ્ચે પડી અપાવ્યું અને કવીઓનો ઉપલો દોહો તે વખતથી બોલાતો આવ્યો છે એ બધું વિચારતાં ઉપલી દંતકથા કેટલે અંશે સત્ય હોય તે જોઇએ એ વિચારવાનું વાંચનારને સોંપું છું.

એ પ્રમાણે મોટા કુંભાજીએ ૧૭૧૪ માં સ્વતંત્રતના હાથમાં લઇ પોતાની હયાતીમાં પોતાના રાજ્યમાં નવાં ૮ ગામોનો ઉમેરો કરી ૨૨ વર્ષ રાજ્ય ભોગવી સંવત ૧૭૩૫ માં અરડોઇ મુકામે પ્રસિદ્ધ થયેલા ઇતિહાસ પ્રમાણે ૪૦ વર્ષની ઉમરે અને ઉપર કહેલી દંતકથા સાચી હોયતો ૪૩ વર્ષની ઉમરે ગુજરી ગયા.

મોટા કુંભાજી ગાદીયે બેઠા પછી જામનગરના જામલાખાજી ગુજરી ગયાં તેમને સાત કુંવર હતા તેમાંના રણમલજી ગાદીયે બેઠા પછી થોડા વખતમાં ગુજરી ગયા. રણમલજી જોધપુરના મહારાજાની કુંવરીને પરણ્યા હતા તેને સંતાન નહી હોવાથી તેનાથી નાનોભાઇ રાયસિંહજી જેને આમરણનો ગરાસ મળયો હતો તે ગાદીયે આવ્યા. રાયસિંહજી સાથે રણમલજીની રાણીને અણબનાવ રહેતો તેથી એ બાઇ પોતાના ભાઇને લઇને અમદાવાદના સુબા કુતુબુદીન પાસે જઇ સુબાને ઉશકેર્યો તેથી તે સંવત ૧૭૦૬ માં નવાનગર ઉપર ચડી આવ્યો અને જબરી લડાઇ થઇ તેમાં રાયસિંહજી મરાયા અને રાજ્ય સુબાયે લઇ લીધું. આ લડાઇમાં નવાનગરના પક્ષમાં રહી મોટા કુંભાજીયે બહાદુરી બતાવી હતી. રાયસિંહજીના દિકરા તમાચીની ઉમર નાની હતી અને તે ભયમાં હતા પણ મોટા કુંભાજીયે બહાદુરી કરી ગુપ્ત વેશે અને ગુપ્ત માર્ગે તમાચીને કચ્છ મોકલી દીધા અને ત્યાં રાવશ્રી પ્રાગમલજીને આશરે મોટા થયા. ત્યારપછી સંવત ૧૭૨૯–૩૦ માં મોટા કુંભાજીયે પોતાની લાગવગનો ઉપયોગ કરી ગુજરાતના સુબા જસવન્તસિંહજી મારફત ઔરંગજેબ પર ભલામણ લઇ જઇ નવાનગરનું રાજ્ય જામ તમાચીને અપાવ્યું હતું. આ લાગવગ ચલાવવામાં કચ્છના રાવ પ્રાગમલજી પણ સામેલ હતા. નવાનગરનું રાજ્ય જામ તમાચીને સોંપાવ્યું ત્યારે એટલે સં. ૧૭૨૯–૩૦ માં નગરમાં એક મુગલાઇ અમલદાર રહેતો તેથી જામ તમાચી ખંભાળીએ રહેતા હતા. મોટા કુંભાજીના વખતમાં ભાવનગરમાં રાઓલ અખેરાજજી અને ધ્રાંગધ્રામાં રાજ મેઘરાજજી અને ગજસિંહજી ગાદીએ હતા તેઓ સાથે મોટા કુંભાજીને ઘાટો સંબંધ હતો.

ગોરીના હાથમા હતો મીરજા અઝીજ કોકા જુનાગઢ આવી ગોરીને મારી કાઢી જુનાગઢ હાથ કર્યું, ત્યાથી નવાનગર જતા વચમા ગોંડળ આવ્યુ ત્યા ગોરીનુ થાણુ હતુ તેની કતલ કરી પોતાનુ થાણુ ગોંડળમા બેસાર્યું અને ગોંડળને પાદર જઈ પડાવ નાખ્યા અને ગોંડળ સાથે ધીંગાણુ કર્યું નગરથી અજાજી તથા જસાજી મદદે આવેલ તેમા અજાજી મરાણા અને જમોજી ભાગ્યા મીરજા અઝીજ કોકાયે સવત ૧૦૪૮ ઇ સ ૧૫૯૨ મા નગર ઉપર અકબરનો વાવટો ચડાવ્યો

અકબર બાદશાહના વખતમા ૧૫૦ વર્ષ દીલ્હીની રાજધાની ચાલી તેની છેલી પડતી દશામા સાધારણ નામના બાદશાહ થવા લાગ્યા મુલકની સભાળ ન રહી અમદાવાદના સુબા બાર મહીને ફરવા લાગ્યા જુનાગઢનો સુબો પણ બાર બાર મહીને બદલતો ગયો તેથી સૌરાષ્ટ્રની સભાળ ન રહી તેથી કાઠીઓ અને રજપુતો વગેરે જુનાગઢના ગામ હાથ કરી પોતાનો મુલક અને સત્તા વધારવા અને રાજધાનીઓ બાધવા લાગ્યા હતા તેમા મહત્વાકાક્ષી અને રાજ્ય વધારવાની તૃષ્ણાવાળા મોટા કુભાજી શાન બેસી રહેજ નહી તેઓ સવત ૧૭૩૩ ની સાલમા અરડોઇથી સૈન્ય સાથે નીકળી ગોંડલ તથા તેના લગના ગામડા હાથ કર્યા તે વખતે ગોંડલને માત્ર રાજગઢ અને જુની બજાર હતી છુટક છુટક ૩૦૦ થી ૪૦૦ ઘરની વસ્તી હતી તથા ત્રણ મદિરો હતા તેમા ગોંડળા નાગનુ દેરસ્થાન પણ હતુ

સવત ૧૭૩૪ ની સાલમા અમદાવાદથી બાદશાહી અમલદાર જુનાગઢ આવ્યો ગોંડળ મોટા કુભાજીએ હાથ કર્યાની તેને ખબર પડતા ૩૦૦ ઘોડેસ્વાર અને પાયદળ લશ્કર સાથે એક સરદારને ચડાઇ લઇ મોકલ્યો તેણે ગોંડળને ઘેરો ઘાલ્યો કુભાજીએ રાજગઢના દરવાજાના કમાડ બધ કર્યા અને પોતાની ઘોડી તૈયાર કરી શણગારી ડેલી આગળ ઉભી રાખી અને પોતે માળ મેડીએ ચડી બેઠા લશકરી સરદાર દરવાજાના કમાડ પાસે આવી ઉભો રહ્યો તે વખતે પોતાના રાજના અને દરબારગઢના રક્ષણ માટે સુમરા મેઘો સોમ જણ આડા ઉભા તેઓ સાથે લડાઈ ચાલી કુભાજીએ તક જોઇ દરવાજા પાસે ઉભેલા સરદારને માથે મેડી ઉપરથી એક જબરો પથ્થર નાખ્યો તુરતજ સરદાર કચરાઇ મુવો પણ જુનાગઢના સરદાર પાસે વધુ લશકર હતુ તેથી તેને પહોચી નહી શકાય એમ માની કુભોજી વારાની ડેલીને રસ્તે ઘોડી પર ચડી અરડોઇ ગયા જનાનાને અગાઉથી મોકલી દીધા હતા જુનાગઢના સરદારોયે ગોંડળનો રાજગઢ હાથ કર્યો ગોંડળ મોટા કુભાજીના હાથમાથી છુટી ગયુ તે પછી સ ૧૭૩૫ ની સાલમા મોટા કુભાજી ગુજરી ગયા અને રાજ્યાસને સગ્રામજી બેઠા

† મોટા કુભાજીના વખતમા રાજા જસવતસિંહ કાબુલમા મરી ગયો હતો તેની રાણી એ બાળકોને લઇને બાદશાહની પરવાનગી લીધા વિના દિલ્હી આવતી રહી હતી તેનો મોટો છોકરો અજીતસિંહ જોધપુરની ગાદી ઉપર બેસી ગયો અને ઔરગજેબ જીવતો રહ્યો ત્યા સુધી તેને હેરાન કર્યો ઉદેપુરનો રાણો રાજસિંહ પણ અજીતસિંહ સાથે મળી ગયો અને

ખંડણી દેવાનો ઇન્કાર કર્યો બાદશાહે ઉદેપુર અને જોધપુર ફોજ મોકલી તેનો હુકમ હતો કે મુલક વેરાન કરી નાખવો, ગામ બાળી દેવા, પુરુષો તમામની કતલ કરવી, બાળકો અને સ્ત્રીઓને પકડી ગુલામ બનાવી લાવવા પણ આ વખતે ઉદેપુર જોધપુરને ઘણા હિંદુ રાજાઓની મદદ હતી તેથી ઔરંગજેબ ફાવ્યો નહી

ઇ સ ૧૬૮૦–૮૭, સવત ૧૭૩૬–૪૩ સુધી દક્ષિણમા ગોવળકોંડાના બાદશાહ અબુલહસન ઉપર ઔરંગજેબ ફોજ સાથે લડવામા રોકાયો હતો, તે અરસામા શિવાજી ગુજરી ગયા હતા અને સભાજી ગાદી પર હતા તે અબુલહસન સાથે મળી ગયા હતા ઔરંગજેબે ૩ દિવસ હૈદ્રાબાદ લુટયા કર્યું ગોવળકોંડા હાથ કર્યું આ વખતે તેની ફોજ જોયા જેવી હતી ઘોડાના સામાન રંગબેરંગી તથા સોના રુપાથી મઢેલા હતા ઘોડાઓના કાન પાસે લાબી કલગીઓ અને પગમા ઝાંઝરો પહેરેલા હતા બોગીર પર મખમલના આસ્તરણો હતાં સવારો જોયા જેવા હતા કોઇએ મખમલી ડગલા, કોઇએ બખતર, કોઇએ ઘેરદાર જામા, કોઇએ શાલ દુશાલા પહેરેલા હતા સાથે વેપારીઓ ભાડ ભવાયા વેશ્યાઓ નોકર ચાકર રસોયા ગવૈયા વગેરે સાથેજ રહેતા દસ લાખથી વધુ પુરુષો સૈન્યમા રહેતા ડોઢ ગાઉમા તો માત્ર બાદશાહ અને તેના શાહજાદાના તબુઓ જગા રોકતા ઇ સ ૧૭૦૭, સવત ૧૭૬૩ મા ઔરંગજેબ અહમદનગરમા મરી ગયો ત્યારે મોટા કુભાજી હિંદુસ્થાનમા જાત્રાયે હતા એમ કહેવાય છે

ઇ સ ૧૬૯૦, સવત ૧૭૪૬ મા જામ તમાચીજી નવાનગરમા મરણ પામ્યા અને જામ લાખાજી ગાદીયે બેઠા તે વખતની ભાજગડ અને ખટપટમા કુભાજી નગર હતા અને તે પછી ઇ સ ૧૭૦૯, સવત ૧૭૬૫ મા જામ લાખાજી મરણ પામ્યા અને જામ રાયસિંહજી ગાદીએ બેઠા ત્યારે પણ નગર ગયા હતા નગરમા મુગલાઇ અમલદાર રહેતો હતો તેને હાકી કાઢવામા કુંભાજીએ નગરને ઘણી મદદ કરી જામશ્રીને ખભાળીએથી નગર લાવ્યા હતા

મોટા કુભાજીના રાજ અમલ દરમ્યાન ભાવનગરમા રાઓળ રતનજી અને રાઓળ ભાવસિંહજી ગાદી ઉપર હતા ઇ સ ૧૬૮૨–૮૩, સવત ૧૭૩૮–૩૯ મા ધ્રાંગધ્રાના રાજા જસવતસિંહજી બાદશાહ પાસથી સનદ મેળવી પોતાનું રાજ્ય વાકાનેરવાળા પાસેથી પાછુ લીધુ તે વખતે વાકાનેરે વાધા વચ્ચી કરેલ પણ કુભાજીએ મધ્યસ્થ રહી સમાધાન કરાવ્યુ.

## સાંગાણી કોટડાની શાખા.

મોટા કુભાજીના પાટવી કુવર સગરામજી પહેલા ગાદીયે બેઠા અને ફટાયા સાગાજીને ગરાસના ગામ ૭ મળ્યા. અરડોઇ અણીયાળી નારણકું પાચતળાવડા વડીયુ અને હડમતાળું. સાગોજી બળવાન પુરુષ હતા તેમ મોટા ભાઇ સગરામજી સાથે સારુ હેત હતુ તેથી તેમની મદદથી તેમણે ઘણા ગામ મેળવ્યા સાગાજીના નામથી કોટડા સાગાણી કહેવાયુ સાગાજીએ નીચે પ્રમાણે ૨૨ ગામ મેળવ્યા તેમા સગરામજી બાપુની પુરી મદદ હતી અને જે ગામ મળે તેમાથી લશકરી મદદના બદલામા અર્ધા ગામ ગોંડળને આપવા એમ ઠરાવ્યુ હતુ પણ પાછળથી અર્ધ ભાગ ગોંડળને આપ્યો ન હોતો

૧ કોટડા
૨ રાજપરૂં
૩ ભાડવા
૪ ખરેડા
૫ સાદડાવ
૬ ગજપર
૭ ખાંડાધાર
૮ વાદીપરૂં
૯ રામોદ
૧૦ ગનાપર
૧૧ રાવપર
૧૨ પીપળીયુ
૧૩ અગનીયુ
૧૪ દેવગીયુ
૧૫ મોખણી
૧૬ ભાડવા મોટા
૧૭ નાના ભાડવા
૧૮ ઢાંગા
૧૯ મનપર
૨૦ નવાપર
૨૧ રાજપીપળા
૨૨ અન્ધાનમા ત્રીજો ભાગ

૬ ગામ ગરાસમા મળેલા ઉમેરતા કુલ ૨૮ ગામ કોટડાની નીચે થયાં

સાગાજીને તેજમલજી પાટવી કુંવર હતા ફટાયા હમાજીને ભાડવા અણીયાળુ અને હડમતાળુ એમ ત્રણ ગામ આપ્યા. તેણે પાછળથી હડમતાળુ અને અણીયાળુ બે ગામ વધુ પેદા કર્યા હતા બીજા ફટાયા તોગાજીને વાદીપરૂં રાજપરૂં અને ખાંડાધાર આપ્યા પાછળથી શ્રુગીયુ માણેકવાડું અને ભાડોઈ ત્રણ ગામ નવા પેદા કર્યા હતા તોગાજીને મેરૂજી અને સમગાજી બે દિકરા હતા. સમગાજી નિર્વંશ ગુજરી ગયા મરતા પહેલા પોતાનું ગામ ગોંડળને આપી દીધુ હતુ સાગાજીએ પોતાને સગા ભત્રીજા તરફથી અદુ મદદ મળી તેથી અને મૂળ ગોંડળના રાજ્યનો પાયો અરડોઈમા નખાયો તેથી તે ગામ ગોંડળનેજ જોઈએ એમ માની અરડોઈ ગામ પ્રથમ ઘરેણે લઈને અને પાછળથી સુનાગ આપી દીધુ હતું

સાગાજીના ફટાયા હમાજીને ૩ ગામ ગરાસમા મળેલ તે શિવાય ખરેડા અને દેવગીયુ બે ગામ પેદા કરેલ હમાજીને ૩ દિકરા ૧ લા ભેગજી, ૨ જા તમાચી અને ૩ જા અનુજી ભેગજીના નાથાજી અને લધુજી, તેમા નાથાજીના ભાણજી અને આનાજી ધનાજીના સુજાજી, દાદાજી, અને મોતીભાઈ દાદાજીના બાવાજી (ભાડવા) આનાજીના ખીમાજી અને ડોસાજી (દેવગીયુ) લધુજીના વખતાજી અને વખતાજીના ગમજી (ખરેડા) હમાજીના ૨ જા દિકરા તમાચીના નથુજી ફગાજી અને ઉનડજી, ૩ દિકરા તેમા નથુજીના અગાજી વજાજી અભેસિંગ અને રામોજી અગાજીના રવાજી ફગાજીના પરબતજી અને પાચોજી બે દિકરા ઉનડજીના જેસાજી અને હરભમજી તેમા જેસાજીના જુણાજી હમાજીના ૩ જા દિકરા અનુજીના મુરૂજી અને તેના પુત્રજી તે ત્રીજી પેઢીએ નિર્વંશ ગયા રાજપરાવાળા તોગાજીએ શ્રુગીયુ માણેકવાડું અને ભાડોઈ એ ૩ ગામ નવા પેદા કરેલ તેમા ભાડોઈ કોટડા તળે છે

સાગાજીના બીજા ફટાયા તોગાજીના મેરૂજી અને સમગાજી તેમા સમગાજી નિર્વંશ ગયા અને મેરૂજીને પાંચ દિકરા હતા તેમા ૧ લા આશાજી તેના લાધાજી તેના વાઘજી ભીમજી ગોપાળજી થયા વાઘજી નિર્વંશ ભીમજીને ગજપર અને ગોપાળજીને અર્ધું વાદીપરૂં મળ્યુ આશાજીના બીજા ચાર દિકરા સુરાજી, અમરાજી, પથાજી અને રામાજી. મેરૂજીના બીજા દિકરા રણમલજી અને ત્રીજા દિકરા હમજી એ વચાળે માણેકવાડું આપ્યુ મેરૂજીના ચોથા દિકરા પાતાજી અને ૫ મા મુળુજી એ વચાળે અર્ધું શ્રુગીયુ અને અર્ધું વાદીપરૂં આપ્યુ

સાગાજીના પાટવી કુવર તેજમનજી ઘણા નગનાન અને શરીર હતા લાખા ખાવર-ની ફોજ આવી સરધાર લીધુ ત્યારે સરધારવાળા હાકોનથી ખામણીયાજીના મેરામણજીએ તેજમનજીને રાજકોટ તેડાવી મદદ કરવા માગણી કરી તેજમનજીએ સરધાર પરગણામા ૩ જો ભાગ આપવાની શરતે માણુમાનો મોટો જમાવ કરી સરધાર પર ચડાઇ કરી લાખા ખાચરે થોડીવાર સામી લડાઇ કરી પણ ફ્રીંદ ફાવી ન શક્યો અને સરધાર છોડી ભાગી ગયો ત્યારથી સરધાર રાજકોટવાળાના હાથમા ગ્યુ

સરધાર લીધા પછી તેજમનજી સાથે કરેલા કરાર પ્રમાણે મેરામણજી વરસ્યા નહી અને ખુટામણ કરી, આખા પરગણાનો ભાગ આપ્યો નહી માત્ર એકના સરધાર શહેરમાજ પાની પાડી વચ્ચી પાની અને સીમમા ૩ જો ભાગ આપ્યો સરધાર પરગણામાથી માત્ર ચાર ગામ કેરાઇ, મકનપર, રાયપર અને રાજપીપળા આટલો ગરાસ આપ્યો

તેજમનજીને ત્રણ કુવર તેમા ગીનાત દેવાજી હતા અને જેસાજી તથા રતનાનજી અપુત્ર ગુજરી ગયા તે બેઇ ફટાયા બહુ જોરાવર બની ગયા હતા સાયનાના નસાજી ઝાલો તથા પાયાળી ભેગા મળી લુંટફાટ કરવા માંડી અને તેનુ લશકર રાજપીપળા સુધી આવ્યુ ત્યા તેજમનજી ત્રણે સાથે લડવા ગયા કોટડા તાબાના રાજપીપળાને પાદર ધીંગાણુ થયુ તેમા ત્રણે ભાઇ મરાણા અને મેસાજી ઝાલાના લશકરને કોટડા પરગણામાથી માર્ગી કાઢ્યુ હતુ

દેવાજીને ગીનાત કુવર હોથીજી હતા કોટડાનો ગઢ હોથીજીએ બાધ્યો હતો તે ઇ સ ૧૮૬૭, સવત ૧૮૬૮મા મરણ પામ્યા તેને ભોજરાજજી, ખામણીયાજી અને ભગવાનજી એમ ૩ કુંવર હતા તેમા ભોજરાજજી ગાદીએ બેઠા તે ૧૩ વર્ષ રાજ્ય કરી ઇ સ ૧૮૨૫ સવત ૧૮૮૧ માઅપુત્ર મરણ પામ્યા તેથી ખામણીયોજી ગાદીએ બેઠા ખામણીયોજીને સમળાજી અને વીરાજી બે કુવર હતા ઇ સ ૧૮૩૮, સવત ૧૮૯૪ મા ખામણીયોજી મરણ પામ્યા ત્યારે સમળાજી ગાદીયે બેઠા. ખામણીયાજીના નાના ભાઇ ભગવાનજી અને તેના દિકરા જગુજીને પાચતલાવડા ગરાસમા મળ્યુ સમળાજીના નાનાભાઇ વીરાજીને વડીયુ મળ્યુ તેના સગરામજી અને ગોડજી બે દિકરા હતા. સમળાજી એજ વર્ષે ગાદી ભોગવી ઇ સ ૧૮૪૦, સવત ૧૮૯૬મા મરણ પામ્યા તેના દિકરા મેરુજી ગાદીએ બેઠા તે ઇ સ ૧૮૬૨, સવત ૧૯૧૮મા મરણ પામ્યા પછી તોગોજી ગાદીએ બેઠા તે ઇ સ ૧૮૭૯, સવત ૧૯૩૫મા મરણ પામ્યા તે પછી મુળવોજી ગાદીએ બેઠા તે અપુત્ર હોવાથી મુળવાજીના સગા કાકાના દિકરા પીપળીયાવાળા શ્રી હેમતસિંહજીને ગાદી મળી જે હાલ ગાદી પર છે તેમને ત્રણ કુવર છે જેને દાદા સાહેબ કહી બોલાવે છે

કોટડા રાજ્યનો વિસ્તાર ૩૭ ચોરસ માઇલમા છે ૧૮ ગામ અને આશરે ૧૦ દસ હજાર માણસની વસ્તી છે વાર્ષિક ઉપજ એક લાખ આશરે છે તેમાથી અગ્રેજ સરકારને જમામધીના અને જુનાગઢને જોર તલબીના મળી રૂ ૧૧૬૧ આપે છે રાજધાનીનુ ગામ કોટડા-સાગાણી છે

# ૮ જાડેજાશ્રી સગરામજી પહેલા.

(રાવળ જામથી ૮ મા પ્રથમ અરડોઇમાં અને પછી ગોંડલમાં
ગાદી. વિ. સં. ૧૭૩૫ થી ૧૭૭૦. ઈ. સ. ૧૬૭૦ થી ૧૭૧૪)

મોટા કુંભાજી પછી સગરામજી ગાદીએ આવ્યા ત્યારે ગાદી અરડોઇમાં હતી. સગરામજીનો જન્મ સંવત ૧૭૦૯, ઇ. સ ૧૬૫૩ માં અરડોઇમાં થયો હતો. ૨૬ વર્ષની ઉમરે સંવત ૧૭૩૫ ઇ. સ. ૧૬૭૯ માં ગાદીએ આવ્યા અને સંવત ૧૭૭૦, ઇ. સ. ૧૭૧૪માં ૬૧ વર્ષની ઉમરે ગુજરી ગયા હતા.

સગરામજીને પાંચ દિકરા હતા. મોટા હાલોજી, તેનો જન્મ વિ. સં. ૧૭૪૦, ઇ. સ. ૧૬૮૪ માં થયો હતો. પહેલા ફટાયા મોડજીનો નિર્વંશ ગયેલ. હાથીજી, ભારોજી અને ભાવોજીત્રણ ફટાયાનો વંશ ચાલેલ. સગરામજી ઘણા જોરાવર અને બુદ્ધિમાન હતા. તેમણે પોતાના રાજ્યમાં નવાં ગામોનો ઉમેરો કરવાની પ્રણાલી જારી રાખી હતી. જુનાગઢના સરદારો સાથે એમને બહુ મળતાપણું હતુ. હમેશાં જુનાગઢ આવજા રાખતા. અમદાવાદથી જે જે સુબા તીમાઇને આવે તેઓ સાથે સ્નેહ સંબંધ બાંધી આગળ પડતો ભાગ લઇ પોતાની બહાદૂરી બતાવતા. તેથી અમદાવાદના બાદશાહ અને તેના અમલદારોના કૃપાપાત્ર બન્યા હતા. તેમણે પોતાના ગરાસમાં નવાં ગામોનો ઉમેરો કર્યો તે નીચે પ્રમાણે—

| | |
|---|---|
| ૧ નાનું ઉમવાડું | ૬ આંબલીયાળુ |
| ૨ ચાંપાબેડા | ૭ નોંઘણચોરો |
| ૩ વાળાધરી | ૮ મેંગણી |
| ૪ કાળાંભડી | ૯ શેરડી |
| ૫ અણીડું નાછરાનું | ૧૦ મોવૈયું |

મોવૈયા નીચે ૧૩ તેર ટીંબા લાવી એક મોટું ગામ વસાવ્યું. એવી રીતે જુનાગઢના લાભમાં આગળ પડતો ભાગ લેવાથી તેની મહેરબાનીને લીધે તેનાં, નબળા પડેલા ગરાસીઆ જેવાનાં અને જુનાગઢના સુબા લોકોના અંધેર કારભારને લીધે ગોંડળ નીચેનાં ગામ મેળવ્યાં. પોતે મુખ્ય સુબાના વિશ્વાસપાત્ર સલાહકાર તરીકે ગણાતા. અને અમદાવાદનો બાદશાહ પણ સોરાષ્ટ્રમાં પોતાના શુભેચ્છક તરીકે સગરામજીને માનવા લાગ્યો. તેથી કાઠીઆવાડના રાજાઓ અને ગરાસીઆઓને સગરામજીની ઘણી દેહશત લાગતી હતી. આ સ્થિતિનો લાભ લઇ સગરામજીએ વધુ ગરાસ મેળવવા માંડયો. થોડા વખત પછી અમદાવાદથી એક સુબો જુનાગઢ આવ્યો તેની ઘણી મહેરબાની સગરામજીએ મેળવી હતી. તેથી તેણે સગરામજીને પોતાના મિત્ર ગણી અમદાવાદ બાદશાહને જાડેજાશ્રી સગ્રામજીની જુનાગઢના સુબાને ઘણી મદદ હોવાનું તથા બીજાં વખાણ લખી ગોંડલ મહાલ જાગીરમાં આપવાને ઠરાવ લખી મોકલ્યો તેથી ગોંડલ મહાલ અને તેના તાબાનાં ૮૬ ગામ સગ્રામજીને જાગીરમાં મળ્યાં. તે માટે બાદશાહી ફરમાનની રીતે ઉર્દુ અક્ષરમાં પરવાનો અમદાવાદથી મં-

ગામો સગ્રામજીને આપ્યો તે પરવાનો દરબારમાં મોજુદ છે. આ પરવાનામાં જે જે ગામો લખ્યાં છે તેમાંના કેટલાંક ગામો તો પહેલાંથીજ કુંભાજીએ અને સગરામજીએ પોતાના કબજામાં કરી લીધાં હતાં છતાં વધુ મજબુતી માટે તે ગામો પણ પરવાનામાં લખાવ્યાં છે.

એ ૮૬ ગામો પૈકી કેટલાંક ઉજડ ટીંબા હતા. કેટલાંક આબાદ હતાં. કેટલાંક અગાઉ તાબે કરેલાં હતાં. કેટલાંકમાં નામની સત્તા હતી તે બધાં પરવાનામાં લખાવ્યા પછી સ્વતંત્ર સત્તા સગ્રામજીની સ્થાપાણી. ગોંડળ પરગણું જુનાગઢના તાબામાં હતું. તે વખતે એ મહાલની ઉપજ સાઠ હજાર કોરી એટલે ૧૭ થી ૧૮ હજાર રૂપીઆની હતી. તેમાંથી ખર્ચના રૂપીઆ દસ હજાર બાદ જતાં જુનાગઢને સાત આઠ હજાર રૂપીઆ પોંચતા. એથી જુનાગઢને ગોંડળ મહાલ તુટવાણ અને ખુબુક્ષિત હોવાને લીધે બોજારૂપ જણાતો. એ હાલતમાં ગોંડળ પરગણું સગરામજીને મળ્યું હતુ.

ગોંડળ પરગણું મળ્યું ત્યારે તેમાં કસબાતીનાં ખોરડાં પાંચ હજાર હતાં અને તે લોકોનું જોર ઘણું હતું. બાદશાહી અમલ દિવસે દિવસે મોળો પડતો ગયો. સુબાઓને કોઇ ગણકારતું નહી, તેથી તે લોકો હમેશાં ફીકરમાં રહેતા. તેથી દરેક સુબો, અમલદાર કે મહાલનો સત્તાધારી સગરામજીનો ઓશીયાળો રહેતો અને તેમની સાથે મળીને રહેવાથી પોતાની સલામતી સમજતો. આવા જબરા જોરાવર માણસની મદદને લીધેજ એ કસબાતી લોક શીકસ્ત ખાતા. માટે જુનાગઢને સુબે ગોંડળ પરગણું સગ્રામજીને જાગીરમાં આપી પોતાના કરી લીધા હતા.

## જુનાગઢની માહીતિ.

જુનાગઢ સાથે ગોંડળને જાડેજાથી મોટા કુંભાજીના વખતથી એટલે વિ. સં. ૧૭૦૦, સન ૧૬૪૪ થી દોઢ સદી સુધી અખંડ સંબંધ રહ્યો છે તેથી જુનાગઢના પ્રાચીન માહિતી ઉપયોગી ગણાશે.

ઇ. સ. ૮૭૫થી ઇ. સ. ૧૪૭૬, સંવત ૯૩૧ થી ૧૫૩૨ સુધી રજપુતોનું રાજ્ય જુનાગઢમાં હતુ. તેની ટુંકી હકીકત આ ગ્રંથમાં પાના ૪૪ થી ૪૬ માં કહેવામાં આવી છે. મહમદશાહ મોટા સૈન્ય સાથે જુનાગઢ પર ચડી આવ્યો અને રાહમંડળીકને કેદ કરી અમદાવાદ લઇ ગયો. ત્યારે પ્રથમ પોતાના શાહજાદા ખલીફને જુનાગઢનો સુબો નિમ્યો. તે પછી બીજો સુબો તાતારખાન, ત્રીજો સૈયદકાસમ, ચોથો મુજાહિદખાન બેલીમ અને પાંચમો અમીનખાન બીન તાતારખાન સુબો થયો. અમદાવાદના બાદશાહ અમીનખાન પાંસેથી ગુજરાતની ગાદી દિલ્લીના અકબરબાદશાહે ઇ. સ. ૧૫૭૩ સંવત ૧૬૨૯મા છતી લીધી. ઇ. સ ૧૫૯૧, સંવત ૧૬૪૭માં અકબરનો ગુજરાતનો સુબો અજીજકોકા જુનાગઢ પર ચડી આવ્યો ત્યારે ત્યાં અમીનખાનનો દિકરો દોલતખાન સુબો હતો તેને કેદ કરી પોતા તરફથી નૌરંગખાનને સુબો નિમ્યો. તેણે પાછળથી બળવો કરવાથી તે પછી દિલ્લીથી ફોજદાર દરજાના અમલદારો નિમાઇ આવતા. પહેલો ફોજદાર નૌરંગખાન તે પછી સૈયદકાસમ, મીરજા ઇસ્તારખાન, કુતુબીદીન અને સરદારખાન વગેરે ફોજદાર આવ્યા.

ઈ સ ૧૭૦૨, સંવત ૧૭૫૮ પછી નીચે પ્રમાણે અમલદારો નિમાઈ આવ્યા હતા

| ક્રમવાર | ઈસ્વીસન | વિ સંવત | અમલદાર(સુબા), | દિવાન (નાયબ સુબા) | કાનુગો |
|---|---|---|---|---|---|
| ૧ | ૧૭૦૨ | ૧૭૫૮ | શેરબુલંદખાન | મીર્ઝા ફરીબેગ | શામજી સુંદરજી વ પુત્ર |
| ૨ | ૧૭૦૪ | ૧૭૬૦ | નવાબ સરદારખાન | મોહનલાલ કાયસ્થ | ,, |
| ૩ | ૧૭૦૬ | ૧૭૬૨ | ,, શેરઅફઘાનખા | તાપીદાસ કાનદાસ | ,, |
| ૪ | ૧૭૦૭ | ૧૭૬૩ | ,, જાફરખા | શુજાઅતખા | દેસાઈ પરી |
| ૫ | ૧૭૦૮ | ૧૭૬૪ | ,, પીરસાહેબ | હરીરામ વાણીઓ | ગોરધનદાસ ખત્રી |
| ૬ | ૧૭૦૯ | ૧૭૬૫ | રા મહારાજા નાથીજી | પરતાપસિંહજી | ,, |
| ૭ | ૧૭૧૦ | ૧૭૬૬ | નવાબ ગાજીઉદીનખાન | હરીરામ વાણીઓ | ,, |
| ૮ | ૧૭૧૧ | ૧૭૬૭ | ,, દીલાવરખાન | જગતસિંહ ખત્રી | ,, |
| ૯ | ૧૭૧૨ | ૧૭૬૮ | ,, પીરસાહેબ | ર યજદા | ,, |
| ૧૦ | ૧૭૧૩ | ૧૭૬૯ | સુબેદાર કાનદાસ વાણીઓ | સુબેદાર કાનદાસ પોતે | ,, |
| ૧૧ | ૧૭૧૪ | ૧૭૭૦ | સદરઆલમ | મુગલ તાયબખા | ,, |
| ૧૨ | ૧૭૧૮ | ૧૭૭૪ | નવાબ મોહસીનબેગ | ,, | ,, |
| ૧૩ | ૧૭૨૦ | ૧૭૭૬ | , ખીલજીખાન | , | કેનો |
| ૧૪ | ૧૭૨૧ | ૧૭૭૭ | ખ્વાજા હમીદ | ,, | ,, |
| ૧૫ | ૧૭૨૩ | ૧૭૭૯ | નવાબ મોહસીનબેગ | ,, | ,, |
| | | | બીજીવાર | | |
| ૧૬ | ૧૭૨૪ | ૧૭૮૦ | ,, અશદઅલીખાન | ભોગીદાસ | , |
| ૧૭ | ૧૭૨૫ | ૧૭૮૧ | , સલાબતખાન | ખુશાલચંદ કાયસ્થ | ખત્રી |
| ૧૮ | ૧૭૨૬ | ૧૭૮૨ | મીરઈસ્માઈલ | મીરખા | ,, |
| ૧૯ | ૧૭૨૭ | ૧૭૮૩ | નવાબ દોસ્તઅલીખાન | મોરલીધરદાસ | ,, |
| ૨૦ | ૧૭૨૯ | ૧૭૮૫ | મલ્હારરાવ | , | , |
| ૨૧ | ૧૭૩૦ | ૧૭૮૬ | નવાબ શેરઅફઘાનખા | દામોદર કાનદાસ | ચતુરામ |
| ૨૨ | ૧૭૩૪ | ૧૭૯૦ | ,, અશરફખા | કૃષ્ણદાસ ભાગીઓ | , |
| ૨૩ | ૧૭૩૬ | ૧૭૯૨ | ,, અશદઅલીખા | પ્રાગરામ | , |

એ પ્રમાણેના અમલદાર સુબા, નાયબ, સુબા, દીવાન વગેરે અધિકારીઓ બદલાયા પછી હાલના જુનાગઢના નવાબસાહેબના મૂળપુરુષ નવાબ બહાદુરખાનજી ઉર્ફે શેરખાનજી સંવત ૧૭૩૮ ઈ સ ૧૭૮૪મા જુનાગઢમા આવ્યા તે પહેલા તેના પૂર્વજોની શુ સ્થિતિ હતી તેની ટુકી નોંધ આહી આપવી યોગ્ય ગણાશે

જુનાગઢના નવાબ સાહેબના મૂળપુરુષ ઉસ્માનખાનને હુમાયુબાદશાહે બાબી એવો ખિતાબ આપ્યો હતો તેના દિકરા બહાદુરખાન અફઘાનિસ્તાનથી ઈ સ ૧૬૨૫ સંવત ૧૬૮૧ લગભગમા અને તેના પૌત્ર શાહજહા બાદશાહના વખતમા હિંદુસ્થાનમા આવ્યા ઈ સ ૧૬૫૪ સંવત ૧૭૧૦મા

શાહજાદા મોગરજમ સાથે બહાદુરખાનના દિકરા શેરખાન આવ્યા હતા તે પ્રથમ ચુવાળ પરગણામા ઈ સ ૧૬૬૩ મા થાણદાર નિમાયા શેરખાનને ચાર દિકરા હતા તેમાના પહેલા અને બીજા દિકરાને કડી પ્રાંતમા થાણદારી અને સુબાગીરી મળી ત્રીજા દિકરા જાફરખાનને ચુવાળના થાણદારની જગા ઈ સ ૧૬૯૦, સંવત ૧૭૪૬ માં મળી, અને ચોથા દિકરા બાઝખાન વગેરે હાલ જુનાગઢ તાબાના રાણપુર બેરાણાની જાગીર ભોગવે છે જાફરખાનને સારી નોકરીના બદલામા બાદશાહે સફદરખાનનો ખિતાબ અને પાટણના નાયબ સુબાની જગા આપી ઈ સ ૧૭૦૩ સંવત ૧૭૫૯ મા પાટણના માજી સુબા રાઠોડ દુર્ગાદાસ ગુજરાતમા બંડ કર્યું ત્યારે જાફરખાને તેને પકડી ગુજરાત બહાર કાઢી મુક્યો તેની ખુશાલીમા ઔરંગજેબે તેને પાટણની જગા સાથે વિજાપુર પરગણાની સુબાગીરી બક્ષીસ કરી ઈ સ ૧૭૦૧ મા મરેઠાઓએ ગુજરાતના દક્ષિણ ભાગ પર સ્વારીઓ કરેલ તેના અટકાવ કરવા બાદશાહી લશ્કર સાથે જાફરખાન લડવા ગએલ ત્યાં પોતે પકડાયા અને તેના દિકરો મરાયો મોટો દંડ લીધા પછી જાફરખાનને છોડ્યા થોડા દિવસ પછી દુર્ગાદાસ રાઠોડ ફરી બંડ કર્યું તે વખતે જાફરખાને તેને માર્યો તેથી તેને સુબાની જગા મળી જાફરખાનના મોટા દિકરા મહમદશેર ઈ સ ૧૭૦૬ મા પાલણપુરના સુબા નિમાયા આ વંશજે હાલમા રાધણપુરના નવાબ છે બીજા દિકરા સલાબત મહમદખાન વિરમગામ વગેરેના થાણા હતા અને તેના દિકરા બહાદુરખાન ઉર્ફે શેરખાન ઈ સ ૧૭૨૩ મા અમદાવાદની આસપાસના પરગણાના ફોજદાર અને પાછળથી સોરઠ વગેરેના સુબા થએલ સલાબત મહમદખાનો બીજા દિકરા દીનખાન અને જમાનખાનને બાંટવાની જાગીર મળી તે પછી શેરખાનજી ઈ સ ૧૭૩૮ મા સોરઠમા આવ્યા ઈ સ ૧૭૪૬ મા શેરખાન મરેઠા લશ્કર સાથે મળી ગયા અને ઈ સ ૧૭૪૭ મા તેણે ઈડરવાળા રાયસિંહજી સાથે અમદાવાદને ઘેરો ઘાલ્યો ઈ સ ૧૭૪૮ સંવત ૧૮૦૪ મા પોતાના દિકરા સરદાર મહમદને વાળીનોરમા મુકી પોતે જુનાગઢ આવ્યા અને પછી ગુજરાતના કારભારમાથી મન કાઢી નવાબનો ખિતાબ ધારણ કરી જુનાગઢનુ રાજ્ય કરવા મંડ્યુ તે ઈ સ ૧૭૫૮ સંવત ૧૮૧૫ મા મરણ પામ્યા તે પછી તેના દિકરા મોહોબતખાનજી ગાદીએ બેઠા અને જુનાગઢનુ રાજ્ય ચલાવવા મંડ્યા

ઈ સ ૧૭૩૪ સંવત ૧૭૯૨ મા જુનાગઢમા નવાબ અસદ કુલીખા સુબો હતો અને પ્રભરામ દિવાન હતો તે પછી નવાબ બહાદુરખાનજી ઉર્ફે શેરખાનજી બાબી જુનાગઢમા આવ્યા અને સર્વ સત્તાધારી થયા તે પછીથી આજ સુધીના જુનાગઢના નવાબ સાહેબોની વિગત નીચે પ્રમાણે છે

| ક્રમશ | સંવત | ઈ સન | નવાબ સાહેબ | દિવાન | દેશાઈ |
|---|---|---|---|---|---|
| ૨૪ | ૧૭૯૪ | ૧૭૩૮ | નવાબ બહાદુરખાનજી ઉર્ફે શેરખાનજી સંવત ૧૮૧૫ સન ૧૭૫૮ મા ગુજરી ગયા | છપનરામ<br>ઝાલા જગનાથ | |

હજી માનસિંહજીના માધવસિંહજી અને અમરસિંહજી બે દિકરા થયા ભારોજી નામના બીજા કુંટાયાને ઘેઘાનદર, વાછરા, નાગડકું, રીબ, નાનુ મગીકું, અને પીપળીયુ એટલાં ગામ આપ્યા.

ભારોજી ઘેઘાવદરના કોર નીચે દબાઇ મુવા તેના દિકરા લાખોજી નિર્વંશ જતાં તેના ગામ ૬ ગોંડળને પાછા આવ્યા

હોથીજી તે સગરામજીના ૩ જા કુંટાયા તેને ગીબડા, ઉમરાડું, ગેમળા, પાચીયાવદર, ભુણાવુ અને વાવડી એટલા ગામ આપ્યા તે પછી તે દરેક કુંટાયા પોતપોતાના ગામમા જઇ રહ્યા હોથીજીને ૪ દિકરા હતા ૧ લા પરતાપજી ૨ જા જુણોજી, ૩ જા રામોજી, ૪ થા દેશાજી ૧ લા પરતાપજીના હળધરજી, સુરજી અને રૂપાજી ત્રણ દિકરા તેમાં હળધરજી નિર્વંશ ગયા, સુરજીને વીસાજી અને ચાપાજી બે દિકરા, વીશાજીને ગીબડા અને ભરૂડીમાં આઠમો ભાગ મળ્યો, વિસાજીના મેપજી, છત્રાજી અને મહારસીંગ મેપજીના રામાજી, કમળાજી અને ડોમાજી છત્રાજીના દોલતસિંહ અને મહારસિંહજી, તેના કલાજી થયા. સુરજીના બીજા દિકરા ચાપાજીને રીબની અરધી પાતી મળી તેને સરદારસિંહ, છત્રભાઇ અને આતાજી ત્રણ દિકરા હતા પરતાપજીના બીજા દિકરા રૂપાજીના જશુજી તેના ખોડાજી પથાજી અને લાખાજી ત્રણ દિકરા થયા તેને ગરાસમા ઉમરાડુ મળેલ

કોટડાવાળા સાગાજી બળવાન ચંચળ અને મહાત્વાકાંક્ષી હતા તેણે કોટડે ગયા પછી બીજા ઘણા ગામ મેળવ્યા

હોથીજીના ૨ જા દિકરા જુણોજી હતા તેને ગેમળા ગામ તથા ભરૂડીમાં ૮ મો ભાગ મળેલ તેને જગોજી અને મકનજી બે દિકરા જગોજીને રામોજી દુદોજી અને કાંપોજી ત્રણ દિકરા. રામોજીના લાધાજી તેના પુંજાજી ભાભોજી અને વજેસિંહ ૩ દિકરા, દુદોજી નિર્વંશ ગયા કાંપોજીના ભારાજી અને હરિસિંહ બે દિકરા થયા મકનજીના કેમોજી ગોવિંદજી અને રતનજી ૩ દિકરા, કેમોજીના વાઘાજી, વેનોજી, માનજી ૩ દિકરા, વાઘજી નિર્વંશ વેનોજીના ફતેસિંહ અને કમીયાજી બે દિકરા માનજી નિર્વંશ ગોવિંદજીના ભાઇજી, કાકાજી અને રતનજીના ગોડજી અને ઉમેદસિંહ

હોથીજીના ૩ જા દિકરા રામોજી તેને ગરાસમા ભુણાવુ અને વાવડીમા અરધ ભાગ રામોજીના અજુજી, રવોજી, ખેતોજી અને કાથડજી ૪ દિકરા હતા અજુજીને શેગોજી, અમેરાજજી અને ઉનડજી ૩ દિકરા શેગોજીના રાણોજી અમેરાજજીના નાથોજી ભાવોજી અને ખોડોજી ૩ દિકરા ઉનડજીના ગગજી હનુજી વકાજી ૩ દિકરા હતા ગગજીના જેમોજી અને શામજી બે દિકરા હતા રવોજીના ગોવિંદજી અને ગોપાળજી ગોવિંદજીના પથાજી અને ગોપાળજીના છત્રણુજી થયા ગસાજીના ૩ જા દિકરા ખેતોજી થયા તેના ભાવજી ગજોજી કનુજી અને અધજી ૪ દિકરા હતા ભાવજીના લખનાજી જેરીજી હરિભાઇ અને વનાજી ૪ દિકરા હતા. જેરીજીના ઝીણોજી હરિભાઇ નિર્વંશ ગયા ગજોજીના હમજી ભીમજી બે દિકરા કનુજીને વીરાજી અને અદાજીને નાગજી રામોજીના ૪ થા દિકરા કાથડજીના વેરાજી ખીમાજી પનાજી જીજોજી અને રણમલજી વેરાજીના માનોજી ખીમજીના સગરામજી અને બળીયાજી જયોજીના મોખજી

હોથીજીના ૪ દિકરા દેશળજી તેને પાળીયાદર અને અગ્રુ વાવડી મળ્યુ તેના ક્વો-જી તેને અમરોજી કાયોજી અને વજેસંગ ૩ દિકરા અમરોજીના હમીરજી કાયોજીના ખાનજી નાથોજી અભોજી રાયનજી અને વાઘોજી પાંચ દિકરા અને વજેસંગના વાઘોજી તથા બાપજી એ પ્રમાણે હોથીજીના વંશજોનો વિસ્તાર છે અને તે બધા વચાળે સાડા ૭ ગામ વહેચાયેલા હતા

ઉપર જણાવ્યા પ્રમાણે પહેલા સગરામજીના ફટાયાનો વંશ ચાલ્યો તે લખ્યુ સગરામજીના વખતમા બીજા અનેક બનાવો બનેલા પણ તે વર્ણનના વધુ વિસ્તાર થાય તેથી હવે આગળ ચાલીએ

---

# ૯ જાડેજાશ્રી હાલોજી.

(સંવત ૧૭૭૦ થી ૧૮૦૯, ઈ સ ૧૭૧૪ થી ૧૭૫૩)

જાડેજાશ્રી હાલાજીનો જન્મ ઝાલા રજપુતની કન્યાથી સંવત ૧૭૪૦ સન ૧૬૮૪ મા થયો હતો સંવત ૧૭૭૦ મા સગરામજી ગુજરી જતા ૩૧ વર્ષની ઉમરે ગાદીયે બેઠા, અને સંવત ૧૮૦૯, ઈ સ ૧૭૫૩ મા ૩૯ વર્ષ ગાદી ભોગવી ૬૯ વર્ષની ઉમરે ગુજરી ગયા હતા હાલાજીને બનાળાની ઝાલી કન્યાથી ચાર દિકરા અને એક દિકરી થયા વાનાજી કમળશી નામના વણિક અને ઇશ્વરજી બુચ નામના જુનાગઢના નાગર ગૃહસ્થનુ કામદારૂ હતુ હાલાજીના ચાર પુત્રો પૈકી પાટવી કુવર કુભાજી હતા જેને ગાદીએ બેઠા પછી પ્રજા ભાકુભો કહી બોલાવતી હામોજી પથોજી અને જેહોજી નામના ત્રણ ફટાયા હતા તેઓને ૭ ૭ ગામ દેવાની હાલાજીની મરજી હતી પણ કુભાજી જોરાવર હોવાથી અને રાજકારભાર કુંભોજીજ ચલાવતા હોવાથી હાલાજી જીવતા સુધી ફટાયાને ભેગા રાખી ગામ આપવા દીધા ન હોતા

ગોંડળ પરગણુ મળ્યા પછી અને ગોંડળમા રાજધાની થઈ ત્યારથી નાણિયા દરબારી કામકાજ અને રાજદ્વારી કામ કરતા તેથી ખટપટમા મોઢીયા અલગ હતા ચિંધ્યા કામ કરતા રાજદ્વારી ખટપટમા કુશળ ન હોતા

સંવત ૧૭૮૯ની સાલમા જુનાગઢથી મહેતા ત્રિકમદાસની ભેંસ ચોરાઈ જતા હાલાજીના દરબારમા છે એવી ખબર પડતા તે ભેંસ લેવા ત્રીકમદાસ પોતાના ભાણેજ ઇશ્વરજી બુચને મોકલ્યા, ઇશ્વરજી બુચ ચાર ભાઈ હતા તે ચારે ભાઈને નાની ઉમરના મુકી તેના મા બાપ ગુજરી ગયા હતા ગરીબ હાલત બહુ હતી તેથી એના મામા ત્રીકમદાસે ચારેને ઉછેરી મોટા કર્યા હતા ઇશ્વરજી બુચ ભેંસ લેવા આવ્યા ત્યારે તેની ઉમર ૧૫ વર્ષની હતી પગે ચાલીને આવ્યા ઘનશ્યામગર બાવાની જગ્યામા ઉતર્યા ત્યા સુતા બેસતા નદી કાંઠે ટેબરૂ શેકી ખાતા અને રોજ હાલાજી પાસે આવી ભેંસ પાછી આપવાની અરજ કરતા ઇશ્વરજી બુચની બોલવા ચાલવાની ચતુરાઈ ચપળતા અને લખાવી જોતા અક્ષર

મ અમદાવાદથી મોટું લશ્કર એકઠું કરી મુલકગિરી કરવા નિકળેલ તેણે જેતપુર મુકામ કીધુ છે એવી બાતમી હાલાજીને મળી એટલે ઈશ્વરજી બુચને દિવાન પાસે જેતપુર મોકલ્યા અને કહેવરાવ્યુ કે ત્રંબકને હરાવીએ તો તમારા મુલકને પણ લાભ છે, ઈશ્વરજી બુચ મારફત આ સંદેશો મળતા દલપતરામે કહેવરાવ્યુ કે અમે અટાણે ભીંસટમા છીએ વસંતરાય પુરબીઓ આજ કાલ જુનાગઢમા સિરજોર થઈ બેઠો છે, તેથી નવાબશ્રીને પોતાને વતન વાડાસીનોર ભાગી જાવુ પડયુ છે માટે એને પાછા બોલાવવાની તજવીજ કરવી છે અને વસતરાયને કાઢવો છે આ કામમા તમે સામેલ થાઓ તો તમને પણ લાભ છે. આ પ્રમાણે ઈશ્વરજી મેતા મારફત દિવાનનો જવાબ મળતાં હાલાભાઈએ દિવાનને તેડાવ્યા. તુરત દિવાન કુચ કરી આવ્યા મસલત ચલાવ્યા પછી એમ ઠર્યું કે ત્રંબકને કાઢવામા દિવાન મદદ કરે તો તેમાં નાણાંગોળો કે કાજનુ ખર્ચ હાલાજી પાસથી દિવાને લેવુ નહી અને વસતરાયને કાઢવામા હાલાજીને મદદની જરૂર પડે તો ધોરાજી પરગણુ વસતરાયની જાગીર છે તે હાલાજીને આપવી આ પ્રમાણે એક બીજાએ લખત કરી સહીયો કરી બીજે દી ત્રંબકના લશ્કર ઉપર ચડાઈ કરી ફોજને લુંટી લીધી સામો કિકાણી વગેરે ૯ જણ તથા પંડિત રામચંદ્ર શામરાજ મરાયા અને ત્રંબક જાતે ભાગી છુટો તે પછી દિવાન દલપતરામ મુલકગીરી કરવા ગયા અને જાડેજા હાલોજી તથા કુંભોજી ગોંડળ આવ્યા

થોડા દિવસમા દિવાન મુલકગિરિ કરી આવ્યા તે દરમ્યાન જમાદાર શેખઅબદલા જબેદીને ૪૦૦ ચારસો આરબ લોકો સાથે નોકરીમા રાખી જુનાગઢ આવ્યા, ૨૫ દી ગયા ત્યા વસતરાયે દિવાનને કહેવરાવ્યુ જે આરબોને શહેરમા કેમ લાવ્યા, જલદી રુખસદ આપો ત્યારે દિવાને જવાબ વાળ્યો કે એના ચડેલા પગાર દેવા છે તે ચુકવી વિદાય કરશુ બીજે દિવસ વસતરાયે પોતાના મેતા કાળીદાસને મોકલ્યો અને કહેવરાવ્યુ કે આરબોના પગાર સાથે જુનાગઢમા અમે બિરાદરી રાખી છે તેના પગારની પણ ત્રેવડ રાખજો દિવાને કહ્યુ બધી તજવીજ કરશુ તે પછી ૭–૮ દિવસ ગયા છતાં દિવાને કાઈ ન કર્યું એટલે વસતરાયે મેતાને ફરીવાર મોકલી અપશબ્દો કહેરાવ્યા, તે સાંભળી દિવાનને બહુ માઠુ લાગ્યુ પોતે રાત્રે જમ્યા નહી અને તુરત સ્વાર ગોંડળ મોકલ્યો અને તમે લશ્કર સાથે એકદમ પહોંચજો અમારે વસતરાયની સાથે બગડયુ છે એમ કહેવરાવ્યુ ધોરાજીને પાદર હાલાજીનુ લશ્કર પહોંચ્યુ ત્યારે વસતરાયને ખબર પડી કે દિવાનની મદદે ગોંડળનુ લશ્કર આવે છે એટલે તેને પાછુ હાંકી કાઢવા અઢીસો માણસનુ લશ્કર વસતરાયે મોકલ્યુ તે શાપરને પાદર લોન નદીને કાંઠે આવ્યુ ત્યા ધોરાજીથી ઉપડેલા ગોંડળના લશ્કરનો ભેટો થયો, અને ધિંગાણુ જામ્યુ હાલાજીનો એક ગરાસીઓ અને વસતરાયના ૮ માણસ મરાણાં એટલે ભગાણુ પડયુ પછી હાલાજીના લશ્કરે જુનાગઢ તરફ કુચ કરી દિવાને ગોંડળ સ્વાર મોકલ્યા પછી પાછળથી પોતે સવત ૧૮૦૪ ના ચૈત્ર વદી અમાસની પાછલી રાતની ઘડી ૭ વખતે અગીયાર પાળા સાથે વસંતરાયની દેવડીયે ગયા ત્યા વસતરાયના ૧૦ માણસને માર્યાં વસંતરાય પોતાના કુટુંબ સાથે મેડી પર ચડી ગયો. ત્યા ૯ કલાક પછી હઠીસિંગ પુરબીયે એ મેડીની પછીતે નિસરણી માંડી વસતરાયને

નવાબ સાહેબ મોરબી આવી અટક્યા અને કહેવરાવ્યું કે વસંતરાય નિકળી ગયા છે એવી ખાત્રી થાની નથી. દિવાન અને કુંભોજી આંહી આવે તો વિશ્વાસ બેસે તેથી બંને કેટલાક રસાલા સાથે મોરબી સામા ગયા. ત્યાંથી ધામધુમથી નવાબને જુનાગઢમાં લાવ્યા.

હાલાજી ચોમાસું આખું નવાબ સાથે જુનાગઢમાં રહ્યા હાલાજી, કુંભાજી અને દિવાન દલપતરામના ઉપકાર તળે નવાબ એટલા બધા દબાયા કે તે છયા ત્યાં સુધી એ ત્રણેનો હૃદય પૂર્વક એહસાન માનતા. હાલાજી દિવાળી સુધી જુનાગઢમાં રહ્યા દિવાળી વીત્યા પછી દલપતરામ સાથેના વચન પ્રમાણે વસંતરાયની જાગીરનાં ધોરાજી વગેરે પાંચ ગામ અને પોશાક સંવત ૧૮૦૪ ઈ. સ. ૧૭૪૮ માં હાલાજીને નવાબે પોતાને મદદ કર્યાના બદલામાં આપ્યાં.

તે વખતે હાલાજીએ નવાબ સાહેબને કહ્યું જે કુમરોજી મરાણા તેના છોકરાં પરવશ થયાં તેને કાંઇ ગુજરાનનું સાધન કરી દેવું જોઇએ. આ ઉપરથી સુમરાજીના છોકરાને ભાંખ અને અરણી બે ગામ જુદાં અપાવ્યાં પણ તે બેઇ ગામમાં સત્તા ગોંડળની રાખી અને ૧૮૦૦ કોરી વેરાની દરસાલ ગોંડળને સુમરાજીના વંશજો આપે તેમજ ગોંડળની ચાકરી ખરા દિલથી કર્યા કરે ત્યાં સુધી મહેરબાનીથી ગામ ગોંડળનો ધણી ખાવા આપે ત્યાં સુધી ખાય એ પ્રમાણે જાહેત ડોસાજી સાથે ઠરાવ્યું છે. ઇશ્વરજીએ જુનાગઢ નવાબને પાછું અપાવવાની લડાઇમાં ઘણી સારી સેવા કરી તે બદલ દિવાન દલપતરામે કોરી ૧૦૦ નો વર્ષાસનની જુનાગઢ રાજ્યમાં બાધી આપી હતી.

હાલાજી ધોરાજી વગેરે લઇ ગોંડળ આવ્યા પછી રાજપરા ભાડવાવાળા સંગાણી પણ ગોંડળ આવ્યા. અને હાલાજી પાસે અરજ કરી કે તમે ધોરાજી લીધું અને સુમરાજીને ભાંખ અપાવ્યું ત્યારે અમને પણ કાંઇ મળવું જોઇએ. હાલાજી તથા કુંભોજીએ વિચાર્યું કે હાલના વખતમાં હમેશ લડાયું ચાલેછે આપણે હથિયારી માણસોની જરૂર પડે છે માટે કાંઇ આપવું એમ ઠરાવી ૫૦ ઘોડાથી ચાકરી કરે ત્યાં સુધી અને દરબાર રાજી હોય ત્યાં સુધી સુપેડીની વજે, ભામ અને માંડવી ખાય એમ ઠરાવી લખી આપ્યું. ત્યારથી ગામેરી ઘોડા સાથે થાણે રહ્યા. આ બાબતનો ઇશ્વરજીના હાથ અક્ષરનો લેખ કરી આપેલ છે જેમાં સરવૈયા બામણીયાજી, શા. ભાભાજી, શા. અભેરાજજીતથા સંધી દેવાની સાખ છે.

સંવત ૧૮૦૫ માં ધોરાજી શહેરને ફરતો કિલ્લો બાંધવા માટે પાયો નાખ્યો અને ધોરાજીનો કિલ્લો ઉતાવળે પુરો કરી લેવા માટે વચમાં ગોંડળના ગઢનું કામ બંધ કર્યું અને સંવત ૧૮૧૧ ની સાલમાં ધોરાજીનો ગઢ પુરો કર્યો. તે પછી ધોરાજી મહાલમાં ગામો વધારવા માંડ્યાં. મોટી મારડ ગામ હાથ કરી તેનાથે ગામ ચારના ટીંબા ગાળી મોટું ગામ વસાવી આબાદ કર્યું. ધોરાજી અને જાલણસરનો શિમાડો સંવત ૧૮૦૭ માં કાઢ્યો છે, તે શિમાડાપર ખેતર બે સંધી કાસમ હાલાનાં, મામદહાલાનાં કુતાવાવની આ બાજુ છે અને આથમણા શિમાડાઉપર જાલણસરની વાડી બે કોરી છે તેનું પડું અક ધોરાજી ભેળું છે.

દરબારશ્રીને ઇશ્વરજીનો ભરોસો પડતાં ભાણીકું ભાજીએ કહ્યું કે આંહી ધોરાજી તારૂં માણસ રાખ, એટલે પોતાના બનેવી કીરપારામને રાખ્યો. ત્યારે ગઢનું કામ ચાલુ હતું.

કીરપારામ પછી તેનો દિકરો નરભેરામ કારભારી થયો તે સંવત ૧૮૬૭માં ગુજર્યા પછી વાણીયા કારભારી થતાં વાસણજી બુચ પણ ઘેર બેઠા હતા. સં. ૧૭૯૩ માં બોખરી કાઠી લોકને હરાવી ગોંડળના તાબામાં લીધું હતું.

ભાયાવદર નાનું ગામડું હતું તુટક તુટક વસ્તી હતી અને તે ગોવિંદરાવ દેશાઇવાળા ખાતા હતા. તે પાંસેથી કાંઇક અઘાટ અને કાંઇક જોરાવરીથી લઇ લીધું. તે વખતે તે લોકો જુનાગઢનું ઉપરીપણું સ્વીકારતા હતા તે અળસાવી હાલાજીએ સર્વોપરિ સત્તા પોતાની સ્વીકારાવી અને અમુક ભાગ તે લોકોને ખાવા આપી રાજી રાખ્યા. તે પછી ભાયાવદર તળેના ૧૩ ટીંબા ગાળી નાખી એક મોટું ગામ બાંધ્યું. તે પછી ભાડેર ગણોદ વરજાંગ જાળીયું તથા વડદર કાઠી પાંસેથી દુધીવદર લીધું.

સગરામજી વઘાશિયાના ઝાલામાં પરણ્યા હતા, એટલે તે ઝાલા હાલાજીના વખતમાં ગોંડળ આવ્યા. સં. ૧૮૧૦માં તેઓને ભાયાવદર થાણામાં નોકરીએ રાખી ત્યાં મોકલ્યા તે દિવસથી તેના વંશના ઝાલા હજીસુધી ભાયાવદરમાં છે.

હાલોજી લીંબડી ભાયાત પછમીયા ઝાલા ખલાળાના ગરાસીયામાં પરણ્યા હતા. તેથી ભાઇ સાથે ને ઝાલા આવેલ તેને સંવત ૧૭૮૧ ની સાલમાં ચોરડી ગુંદાળા બે ગામનો વજે માંડવી ભામ ખાવા આપ્યાં અને તેઓને ગોંડળમાં મકાન આપી માનથી રાખ્યા. એ ઝાલા બે ભાઇ હતા. દરેકને પચીશ પચીશ ઘોડેથી ચાકર રાખેલ એટલે એ બે ગામના ભોગવટા બદલ જરૂર પડે ત્યારે બે ભાઇ મળી ૫૦ ઘોડાથી હાજર થતા. તેના વંશજો તે હાલના નામદાર લીંબડી ઠાકોર સાહેબ ઘણાં વર્ષ ચોરડીમા અને ગોંડળમાં રહેલ, પાછીથી ભાગ્યોદય થતાં લીંબડીમાં ગાદીયે બેઠા.

સં. ૧૭૮૦ પછી હાલાજી તથા કુંભાજીએ માણસોનો જમાવ કરવા માંડ્યો તેમાં રજપુતોને અમુક ઘોડાંથી ચાકરીમાં હાજર થવાની શરતે જીવાઇમાં વાડી ધરતી કે ગામો કરી આપેલ હતાં એટલે તે લોકો જ્યાં સુધી ચાકરીમાં હાજર રહેતા ત્યાં સુધી ગોંડળના ધણીએ ખાવા આપ્યાં તેમાં કેટલાક ચાકરી કરતા આળસ્યા તોપણ ઘણો વખત જીવાઇ મેરબાનીની રાહે ખાવા આપેલ અને હજી પણ ખાવા દીએ છે પણ ખરી રીતે એ ગરાસ અમુક ઘોડાં સાથે જરૂર પડે ત્યારે લડાઇમાં હાજર થવા બદલજ મળેલ હતો.

મોટી ડેલીના સરવૈયા બાપજીને ઘોડાં ૬૦ બદલ દેવચડી, ગુંદાસરૂ, કોટડું નીલાખું દાળીયા વેકરી અને રીબનો ભાગ ખાવા આપ્યો હતો સરવૈયા અભેરાજજી વાળા વીરમજીની ડેલી વાળાને ઘોડા ૧૦ બદલ રોજડી ખાવા આપ્યુ. સરવૈયા દેવોજી અને બાંમણીગોજી વાળાને ઘોડાં ૨૫ રાખવા બદલ ધોધાવદર દુધીવદર ખાવા આપ્યાં રાણા ઉદેસિંહ અને વાઘેલા સુરાજી જેસાજીના મોટેરાને ઘોડાં ૫૦ પચાસના બદલામાં ગણોદ, વરજાંગજાળીયું બંધિયા અને આંબરડીનો ભાગ ખાવા આપ્યો હતો

એરીતે જુદા જુદા રજપુતો ભાયાતો અને ગરાસિયાને જરૂર પડે ત્યારે અમુક સંખ્યામાં ઘોડા સાથે બોલાવે ત્યારે હાજર થાય અને કાયમને માટે ઠરાવ્યા પ્રમાણે ઘોડાં નભાવ્યા કરે ત્યાંસુધી ગરાસ ખાવા આપ્યા હતા. તેમાં તે તે ગામની માંડવી ભામ અને

વગે ખાતા. ભાળ થતી સત્તા ગોંડળના ધણીના રહેતી ફટાયાને અને ભાઇઓને ગામ ગરાસ આપી સંતુષ્ટ રાખવાનુ કામ પણ તેજ કે દરેવખત ની લડાઇઓ, લુંટ ફાટ બહારવટી વગેરે આવતા લસકરો સામે ટક્કર, મહેનતનું વગેરે કામમા દરેક ભાયાત ફિ લાતને મદદ કરતો ફટાયાને તથા ઉમરાવદારોને આખા રાજ્યના છેડા અને સરહદોનુ રક્ષણ થાય તેવી રીતે ગામો પ્રદેશ તરફના ગામો અપાતા તેથી રાજ્ય બહારથી નિરાઇ મધ્યમા સ્વતંત્ર તેમ ભાયાતોને ગરાસ ખાવામા જેટલો આનંદ હતો તેથી વધુ ફિકર કાંઇ ચિંતન વખતમા માથા કપાવા જવાની પણ નહોતી અને તેવા સખ્યાબંધ દાખલા મળતા કે ફિનાતના નામ માટે ફટાયાને માથા કપાવવા પડયા હોય ભાયાતો ફટાયા અને બીજા રજપુતો કે ઉમરાવ લોગો ગરાસ ખાતા તે માથા સાટે ખાતા અર્થાત માથાના સાટામાજ ગામ આપવામા આવતો એમ કહેવામા આવે તો ખોટુ નથી

પછી ભાકુભાઇ ગાદીએ બેઠા ને પછી રાજાનો ગઢ ચણાઇ રહ્યો ગઢનુ ચણતર કામ ચાલતુ હતુ તે દરમ્યાન સવત ૧૮૦૮ ની સાલમા ઇશ્વરજી કુંચને રહેવા મા ઓરડા કરી બેસાડો મરાવો અને ભાકુભાઇએ પોતે આવી રાયોડ રહેતા તે જગ્યા દીધી તે જગ્યા પ ઇશ્વરજીબુએ જગનાથ રહેતા તે જગામા ટોડાનુ ૨૦ હાથનુ પોતાને રહેવા જેવડુ એક ઓરડુ ગઢના કારખાનામાથી પથ્થર ચુના કરીયા, મુતી (મજુર) લઇ ચણી લીધુ ઓરડુ પુરૂ થયુ ત્યાસુધી ઇશ્વરજીબુએ કચન પારખવાળા મકાનમા હેતા પોતાનુ ઘર તૈયાર થયુ એટલે પારેખવાળા ઘરમાથી નિકળી નવા ઘરમા રહેવા આવ્યા સવત ૧૮૨૫ સુધી તેજ ઘરમ એના કુટુબીઓ રહેતા ઇશ્વરજીબુએ એક ઓરડુ કર્યા પછી તેને છોકરા મોટા થવા માડ્યા એટલે વધુ જમીનની જરૂર પડશે એમ લાગવાથી ભાકુભાઇ દસબાર ઓરડા થાય તેટલી ગઢોડની જમીન વાળીલેવા હુકમ કર્યો ઇશ્વરજીબુએ આનાકાની કરી પણ ભાકુભાઇએ કહ્યુ કે આને વંડી કરી લે તારા છોકરા આટલી જમીનમા પણ માશે નહી પછી જમીન હાથ નહી આવે એમ કહી વંડો વળાવી દીધો

૧૮૦૮ મા ખોખરીનો કિલ્લો અને દરબારગઢ બાધ્યો સવત ૧૮૦૭ મા દેરડી અને પાટખીલોરી, સવત ૧૮૧૧ મા સુલતાનપુર અને સવત ૧૮૧૦ મા ધુડસીયુ લીધુ

હાલાજીની પ્રિતીને લીધે તેને પણ વેર સાથે અણબનાવ થતા સવત ૧૮૦૫ મા રીસાઇને ગોંડળ આવ્યા અને જીદગી આખી વાકાનેર ગયા નહી

ધાધલ અને અવ્યવસ્થાના આ સમયમા મરાઠા લોકોના સખ્યાબધ ટોળા બધે ભટ કતા હતા અને લુટનો ધધો કરતા નિસહાય ગામડા ઉપર મરાઠાઓ તીડની માફક તુટી પડતા અને જે જે મળે ઉપાડી જતા તેમાનુ એક ટોળુ હાલાજીના વખતમા ગોંડળ ઉપર પણ આવેલુ થોડા રાયોડા શિવાય બધા માણસો આ લુટારા ટોળાને જોતાવેંત ગામ છોડી ભાગી ગયા હાલાજીએ બસો રાયોડ સાથે દરબારગઢમા આશ્રો લીધો જ્યારે ટોળુ દરબારગઢ નજીક આવ્યુ ત્યારે હાલાજીયે પોતેજ ફેંકેલ હથીયાર વડે ટોળાનો મુખી મરાણો અને તેમા ગભરાટ ફેલાણો, તેનો લાભ લઇ રાયોડા તે લોકો પર કેસરીયા કરી તુટી પડ્યા તેમાથી કોઇકજ ભાગી છુટયો

હાલોજીના વખતમા રાજ્યમાં પ્રથમ વાલજી કમેગશીવાળા, પછી ગણેશ કોઠારી તથા દેવચંદના મોટેરા કારભારી હતા પણ દિવસે દિવસે ઇશ્વરજી બુચની કિમત વધતી ગઈ અને ઉમરે પહોચતા ગયા રાજકાજમા હુશીયારી દેખાડતા ગયા તેથી તેમ તે વખતમાં જુનાગઢ સાથે રાજકાજનો ઘાટો સબધ હોવાથી, હર વખત જુનાગઢ આવજા રાખવી પડતી જુનાગઢમા ત્યારે નાગરનુ પરિબળ હતુ તેથી પત્રવ્યવહાર કરવામાં કે રાજને કામે જુનાગઢ મોકલવામા ઇશ્વરજીબુચ વિના ચાલતુ નહી તેથી અને હાલાજીની અને ભાકુંભાજીની દિવસ નિત્ત્મે કૃપા વધતી ગઇ તેથી ખરા વિશ્વાસુ અને ભરોસાપાત્ર માણસ ઇશ્વરજી બુચ ગણાયા ગણેશ કોઠારી પછી સવત ૧૭૯૫ થી ૧૮૧૭ સુધી કામદાર વ ળા કમળશી કામદાર હતા ને પછી સવત ૧૮૧૮ ની સાલમા પ્રાગો શેઠ ખરેડીથી આવ્યા તેણે સંવત ૧૮૭૪ સુધી ગોંડળનો કારભાર કર્યો ધોરાજીમા નાગજી કામદાર હતા તે સવત ૧૮૩૨ મા ગુજરી જતા ખોડીદાસ અને લાલજી કામદાર થયા સવત ૧૮૮૦ સુધી તે વશના હાથમા ધોરાજીનુ કામદાઈ રહ્યુ

સવત ૧૮૧૧ મા નવાબશ્રી બહાદૂરખાનજી ગોંડળ આવ્યા ત્યારે જાડેજાશ્રી હાલાજીયે ૭ મહીનાના કુવર મુળુજીને નવાબશ્રીના ખોળામા બેસાર્યા એટલે પહેડામાં સરતાનપર નવાબશ્રીયે આપ્યુ તેનો પરવાનો કરાવવા સેતા ઇશ્વરજીને નવાબશ્રી સાથે જુનાગઢ મોકલ્યા તે પાચ રાત ત્યા રહી પરવાનો લખોવી આવ્યા ઇશ્વરજી બુચની હુશીયારી જોઇ જાડેજાશ્રી હાલાભાઇયે મહેરબાની કરી સરતાનપુરમા સાપ ૧ આગતર પાછતરનુ તથા વાડે ગોળ મણ ૦ા થાણાદેવળીના કારભારીને મળતુ તે ઇશ્વરજીને આપવા ઠરાવેલ તે સવત ૧૮૮૬ સુધી તેના વશ જોયે રાજની સેવા કરી ત્યા સુધી ખાધુ હતુ સરતાનપર તાબે થયા પછી ભારે થાણુ ગામમા મુકવાની જરૂર પડી હતી તેથી બશીયા તાપ ઝીલી શક્યા નહી એટલે દરબાર પાસે આવી પોતાના ભાગમા વજેમા અરધ માડી આપ્યું ને વેરો સુવાંગ દરબારનો એ પ્રમાણે સરતાનપર હાથ કરેલ જાડેજાશ્રી હાલોજી સવત ૧૮૧૧ ઇ સ ૧૭૫૫ની સાલમા ગુજરી ગયા

હાલાજીના ૧ લા કુંવર હામાભાઇને ભંડારીયુ અને ભરૂડી બે ગામ ગરાસમાં આપ્યા હામાભાઇને જીવણજી અને રાજમલજી બે દિકરા જીવણજીના કાકાજી અને કાનજી કાકાજી નિર્વંશ કાનજીના રવોજી કવોજી જસાજી બનેસિંહ રાણજી અને હરિસિંગ. રવાજી કવાજીયે બારવટું કર્યું તેથી ભડારીયુ જપ્ત કર્યું રાજમલજીને ભરૂડી રહ્યુ તેના પુંજાજી અને શિવજી બે દિકરા પુંજાજીના જયમલજી અને હાદોજી શિવાજીના અભેસિંહ

હાલાજીના ૨ જા કુંવર પથાભાઇ તેને વેજાગામ મળ્યુ પથાભાઇના ગોડજી તેના વાઘજી અને ભગવાનજી બેઇ નિર્વંશ ગયા એટલે વેજાગામ ગોંડળને પાછુ મળ્યુ.

હાલાજીના ૩ જા કુંવર જેઠીજી તેને વજેરાજી અને કશીયાજી બે દિકરા. વજેરાજીને મસીતાળુ ગરાસમા મળ્યુ વજેરાજીના ભાયજી અને ભીમજીને પાટીયાળી અને ખભાળીયુ મળ્યા તેના અમરોજી અને અમરોજીના દાદાજી

ફટાયાને ૭ ૭ ગામ આપવાનો ધારો ચાલ્યો આવતો હતો તે ભાકુંભાજીયે અજમાવ્યો. પોતે ગાદીયે બેઠા પછી પોતાના ત્રણ ફટાયા ભાઈઓને તથા મોકાજીને સંવત ૧૮૧૪ની સાલમાં ગરાસમાં બ બે ગામ આપ્યાં.

ઉપર જણાવ્યા પ્રમાણે હામાભાઈને ભરૂડી તથા ભંડારિયું, પચાજી તથા જેઠીજી વચ્ચે વેજાગામ મસીતાળું પાટીયાળી અને ખંભાળીયું, તથા મોકાજીને લુણીધાર અને નાનુંમહીકું એ પ્રમાણે ગામો આપેલ હાલ નાના મહીકાને ઠેકાણે સીંધાવદર બાધેલ છે અને હાલ મહીકું છે તે ગામ નવું વસાવી મહીકું નામ આપ્યું છે આણંદગઢનો કિલ્લો મોકાજીયે બાંધ્યો હતો.

———:o:———

# ૧૦ ભા કુંભાજી

(જન્મ વિ. સં. ૧૭૭૦, ગાદીએ વિ. સં. ૧૮૦૯, મૃત્યુ વિ. સં. ૧૮૪૬)

હેઠે સફરા ગંગ વહે ઉપર કોટ અટૂડ
કાંઠળ કુંભો ગડઅડે હાલાણી હદૂડ
સમજી કુંભા આદેશ વદહુથ વરા તારા
નવખંડ તણા નરેશ ભૂજયે ભેળા થીયા

રાવળજામથી ૧૦ મા પુરૂષ આ બીજા કુંભાજી મહા પરાક્રમી થયા તેથી લોકો તેમને ભા કુંભા કહી ઓળખતા. તે વખતના કાઠીઆવાડના અને ગોંડળની ગાદીએ થઇ ગએલા રાજાઓમાં તે શુરવીર બુદ્ધિશાળી રાજકર્તા હતા. તેમનું સાહસ અને શૌર્ય શત્રુઓને ભયભીત કરતું. કાઠીઆવાડના તમામ રાજાઓ તેમની મદદ લેતા તેમના નામની બધે હાક વાગતી અને શત્રુઓ થરથરતા. તેમનામાં કુશળતા રાજદ્વારી ચતુરાઇ અને શુરવીર યોદ્ધાને યોગ્ય સિંહસરખી હિંમત હતી. પોતાના રાજ્યને વધારી મજબુત બનાવવા તેમની મહત્વાકાંક્ષા હતી અને તેમાં તેમણે પુરેપુરી સફળતા અને નામના મેળવી હતી.

ભા કુંભાજીને બે સ્ત્રીઓ હતી એક સોડવદરના રાવળજાની પુત્રી નાનીબા તેનો સગ્રામજી થયેલ અને બીજાં ઝાલી રાણી કેસાબા તેને મોકાજી થયા. સગ્રામજી અને મોકાજી એક ઘડીયે અને એક પળે સંવત ૧૭૮૮ માં જન્મેલ પણ સગ્રામજીની વધામણી પહેલી ગઇ અને તુરતજ મોકાજીની વધામણી આવી એટલે ભાબાયે કહ્યું કે સગ્રામજી રાજ્યના ધણી થઇ ચુકયા છે. એ પ્રમાણે પાટવી સગરામજી અને ફટાયા મોકાજી.

પાટવી કુંવર સગરામજી ભાકુંભાજીની હયાતીમાંજ સંવત ૧૮૩૬ ની સાલમાં ગુજરી ગયા હતા. તેમને મુળુજી, હઠીજી, દેવોજી અને ભાવાજી ચાર દિકરા હતા તેમાં મુળુજી રાજના ધણી થયેલ.

ભાકુભાજી ગાદીએ બેસ્યા પછી પોતાના વિરૂદ્ધ નવાબને કોઇ ઉશ્કેરે નહી તેમ પોતે ધાર્યા પ્રમાણે જુનાગઢ સાથે અપસવાદ જગાવી શકે એટલા માટે ઇશ્વરજી મેતાને નવાબ મહોબતખાનજી તથા અમરજી દિવાન પાસે જુનાગઢ ઘણે ભાગે રાખતા ઇશ્વરજી મહેતા ભાશ્રીના બાતમીદાર પણ હતા તેઓની હમેશ ટપાલમા નવાજુના ખબર મોકલવાનો રિવાજ હતો. આ વખતે ભા ઘણે ભાગે ધોરાજી રહેતા અને ત્યાંથી હરવખત જુનાગઢ આવજા કરતા મહોબતખાનજી પણ ભાશ્રીને ઉપયોગી સલાહકાર સમજતા, તેથી જુનાગઢ રાજ્યના કરતા કારવતા ભા કુંભાજી થઇ પડ્યા તેમનું કહ્યું થાતુ અને ઉથાપાતુ આ વખતે અમરજી દિવાનના કારભારાનો પ્રારંભ હતો નવાબની નબળાઇને લીધે આજુબાજુના કાઠી, રજપુત, સંધી, બાબી વગેરે તથા બીજા લોકોએ જેમ આવે એમ જુનાગઢના ગામ પચાવી પાડ્યા હતા અને પચાવતા જતા હતા નવાબ પાસે લશકર ઓછુ હતુ લશકરને પગાર આપવા નાણુ નહોતુ તેથી પોતાના ગામના રક્ષણ કરવા અશક્ત હતા આ તકનો લાભ લઇ જેજે ગામ નવાબના હાથમાંથી છુટી ગયા હતા તે જે પોતે પોતાના લશ્કરી બળથી મેળવી લે–તો તે તે ગામો નવાબને આપવામા આવતી મદદના બદલા તરીકે રાખી લેવાના પરવાના નવાબ આપ્યે જતા હતા તેમ કેટલાંક ગામ નાણા આપી વેચાથી પણ લઇ લેતા

ચીચોડ મેપાજીબાઇવાળા પાસેથી, માખીયાળુ કાના ગરાસીયા પાસેથી, હડમતીયુ ઉગરખા બાબીના મોટેરા પાસેથી, વાડોદર આયર પાસેથી, મેવી અદકીયુ, પાટણવાવ, નાગનકડુ, કાથરોટુ છત્રાસુ, એટલા જુનાગઢ પાસેથી, ફરેણી, તોરણીયુ ભુખી, ભુતવડ, મોટી પરબડી એટલા ગામ કાઠી લોકો પાસેથી ચરેલીયુ મેપા પાસેથી, પડવલુ સંધી પાસેથી ઝાંઝમેર કાના પાસેથી, સમઢીયાળુ સધી પાસેથી, કલાણું બલોચ પાસથી, ચરેલ રજપુત પાસેથી, ઉમરકોટ સધી પાસેથી નીલાખુ અને ગોલાધર રાણપરના બાબી પાસેથી, જમનાવડ હરભાઇ પાસેથી મોટીમારડ ઝીંઝરી જાળીયુ તણુસવા વાલાશ-જણ પાનેલી મેરવદર સીદસર તલગાજરડા દરીયાસારણ ગંગેથળ સાતવડી આસવા હાકમા વેરી એટલા ગામ વાળા રજપુતો પાસથી લીધા હતા એ પ્રમાણે ભા કુંભાજીએ કોઇને મારી કાઢી મુકીને કોઇને દાણો ઉધાર આપીને, કોઇને પૈસા ધીરીને, કોઇને પોતાના રાજ્ય રક્ષણમા સહાયતા કરીને ઉપર જણાવેલા ગામો ધોરાજી નીચે ભેળા કરી ધોરાજીને એક મોટો મહાલ બનાવ્યો

જેમ જેમ ભાશ્રીના તાબામા વધુ ગામ આવતા લાગ્યા તેમ પોતે વધુ બળવાન થતા ગયા અને આજુબાજુના રાજ્યો ભા થી ડરવા લાગ્યા.

ભા કુંભાજી પોતે જે લશ્કરના બળ ઉપર ઝઝુમતા અને સમર્થ પરાક્રમશાળી રાજા ગણાતા તે લશ્કરમા ઘણે ભાગે ગામ ગરાસ જમીન ખાવા દઇ રાખી લીધેલા રજપુતોની સખ્યા વધુ હતી, જે રજપુતોની ઘણી જાતની ઓડખ હતી. તેઓ જમીન કે ગરાસના બદલામા નોકરી કરતા અને અમુક ઠરાવેલી સખ્યામા સવારોને તૈયાર રાખતા જમીનના ભોગવટાના બદલામા નોકરી લેવાની આ નવી અને સફળ પ્રથા હતી. પગાર આપવાને બદલે

વંશપરંપરાને માટે પોતાનો ખંડીયેર બનાવેલો રજપુત કેવી નિમકહલાલીથી નોકરી કરે એ સમજી શકાય એવી વાત છે. ઝાલા હરિસિંહજી જે ભાણીના મામા થતા-તેને મોરડી અને ગુંદાળા બે ગામ ખાવા આપી સાટામાં ૫૦ સવારની મદદ આપવાનું ઠરાવેલું. બાપજી નામના સરવૈયા રજપુતને સાત ગામના બદલામાં ૬૦ ઘોડે સ્વારની સહાયતા આપવા ઠરાવ્યું. વાઘેલા ઉદેસિંહ અને સરવૈયા ખાંભણીયાજીને બન્ને ગામના બદલામાં ૨૫ અને ૬૦ સ્વારથી નોકરી કરવા ઠરાવ્યું. ભાનાં ઠકરાણાં ગાયકવાડની દિકરી નાનીબાના ભાઇને સરોદડથી બોલાવી ૧૫ ઘોડાંથી ચાકરીમાં રાખી સં. ૧૭૯૩ માં રૂપાવટી ગામમાં વજે માંડવી ભામ ખાવા આપ્યાં. મુળીડાના ખીમાણીને ઘોડાં ૧૫ થી ચાકરીમાં રાખી સંવત ૧૮૧૫ ની સાલમાં તોરણીયાના વજે માંડવી ભામ ખાવા દીધાં. હળધોરને ઘોડાં ૨૫ થી નોકરી કરવા ઠરાવી વાડોદર ગામ સંવત ૧૮૧૬ માં ખાવા દીધું. વાઘેલાન ઘોડાં ૨૫ અને પાળા ૫૦ થી ચાકરીમાં રાખી ભાડેર તથા ભાદાવાળાના જાળીયાનો વજે ભામ માંડવી સં. ૧૮૦૯ મા ખાવા આપ્યાં આ રીતે ખીમાણી વાઢેર સુમરાણી પરેરીયા વગેરે ૩૬ જાતના રજપુતોને રાજ્યની નોકરીમાં રોક્યા હતા. આ પ્રમાણે રજપુતની બધી ઓડખ શાખાના ગરાસીયાઓ ભા ને ત્યાં નોકરીમાં જોડાયા હતા તે શિવાય આરબ લોકો લડાયક જાત હતી અને તે સમયમાં તેઓ નોકરી માટે ભટકતા અને જ્યાં વધુ પગાર મળે ત્યાં રહેતા, તે લોકોને પણ મકાન જમીન આપી બારોટીયો પરણાવી પોતાને ત્યાં નોકરીમાં રાખ્યા કે જેથી તેઓ બેવફા થઇ શકે નહી હથીઆરો બનાવવાનાં કારખાનાં પણ ઉભાં કર્યાં હતાં.

ગાદીએ બેઠા પછી ભાંથાણે પ્રથમ તો ગોંડળ અને ધોરાજીના ગઢ બાંધવાનાં કામ પુરાં કર્યાં અને તે ઉપર તોપો ગોઠવી. પોતાની પ્રજાની જાનમાલની સલામતીના ઉપાયો લેવા માંડ્યા, તેમ વસ્તી વધતી ગઇ વેપાર રોજગાર સારા ચાલવા લાગ્યા અને રાજ્યની તીજુરી પણ ભરાવા લાગી. ટુકાં વખતમાં ભા એ રાજ્યની આવક ઘણી વધારી દીધી.

જુનાગઢમા નવાબ બહાદુરખાનજી ગુજરી ગયા પછી મોહબતખાનજી ગાદીએ બેઠા ત્યારે સંવત ૧૮૧૫–૧૬ બે વરસનો શીરબંદીનો પગાર ચડી ગયેલો હતો આરબ શીરબંદીનો જમાદાર આશલખાને નવાબ ઉપર દબાણ કર્યું એટલે નવાબે કોરી પીસતાલીસ હજાર ભાકુંભાજી પાસેથી લઇ ઉપલેટા માંડી આપ્યું તે વખતે ઉપલેટામા બેરવસગ મોલકી થાણે હતો તેને નવાબે અંદરખાનેથી લખી મોકલ્યું કે ભાકુંભાજી સરકારની ચીઠી લાવે તે માનવી નહી દીવાળી પછી સંવત ૧૮૧૮માં ભા એ નવાબની ચિઠ્ઠી ઉપલેટે મોકલી ત્યારે બેરવસગે જવાબ દીધો કે ગામ તો તરવારનું છે. આવો વાંકો જવાબ સાંભળી દરબારે લશ્કર મોકલી ઉપલેટા મોરચા કર્યા બે મહીના ઉપલેટાને ઘેરો રહ્યો તે અરસામાં જમાદાર આશલખાને નવાબ પાસે બીજી ૩ લાખ કોરીની તાકીદ કરી આ તકનો લાભ લઇ જફરખાંની સ્ત્રી બળી શુતરાનબુબા જમાદાર સાથે મળી ગઇ અને કહ્યુ કે મહોબતખાને કેદ કરી અમારા દીકરા મુજફરખાને ગાદીએ બેસારો તો ૩ લાખ કોરી હું ભરી દઉં, અને તમારી શીરબંદીને ફરી નોકરીમા બહાલ રાખું.

તે ઉપરથી જમાદાર મજકુર નવાબને બેડી નાખી ઉપરકોટ લઇ ગયો એટલે નવાબની મા ઉકાનાબનો મહેતો દિવાન શિવદાસ પડ્યો જુનાગઢથી ચાની પાગણુ નવાબ કમાલુ દીનખા પાસે ગયો નવાબના કેદ થયાની હકીકત કહી એટલે કમાલુદીનખા લશ્કર લઇ નવાબ મોમદ માની કુમક આવ્યા એટલે ઉપલેટેથી ગોડળના મોરચા ઉઠ્યા અને લશ્કર ધોરાજી આવ્યુ કમાલુદીનખાએ જુનાગઢ આવી સરદાર બાગમા મુકામ કર્યો તેની દાનત બગડી જુનાગઢ પોતાને તાબે લેવા માટે બાશનખાન જમાદારને કહ્યુ કે તારી ચડેલી કોરી આપુ પણ જુનાગઢ અને નવાબ બનેને અમારે હવાલે કર આ વાતની બાતમી ભાયાી ને ધોરાજી પહોચી ત્યારે તેમણે બાશનખાનને લખી મોકલ્યુ કે જુનાગઢ અને નવાબને સોપીશ તો આરબ જાત માથે ફીટકાર લાગશે અને કોઇ નોકરીમા રાખશે નહી જમાદારે ભાયાીને લખી મોકલ્યુ કે શરતાન મીઆ ખુશી છે અને અમોને નાણા દેતી નથી અમારી સીરબંદીને ખાવા દાણા નથી નીચે કમાલદીનખા ઘેરો નાખી પડ્યો અને અમે ઉપરકોટમા, તો અમારે ખાવુ શુ આ સમાચાર મળ્યા પછી ભાયાીએ વિચાર્યુ કે જો જમાદારને મદદ નહી આપીએ તો તે નવાબને તથા જુનાગઢને કમાલુદીનખાને હવાલે કરશે અને નવાબનુ ખુન કરી તે ધણી થઇ બેસશે નવાબને બચાવવા ખાતર ભાયાીએ જમાદારને માસ એકે કોરી ૪૫ હજાર દેવી કબુલ કરી પદર પદર દીવસે કોરી બાવીશ હજાર પુચસા પાટવડને માર્ગે મેર સામત તથા રેબા સધી મારફત પહોચાડવા માડી એટલે જમાદારે કમાલુદીનખા સાથે ચાલતી વાત તોડી કમાલુદીનખાનુ મુકામ ૩ મહીના જુનાગઢ રહ્યુ તેટલામા દામાજી ગાયકવાડની ખડણી ભરવાની નાખીઇ થઇ એટલે શિવદાસ દિવાને મગળજી ઝાલા સાથે સલાહ કરી કે ગોડળનો ધણી મારે બળ રાખી ધોરાજી બેઠો છે માટે આપણે સલાહ કરી પાટણ તરફ કુચ કરીયે એમ વિચાર કરી ધોરાજી ભાયાી પાસે માણસ મોકલ્યુ એટલે ભાએ સરવૈયા બામણીયાજીને ૪૦ સવાર આપી જુનાગઢ મોકલ્યા સવારમા સુલેહ કરાવવા માટે કચેરી કરી આ વખતે નવાનગરના શાહ તનમશી પોરબદરના રાણાનો એક માણસ રાજકોટથી જાડેજા ભાભાજી અને જેતપુરનો વાળો કાથડ એટલા હજર થયા હતા પણ ગોડળ શિવાયના બધા કમાલદીનખા સાથે અદર ખાનેથી મળી ગયા હતા કચેરીમા દિવાન શિવદાસે બામણીયાજીને પુછ્યુ કે નવાબનો છુટકારો કઇ રીતે થાય બામણીયાજીએ જવાબ દીધો કે ભાયાીએ કહેવરાવ્યુ છે કે તમારી દાનત ફરી હોય અને જુનાગઢની લાલચ હોયતો એ વાતમા અમે નિમકહરામ થશુ નહિ બાકી નવાબની બેડી ભાગવી હોયતો ફાળો કરી કોરી ભેગી કરી આરબને સુપ્રત કરી દ્યો આરબ લોક ચડાવના ધણી છે કાઇ મુલકના ધણી નથી મોહબતખ મોલેક છે ત્યારે દિવાન ફાળો મડાવ્યો તેમા નવાનગરે ૪ લાખ પોરબદરે ૨ લાખ ગોડળે ૨ લાખ, રાજકોટે ૧ લાખ અને જેતપુરે ૧॥ લાખ એમ સાડા નવ લાખ કોરીનો ફાળો નોધાણો તેમાથી ૭ લાખ કોરી આરબને અને બાકીની નવાબશ્રીને ઉપયોગ માટે આપવી આમ ઠર્યુ કચેરી ઉઠી રાતમા ગોડળ શિવાયના કારભારીઓ ભાગી ગયા તેઓના પેટમા ફગો હતો કોરી આપવી નોતી સવારમા તપાસ કરી તો ગોડળ શિવાયના કોઈ નથી એમ

જણાયું ત્યારે સૌને લાગ્યું કે ગોંડળનો ધણી જુનાગઢનો ખરો મિત્ર અને ખેરખ્વાહ એટલે દિવાને બામણીયાજીને તેડાવી પુછ્યું કે બીજા તો ખુટલ નીકળયા ત્યારે જવાબ આપો કે તમારા પેટમાં દગો હોય અને જુનાગઢની લાલચ હોયતો તેવું કહો તો હું રવાના થઇ જાઉં અને નહિતર તમે આંહીથી રવાના થઇ જાઓ. ૭ ૮ દીમાં ભાકુભોજી આંહી આવી આરબને સમજાવી નવાબશ્રીને છુટા કરાવશે. એટલે કમાલુદીનખાં ગુજરાત તરફ કુચ કરી ગયો અને બામણીયાજી ધોરાજી આવ્યા અને ૫-૭ દિવસ પછી ભાશ્રી જુનાગઢ આવ્યા. બાશલખાનને સમજાવ્યો કે નવાબને કેદ રાખી બેસી રહીશ તો તુને હવે ખાવા કાઇ દેશે નહી. આજસુધી તો અમે તુને ખર્ચ આપ્યુ હવે નહી આપીયે. જો નવાબ છુટા થાશે તો કયાંયથી જોગ કરી તુને દેવું ભરશે જમાદાર સમજ્યો અને નવાબને બેડી કાઢી ઉપરકોટમાંથી લઇ આવી રાજમહેલમાં રાખ્યા. બીજે દિવસે ભાયે નવાબને એકાંતમાં કહ્યું કે તમે જમાદાર સાથે મુલકગીરીને બાને જેતપુર જાઓ ત્યાં ઘોડો ફેરવવાનું બાનું કરી જેતપુરમાં જઇ બેસો એટલે આરબ મુંઝાતા ધોરાજી આવશે પછી હું જેતપુર એનો ફડચો કરી દઇશ. એમ સલાહ દઇ ભા ધોરાજી આવ્યા. ૩-૪ દિવસ પછી મુલકગીરી કરવા જવાનું જમાદારને સમજાવી નવાબે જેતપુર આવી તંબુ તાણ્યા મુકામ કર્યું. નવાબે જમાદારને કહ્યું કે ઉપરકોટમાં મારૂં શરીર બોકુ થઇ ગયું તે માટે રજા હોય તો ઘડી બેઘડી ઘોડો ફેરવું જમાદારે રજા આપી પછી કાઠી લોકો સાથે બે દિવસ ઘોડો ફેરવ્યો ત્રીજે દિવસ જેતપુરમાં પેસી ગયા. કાઠી લોકોએ દરવાજા બંધ કર્યા એટલે આરબ લાચાર થઇ ગયા. પછી મુંઝાઇ ભા પાસે વકીલ મોકલ્યા. ભા કહે તમે જાળવી શક્યા નહી તેમાં કોનો દોષ હવે તમારે ખાતર હું જેતપર આવું છુ એમ કહી જાતે જેતપુર આવી બહાર ઉતારો કરી ૩ દિવસ સાચી ખોટી વસ્ટી કરી અને નવાબ માનતા નથી એમ કહી જણાવ્યું કે માત્ર રસ્તાખર્ચનો બંદોબસ્ત કરૂં તમને ૧૩૫૦૦૦ કોરી અમે આપી છે તે અમે નવાબ પાસેથી લેશું માટે ફારકતી લખી આપો તો નકી થઇ શકે જમાદારે ફારકતી લખી ભાને સોંપી અને નવાબ પાંસેથી પણ મુખત્યારીનું લખત કરાવી કોરી ૨૫૦૦૦ આરબને આપી આરબે કોરી ૫૦૦૦ વટારની ભાને મજરે આપી એટલે કોરી ૨૦૦૦૬ ગોંડળ દરબાર પાસેથી લઇ જમાદાર અને તેની શીરબંધી કુચ કરી ગયા. ત્યાર પછી નવાબશ્રીને લઇ ભા ધોરાજી આવ્યા ૫ દિવસ મેમાનગતિ કરી પોષાક પહેરાવી જુનાગઢ વિદાય કર્યા તે વખતે ઉપલેટું ઇશરૂં, મુરખડું અને ભાણીયુ આપવા હુકમ કર્યો. ભાયે ભેરવ-ંગને કાઠી કોટ ખાલી કરવા કહ્યુ એટલે નવાબ ઇશ્વરજી મેતાને જુનાગઢ સાથે લઇ ગયા નવાબશ્રીએ ભેરવસંગને તેડાવી ઉપલેટાની અવજીમાં બાલાગામ, બામણાસું, નાવડું અને કાયલાણું એમ ચાર ગામ આપી ઉપલેટાનો કિલ્લો ખાલી કરાવ્યો અને ઉપલેટાનો પરવાનો લખી આપ્યો. તે લઇ ઇશ્વરજી મેતે ભા ને સોંપ્યો. ભા ખુશી થઇ કામદારીની જીવાઇ તરીકે મોટી વાવડી સં. ૧૮૬૯ સુધી ખાવા આપી.

સરવૈયા બામણીયાજીયે નવાબને કેદમાંથી છોડાવવાની ઘણી મહેનત કરી હતી તેના બદલામાં તેને છત્રાસું અને કેશવાળું એ ગામ અપાવ્યાં. છત્રાસા પર ગોંડળની હકુમત સ્વીકારી અને કેશવાળું પોતાના ભાયુને સુવાંગ ખાવા આપ્યું.

સવત ૧૮૧૮માં જુનાગઢની ગાદી ઉપર છઠ્ઠા નવાબ મહોબતખાનજી ગાદી પર હતા તેની કાકી બીબી સાહેબા સુલતાનાયે તેની સામે કાવતરૂ રચ્યુ. આરબ જમાદાર સુલેમાન તેમજ બીજાઓની મદદથી તેણે નવાબને ઉપરકોટમાં કેદ કર્યા અને પોતાના પૌત્ર મુસાફરખાનને નવાબ તરીકે જાહેર કરી તેની આણ ફેરની. એ અધાધુધીનો લાભ લઇ પોતાના નાના દિકરા ગાઝી ઉદ્દીખાનને ગાદીએ બેસાડી દેવાના હેતુથી રાધણપુરના નવાબ પણ મોટા લશકર સાથે ચડી આવ્યો આ કટાકટીના સમયે ભાકુભાજી લશકર લઇ જુનાગઢ ગયા રસ્તામા પડાવ નાખી રહેલા રાંધણપુરના નવાબને ભય બતાવ્યો કે નગરનું બે હજાર માણુસનુ લશકર જુનાગઢની મદદમા આવે છે અને અમે પણ તેની ભેળા છીયે માટે આ ભાંજગડમાં પડવાનુ તમારૂ કામ નથી આથી રાંધણપુરવાળો સાથીજ પાછો ચાલ્યો ગયો. બીબીના મેવ ફરતા આરબોને બેસ.ડી દઇ નવાબને કેદખાનામાંથી છોડાવી ફરી ગાદીએ બેસાર્યો જો આ વખતે કુભાજીએ રાજદ્વારી ડહાપણુ ન બતાવ્યુ હોત અને જુનાગઢની પડખે ન રહ્યા હોત તો રાધણપુરનો નવાબ મટીરણી થઇ જાત આ એહશાન-નો બદલો નવાબ જીવ્યા સાંસુધી ભુલ્યા ન હતા

ઉપલેટું પોતાના તાબામા આવ્યા પછી સંવત ૧૮૨૫ની સાલમાં નદીને કાંઠે ગોખ મુકી દરબારગઢ બાધ્યો અને તે પછી તેની નીચે ગરાસ ગામ મેળવવા માડ્યા નાગવદર પહાણ પાસેથી, વડાળી અને વાડલું કાના રજપુત પાસેથી, મેખાટીબી બવોચ પાસેથી, રબારીકું, નવુપર, ખીરસરૂ, રાજપરૂ, સાજડીયાળી, મેરવું, ગઢડુ એ આત ગામ બારૈયા રજપુત પાસેથી અને મોટીવાવડી, નાનીવાવડી, કેરાળુ, કોલકી, અને ખારચીયુ વાળા રજપુત પાસેથી એમ વિશ ગામનો ઉપનેટા મહાલ કર્યો

આ અરસામા દેવળકું ઉજડ પડેલ સવત ૧૮૩૧મા બરીના તથા જોગીયા દેવદામે ૨૦ વરસ બારવટુ કીધુ તે ભા તથા કુમારશ્રી મુળુજી ગુજરી ગયા પછી સ ૧૮૪૮ ની સાલ-મા બશીયા ગોલણે ગોડળમા આવી હથીઆર છોડ્યા શરણે આવ્યા એટલે દરબારે દેવળ-કામા વેરો દરબારનો અને વજે બરીયાનો એમ લેખ માડી દીધો.

સરસાઇનો પરવાનો જુનાગઢ પાસેથી સં ૧૮૪૭મા ભાએ લખાવ્યો તે વખતે ચાપરડાં ગામવાળો એભલ ખાતો તેની પાસેથી ભાયે મંડાવી લીધુ સ. ૧૮૪૩ માવાળા હાથીયાને કેટલાક માણુસો સાથે ભાયે સરસઇ થાણે મુક્યો તે પછી મોણપરી અને દાદરના રૂકા લખાવી લીધા તે રકા કોઠારી મુળચદ પાસે રહેતા સરસઇના થાણાને તાબે રતાગ, શીડાળીયુ, ધટાળુ, કથ્થરરૂ, રીનાળી, વાજડી, ખખીમખી, છત્રરીયુ, વાળુ. શારખીયું આટલા ગામ ભાશ્રીયે નગ વસાવ્યા બરડીયુ વાળા જેતે તાબે કરેલ વણુ તેનો વેરો ગોડળને સાતી એકે રૂપીઆ બાર આપવા કબુલેલ. સં ૧૮૪૪ની સાલમા ભા કુંભોજી લશકર સાથે સરસઇ ગયેલ ત્યારે ૧૭ દિવસ મુકામ રાખી નિશાનદરના દેવરેબાઇનો કામદાર વિપ્ર નારણજી અને જુનાગઢના મેતા કાળીદાસની હાજરીમા શીમાડાની ચોખ કરી હતી પાડરખનો શીમાડો સરસઇથી દક્ષિણાદી ગીર તરફની શીમથી ઉગમણી સનાધાર

સુધી નક્કી ઠરાવ્યો. ખોખ્ખીમોખ્ખીના ધારથી દીરણા નદી સુધી સરસઈની હદ નક્કી કરી તે વખતે સરસઇ નીચે નીચે પ્રમાણેનાં ગામ હતાં. પીપાવા, એભલવાડું, ચાંપરડું, પાંડરખ, પીપાવાં મોટા, ખાંભા, જાંબુડી, ખીજડીયું, ગોરખનામું, મોજપરીચાંપરડા, ચારીડીયું, શોભીયાવદર, મીયાંવડવું એટલાં ગામ તલવારને બળે નાણાં ધીરીને તથા બીજી-રાજદ્વારી ચતુરાઇથી બા કુંભાજીએ મેળવ્યાં હતાં.

સંવત ૧૮૩૮માં જુનાગઢ સામે નગર પોરબંદર ગોંડળ એક થઇ લડ્યાં પણ અમરજી દિવાને હુશીયારી વાપરી સારો બચાવ કર્યો. પણ લશ્કરનું દેણું એકદમ વધી ગયું તેમે અવગી ગાખામણથી નવાબે સંવત ૧૮૪૦ ના ફાગણ શુદી ૧૩ની રાતે અમરજી દિવાનને મરાવી નાખ્યા અને મેતા દુલભજી તથા રણછોડજી અને દેશાઇ શામળદાસને નવાબે કેદ કર્યા. તેને લીધે ઘણુ સંકટ આવી પડ્યું. દીવાનને માર્યા કે તુરત ૪૦૦ આરબ લોક નવાબની દેવડીએ આવી બેઠા આ વખતે ગાયકવાડની ફોજ મુલકગીરીએ નીકળેલ મારવાડમાં હતી તેમાં સોંધીયા રઘુજી મુખી જમાદાર હતો તેણે દિવાનના વધના સમાચાર સાભળ્યા ફોજના ઉપરી માનાજીરાવ ગાયકવાડ હતા જુનાગઢમાં બ્રાહ્મણ માર્યો ગયો છે અને તેના છોકરાઓને નવાબે કેદ કર્યા છે એવા ખબર વડોદરે આપી જુનાગઢ તરફ કુચ કરી વીસાવદર થઇ તળીયાધર પડાવ નાખ્યો. કારભારી બીમ ફકીરાણીએ નીકમદાસ મારફત સુલેહના અદેશા ચલાવ્યા પણ રઘુજી જબરો હતો તેમ વડોદરેથી જવાબ ફરી વળ્યો હતો કે દિવાનના છોકરાને છોડાવવા અને ગુન્હેગારોનો દંડ નવાબ પાસેથી લેવો નવાબે લાચાર થઇ દિવાનના દિકરાઓને છોડ્યા અને રૂપીઆ ૪૦ હજાર દંડના દીધા રણછોડજીને દિવાનીનો પોષાક આપી હાથી પર બેસારી ઘેર પહોંચાડ્યા વળતે દિવસે દુલભજી મહેતે રણછોડજીને રઘુજીને મળવા લશકરમાં મોકલ્યા. રઘુજી પોતે અગાઉ દામોદરજી ન્હાવા આવેલા ત્યારે અમરજી દિવાને પોતાની ચાકરીપુરદાસ ઘણી કરેલ તેના બદલામાં આ સ્નેહીનું ઋણ ઉતાર્યું છે એમ કહી સ્નેહ ઘણો દેખાડી ૪ દી મેમાનગતિ કરી ગાયકવાડ સરકાર તરફથી, લશ્કર તરફથી અને પોતા તરફથી દિવાનને પોષાક આપી વિદાય કરી લશ્કરે કુચ કરી. કારભારૂં મેના દુલભજીને આપવું ઠરેલ પણ નવાબનું મન જુદું હતું તેટલામાં સીરબંદીએ પણથગીને દરવાજે નવાબને રોક્યા એટલે નવાબે દોડતો સ્વાર મોકલવાથી ભાશ્રી તથા કુમાર સુજીજી જુનાગઢ આવ્યા પણ દિવાન દુલભજીનો તથા નવાબનો જીવ એક દીલ નહીં એટલે ધોરાજી પાછા ગયા, અને ઇન્વરજી મેનાને પાગા ૪ તથા ઘોડેસ્વાર ૪ સાથે જુનાગઢમાં રાખ્યા. રાતમાં નવાબે ભાશ્રીને તેડાવવા આજીજી કરી તેથી સ્વાર મોકલી ફરી ભાશ્રીને તથા કુંવરને તેડાવ્યા સીરબંદી સાથે મસલત ચાલતાં એમ ઠર્યું કે સવા બે લાખ કોરી ભાશ્રી આપે તો નવાબ છુટા થાય. ભાશ્રીયે ૧॥ મહીનાને વાયદે કોરી આપવા કબુલ્યું નવાબે તેના બદલામાં જેતલસર સરસઇ અને મેલી ગામ લખી આપ્યા. નવાબને હાથી પર બેસારી રંગમહોલ મોકલ્યા ભાશ્રી ધોરાજી ગયા અને ઇશ્વરજી મેતો પરવાના માટે ૧ માસ જુનાગઢ રોકાઇ પરવાનો લઇ આવ્યા.

સંવત ૧૮૩ મા બાટવાના બાબી શેઠીએ એક લાખ કોરી ભાયા પાસેથી લઈ ચરખડી પાટીદડ નાકુ વેકરી ડુંગા અને રાજગઢ એમ ૭ ગામ ગિરવી મુક્યા તેમા એવી શરત કરેલ કે ઠરાવેલી મુદતે નાણા ન ભરાય તો એ ગામો ગોંડળના ધણીને રહે તે પ્રમાણે મુદત વીતતા ગોંડળને એ ગામો રહ્યા

બામણીયાજી સગૈયા ભાકુભાના વડેર અથવા સનાદકાર હતા તે બે ભાઇ હતા એકનુ નામ બામણીયાજી બીજા ફુલજી તેની પાસે એક નાદેલ ઓડખનો ઉનડ નામનો ગરાશીયો બેસે ઉઠે હમેશા ફુલજી ઉનડ સાથે દરબારગઢમા જાય એક દિવસ ઉનડે પોતા ઉપર વેપારીનુ કરજ હતુ રસ્તામા નાણીયો ઉઘરાણી કરે એમ કહી આવતા ના પાડી, એટલે ફુલજીએ પોતાની રાજચિહ્નવાળી તરવાર ઉનડને દીધી (તે વખતે એવો રીવાજ હતો કે રાજચિહ્નવાળી તરવાર જેની પાસે હોય તેની પાસે લેણાવાળા માગી શકે નહી અને ગામના માણસોએ તેને રામ રામ કરી માન આપવુ જોઈએ) પછી બેઇ નીકળ્યા ત્યારે ઉનડ નાદેલ પાસે માગનાર નાણીયો આડો ઉભો રહ્યો ફુલજી કહે ચોમાસુ મુકયુ ન થી મુકો ત્યારે આપશે (ચાર મહીને પગાર મળતો તેને ચોમાસુ કહેતા) વેપારી કહે સગાની આબરૂ જાળવવી હોય તો તમેજ હીસાબ કરી દીયોને ખોટી વાર્તાઈ કે પોરસ શુ કરો છો ફુલજીથી સહેવાયુ નહી પોતાની તરવાર કાઢી વેપારીનુ માથુ કાપી નાખ્યુ અને કહે આ લે તારો હિસાબ બજારમા કોલાહલ થઇ ગયો પરસ્પર કહેવા લાગ્યા કે મુરખનુ મોત આવેલ કે આપણા રાજની તરવારનુ માન રાખ્યુ નહી અને ફુલજીભાઇ જેવા કડક રજપુત સાથે જેમ તેમ બોલવા મંડ્યા વેપારીના સગાવહાલા ભા કુંભાજી પાસે ફરીયાદે ગયા કુંભાજીએ બધાને સમજાવી સૌ સૌને ઘેર મોકલ્યા ફુલજી નાસે સનામે ગયા ભાએ ઠપકો દીધો અને કહ્યુ કે તે બહુ તોફાન આદર્યા છે નિર્બળ વેપારીના માથા કાપ તેમા તારી શુ બહાદુરી બળ ન છુપી શકતો હોતો ગોંડળ જામનગરની સરહદ પર હુમલો કરતા લોકોને કબજે રાખ અને એના માથા લે તો તુ ભડ કહેવા માટે તુ આજને આજ ત્રાકુડે જા અને મારો બીજો હુકમ થતા સુધી તારે ત્યાજ રહેવુ

બીજે દિવસ ફુલજી પોતાના કુટુંબ સાથે ત્રાકુડે ચાલ્યા ગયા અને ત્યા રહ્યા તે અરસામા જામ મેવાસામા જીવો સેતો રાજ કરતો અને તે નગરનો સુબો ગણાતો તેના તાબામા સાત ગામો ગણોશીના ચાલતા ગોંડળ જુનાગઢ જામનગર ચાડીનોકા બધાના ભીંસાની વચમા હવો મેતો રહેતો સ્વતંત્ર હતો તોપણ નગરનુ ઉપરી પણ માનતો થોડા દિવસમા બામણીયાજીને ધોરાજી જવાનુ થતા પચાસ ઘોડા સાથે મેવાસાને પાદરથી નિકળ્યા જીવા સેતાને ખબર પડતા ગામ બહાર આવી તાણ કરી રોકયા સૌ રાત રહ્યા સરભરા બહુ કરી એક વખત જીવા જતાનો માણસ કેદ પકડાતા તે નબળો હોવાથી તેની મશકરી કરેલ તેની જીવા સતાને ખબર પડી હતી એટલે મારા માણસ નબળા છે કે બળવાન એ બતાવવા બે ચાર જુવાનીયાને રાતમા ને રાતમા મોકલી મોરૈયા ના વાડની શેરડી મગાવી સવારના કસુંબામા તે શેરડીના માદળીયા હુકામા આપ્યા બામણીયાજી

યે શેરડી ચખાણી એટલે જીવોસેના કહે દરબાર એ શેરડી તો તમારા મોવિયાના વાડની છે અમારા નબળા માણસો પાછલી રાતે ગયા અને ભાગકડે શેરડી લઇ પાછા આવ્યા બામણીયાજીને ઘા રમી ગયા બામણીયાજી કહે ઉવા મતા આ શેરડીનો રસ મોસરો નિકળશે તે પછી જીવામેતા સાથે ધીંગાણુ કરવાની તક બામણીયાજી ગોધતા હતા

હવે ફુલજી ત્રાકુડે રહ્યા છે તેવામા એક દી એવો બનાવ બન્યો કે જીવા મેતાના ગામ ઉબરાળીના ખેડુ ગોજ લેવા ત્રાકુડે આવ્યા રસ્તામા ખાતરણીનુ આડુ ભાગ્યુ ત્યા ફુલજીના વાડમા એક મોટો મજબુત એરંડો ઉભો તો તે ભાગી ખાતરણીને આડુ કરી ખેડુ ચાલ્યા ગયા રાતે સાથે આવી ફુલજીને વાત કરી કે ઉબરાળીના ખેડુયે આપણા વાડનો એક એરંડો ભાગી ખાતરણીનુ આડુ કર્યુ આજે એરંડો ભાગ્યો કાલે (શેરડી) કાપી લઇ જાશે જીવો મેતો જાણે બીક વિનાનો થઇ ગયો છે બીજે દિ ઉબરાળી ખેડુને ઠબકો આપવા ફુલજી અને તેનો સીદી નામનો માણસ ગયા ફુલજીના ૫ વર્ષને છોકરે હઠ કર્યો એટલે તેને પણ સાથે લઇ ગયા ચોરે દાયરો બેઠો તો ખેડુઓ નીકળતા હતા ત્યા પોચ્યા એટલે બધાયે ઉઠી રામ રામ કર્યા ફુલજીએ ગામના પટેલને કીધુ કે તમને ઠબકો દેવા આવ્યો છુ અમારા વાડનો એરંડો પુછયા ધાછયા વિના તમારા ગામના ખેડુ લઇ આવે એ શરમ નથી થાતી ? પટેલ કહે બાપુ ઠબકો માથે ચડાવીએ છીએ છોકરા હતા માફ કરો હવે તેમ નહી કરે ફુલજી ચાલવા માંડ્યા બધાયે તાણ કરી જમવા રોકયા જમ્યા ત્યા તડકો થઇ ગયો એટલે ટાઢે દળે જવા આગ્રહ કર્યો અને ઉબરાળીને પાદર વડલો છે તેને છાયે ઢોલણી નાખી દીધી ત્યા સુતા વડ હેઠે કોળી લોકો કાસડાનુ કડબુ ગુથતા હતા કડપનાને છેડે દમાવવા પાણા મુકે તે ફુલજીનો છોકરો રમતો રમતો ઉપાડી લ્યે, એમ બે ત્રણ વખત થાતા એક ખાટ બોલ્યા આવો અટકચાળો છોકરો પેટમા કેમ રીયો હશે ફુલજી ઉંઘતા ન હોતા એ દમ ફરી એ વેણ બોલનાર ખાટનુ માથુ કાપી નાખ્યુ ગોકીરો થઇ પડ્યો ફુલજી અને સીદી એકદમ ઘોડા પર સ્વાર થઇ રવાના થયા પછવાડે ગામના માણસો થયા ત્રાકુડે જતા વચમા વચમા ગોનુ આવે છે ત્યા પહોચ્યા સીદી કહે બાપુ તમે કુવરને લઇ ત્રાકુડે પોચી જાવ નહીંતર આપણ ત્રણેને મારશે અને કુવર મરતા ઘરમેળ સારૂ થાશે માટે જાઓ બધાને અહી નાક રોકી રાખીશ ફુલજી ત્રાકુડે પહોચી ગયા સીદીએ બધા માણસોને શેનામા અટકાવ્યા અને છેવટે મરાણો તેનો ખાંભો હજી ત્યા છે જીવા મેતાને ખબર પડ્યા કે ઉબરાળમા આમ બનાવ બન્યો. મેવાસા અને ગોંડળ વચ્ચે વેર બંધાણા જીવે મેતે ગોંડળ સાથે લડવાની તૈયારી કરવા માંડી ભા કુંભાજીએ વિચાર્યુ કે નજીવી બાબતમાંથી વેર મોટુ થયુ પણ જામથી આપણી આબાદી દેખી શકાતી નથી એટલે આપણને પછાડવા આ તક એને મળી છે માટે હવે લશકર વધુ જોશે એમ વિચારી બામણીયાજીને મરાઠા લશકરને લઇ આવવા વડોદરે મોકલ્યા તેને માટે રૂપીઆ જોઇએ તેની ચીઠ્ઠી વીરપુરગામના નીકમ બારોટ પર લખી આપી બામણીયાજી થોડા માસમા ડોઢ હજાર મરાઠાના માણસોને લઇ ગોંડળ આવવા નીકળ્યા તેને ૭ મહીનાના પગાર અગાઉથી આપ્યો અને છુટ થયે એક ગામ લુટવા કબુલ્યુ જીવો

મેતો પણ મરાઠી લશકરને લઇ આવવા માટે નીકળેલ પણ તેને કુંભાજીના લશકર સામું મળ્યું તેને ખુટવવા યત્ન કર્યો પણ નિરફળતા મળી એટલે, વિચાર્યું કે હું લશકર લઇ આવીશ ત્યાં તો આ લશકર બધુ બેદાન મેદાન કરી નાખશે તુરંત પાછા વળી જામનગર જઇ જામ સાહેબને વાત કરી ભા કુંભાજીના લશકરે ગોંડળ થઇ મેવાસે ડવા મેતાને હરાવ્યો. બામણીયોજી બોલ્યા કે કાં ડવા મોલીયાની શેરડીનો રસ કેવો ? પછી ત્યાંથી કાળાવડ મુકામ કર્યો કુંભોજી જામનગર સામે લડવા જાય છે એવા ખબર વીરપુરના ઠાકોર જેઠીજીને થતાં રીસમાં ભા કુંભાજીને કહે રાવ્યુ કે મોટા જામના મુલ કાંત કરવા પ્હેલા આ છોટા જામને મળતા જાજો ભાએ સામુ કહેવરાવ્યુ કે ભલે કુટુંબી છીએ ને એ વખત પણ આવી જશે. પ્રથમ કાળાવડ તાબે કરી જામનગર પર ચડવુ એમ વિચારી કાળાવડ ઉપર તોપુના મોરચા મંડાણા જામ સાહેબને ભય લાગ્યો કે કુંભોજી શુરવીર છે તેની પાસે લશકર મોટું છે પોગી શકાશે નહિ વખત વિચારી સુલેહનુ કહેણ મોકલ્યુ અને કાળાવડથી ઇશ્વરજીને જામ સાહેબે બોલાવ્યા જામ સાહેબ કહે ઇશ્વરજી કુંભાજીને તેડી લાવ મારે જોવું હતુ કે મારા કુટુંબમાં કોઇ ભડ નરો છે કે નહી ભા કુંભાજીને જવામર્દ હીમતવાન જોઇ મને હરખ થઈ છે. કુંભાજીને મારી પાસે લઇ આવ ઇશ્વરજીએ વિશ્વાસ કરવાનુ કબુલ્યું નહી ત્યારે જામસાહેબે મલેક મીરૂં તથા નગરનો કામદાર વગેરેને થાલમા મેલ્યા એટલે ભા કુંભોજી જામ સાહેબ પાસે ગયા અને તેણે ઘણી શાબાશી આપી ડાહ્યા માણસોએ વચમાં પડી સમાધાની કરાવી તેમા કુંભાજીને નુકસાનીના પાચ લાખ કોરી આપવા ઠર્યું. કોરીના ચલણ બાબતમા કહેવાય છે કે સવત ૧૬૨૫ મા જામ સતાજીએ એક રૂપાનો સીકો (કોરી) પાડી બાદશાહી રૂપીઆ સાથે માનાની ડાબલીમા મુકી સુલતાન મુઝાફરને બેટ મોકલ્યુ તેમાં એક ચીઠી લખી કે બીજા રજપુતો સુલતાનને કુવરીઓ પરણાવે છે તેમ મારી આ કુંવરી (કોરી) સુલતાનના કુંવર (રૂપીઓ) સાથે પરણાવુ છુ આ મજાકથી સુલતાન ખુશી થયો અને તેને તે સિક્કા પાડવાની છુટ આપી એનુ પ્રથમ પ્રચલિત નામ કુંવરી હતું પણ પછી અપભ્રંશ થતા કોરી થઇ ગયું તે પછી ઘણા રાજાએ કોરી અને પોતાના સિક્કા પાડ્યા હાલમા માત્ર કચ્છમા કોરીનુ ચલણ છે આરબ લોકોને અઢાર લાખ કોરી નુકસાનીની તથા કિંમતી પોષાક આપી કાળાવડથી વળતા મરાઠી લશ્કરને રજા દીધી અને તેને એક ગામ લુટ કરવા કબુલેલુ તેથી વીરપુરના ઠાકોરશ્રી જેઠીજીનો ગર્વ ઉતારવા ખરેડી લુટવાનું કહી પોતે ગોંડળ આવ્યા અને તે ખબર જેઠીજીને કહેવરાવી શિવાય પોતાની નેક રાખવા કુંભાજીએ કાળાવડના દરબારગઢમાથી એક આડસર અને કમાડની જોડ લીધી તે મોવૈયાના ચોરામા નાખ્યા છે બે થાલલીયુ પાણાની નકશીદાર લીધી તે ગોંડળમા ખીજડા શેરીમા જુનો દરબારગઢ હતો અને હાલ એક વણિક ગૃહસ્થે તે મકાન વેચાથી લઇ લીધા છે તેના ગોખમા નાખેલી હજી આબાદ છે તે વખતે એક ચારણ બોલ્યો હતો કે—

સાંતલ તલ જીવો સેતો લેતલ કુભો લોણ
વેચાણો વહરેણ અઢાર લાખે એરડો ॥ ૧ ॥

પ્રથમ જામ કુબો ધણી ભ ભેરાન પુછણે
લિવાતી શીરમદી આપુ વગતી ।
પુછણે ભભેમર ન વાંધો પારખો
ધણી કુભા તણી જુવો ધરતી ॥ ૨ ॥
વજીરે ગોંડળે નીર તાડયો વડો
છત્રપાત દોહજે વાદ ધાંગ્યા ॥
આણીયા રનાહર દખણુરા ઉમરા
મોરચા નગરસું જાય માડયા ૩ ।

સવત ૧૮૨૪ની સાનમા ખોખરીને પાદર મરહાની ફોજ આવી તે સાથે ધીંગાણુ થયુ તેમા તે લોકોને ગોંડળની હદ બહાર કર્યા

ઇશ્વરજી મેતાને ભાભી પોતાના વિશ્વાસ પાત્ર માનતા પોતે જ્યા જાય ત્યા ઇશ્વરજીને તેડી જતા વાણીયા લોકો ઇશ્વરજી મેતાની અદેખાઇ કર । અને મહાનમા કામદાર વાણીયાઓનું હતું પણ ઇશ્વરજીની સામે ફાવી શક્તા નહી

સવત ૧૮૨૮ મા એક મ ત્વનો બનાવ બ યો ભા કુબો જામનગર સાથે એરડા બાબ ાથી ઉત્પન થયેલ લડાઇમાં રે કાયા હતા તેમા મહીનાઓ નિમન ગયા અને જુનાગઢ પોતાનો માણસ પણ રાખી શક્યા નહી તેથી કુભાજીના દુશમન થેનાઓને નવાબને કુભાજી વિરૂદ્ધ ભભેરવાની સારી તક મળી જુનાગઢના કટલા ગામ હાથ કર્યા કેટલા કરજમા ઉતારી દીધા સારા સારા પરગણા પડાવી લીવા વગેરે કહી નવાબ મ્હો બતખાનજીની ઘ્નરાજી ઉપજાવી નવાબ અરીણના કેદમા આગના પાછલા કુભાજીના ઉપકાર ભુલી ગયા અને કુભાજીએ તામે કરેના ગામો હાથ કરવાના હુકમ કાઢ્યા કુભાજીના ગામ લુટવા માડયા એ વાતની તરાથી ભા કુભાજીને ખબર પડી તુ ત જુનાગઢના લશકરને અટ કા યુ ધોરાજીથી ૪ ગાઉ છેટરે ઝાનણ સર પાસે ભયકર લડાઇ થઈ જુનાગઢનુ લશકર મોટુ હતુ એટને ભા કુભે દિવસ એવી વાત પાકી ફેલાવી દીધી કે નગરનું અને મરેઠાનુ લશકર ભા કુભાની મદદે આવે છે આ વાત સાભળી જુનાગઢનુ લશકર દેહશત પામી ગયેલ તેમા રાત પડી કે તુરત જુનાગઢવાળા ખાતા પીતા હતા ત્યા ૨૦૦ બળદના શીંગડા પર કાકડા બાવી સળગાવી આગળ બળધો અને પાછળ દેકારો મોલાવતી કિકિયારી કરતી ભાની ફોજ સુવાના લશકર તરફ ધસી એ હુમલાથી જુનાગઢનુ લશકર વણ ભય મંડુ અને બાગ ભાગી છુ ટુ નવાબે સલાહ કરવા કેણુ મોક યુ સલાહ થઇ થોડા માસમા પાછા આગળ જેવો સબધ ચાલુ થયો

સ ત ૧૮૩૦મા વાસણજી કુંવની ઉમર ૧૫ વરસની હતી તે વખતે લીબડી ગડી યા લોકોની ફોજ આવતી હતી ત્યા નામાનધી ઉપર ૪૦૦ ઘોડેસ્વાર સાથે વાસણજી કુંવને મોક યા હતા

સવત ૧૮૩૭ માં રાણા કમજોર થવાથી પોરબદર તાબાનુ નવીબદર માગરોળના શેખમીયાને લઇ લીધુ પોરબદરના રાણા સુલતાનજી સાથે કોટડાના હોથીજીની બેન એટલે

ભાશ્રીની ભત્રીજી બાઇ સોનબા પરણાવેલ હતા તે પહેલીજ વખતનુ આણુવળી પોરબંદર ગયેલ ત્યા નવીબંદર ગયુ જુની રાણીઓએ માનબાને મશ્કરીમા કટાક્ષથી મેણુ માર્યુ કે "નવી આવી અને નવી ગઇ" આ વેણુ સોનબાને હાડેહાડ ઉતરી ગયા તુરત પોતાને પીયર જવાની રજા લઇ કોટડે આવ્યા થોડા દીમા પોતાના કાકા ભા પાસ આવી ધ્રુસકે ધ્રુસકે રોવા મડયા અને કહ્યુ કે અમારે સમુદ્ર જેવા આપ માવતર છતા શોકયુના મેણા ખાવા પડે ભાએ દિલાસો આપ્યો બાઈ તમને આડુ વાળી પોરબંદર મોકલશુ ત્યારે કરીયાવરમા નવીબંદર આપશુ બાઈ પાછા કોટડે ગયા બીજે દી ભાકુભોજી તથા વાસણજી મહેતો લશ્કર સાથે માગરોળ ગયા શેખમીયાંપે વટ્ટીમોકલીતમોને જોઇએ તે મારે ન જોઇએ તે જાણતો હતો કે ભાકુભોજી એટલે સોરઠનો બાદશાહ તેની સામે લડયે પહોચાય નહી લડાઇ બંધ કરી ભાશ્રીને દરબારમા તેડાવ્યા પણ પ્રથમ વાસણજી મહેતાયે જઇ મન પરિણામ દગો ઘાત માણસનો જમાવ વગેરે તો નથી તેની ખાત્રી કરી આવ્યા પછી ભા કુભોજી માગરોળમા ગયા અને ધરમશી હેમચંદવાળા મકાનમા ઉતર્યા નવીબંદરનુ લખત કરાવી ગોંડળ આવ્યા કોટડેથી સોનબાને તેડાવી રૂખમીયાનુ લખત તથા બીજે કરીયાવર કરી બાઇને પોરબંદર વિદાય કર્યા. ત્યા થી રાણાનો સબંધ ગોંડળ સાથે બહુજ સ્નેહ અને મમતાવાળો ચાલ્યો આવે છે આ પરાક્રમના પોરબંદરના ભાટ ચારણોયે અનેક કવિતો કર્યા છે તેમાનુ એક નીચે આપીયે છીયે

નવીયે તુ આવત નહી હિંદુ ન કરત હાલાણ.
બરડે બાંગાં રાણ કલમો વાચત કુભડા.

સંવત ૮૩૮ની સાલમા પોરબંદરના ગામ બેટાલી અને રાનગરના ઘેડની નગર પોરબંદર વચ્ચે તકરાર પડી, તેમા નગરથી મેરૂ ખવાસ લશકર લઇ આવ્યા અને પોરબંદરના માણસ પણ સામા આવ્યા ધોરાજીનો મુલક નજીકમા તેથી તેમ રાણો જમાઇ થાય તેથી ભાશ્રી યે પણ વાસણજી મહેતાને સાથે લઇ લશકર સાથે પડાવ નાખ્યો અમરજી દિવાને પણ જુનાગઢનુ લશકર લઇ તેટલામા પડાવ નાખ્યો મેરૂ ખવાસને લાગ્યુ કે આ બધા લશકર ભેળા થયા કયુ લશકર કાની ભેળ તાણુશે તે નક્કી નથી માટે સમાધાન થાય તો સારૂ રાણાએ કહ્યુ કે મનેક મીઠુ વેડ પોરબંદરનું કે નગરનુ જેનુ કહે તે મારે કબુલ છે મેરૂ ખવાસે એ વાત કબુલ રાખી કારણ મનેક મીઠુ નગરનો માણસ હતો અમરજી દિવાન અને વાસણજી મેતાની દરમ્યાનગિરીની સહી લીધી, પછી દાયરો ભરાણો મનેકને તેડાવી પુછ્યુ કે સાચુ હોય તે કહે ત્યારે તે બોલ્યો કે મેરૂ ખવાસનો હુકમ થાય તો આ ઘડીએ પોરબંદર ઉથલપાથલ કરી નાખુ એ નોકરનો ધર્મ છે પણ મને પંચ ગણી ખરી વાત કરવા બેસાર્યો ત્યારે ખોટુ નહી બોલુ 'વેડ તો રાણાની છે મેરૂ ખવાસની તકરાર ખોટી છે'

આવો નિકાલ સાભળી મેરૂ ખવાસ ભભકી ઉઠયો કે જાજા તરકડા તુ શુ જાણુ ત્યારે મનેકે કહ્યુ કે ચલ ગોલા કમ જાત હૈ જુઠ બોલના ઔર ઝખ મારના બરાબર હૈ

આ વખતે દિવાન અને મહેતે વચમાં પડી મેરૂ ખવાસને દબાવ્યા કે કબુલત આપી હવે ફરી જઙશો અને અનીતિને રસ્તે ચડશો તો અમે પોરબંદર ભેળા છીએ પછી થેડ પોરબંદરને આપ્યું અને સૌ રસ્તે પડ્યા.

આ વખતમાં જુનાગઢથી અમરજી દિવાનનું લશકર જોરતલબી ઉઘરાવવા ફરતું. તેમ ગાયકવાડ પેશ્વાની ફોજ ખંડણી લેવા આવતી તે વખતે જુનાગઢની સાથે ગોંડળવાળાને પણ પેશ્વાના લશકરની તેનાતમાં રહેવું પડતુ પેશ્વાની ફોજ કાઠીઆવાડમાં આવે ત્યારે ૫૦૦ ઘોડેસ્વાર સાથે વાસણજી મહેતાને ભા કુંભોજી મોકલતા તેથી એ લાભ થતો કે એ ફોજને ગોંડળની હદમા પગ મુકવા ન દેતા અને પરબારે રસ્તેથી ચલાવતા. નવાબ એમ માનતા કે ભાથી હાથ રાખે છે. જુનાગઢને ખરચે પોતાના લશકરનું ખર્ચ પરબારૂ થાતું, અને કયું રાજ્ય નબળું પાતળુ કે પૈસે ટકે ઘસાઇ ગયું છે તે જાણી લેવાતું અને સમય આવ્યે જે રીતે તેની પાસેથી ગામ લઇ શકાય તેમ તજવીજ કરાતી, વળી તેનાથે મોટો લાભ એ થતો કે ગોંડળના ભાકુંભાજી ઉપર ગાયકવાડ અને પેશ્વા સરકારની પ્રીતિ વધતી.

જુનાગઢવાળાને ગોંડળની મદદની હમેશાં જરૂર પડતી તેમ અમરજી દીવાન જેવીજ ભાકુંભાજીની સલાહ અને શીરબધી ગણે બાઝે ત્યારે કોરી કરજાઉ લેવી પડતી. તેથી જુનાગઢમાં મકાન બાંધીને વખતોવખત રહેવાની સગવડ ભાથીએ કરી હતી.

સવત ૧૮૪૩ની સાલમાં કેવદરાના રાયજાદાને માંગરે જવાળાનું દબાણ બહુ રહેતુ તે મટાડવા તે ગામનો અમુક ભાગ લખી આપવા રાયજાદો જુનાગઢ આવેલ ત્યારે વાસણજી મહેતો પણ જુનાગઢ હતા તેને આ વાતની ખબર પડતા ગરાશીયાને ભોળવી આંબા આંબલી બતાવી ભા પાસે ગોંડળ જઇ કેવદરૂ માંડી લીધુ અને તરતજ ઘોડા ૩૦૦ અને ૫૦ આરબ લઈ વાસણજી મહેતો પહેલવેલા કેવદરાનો બદોબસ્ત કરવા ગયા રસ્તામાં જેતલસરની વાવે પડાવ નાખ્યો રોટલા ખાઇ પોરો ખાતા બેઠા હતા ત્યાં મનમાં તુરંગ ઉઠ્યો કે આ ગામ ધોરાજીપરગણાને લગતુ છે તેના ધની મૂળગરાશીઆ કાઠી છે તેને કાઢી તે હાથ કરીએ તો ઠીક એમ વિચારી તુરત ગામ ઉપર હલ્લો કરી મૂળગરાશીઆના દશ વિશ જણને કેદ કરી ધોરાજી મોકલી દીધા અને ત્યા ઘોડા ૧૦૦ અને ૨૫ આરબનુ થાણુ રાખી ગામ કબજે કર્યું. થોડા દિ કાઠી લોકો બારવટે નીકળ્યા પણ આખરે મરાણા. કેવદરાનો બદોબસ્ત કરી ગોંડળ આવ્યા ત્યારે જેતલસર સર કર્યાના ખબર ભાથીને આપ્યા તેથી તેઓએ શાબાશી દીધી જેતલસર એ જુનાગઢ જેતપુરની વચ્ચે હોવાથી દરબારગઢ બાંધી ગામને આબાદ કરવાનો નિશ્ચય કર્યો તે પછી સવત ૧૮૪૪ મા જેતલસરનો કિલ્લો અને દરબારગઢ બાંધ્યો

એક વખત ભાથી અને વાસણજી બેઠા વિચાર કરતા હતા કે આપણે બંદર નથી તેથી બદર જેવો લાભ ગીર આપી શકે તેમાં લાકડાંની પેદાશ ઘણી થાય માટે હીરણના કાંઠા સુધી ગીરમા પગ ઘાલીએ તો ઠીક એવો વિચાર કરી સવત ૧૮૪૧ મા સરસઇને

પાદર પીરની જગામાં લશકર સાથે પડાવ નાખ્યો અને બોરડીયા પરગણાને ઘેરો ઘાલ્યો. આ પહેલાં સંવત ૧૮૩૬ માં અર્ધું મરસઇ તો રોજારકા કાઠી પાસેથી લખાવી લીધેલ અને અરધુ હરભાઈ (હરસુરકા) ખાતો હતો તે બન્ને પાસેથી સરસઈ હાથ કરી આસપાસના ઉજડ ટીંબા વસાવવા માંડ્યા. આ પાંચ ગામ આબાદ થયા પછી બે ચાર વરસે તો ભા કુંભાજી ગુજરી ગયા.

ભીમ ફકીરાણીને અને દિવાન દુલભજીને અણબનાવ રહ્યા કરતો તેથી દિવાન દુલભજી ઉચાળા ભરી સં. ૧૮૪૧ માં જેતપુર ગયા ભીમ ફકીરાણીથી કારભાર ન ચાલ્યો એટલે સં. ૧૮૪૨ માં ગલુ સોમનાથને પોરબંદર ઠકર પ્રેમજી પાસે મોકલી દિવાનગીરી લેવાની વાત કરી એટલે પ્રેમજી ઉપલેટે આવ્યો પ્રેમજીયે ગલુને કહ્યુ કે ભા કુંભાજી જામીન થઇ સાથે આવે તો ફુલશંકર વણથળી છે ત્યા આવુ એટલે ગલુ મહેતે જુનાગઢ ભીમ પાસે માંણસ મોકલી નવાબની ચીઠી ભા કુંભાજી ઉપર લખાવી મગાવી એટલે પ્રેમજીને લઇ ભાશ્રી વણથલી ગયા ૩-૪ દી રહ્યા ત્યા ભીમ ફકીરાણી ગુજરી ગયો ઠા પ્રેમજીને કારભાર સોંપવાની વાત નવાબના જુના માણસો લાલો સેવાલાલ અને શવદાસ પજાને ગમતી ન'હોતી. એક વખત નવાબશ્રીની કચેરીમા ભા કુંભાજી, ઠા. પ્રેમજી, ઉધોદરો જીવણ, અને વાસણજી મહેતો એટલા બેઠા હતા ત્યા શવદાસ પડ્યો કચેરીમા આવી નવાબશ્રીની ગાદીની પડખે ડાબી બાજુ બેઠો તેથી પ્રેમજી ખારો થઇ ગયો અને ઘણા વચન નવાબની રૂબરૂમાં બોલ્યો. વાત વધીજાત પણ કચેરીમાં ભા હતા એટલે બેઇ ગાત રહ્યા. વાત બગડી જાણી ભા પ્રેમજીનુ કાંડુ પકડી ઉઠ્યા આ બોલચાલથી નવાબને ઘણું વસમુ લાગ્યુ અરધી રાત્રે નવાબનો ખીજમતદાર દાદુ વાસણજી મહેતાની રાવટીએ આવી નવાબ યાદ કરે છે એમ કહ્યું મહેતો ભાશ્રીની રજા લઇ આરબ હમજાને સાથે લઇ નવાબ પાસે ગયા નવાબે પ્રેમજીનુ પાજીપણું વર્ણવ્યુ. [1] કાકાને કહેજો કે હવે મારે શુ કરવુ આનો જવાબ કાલે આપજો તુરત ભા પાસે આવી વાત કરી ભાશ્રીએ કહ્યું કે નવાબને કહે કે "પ્રેમજીને કારભાર સોપશો તો કુતીયાણુ ખોશો પ્રેમજી પોરબદર-ના રાણાનો ચાકર ગણાય ને પ્રથમ રાણાનુ સારૂ કરશે અને કુતીયાણુ દિવાન અમરજીએ મેળવ્યુ છે તે જરૂર રાણાને અપાવશે રાણો મારો ભાણેજ ખરો પણ જુનાગઢના લાભ-મા મારો લાભ રહેલ પણ નવાબનો મારા પર વિશ્વાસ નેથી મારે તો સાચી સલાહ દેવી જોઇએ જો ગગાસ ઘેર રાખવો હોય તો દુલભજીને કારભાર સોપો" બીજે દિવસે નવાબને મળી ભા ના શબ્દે શબ્દ કહ્યા. બીજે દિવસ શવા પજાને નવાબે ભા પાસે મોકલ્યો વાસણજીની રાવટીમા ભા આવ્યા વાત કરી કે દુલભજી વિના નવાબનુ ભલુ થાશે નહી નવાબ પોતે તેડવા જાય અથવા આપણે તેડી આવી દેશુ બીજે દી પ્રેમજીને રજા દીધી. વળતે દિવસે નવાબની સ્વારી જેતપુર દુલભજીને તેડવા તૈયાર થઇ ભાને બોલાવવા નવાબનુ માણસ આવ્યુ ત્યારે ભાયે કહેવડાવ્યુ કે મારે ધોરાજીમા બે રાતનુ કામ છે તેથી તમારી

1 નવાબ ભા કુંભાને કાકા કહેતા

સાથે વાસણજી આવે છે તે દુલભજીને સમજાવને તેમ છતા મારી જરૂર પડશે તો ને મને લખશે એટલે હું આવી જઇશ નવાબ જેતપુર ગયા ગામ બહાર તંબુ તાણી મુકામ કર્યો અને શવાસ તથા વાસણજી મહેતો દુલભજી પાસે જઇ બધી હકીકત કહી, તે માન્યો નહી એટલે ભાએ માણસ મોકલ્યુ બીજે દી ભા જેતપુર આવ્યા અને વાગ કુપાને ત્યા ઉતર્યા રોટલા ખાઇ દુલભજીને ઉતારે ગયા, દુલભજીને કહ્યુ કે નવાબ જાતે તેના આવ્યા અને વગદા શું કરો છો ? હવે ખડ ખાની પેટ નહી ભરાય, દીવાનનુ કજ નોકરી વિના નહી ધોવાય દુલભજી કહે ભાનું વેણ માથે ચડાવુ છુ પણ નવાબનો ભરોસો પડતો નથી ભા કહે નવાબની નાનો કરો મા જુનાગઢ આવ્યા વિના તમારો આરો નથી તમે અમરજીના દીકરા જુનાગઢમા સારા લાગો હું જેજો આવી વણુથળીનો છુટકો કરવી દઇશ નહી જરૂર પડે મને તેડાવશો તો હું કાઇ દૂર નથી બીજે દી સવારમા બધા રવાના થયા ભા સાથે વણથળી આવ્યા બધુ સમાધાન કરી રઘનાથજી મહેતાને ફાજ આપી મુનકગીરી કરવા મોકલ્યા તે વખતે ગવરગામના વાગેસથે કુમારશ્રી દેવાજીને ધીગાણુ થયાના ખબર દુલભજી મહેતાને થયા ત્યારે તેમણે ભાને કહ્યુ કે કુવરને આવા મામનામા મોકલવા ઠીક નથી લાગે ભા કહે એને ગરાસ ઓછો છે તેમા તેનો નિર્વાહ ક્યાથી થાય પછી દુલભજી મહેતો વાસણજીને તેડી જુનાગઢ ગયા અને ભા સવારમા ધોરાજી ગયા ભાની સુચના પ્રમાણે જુનાગઢમા ૧૫ દી રહી લાના સેનાપાલની મદદથી કુમાર દેવાજી, હરીભાઇ તથા ભાવાજી એ ત્રણ નામનો લાસ્ય બીમોરા બે ગામનો પરવાનો લખાયો દીવાન સુખડી અને દેશાય દસ્તુરની કોરી ૪૦૦ દરવર્ષે દેવાનું ઠરાવ્યુ પછી બેઇ ગામના પરવાના લઇ વાસણજી ધોરાજી આવ્યા

સવત ૧૮૩૬ મા ભયકર દુષ્કાળ પડ્યો ભા કુભાજીની સાવચેતી પ્રજાને કરેલી મદદ તથા બીજી કુશળતાને લઇ ગોડળ રાજ્યની પ્રજાને બહુ મુશ્કેલી નડી નહોતી ધાન્યનો મોટો સંઘરો કરેલ તે પ્રજામા મફત વેચ્યો હતો આ દુષ્કાળમા લુંટફાટ બહુ થાતી બારવટે ઘણા લોકો નિકળ્યા તેમા એક મનરુ મામદ નામનો દેવડાનો સંધી મોટી લુંટો કરવા લાગ્યો તે સાથે સગ્રામ નમનો ચારણ કોળી ભળેલો હતો અને હજારોનુ જુથ એકઠુ કર્યુ હતુ તેની લુટફાટથી કાઠીઆવાડ આખામા હાહાકાર વરતી રહ્યો હતો તે અરસામા ઉપલેટાના વેપારીઓ પોરબદર માલ લેવા ગયેલ તે વળતા દેવડાને પાદર ટાઢા હાલના ગાડા છોડ્યા અને રોકાણા ગોડળની પ્રજા નિર્ભયપણે ફરતી અને ભાની હાક એવી હતી કે ગમે ત્યા ગમે તે માણસ કહે કે હુ કુભાજીની પ્રજા છઉ તો તેના પર કોઇ આગળી ચીધી શક્તુ નહી પછી તે બારવટીયો હોય કે લુંટારા વેપારીઓએ એમ કહ્યુ પણ તેની દરકાર કર્યા વિના બધા ગાડા મનેકે લુટી લીધા વેપારીઓ પોકાર કરતા બે ચાર દીમા ગોડળ આવી કુભાજીને બધી વાત કરી ત્યા ગોડળના ગામડા લુંટયાના ખબર પણ આવ્યા સભામા બેઠેલા એક ચારણે તુરત કવિતા કહી કે

વીભાહર વીભા તુ વાઘાળા નાકય,
કુભા ચુટી કાઢય દુનીયામાથી દેવડુ.

તમે આખો દીવસ દારૂ પીધા પછી દુરાચારી વર્તણુક કરો છો અને પડ્યા રહો છો માથે કુભાજી જેવા મુરબ્બી ઉઠી ગયા છે તો કોઇ દુશમન મુલક ખેખી જાશે. આ વાત સાભળી દાજીભાઇ દબાઇ ગયા પ્રાગોશેઠ વગેરે મોટા મોટા પાઘડા બાધેલા ઘણા માણુસો હતા તેમા જવાબ દેવાને કોઇની જીભ ઉપડી નહી બધા નીચુ ઘાલી બેસી રહ્યા

આ વખતે વાસણજી મહેતો મેરૂ ખવાસ સાથે લશકરમા હતા તે કચેરીમાં બેઠેલ તેણે બધુ સાભળ્યુ તે રહી શક્યા નહી એટલે ભભકી ઉઠ્યા જે મેરૂ ખવાસ, દાજીભાઇને દબાવો મા દાજીભાઇને છોકરૂ ગણો મા એ તો જામસાહેબનાં ફરજન છે રાજા તો સુના બેસાજ નિવસ કાઢે પણ તેના દાત બહુ મોટા હોય તે આખા મુલકને ચ ની જાય તેમજ આ દાજીભાઇમાટે સમજવુ વાસણજી મહેતાના આવા વેણ સાભળી મેરૂ ખવાસ બોલ્યો એવા મેતા હજી તો કાલ સવારે તુને દાજીભાઇ કાઢી મુકે છે અને નગરનો ધણી સધરે છે છતા ગોડળની ભેગ તાણવા ઉભો થયો છો? આમ કહી ધમકાવ્યા વાસણજી ચુપ અને દાજીભાઇ ઉઠી સૌ સૌને તરબુએ ચાલ્યા ગયા એ બન્ને ઉઠી ગયા પછી મેરૂ ખવાસે પોતાના સરદારોને કહ્યુ કે જોજો ભાઇઓ વસણજી મહેતાને ગોડજે કાઢી મુક્યા છે આપણે ત્યા ચાકર રહ્યા છે તોપણ તેને ગોડળનુ કેવુ તપી આવ્યું વગ ખાઇ ઉઠી ગયા એવુ પ્રમાણિકપણુ અને મરદાઇ જુવો એવુ નામ પુરૂષ

આ વાતની દાજીભાઇને ખબર પડી વાસણજીને કાઢી મુક્યા એ પોતે મોટી ભુલ કરી છે અને પાછી માગે રોટે પોતાને ભુલ ખવરાવી છે એમ પોતાને લાગ્યુ વાસણજીજ રાજની તરવાર છે એમ વિચારી બીજે દી સવારમા વસણજી મેતાને તેડવા માટે તેને તબુએ દાજીભાઇ ગયા વાસણજીએ જમવાનુ તૈયાર કરાવેલ દાજીભાઇને જમવા આગ્રહ કર્યો તે કહે તમરૂ ખભાગીયુ તમે ખાઓ પણ હવે પાછા ગોડળ ચાલો તો હુ શીરાવુ વાસણજી મનાણા જમી ધણી ચાકર એક થયા

આ વાતની મેરૂ ખવાસને ખબર પડી વાસણજી મહેતો મેરૂખવાસ પાસે રજા લેવા ગયા અને કહ્યુ કે રાજપર ગોડળને લેવુ છે માટે વિચારી હાથ નાખજે એમ કહી નગરસામા થયા પછી લશ્કર સાથે ગોડળ આવ્યા મેરૂ ખવાસ નગર તરફ વળી નિકળ્યા અને ગોડળ સાથે વેર બધાણુ દાજીભાઇએ ગોડળ આવી બધી વાત અદીમાને કરી બીજે દિવસે પ્રાગો શેઠ અને અદીમા વાસણજીને ઘેર આવી કહ્યુ કે કડોરણેથી બુલાખીરામને તેડાવો માણસ તેડવા મોકલ્યો તે પછી અમે દરબારમા જાશુ ત્યારે વાસણજીયે કહ્યુ કે "નગર સાથે બહાર વર કરીને આ પો એટને હવે અમ નગરના રહ્યા નથી બુલાખીરામ નો જુનાગઢ જાશે અને હુ પણ ત્યા જઇશ તમારી તથા ગગાગોરની માગ પર સારી નજર નથી તમે મારા પર ઝેર રાખો છો તેથી હુ આહી રહી શકુ નહી પછી અદીમાએ ખાત્રી આપતા કહ્યુ કે " ખભાગીયુ તમને પાછુ આપ્યુ અને દાજીભાઇના નાકની નથ અને પગના કડલા સીદ્ધ આપીને પણ નગર સાથેના વેરમા સામા ઉભુ રહેવા અને હુ બાઇને ખોળે નબેસારના વચન આપુ છુ "પછી પ્રાગો શેઠ કહે' હુ લખસુત્ર ઉપાડુ કે તમારો જીવ મારે ફેરવવો નથી આજથી

તમારા લાભમાં ગેર સલાહ આપવી નથી અને તમારા પ્રત્યે પાપ બુદ્ધિ રખવી નથી. આ પ્રમાણે ખાત્રી થયા પછી વાસણજી મહેતને કરોન્ગે માણસ તેડવા મોકલ્યો તે પછી અદીઓ અને કામદાર ઘેર ગયા.

બુલાખીરામ ઘેર આવ્યા. મલેક છત્રાભાઈ કટારણે થાણે નીમણા. વાસણજી મહેતો અને દરબારે પરિયાણુ કરી નગર પરગણામાં ફેરા કરવાનો નિશ્ચય કર્યો ગોંડળમાં ઘોડાં ૩૦૦નો જમાવ કરી વાસણજી મહેતો તથા પ્રાગો શેઠ ઉપલેટા ગયા; ત્યાં ૭૦૦ ઘોડાં ભેળાં કર્યા નગારાં નિશાન ચોપદાર અને ૭૦૦ ઘોડાંથી વાસણજી મહેતો ચડયા અને પ્રાગો શેઠ ગામમાં રહ્યા. વાસણજી નગર ઉપર ચડી આવ્યાના સમાચાર મળતાં જામજોધપુર, કટારણા, ભાણવડ વગેરે મહાલોમાંથી નગરના ૮૦૦ ઘોડાં ચડી આવ્યાં. વાસણજી નગરનું ગામગામવાળી ભાંગી પાછો ફરેલ તે ખાગેશ્રી નજીક આવ્યા ત્યાં નગરની [1] વાર સામી મળી અને ધીંગાણું થયું. નગરની વાર સાથે રણછોડજી અને રઘુનાથજી દિવાન પણ હતા. ગોંડળનાં ઘોડાં ભાગ્યાં. જમાલખાન બલોચ અને વાસણજી મહેતો ૧૦૦ ઘોડાંથી સામા થયા અને ધીંગાણું મચ્યું. જમાલખાન પાસે મારવાડનો ૭-સિંહ નામનો રજપુત નોકર હતો તે ઉપર મલેકખાન ચડયો માર મારી સખત થઈ તેમાં નગર વાળા ભાગ્યા, ગોંડલ વાળા ઉપલેટા તરફ ફર્યા વાસણજી લડાઈમાં ચડ્યાથી પ્રાગો શેઠ અને ભવાન પારેખ ખુશી થયો હતો કે આમાં વાસણજીનું કાટલું નીકળી જશે. પણ તે તો ક્ષેમકુશળ પાછા આવ્યા જાણી નિરાશ થયો. પ્રાગા શેઠને સાથે લઈ જવાનું એજ કારણ હતું કે પૈસા જોઈએ તે એ આપે.

ત્યારપછી બે ચાર મહીને નગરનું લશકર આવી ગોંડળનાં ગામ ભાંગી ગયેલ પણ ધીંગાણું થયું ન હોતું ત્યારપછી ચાર ૭ મહીને દાદાભાઈ તથા વાસણજી મહેતો કાળાવડ પર ચડી ગામ ભાંગ્યું હતું. કાળાવડ ભાગ્યા પછી મેરુ ખવાસે ધોરાજી ઉપર હાથ નાખવાની અને લશકર સાથે પણ હકરને ધોરાજી ઉપર ચડાઈ લઈ જવાની તૈયારી કરેલ, એ ખબર ગોંડળ આવતાં દાદાભાઈએ પણ લશકર તૈયાર કર્યું. વાસણજી મહેતાને ૬૦૦ ઘોડાં અને ૫૦૦ પાળા સાથે ધોરાજી મોકલ્યા. વાસણજી મહેતે ધોરાજી આવી ભાદરકાંઠે ઉતરવા ન પામે તેમ મોચાની એક ગઢની રાંગ ફરતા ગડગડીયા પાણાની કરી અને નરભેરામ મહેતે પાણીની વાવડી તૈયાર કરી તે વંડામાં મતવાના ૫૦ પાળા થાણે બેસાર્યા. થોડા દિવસમાં પણ શેઠ ૭૦૦ ઘોડાં અને ૩૦૦ પાળા લઈ ધોરાજી ઉપર આવ્યો. ભાદર કાંઠેના વંડામાં બેઠેલા પાળાએ બંધુકના બંહાર કરી ભાદર ઉતરવા દીધા નહી; પણ નગરનું માણસ ઘણુ તેથી એ પાળા વધુ વખત ટકી શકયા નહી અને વડો મુકી ભાગ્યા ભાદરના નેરામાં ભરાણા તે મરાણા ભાગી છુટયા તે બચ્યા. તેટલામાં ધોરાજીથી લશકર લઈ વાસણજી મહેતો પહોચ્યા. ધીંગાણું મચ્યું. સામસામાં અનેક માણસો મરાણા. નગરવાળા ભાગ્યા ધોરાજીના માણસ પાછળ પડયા કટારણાના ગઢમાં દાખલ થઇ દરવાજા બધ કરી દીધા એટલે ધોરાજીના માણસ પાછાં ફરી ધોરાજી આવ્યા આ લડાઈ સંવત ૧૮૫૪ માં થઇ

[1] વાર-લશ્કર

નગરવાળા ત્યારપછી પણ શાંત ન રહ્યા અને ગોડળ સામે લડવાની તૈયારી કરે છે એવા સમાચાર દાજીભાઇને મળ્યા. તેથી વાસણજી મહેતાને તથા ખીરસરાના રણમલજી ને લશ્કર લાવ્યા ભુજ મોકલ્યા. તેઓ જમાદાર ફતેમામદના એક હજાર માણસ ભુજથી લઇ આવ્યા નગરવાળે જેડીઆ બાળંભા ઉચેકાવી લીધેલ તેની ફતેમામદને દાઝ હતી. ભુજના માણસ ઉતરે છે એવા ખબર નગરને મળતાં દિવાન રણછોડજી, રઘુનાથજી, પશુ ઠકર, મલેક મીહણુ અને ભવાન ખવાસ એક હજાર ઘોડાં અને બે હજાર પાળા સાથે પડધરી આવી ઓડા બાંધ્યા. ફતેહમામદ તથા ભાઇજી બાવાનું લશકર લઇ વાસણજી મહેતો પણ પડધરી આવ્યા. દાજીભાઇને પહેલાથી ખબર આપેલ એટલે દેવાભાઇને ૭૦૦ ઘોડાં અને ૩૦૦ પાળાએ સાથે સામા મોકલ્યા તેઓ પણ પડધરી ભેળા થયા. અને નગર સામે લડાઇ થઇ. તેમાં કાઇએ હાર ખાધી નહી પછી રઘુનાથજી દિવાને વાસણજી મહેતાને આવી કહ્યું કે તમારે અને નગર દરબારને કાંઇ વેર નથી કોઇએ કોઇનો ગરાસ દબાવ્યો નથી છતાં આ રીતે બાપ દીકરાના નાતામાં શા માટે લાખોનાં રૂપીયા અને માણસ ઓરાવવાં પડે છે? બંનેને આવો નકામો ખોટો મમત શા માટે રાખવો પડે છે? ત્યારે વાસણજી મહેતે કહ્યું જે દાજીભાઇને નાના જાણીને મેરૂ ખવાસને તેના ગરાસની લાલચ થયેલ માટે અમારે આટલું કરવુ પડ્યું હવે મેરૂ ખવાસ જાળવતા હોય તો હું દાજીભાઇને સમજાવુ. પછી ભવાન ખવાસ અને રઘુનાથજીયે મેરૂ ખવાસને તથા વાસણજી મહેતે દાજીભાઇને સમજાવી નગર ગોંડળ વચ્ચે સમાધાન કરાવ્યું. કચ્છના લશ્કરને આપવા માટે પૈસા પ્રાગા શેઠ પાસે માગ્યા પૈસા નોતા એટલે તે અફીણ ખાઇ મરી ગયો અને તેનો દિકરો કુરો શેઠ કામદાર થયો. કચ્છ ભુજના ભાઇ ભાઇજી બાવા ફતેમાહમદ ભેળા હતા તેને મળવા દાજીભાઇ આવ્યા મળ્યા હળ્યા અને ઠરાવ પ્રમાણે ફોજનો હીસાબ ચુકવી રજા આપી. ગોંડળવાળા ગોંડળ આવ્યા, નગરનુ લશકર નગર ગયું અને કચ્છનું લશકર પડધરીથી ચાલ્યું વચમાં નગરનું વડાળુ આવ્યું તે ભાંગ્યું લુંટ્યું કારણ ફતેમહમદને જેડીયા બાળંભાની ઘણી દાઝ હતી. સંવત ૧૮૫૨ની સાલમાં નગર સાથે થયેલુ વેર સંવત ૧૮૫૪મા બધ પડ્યું.

સંવત ૧૮૫૫માં દેવાભાઇને દાજીભાઇ સાથે નહીં બનતાં નગર ગયા નગરે ૧૦૦ પાળા અને ૨૦૦ ઘોડાથી કાળાવડ થાણે દેવાભાઇને રાખ્યા અને કાળાવડ ખાવા આપ્યું હરીભાઈ પણ સાથે રહ્યા.

સંવત ૧૮૫૫ની સાલમા વાલો રાણીંગ તથા વાળો ઓઘડ નાજાણી એક થઇ ૪૦૦ ઘોડાં ભેગા કરી ધાડો પાડવા માટી ગોંડળનું ધોરાજી તાબાનુ વાળાશરણુ ગામ ભાગ્યુ. ત્યાં ભાયાવદરનુ થાણુ પહોચ્યું પણ કાઠીનાં ઘોડા ઘણા એટલે પહોંચી શકવા નથી પછી કાઠી લોકો માલ લઇ કંડોરણા તાલુકાના કરાળીને પાદર ભાદર કાંઠે માલ સાથે [1] ઢાળો કર્યો આ ખબર ધોરાજી પડતા ભાદર નદીને કાંઠે સુતેલા કાઠી લોકો ઉપર હલ્લો કર્યો. તેમાં રાણીંગનો ભાઇ વાસેરો તથા ૭ કાઠી મરાણા. ઘોડાં ૧૦ કબજે કર્યાં. ત્યાં કાઠી લોકો ભા

1 ઢાળો કરી વિસામો ખાધો.

ગી ગયા. ત્યારપછી સમાધાની કરવાની વાત બીજા કાઠી લોકોએ ચલાવી એટલે વાલેરાના દાડા ઉપર ગોંડળથી કુમારશ્રી દેવાજી ત્રીજે દિવસે ૧૫૦ ઘોડાં સાથે ગયા. જેતપુર જસદણ બગસરાના ગરાસીઆએ ત્રાહેતપણે વાત કરી કે વાલેરાનાં માથા સટે સરસઇ રાણીંગને આપવું. એટલે દેવાભાઇએ દાજીભાઇને પુછી જવાબ આપવાનુ કહી દાજીભાઇ પાસે આવી આગેવાન વગેરે સમક્ષ વાત કરી કે ગોંડળને ટીબેથી કોઇ દિવસ પણ માથાને બદલે ગામ અપાણું નથી અને અપાય પણ નહી; બધા એકમત થઇ કાઠીને ના લખી મોકલી, એટલે વાળો રાણીંગ, માત્રો, ઓઘડ નાજાણી ત્રણે એક થઇ ગોંડળનાં ગામ ભાગવા માંડ્યાં. ૧૦-૧૨ ઠેકાણે ધાડ પાડી એટલે દાજીભાઇએ લશકર વધારવા માંડ્યુ. ઘણું માણસ ભેળું કર્યું. તેમાંથી જેતલસર ખોખરી સરતાનપરમા અમુક સંખ્યામાં લશકર રાખ્યું. પછી દાજીભાઇએ મેતા વાસણજીને રાણીંગ તથા નાજાણી ઉપર હુમલો કરવાનો હુકમ કર્યો ધણીનો આકરો હુકમ તે વખતે તો વાસણજીએ માથે ચડાવ્યો અને ડેરા રાવટી સામાન સાથે જેતલસર મુકામ કર્યો. ૧૫ દી ત્યાં મુકામ નાખી વાસણજી મહેતા છડી સવારીયે દાજીભાઇ પાસે આવી અરજ કરી કે મારી સાથ કોઇ ઘરનો જણ જોઇએ. કહો તો દેવાભાઇને તેડાવુ પણ તેઓ સ્પષ્ટ ના પાડી ત્યારે હઠીભાઇને તેડાવવાનુ કહ્યુ ત્યારે હુકમ કર્યો કે હઠીભાઇને પરભારા જેતલસર તેડાવજો, પણ લશકરનુ ઉપરીપણુ તો તમારેજ રાખવુ અને લશ્કરની હીલચાલ તમારી મરજી પ્રમાણે કરવી. પછી મહેતા ગુલાબીરામને તોપો દારૂ ગોળા વગેરે સામાન લઇ ખોખરી મોકલ્યા. વરસાદની તૈયારી હતી તેથી જેતલસરથી કુચ કરવાનું મહીનો પંદર દી બંધ રાખવાનું કહ્યુ, પણ વાસણજીએ જેતલસરથી કુચ કરી કરીકરી કરીયાણે મુકામ કર્યું અને ખોખરી ગુલાબીરામને લખ્યું કે તમે કુંવર હઠીભાઇને લઇ વાંદરવડ આવજો અને વાસણજી મહેતાને લશકરે કરીયાણેથી કુચ કરી વાદરવડ મુકામ કર્યું. તેજ દિવસે કુંવર હઠીભાઇ અને ગુલાબીરામ લશકર સાથે ભેગા થયા બીજે દિવસ મુકામ બધા સાથે રાખી ત્રીજે દિવસ મેતા ગુલાબીરામને ૫૦ સ્વાર સાથે ગોંડળ તરફ રવાના કરી ખોખરી પહોંચાડ્યા. વાદરવડમાં વરસાદ પડવા માંડ્યો એટલે ૧૧ દી મુકામ રહ્યા બારમે દિવસે કાંઇક ઉઘાડ થયો એટલે કુચ કરી ખારીકે ગયા ત્યા ૯ દી મુકામ રાખ્યો ત્યાથી લુણીયે ગયા ત્યાનો ગઢ પાડ્યો, અને ૧૦ દી મુકામ રાખ્યો. ત્યાથી બગસરે પહોચ્યા નાજાણીના ઉચાળા બગસરામાં આવેલ તેથી ગામને દંડ કરવાનું નકી કર્યું. રાત રહ્યા સવારે વાસણજી મેતો દિશાયે જવા રાવટીમાથી બહાર નીકળ્યા ત્યા ગુલાબીરામના કાગળ સાથે દેરડીનો રાજગર સામો મળ્યો તેમા લખેલ કે હાલારી સવત ૧૮૫૬ ના શ્રાવણ શુદી ૧૫ ની રાતે જાડેજાશ્રી દાજીભાઇએ કૈલાસવાસ કર્યો છે તે વાચના મેતો કપી ઉઠ્યા, પણ મન કાબુમા રાખી કુંવરહઠીભાઇને એક બાજુ તેડી હિંમત દઇ વાત કરી તે બન્નેએ સતલસ કરી કે અત્યારે લશ્કરમા આ ખબર પડવા દેવી નહી પણ અહીંથી હાલારીયે જઇ ઝુપડા બાંધી સ્નાન કરવુ ઉતારે આવી [1]નગારૂ કર્યું લશ્કર તૈયાર થઇ [2]પાધરે

---

1 નગારૂ કરી-એટલે લશ્કરને થોભાવવા માટે કે ઉપડવા માટે અમુક જાતનુ નગારૂ વગાડવામા આવતુ 2 પાદરે અને સીધે માર્ગ.

રસ્તે ચાલવા મડ્યુ અને તોપોને કાદવને લીધે મોદલ ડુંગરને રસ્તે ચલની તોપો સાથે આન્બની ૧૦ ગેરખ કુવર હરીભાઇ અને વાસણજી આવ્યા રોજી નદીને કાંઠે પાદર ગઢ પામ ધારીથી આવેલા નાજાણીએ ૩૦૦ ઘોડા સાથે નોડળામા હુમલો કર્યો પછી મહેતે ચારણને મોકલી નાજાણીને જણાવ્યુ કે દાજીભાઇએ દેહ મુકયો છે તેથી હવે અમે તો વેર ઝેર મુકી દઇએ છીએ એટલે તે પાછો વળ્યો અને લશકર હાલરીયે પહોચ્યુ ત્યા સ્નાન કર્યું તે દિવસ લૌકિક સાચવી ઉતારે બેસી રહ્યા બીજે દી રજપુતો તથા જમાદાર ને તણએ ભેળા કરી સલાહ કરી કે દાજીભાઇનુ વચન રાખવા તમે બધા એકમત થાઓ તો ધારી ગામે મોરચા માંડી ગઢ ખાલી કરાવીએ પછી ગોંડળ તરફ પ્રમાણ કરીએ ત્યારે રી બવી તો દુશ્મનને તાબે હતા પણ કુવર હરીભાઇ અને રજપુતો બોલ્યા કે તમારી હીંમતને માટે ધન્યવાદ ઘટે છે પણ માથુ વગાડુ છતા ધડ લડે એ આ વખતે તો બે નહી હવે તો ગોંડળ જાવુ જોઇએ ર દી ત્યા રહી ત્રીજે દી કુચ કરી જ્યાણા ગામને પાદર શેત્રુંજી ઉતરી મુકામ કર્યું ત્યાથી ખારી ગામ આવ્યુ ત્યા મુકામ કરી ફોજ બગસરે ગઇ, તે ઢોર ૮૦૦ ૮૯ આવ્યા વાઝો સામત લશકરમા આવ્યો તેને દુખ લાગે સમજાવ્યો સાથે હાથ રાખી કોરી ત્રણ હજાર લઇ ઢોર વગાળી આપી કુચ કરી ત્યાથી તનાળા બે દિવસ મુકામ રાખ્યુ ત્યાથી ભાદરકાંઠે ખંભાળીયે મુકામ કરવાનુ નક્કી કર્યું ત્યા સાંજે સુનાખીરામનો કાગળ આવ્યો તેમા જણાવેલ કે " દરબારમા દગલબાજી થઇ છે સરવૈયા જેઠીજીના દીકરા અદીબા સાથે મળી જઇ પોરબંદરના જેઠવી વહુને ઓધાન છે એવી ખોટી વાત ઉડાડી છે અને જાડેજાશ્રી દેવાજીને સરવૈયા અભેરાજજી તથા અમરાજીની સલાહથી કાગાન રવાર મોકલી નડાવ્યા છે પણ તેને ગામમાથી રજા દેશે એમ લાગે છે તમે આ આ પછી દેવાજી આવેતો સારૂ'

લશકરના જમાદારો વાસણજી પાસે આવી કહેવા લાગ્યા કે "તમે લશકરને બહાર રાખી ગોંડળ જાન છો ત્યા ગોટાળો છે જાડેજા દાજીભાઇએ હુકમ કરી તમને સોપ્યા છે માટે અમારા ચડત પગાર આપ્યા પછી તમારાથી ગોંડળ જવાશે' ત્યારે વાસણજીયે વિચાર કર્યો કે આધાર વિના સીપાઇઓ જવા દેશે નહી ત્યારે મહેતે જમાદારોને પુછ્યુ કે તમે નોકર કેના અને કેનો હુકમ ઉપાડશો ત્યારે જમાદારો બોલ્યા કે અમોને ધણીયે તમને સોપ્યા છે એટલે તમારા હુકમને અમે તાબે છીયે એ વખતે વાસણજીએ વિચાર્યુ કે ગોંડળમા અટાણે ગડબડ છે લશકર હાથમા હશે તો સીધુ થાશે

લશકરનુ લેણુ પોણા ચાર લાખ કરીનુ છે તે ત્રણ પરગણામાથી લઇ સીરબધીને આપશુ આ નિશ્ચય કરી વાસણજી મહેતે જમાદારો બધાને ભેળા કરી સીરબધી પાસે લખત કરાવ્યુ કે "અમારી રોજીતલબ (લેણી રકમ) વાસણજીએ કબુલી છે તે માટે વાસણજી જ્યા લડવાનો હુકમ કરશે ત્યા અમે લડશુ તેમા અમારા માણસ જખમી થાય તો તેનુ ખર્ચ વાસણજી પાસે અમારે માગવુ નથી અને હુકમ પ્રમાણે નોકરી કરશુ તેમા પીરાન પીર દરમ્યાન છે" તેવીજ રીતે વાસણજી મહેતે પણ શીરબધીને લખી આપ્યુ પછી પ્રભાતે મહેતા કલ્યાણજી ઠેબરને લશકર સાથે મોકલી ખંભાળીએ મુકામ

કરાવ્યું અને કુંવર હરીભાઇ, વાસણજી મહેતા અને જમાદાર બનેખાન ઘોડા ૫૦ તથા પાળા ૫૦ આરબના સાથે લઈ ગોંડળ આવ્યા. [1]ગુડો વળાવ્યો. રોઢ પહોર રાત ગયા પછી અદીબાઇએ વાસણજીને અંદર બોલાવી કહ્યું કે હવે કેમ કરવું? જેહવી વહુને આધાન છે. વાસણજીએ ઉત્તર આપ્યો કે એ વાત ખોટી. ગોંડળના દરબારમાં એ નહી ચાલે બીજાં રાજ્યમાં ચાલતું હોય ત્યાં ભલે. અદીબા કહે એટમાં શ્રી રાજ્ય કેમ કરે છે? તમારી શું સલાહ છે? ત્યારે વાસણજીએ જવાબ દીધો કે એટનું રાજ્ય વેંધીલું નથી. આંહી તો નગર જુનાગઢ અને કાઠીની વચ્ચે રહેવું તેમાં ત્રિયારાજ ચાલે નહી, દેવાભાઇને ખોળે બેસારો. ત્યારે અદીબાની વૃદ્ધ માતુશ્રી પાંસે બેઠાં હતાં તેણે કહ્યું કે મહેતો ઠીક કહે છે ત્યારે અદીબા પોતાની મા ઉપર ગુસ્સે થઇ ગયાં. વાસણજી ઉઠી ઘેર ગયા. બીજે દી ઠાકોરની બાવોજી ગોંડળમાં હતા તેણે વાસણજીને બંગલે તેડાવી કહ્યું કે "મારું મોત ન આવ્યું દાજીભાઈ ચાલી નીકળ્યો અને વહુ વીસાજીને ખોટ બેસારવાની વાત કરે છે મારે તો આપઘાત કરવો પડશે" વાસણજીએ ઠાકોરને કહ્યું કે ચિંતા કરોમાં. ધણી દેવોજી છે એ વાતમાં ફેર નહી પડે તેજ દી સાંજે મેરૂ ખવાસનો કાગળ વાસણજી ઉપર આવ્યો તેમાં લખેલ કે "ગોંડળની વાત જુદી જુદી સંભળાય છે. તું જાડેજાથી કુંભાજીનો છોરૂ છો તે જામ રાવળની મેડીને ખોટ બેસે તેવું થવા દઇશ નહી એવો અમને ભરોસો છે" તેનો ઘટતો જવાબ વાસણજી મહેતે મોકલી દીધો.

દેવાભાઇ કાળાવડથી આવ્યા. રસુંવેયા જેઠીજીના દીકરા તથા તેને મળતા બીજા રજપુતો પોતાનો સ્વાર્થ સાધવા અદીબા સાથે મળી ગયા હતા એટલે દેવાજીને ભાના ચાકળા પાંસે બેસવા દીધા નહી અને ઉઘાડી વાતો કરવા લાગ્યા કે રાજ તો ઘોડીયાનું છે. જાણે કે નવાબ તરફથી બંધાતી પાઘડી દેવાજીથી બંધાશે નહી પાઘડી તો ભાના આવાસમાં મુકાશે પછી બાઇને સુજશે તેમ કરશે. એવી વાતો સાંભળતાં દેવાભાઇ ગભરાણા તેને ધીરજ રહી નહી. એટલે માં. સુંદરજી દામોદર જે ગોંડળના જુના કામદાર દેવચંદનો પૌત્ર થાય અને પીઢ પાકું માણસ તેને વાઘેલા નથુજીને અને વીરપરવાળા પીઢ માણસ લક્ષ્મીદાસ ત્રણેને વાસણજી પાસે મોકલ્યા. તેને ફુલવાડીમાં તેડી જઇ કહ્યું કે દેવોભાઇ મુઝાણા છે તમને પુછવાને મોકલ્યા છે કે હવે તેણે રોકાવું કે ચાલ્યા જવું. ત્યારે વાસણજીએ જવાબ આપ્યો કે દેવોભાઇ ધણી છે રાજ એના બાપનું છે ક્ષત્રીનો દિકરો થઇ આવો નિરાશ શું થઇ ગયો છે. ત્યારે એ ત્રણેએ કહ્યું કે આ કંકાસ તમ વિના મટે એમ નથી અને દેવાજીના લાભમાં કામ થઇ ગયા પછી જેતલસર તમને અઘાટ ઇનામમાં આપવા દેવાભાઇએ કહેવરાવ્યું છે, ત્યારે વાસણજીએ ઠબકો દીધો કે હું કુંભાજીનો ચાકર નિમકહરામ નથી મને [2]બટ્ટો લગાડવા કેમ આવ્યા છો? દેવોભાઇ પોતાના હક વિના દગો કરી રાજ લેવા આવ્યા હોય તો ગોંડળના ધણીને માટે હું મરી મરું પણ દેવાભાઇને ટકવા દઉં નહી. પણ આ તો દૈવ જોગે મુળુજીની પાંખડી ઉપડી અને રાજનો ધણી દેવોભાઇ થયા એમાં કાંઇ મારૂં

1 ગુડો વળાવ્યો રોતું રોતું ઠેલી આગળ બેસે પછી અંદરનો માણુસ આવી છાના રાખી બેઠકમાં લઇ જાય ત્યાં ખરખરો કરે તે ગુડો વળાવ્યો કહેવાય 2 બટ્ટો—કલંક

[1] પાડસણુ નથી, કે તમે લચ દેવા તૈયાર થયા છો ત્યારે એ ત્રણે [2] ભોંઠા પડી દેવાભાઇ પાસે જઇ વાત કરી વાસણજી પાસે તેડી આવ્યા. ત્યારે વાસણજીયે કહ્યુ કે " મારા પેટમાં ભાઇશ્રીનું નિમક છે તેથી એકનિષ્ઠાયે ગોંડળના ધણીની ચાકરી કરવી એ મારો ધર્મ છે. ઇશ્વિર સારાંવાનાં કરશે જે થવાનુ છે તે [3] દાડા દિવસે થઇ રહેશે. હિમત રાખો ગરાસના ધણી તમે છો. " દેવાજી કહે કે રજપુતો ખુટેલા છે તે ચોપારમા મારો જીવ ટકવા દેતા નથી ત્યારે વાસણજીયે આરબ ૧૦ તથા ચાઉસ ૧ દેવાભાઇની તેનાતમાં મુક્યા અને કહ્યું કે આ આપણો માલેક છે, દેશનો ધણી પણ આજ " એના મરજી પ્રમાણે વરતજો અને હુકમ ઉપાડજો ત્યારપછી દેવાભાઇ આરબો સાથે ચોપારમા આવ્યા તે વખતે રજપુતોની હીમત તુટી ગઇ અને તે લોકો ખસી જઇ છેટે બેઠા અને દેવોભાઇ ભા ની ગાદી પાસે જઇ બેઠા જે રજપુતો ખુટ્યા હતા તેઓએ આ કામ વાસણજીના છે એમ માની રાતે વાસણજી મેતાને મારવા વિચાર કરી હથીઆર બાધી ચોપાટે આવ્યા હઠીભાઇને એ વાતની ખબર પડી એટલે રજપુતોને કહે ' એ મહેતો બેઠો મારી જુવો તમે દરબારના હિતેચ્છુને કચેરીમા મારવા તૈયાર થયા છો, ખડ ખાઓ માં ખડ મેતો એકલો નથી આરબોને ખબર પડશે તો તમારા માથા રડશે અને તમારી બાઇડીઓ આરબોને હાથ પડશે મહેતો બોલાવ્યા જેવો નથી દરબારનો દીકરો છે એમ જાણજો ' હઠીભાઇની ધમકી સાભળી બધા નીચું જોઇ ચાલ્યા ગયા

બીજે દી [4] સુવાળુ ઉતારવા નદીએ જાવુ પહોર દી ચડ્યો તો પણ કોઇ બહાર નીકળે નહી પછી અમરોજી, અભેરાજજી વગેરેયે દેવાભાઇને કહ્યુ કે સુવાળું ઉતારવા પધારો ત્યારે દેવાભાઇયે વાસણજીને તેડાવી પુછ્યુ ' કેમ કરવું, એટલે વાસણજી મહેતેઆરબની ૪ બેરખ માથી ૪૦ આરબ દેવાભાઇ સાથે મોકલ્યા ત્યાર પછી સુવાળું ઉતારી સૌ દરબારમાં આવ્યા રજપુતોના ઇરાદો એવો હતો કે સુવાળું ઉતારવા જશુ ત્યાથી પાછા દેવાભાઇને જીવતા ગામમા પેસવા દેશુ નહી પણ એ બધુ મનમા રહ્યુ

સાંજે નગરથી ખવાસ સગરામજી તથા કેશવજી મહેતો પાળા ૪૦૦ તથા ઘોડા ૪૦૦ લઇ દાડે આવ્યા મુકામ ગામ બહાર રાખ્યુ વાસણજીને બહાર તેડાવી બધી હકીકત પુછી, ત્યારે તેણે ઉત્તર આપ્યો કે બાપની મીલકત દિકરો લે તેમા નવાઇ શુ છે? ધણી દેવોભાઇ છે ટંટો ફીસાદ જેવુ આહી કાંઇ નથી. માટે મેરૂખવાસે કાંઇ દખલ કરવાની જરૂર નથી ત્યારે કણો કસુમ્બી (લાલ પાઘડી) બંધાવવા લાવ્યા હતા તે વાસણજીને દેખાડી વાસણજીયે સવારમા માત્ર ૬૦ થી ૮૦ માણસ સાથે લઇ દાયરે આવવા કહ્યુ વધુ માણસ નહી લાવવાની સૂચના આપી સવારે સરવણી થઇ રહી એટલે કેશવજી મહેતે જામશ્રી તરફથી પાઘડી બાધવાનુ દેવાભાઇને કહ્યુ એટલે વાસણજીની સંમતિથી પાઘડી અને તરવાર બાંધી, એટલે કેશવજી મહેતે ઉભા થઇ સલામ કરી ત્યારપછી કુવર હઠીભાઇ-

---

1 પાડસણ—આભાર—ઉપકાર 2 ભોંઠા શરમીંદા 3 દાડો—કારજ—ઉત્તરક્રિયા 4 સુવાળું એટલે ડાઢી મુછ પડાવી હજામત કરાવવી મરનારના નજીકના સગાં કે ભાઇઓ હોય તે તેમ કરે.

યે, સરવૈયા અભેરાજજીએ, અમરાજીયે, વાસણજી બુચે સાથે સનામ કરી અને દેવાભાઇને ભાના ચાકળા પાસે બેસાર્યા પછી નાના મોટા રજપુતો અને ભાયાતોયે, કારીઓએ સલામ કરી ત્યારપછી હાકેરશ્રી બાવાજીયે ચાકળે બેસી પાઘડી બંધાવી કાકુ ઝાવી પોતાની પાસે બેસારી વાસે હાથ મુકયો આ પ્રમાણે દેવાભાઇ રાજના ધણી થયા અને દાડા ઉપર આવેલા લોકો સૌ સૌને ઘેર ગયા

## ૧૪ જાડેજાશ્રી દેવાજી ઉર્ફે દેવાભાઇ.

(જન્મ સવત ૧૮૧૮, ગાદીયે સ ૧૮૫૬, મૃત્યુ સ ૧૮૬૮)

રાવળ જામથી ૧૪ મા પુરૂષ દેવાભાઇ થયા તેમનો જન્મ હાવારી સ ૧૮૧૮મા થયેલો, સ ૧૮૬૬ મા દાજીભાઇ ગુજરી ગયા પછી ઉપરના પ્રકરણમા જણાવ્યા પ્રમાણેની અનેક ઉથલપાથલને અંતે ગાદીએ બેઠા અને બાર વર્ષ રાજ્ય કરી સ ૧૮૬૮ના ચૈત્ર શુદ ૭ ને દિવસે ૫૦ વર્ષની ઉમરે ગુજરી ગયા

દેવાભાઇને બે ઠકરાણા હતા પહેલા પઠમીયા ઝાલા લીંબડી ભાયાત ખનાળાવાળાની દીકરી કશીબા તેના ભાયુને ચોરડી ગુદાળા બે ગામની માડવી ભામ અને વજે ખાવા આપેલ બીજા ધ્રાંગધ્રાના ભાયાત ઝાલા વનાજી જહીજીની દીકરી વ્રજકુવરબા ઉર્ફે બાઇજીબા ઝાલા વનાજીને કોટડાનો વજે માડવી ભામ ખાવા આપેલ કશીબાને સતાન થયુ ન હોતુ બાઇજીબાને નથુજી, કરણજી, ચદ્રસિહજી અને ભાણાભાઇ એમ ચાર દિકરા થયેલા તેમા પાટવી કુવર નથુજી

કારજ ઉકલ્યા પછી સરવૈયા ગામ ખાતા હતા તે ઉપર જપ્તી મુકી આચકી લીધા અને દરબાર બધ કર્યો ત્યારપછી પડખાના માણસોની શીખવણીથી અને રાજ્ય પોતાને ચલાવવાની મરજી એટલે અદીબાએ વળી ઉંચુ માથુ કર્યું અને કહ્યુ કે વહુને ઓધાન છે અને ગાદીએ દેવાભાઇ ટકી શકશે નહી વાસણજી મહેતે કહ્યુ કે કુવર થાશે તો દેવાભાઇ ઘોડીયાની દોરી તાણશે પણ બાર મહીના ધણી વિનાનુ રાજ્ય ચાલશે નહીં ત્યારપછી અદીબાએ પોતાના અવાસમાથી [1]વશાએત બહાર કાઢવા માડી દેવાભાઇ બધુ જાણતા પણ મોઢુ પેટ રખી જાણતા ન હોય તેમ બેસી રહ્યા મારણ અટકાયત કરે તો ઘર ગધેડે ચડશે એવી બીક હતી પોતાને રાજ ચલાવવાની અને દેવાજીને ટકવા ન દેવાની અદીબાની મરજી તે વાત વાસણજી પાસે કહેલ પણ તેણે જે સલાહ આપી તે નજરમા ન બેઠી એટલે પોતે શેઠ કુરાને ઘેર ગયા અને આનો ઉપાય પુછ્યો ત્યારે તેણે જવાબ દીધો કે કામદાર બીજો છે ત્યારે અમે તમને સહાયતા કેમ કરી શકીએ ? જો અમારા હાથમા આવે તો તમે ધારો તેમ કરી શકાય દાડા પછી તુર્તજ અદીબાએ દેવાભાઇને કહેવરાવ્યુ કે માવજી કામદાર છે તેને અજાસાવી પ્રાગા શેઠના દીકરાને કુલ મુખત્યાર

1 વશાએત—દરદાગીના

કામ સોંપો તો મને ભગેમો પડે દેવાભાઇને વાસણજી મહેતાની કે બીજા કોઇની સલાહ લીધા વિના અદીબાને કહેવરાવ્યું કે તમે માવતર છો મરજી પડે તેને કામ સોંપો સંવત ૧૮૫૬ના ભાદરવા શુદ ૫ ને રોજ દાજીભાઇની પ્રો વખતે વાસણજી મહેતાને ખબર નહી તે કુરા તથા ગોવર્ધનને પાઘડી બંધાવી. વાસણજી મહેતો દરબારગઢમા જવા નીકળ્યા ત્યા બેઇ જણ [1]હાટે પાઘડી બાંધી બેઠા હતા તે ઉઠીને વાસણજી મહેતાને પગે લાગ્યા મહેતો દરબારમા ગયા ત્યારે દેવાભાઈ એમને દેખી ભોંઠા પડ્યા એક બાજુ બોલાવી મહેતાને કહ્યુ કે લાચાર કે અદીબાની મરજી સાચવવા આ કામ કરવુ પડ્યુ છે અને તમને પુછ્યુ નથી, પણ અઘટિત થયુ છે તે વખતે વાસણજી મુઝાણા પણ ધીરજ રાખી ટાઢો જવાબ દીધો કે 'તમે ધણી છો જે કરો તે ઠીકજ છે હું કાંઇ તમારો માલેક નથી મહેતો છઉ પણ તમને વિચાર થઇ પડશે' એટલુ કહી બે ઘડી બેસી વાસણજી મહેતો ઘેર ગયા

કામદાર તો અદીબા સાથે વચનથી બધાઇ ગયો હતો એટલે જાળવી શક્યો નહી અને પાઘડી બાંધી તેને બીજેજ દિવસ રાએબ કરાવીને સીપાઇ ૪૦ નો લેખ કરી આપ્યો અને ૧૫ સીપાઈ તો તેજ ઘડીએ રાખ્યા, દરબારને કાને વાત પણ નાખી નહી તેવાતની ખબર વાસણજી મહેતાને પડતા દેવાભાઇ પાસે ગયા અને કહ્યુ કે 'હાકોર ચેતો નહીતર વાટ જોવરાવશે સીપાઇ ૪૦ કામદારે રાખ્યા તે તમારે કાને વાત નાખીને રાખ્યા હોય તોપણ એ સીપાઇ તમારા નથી એમ જાણજો પછી પસ્તાવુ પડશે' દરબારે તુરતજ માન ચોપદારને બોલાવી પુછ્યુ કે કામદારની દુકાને ૪૦ પાળા નોધાવ્યા તે કોને હુકમે? ચોપદાર કહે આપે સ્વતંત્ર હુકમની પાઘડી બધાવી એટલે તો આપે રાખ્યા ગણાય દરબારે કહ્યુ કે 'જા એ બધાને બરતરફનો હુકમ સભળાવી આવ અને હવે થી મને પુછ્યા વિના એકપણ પાળો રાખે નહી' જમાદારે હુકમ સભળાવ્યો એટલે કામદાર દરબાર પાસે આવ્યો ત્યારે તેને ધમકાવ્યો કે હાલમાં સૌરબધી ધણી છે વગર પુછ્યે સીપાઇ રાખશો તો પૈસા ગાંઠના તમારે દેવા પડશે પછી કામદાર સાંજે વાસણજી મહેતા પાસે આવ્યો અને ભુલ થાતા થઇ ગઇ પણ હવે લાજ રાખવી તમારા હાથમા છે એવી વિનતિ કરી એટલે વાસણજી મહેતે દેવાભાઇને સમજાવી ૫ પાળા બહાલ રખાવી બેડીએ થાણે મોકલ્યા પછી વાસણજી મહેતાને વિચાર થયો કે રાજા છે કાલ સવારે ઇતરાજી થઇ તો આપણા છોકરા ભુખે મરશે, એટલે કુરો શેઠ વગેરેને દેવાભાઇ પાસે મોકલી કહેવરાવ્યુ કે અમારી આજીવિકા માટે નક્કી કરો એટલે ખંભાળીયા ગામમા દરબારના ભાગ ૨ અને કાઝીનો ભાગ એક હતો તે મહેતાને ખાવા આપ્યુ

અદિબા દેવાભાઇ ગાદીયેથી ઉઠાડી મુકવાની ખટપટ ચલાવ્યા કરતા હતા કોઇ પણ રીતે ઘોડીપે રાજ કરી પોતે કારભાર ચલાવવો એવી એમની ઉમેદ હતી પણ વાસણજી મહેતો આડે આવતા તેથી અદીબા રીસાઇને ધોરાજી આવ્યા અને ત્યાંથી દેવાભાઇ સામે તુલક જગાડવાની તૈયારી કરી રથમા બેસી ડોઢી આગળ આવ્યા, ત્યા આરબોયે રોક્યા.

---

[1] હાટે–દુકાને

અને ચોપાટે ખબર કહ્યા, વાસણજી અદીબા પાસે જઇ ઘણીરીતે સમજાવ્યાં પણ સ્ત્રીજાત તે હઠ ન મુકેલો અને વાસણજીને ખરાબ શુકન કહેવા લાગ્યાં. એટલે વાસણજી મહેતે આરબોને હુકમ કર્યો કે રથને પકડો અને સાથીને બેડી નાખો, રથ હાંકનારને હાકલ મારી કે 'એલા દરબારના હુકમ વિના તે રથ જોડી બહાર કેમ કાઢ્યો ખબરદાર પાછો વાળ' એમ કહી સાથીને હેઠો પછાડ્યો રથ ડેલીમાં નાખી દીધો અને ડેલી બંધ કરી દીધી, અંદર માણસનું આવવું જવું બંધ કરી દીધું અદીબા કેદી જેવાં થઇ ગયાં કોઇ માણસ પડખે ન રહ્યાં, પડખે ચડેલા રજપુતોનું બળ ભાંગ્યું એટલે વકારણ નોકલી વાસણજીને તેડાવ્યા. આડી અવળી વાતો કર્યા પછી અદીબાયે કહ્યું કે ઓધાનની વાત પડી મુકીયે અને ઉપલેટા મને આપો. વાસણજીયે વિચાર્યું કે હવે જખ મારે ઓધાન ખોટું જણાય છે પછી ઉપલેટાની હા પાડી લખત કરી આપ્યું પછી વાસણજીયે રજપુતોની સ્ત્રીઓને તથા પોતાની સ્ત્રીને તેડવા રથ મોકલ્યા સ્ત્રીઓને તેડાવી ચોહાણ વહુની તપાસ કરાવી બધાયે ઠરાવ્યું કે ઓધાન નથી એટલે તે ખબર દેવાભાઇને કહ્યા અને એ [1]ડખો ડંભાણો. પછી હંગામી શીરબંધીને રજા દીધી રાખવા હતા તેટલા રાખ્યા.

અદીબા ઉપલેટે જવા તૈયાર થયાં એટલે ડેલીયેથી નીકળવાની વાસણજીયે અટકાયત કરી. મેનાને તેડાવી અદીબાયે કહ્યું કે મહેતા ખુટ્યો કે! વાસણજી કહે ઉપલેટું તમારી હદમાં ન સમાય એમ તમારો દેર કહે છે. ત્યારપછી થોડી વાર શાંત રહીબોલ્યા કે બાઇ છાનાંમાંના બેસી રહો ઝાઝાં તોફાન કરો માં. હું વાસણજી બેઠો છું ત્યાં સુધી ભાની ગાદીએ ભા નાજ છોર બેમે બીજું કારસ્થાન થાય નહી. દેવાભાઇને કહો તો એકાદું નાનું મોટું ગામ ખાવા આપશે. એ વાત અદીબાએ કબુલ કરી કારણ હા નહી પાડીએ તો તેટલું પણ મળશે નહી એમ જાણતાં હતાં એટલે મહેતા ઉપર બોજો મુક્યો કે તું દુધપુત્રવાળો છો તુ કહે તે મારે કબુલ છે પછી દેવાભાઇને કહી કોળીથડના વજે માંડવી ભામ જીવાઇમાં આપ્યાં અને અદીબા કોળીથડ જઇ રહ્યાં અને દેવાભાઇ નિષ્કંટક રાજ્યાધિકારી થયા.

દેવાભાઇ પાસે વીરપુરનો રજપુત નથુજી વાઘેલો પ્રથમથીજ રહેતો હતો તેણે દેવાભાઇને રાજ્ય મળ્યા પછી બહુ [2]ઉપાડો લીધો. શેઠ સાથે એક થઇ ગયો. દેવાભાઇ નથુજીની મોરલીયે નાચવા માંડ્યું. આ વખતે વાસણજી મહેતો ગોંડળ ધોરાજી ઉપલેટા ત્રણ મહાલના વાણીયા કારભારીના ઉપરી અને દરબારના અંગ જેવા હતા. તેથી વાસણજીને કાઢવાની પેરવી શેઠ અને નથુજી કરવા મંડ્યા; પણ તે અરસામાં એક બાજુ ગાયકવાડના લશકરચડી આવતાં, બીજી બાજુથી નગર જુનાગઢનું જોર વધવા માંડ્યું, ત્રીજી બાજુ કાઠી લોકો લુંટફાટ અને ધાડાં પાડી એક બીજાના ગરાસ દબાવવા મંડ્યા હતા. તેવાં વખતમાં ગોંડળને ટીંબે વાસણજી મહેતા વિના ચાલે તેમ નહોતું એટલે એ બન્ને જણા ખણખોદ કરતા પણ ફાવી શકતા નહી. દેવાભાઇયે વાસણજી મહેતાના દિકરા ઉમી-

1 ડખો ડભાણો— કજીયો મટ્યો. 2 ઉપાડો લીધો—જુલમ કરવા મંડ્યો.

યાશંકરને પોતે જ્યા ત્યાસુધી પેટના ફરજનની પેઠે પોતાની પાસે ખાનગી વિશ્વાસપાત્ર માણુસ તરીકે બહુમાન સાથે રાખ્યા હતા

સવત ૧૮૫૮ આખરે કાઠીઆવાડમા બાબાજી આપાજીની સરદારી નીચે દેશાઈભાઇ, અને રગીલદાસ ત્રીકમદાસ ગાયકવાડની ફોજ સાથે આવ્યા, ગામના ગામ ઉજડ કરવા માડયા રૈયત પર જુલમનો પાર રહ્યો નહી, ગામો લુટતા બાળતા અને જુલમીની પેઠે વર્તતા એટલે દેવાભાઇએ પોતાના ગામના રક્ષણ માટે ઘોડા ૨૦૦ અને પાગા ૧૦૦ આપી વાસણજી મહેતાને ગાયકવાડના લશ્કરમા મોકલ્યા રગીલદાસ વાસણજીના સગા અને નાગર હતા એટલે બાબાજી સાથે ઓળખાણ કરાવી પછી કાઠીઆવાડમા ફરી જુદા જુદા રાજ્યોના આકડા નક્કી કરી ચુકાદા કરાવવા માડયા દરેક રાજ્ય વચ્ચે પચ-તરીકે રગીલદાસ અને વાસણજી ઠર્યા હતા ચોતરફથી તોફાન બધ પડયુ રાજ્યોના ચુકાદામા વાસણજીની ચાલાકી જોઇ બાબાજી ઘણા પ્રસન્ન થયા અને તેને પોતાના કૃપા પાત્ર ગણવા લાગ્યા

વાસણજી મહેતાને લશ્કરમા મોકલ્યા પછી પછવાડે કુરો શેઠ, ગોવિંદજી મહારાજ અને નથુજી વાઘેલે વાસણજીની ખોદણી કરવા મડયા કરીમાને પડખે ચડી કાન ભરવા લાગ્યા અને કરીમા દેવાભાઇના કાન ભરવા મડયા પણ દેવાભાઇ સાભળી મેલી રહેતા આઠ દશ માસ એમ ચાલ્યુ છેવટે ખભાળીયામાથી વેરો લેવાને માટે કરીમા ગળે પડયા. દેવાભાઇએ લાચાર થઇ હા પાડી કુરા શેઠને હુકમ કર્યો તેણે જુનાખીરામને કહ્યુ કે ખંભાળીયાનો વેરો દરબારમા ભરવા દેવાભાઇનો હુકમ થયો છે આ વાત તેણે વાસણજીને લખી તેણે જવાબ લખ્યો કે આપણે જણ જેટલા હોઇએ તેટલાયે ગોડળમા રહી બાયડી છોકરાને ઉચાળા સાથે રીસામણે જુનાગઢ મોકલી દેવા ' જુનાખીરામે તમામ ઉચાળો બાયડી છોકરા સાથે સવત ૧૮૫૯મા જુનાગઢ મોકલી દીધો અને જણ તે કરીમા હતા તેટલા ગોડળમા રહ્યા સવત ૧૮૬૧ ની સાલમા રાજકોટ પાસેથી પૈસા આપી દરબાર અધાટ માડી લીધુ

સવત ૧૮૬૦ ની સાલમા નથુજીના લગ્ન ભરડાના જીજીબા સાથે ધામધુમથી કર્યા. આ પ્રસગે નગરથી જામ જસાજી, કચ્છના ભાઇજી બાવા અને કાઠીઆવાડના બીજા ઘણા રાજાઓ આવ્યા હતા અને મહોટુ ખર્ચ કર્યુ હતુ આ લગ્ન કાઠીઆવાડમા અપૂર્વ હતા અને હજીસુધી વૃદ્ધો તે લગ્નને સમારે છે. ઉમીયાશકર, દેવાભાઇનો કૃપાપાત્ર માણસ હતો તેનુ વેશવાળ વસાવડ કરેલુ દેવાભાઇની સુચના પ્રમાણે જુનાગઢથી બૈરા છોકરાને તેડાવી વસાવડ જાન મોકલી દેવાભાઇએ પરણાવ્યો વૈશાખ મહીને જુનાગઢમા નાગરી નાતમા દિના હતા એટલે ઉમીયાશકરને પરણાવી બૈરા છોકરા સાથે સૌ જુનાગઢ ગયા

વાસણજી મહેતાના ઉચાળા જુનાગઢ ગયા ત્યારે નવાબ સાહેબે બહુ માન સાથે ધધુસર ગામ ખાના આપ્યુ અને કોડીનાર મહાલ ગૌરીશકરને સોપ્યો. કોડીનારમાં ગાયકવાડનો પણ ભાગ હતો તેનો વહીવટ પણ ગૌરીશંકરને સોપ્યો વાસણજીએ નવાબ સાહેબની પ્રીતિ

મેળવી હમેશા નવાબ સાથેજ રહેતા સ ૧૮૬૦-૬૧ મે વર્ષ ગૌરીશકરે કોડીનારનો વ-હીવટ કર્યો

જુનાગઢમા નાગરમા વિવાહ થઇ ત્યા એટને વાસણજી મહેતાના ઉચાળા લેવા ધોરાજીથી કનુભાઇને મોકલ્યા તેઓ જુનાગઢમા હારૂભાઇના દિવાનખાનામા ૬-૭ દિવસ રોકાઇ સવત ૧૮૬૨ ના જેઠ માસમા વાસણજીના ઉચાળા લઇ ધોરાજી થઇ ગોડલ આવ્યા

સવત ૧૮૬૧ મા ૬૫,૦૦૦ પાસઠ હજાર કોરીમા કુવરશ્રી મોકાજી અને ઓનજી બાએ કોટડાસાગાણીના જાડેજા હોથીજી પાસેથી અરડોઇ ગામ માડી લીધુ કોરીનુ વ્યાજ નહી અને ઉપજ થાય તે મજરે આપવી નહી ગનીમત તરફથી જમેનધી કોટડા ભેગી ચુકવવી કદાચ જુદી ચુકવવી પડે તો તે રકમ વ્યાજ સીકે હોથીજી આપે આ લેન દેવમા કોટડાવાળે જાડેજા દેવાભાઇને જામીન આપ્યા તે વખતે વાસણજી મહેતે અટકાવ્યા કે આગળ વિચાર થઇ પડશે પણ હોથીજી બહુ કરગર્યા કે અમારો ગરાસ જાય છે અને અમારે નાણાની જરૂર છે, પછી લાચાર થઇ ના પાડી શક્યા નહી અને જમાનગતુ લખી આપ્યુ સ ૧૮૬૨ પછી કોરીની ઉઘરાણી કરી પણ રૂપીવાનો જોગ ન થયો અરડોઇમા અરધ ભાગ ઓનજીબાનો હતો તેથી સ ૧૮૬૮ સુધી મેનજીબાનુ માણસ સાથે રાખીવ હીવટ ચાલતો પણ સ ૧૮૭૦ મા ઓનજીબા ગુજરી ગયા એટને તેમના ભાગની ૩૨૫૦૦ કોરીની ઉઘરાણી વઢવાણવાળાએ કરી તે વખતે મહેતા ભાણજી કલ્યાણજી અને મહેતો હરજીવન વઢવાણના મામદાર હતા ત્યાસુધી વઢવાણ માગણી કરતુ પણ ઉપજ જેટલુજ ખરચ થાતુ તેથી તે લોકો બહુ કાળજી રાખતા નહી

ખાડાધારવાળા લખુજીયે સ ૧૮૬૬ મા હરામખોરી કરી લુટફાટ કરવા માડી અને ખાડાધારમા નાજાણી માત્રાને રાખ્યો ત્યારે મેજર વોકર તથા ગાયકવાડની ફોજ સાથે દિવાન વિઠલરાવે ખાડાધાર આવી ગઢ ખાલી કરાયો અને મહેતા કાશીદાસ તીકમદાસને થાણે રાખ્યો જાડેજા દિકરીઓને મારી નખે છે એવો આરોપ નાખી દેવા ભાઇને દિવાનજીએ તેડાવ્યા આ વખતે દેવાભાઇનુ મુકામ અરડોઇમા હતુ અને વાસણજી મહેતો બીમાર હતા એટને શેર પમો દેવકરણ સુનાખીરામ સરવૈયા આમરાજી વગેરે દેવાભાઇ સાથે ખાડાધાર લશકરમા ગયા પછી દેવાભાઇ કારભારીઓને લશકરમા મુકી ઘેર આવ્યા અને લશકરે કુચ કરી વીઠલરાવ માળીયા આવ્યા ત્યાથી સુનાખીરામ પણ આવતા રહ્યા પાછળ પમો અને દેવકરણ કાચા માણસ એટને વિઠલરાવે રૂપીઆ ૨૫૦૦૦ પચીસ હજાર લઇ ખાડાધારનો પરવાનો લખી આપ્યો ખાડાધારની ફારગતીમા જાડે જા મેરૂજી અને વનાજીની સાક્ષી છે અને વાકર સાહેબ વિદ્યમાન ગાયકવાડ સરકારનો હુકમ છે

કોટડાસાગાણી પાસે સરકારના વિશ હજાર રૂપીઆ લેણા તેમા હોથીજીએ કરમાળ કોટડુ લખી આપ્યુ અને ગોંડળે રૂપીઆ ૨૦ હજારમા લીધુ

રાયજાદા પાસેથી મડાવી લીધેલ કેવદરૂં આવ્યુ ત્યારપછી તેનો વહીવટ કરવાનું વાસણજીને સોપ્યુ એટલે તેણે પોતાના વતી સાકરલાલ મોનજીને વહીવટદાર તરીકે કેવદરામા રાખ્યા હતા

કેશોદના ઝાલા વહીવટદારે મનાણાના કાકાભાઇને ચડાવ્યા કે તમારા બાપદાદાનો ગરાસ કેવદરૂં તમારે ત્યા હોય તેજ ગોભે કુભાજીના છોકરા એ ગામ શેના ખાય છે ? માટે તમે દેવાભાઇનું થાણુ ઉઠાડી કેવદરૂં દબાવી બેસશો તો કોઇ કાઇ કરી શકશે નહી આવી ખોટી સલાહ કાકાભાઇએ કમનસીબે માની સો પચાસ માણસનો જમાવ કરી સવત ૧૮૬૩ ના આસુ મહીનામા રાતની વખતે કેવદરે આવી થાણાના બે ત્રણ સીપાહીનો કતલ કરી બાકીનાને તેમજ સાકરલાલને કાઢી મુકી પોતે ધણી થઇ બેઠા કેવદરાની પ્રજા ભાગી દેવાભાઇ પાસે આવી પણ દેવાજી સારાસે ગએલ ફાગણ મહીનામા વાસણજીને અમરેલી દિવાનજીની કુમક લેવા મોકલ્યા અને દેવાભાઇ તથા નથુજી, ઉમીયાશકર, રણછોડજી, જગન્નાથ અને મોતી મહેતા સાથે ધોરાજી આવ્યા

અમરેલીથી દિવાનજીના માનકરી સરદાર ભીખાજી અને વાસણજી લશકર સાથે ધોરાજી આવ્યા દેવાભાઇએ ચૈત્ર મહિનામા મારડ જઇ ઢાલ ઉભી કરી લશકર ભેળુ કરવા માડયુ. જુનાગઢ આરબના જમાદારને પત્ર લખી એક હજાર આરબને બોલાવ્યા પરગણામાથી ૧૫૦૦ સ્વાર અને ૨૦૦૦ પાળાનુ લશકર ઉભુ કરી કુચ કરી છત્રાસા આવ્યા લશ્કર સાથે દેવાભાઇ રહ્યા અને નથુભાઇના લગ્ન થવાના હતા એટલે જગન્નાથ સાથે પાછા ધોરાજી મોકલ્યા દેવાભાઇએ છત્રાસેથી કેશોદ મુકામ કર્યું કેશોદના વહીવટદાર ઝાલાએ કાકાભાઇને કેવદરા બાબતમા ખરાબ સલાહ આપેલી તેથી કેશોદમા થોડી ઘણી લુંટફાટ કરી ઝાલાને આખ દેખાડી કુચ કરી તે મવાણે જઇ પડાવ નાખ્યો ત્યા કાકાભાઇએ ૧૦૦ માણસનું થાણુ રાખ્યુ હતું તે સાથે ઝપાઝપી થઇ અને માણસો ભાગી ગયાં કોઇ મરાણા મવાણેથી ઉપડી કેવદરાને પાદર જઇ પડાવ નાખ્યો ત્યાં કાકાભાઇ લડવા માટે તૈયાર થઇ રહ્યા હતા તેણે ૧૫૦૦ માણસનો જમાવ કર્યો હતો અને પાદરમા ચાર ઠેકાણે એક એક નાની તોપ અને દરેક તોપ પાસે બસો બસો માણસ અને પોતે ૫૦૦ માણસ સાથે દરબારગઢમાં રહેલ એમ ગોઠવણ કરી હતી

બીજે દિવસે પહોર દિવસ ચડયે શુકન સારા જોઇ વાસણજીયે જમી લઇ લશ્કર કાઇ જમ્યુ ન જમ્યુ અને દેવાભાઇ રોટલા ખાઇ ઉભા થયા અને વાસણજીયે નગારૂ કર્યું વાસણજીયે દેવાભાઇને ગામથી દૂર અર્ધો ગાઉ જ્યા તોપ કે બધુકની ગોળી ન પહોચે તેવી વાડીયે બેસાર્યાં અને તેમની પાસે ૨૦૦ માણસ રાખ્યા અને કહ્યુ કે હવે તમે અહી બેઠા જુઓ અને ભા ના કરમ લડશે એમ કહી વાસણજી, મોતી મહેતો વગેરેએ લશ્કર સાથે કેવદરા ઉપર હલ્લો કર્યો સામા કાકાભાઇએ મોરચા માંડેલ હાથી બધુકો અને તોપો છુટવા માડી પણ વાસણજીયે થોડા માણસો સાથે એકદમ [1]ડોટ દીધી અને પહેલે મોરચે જઇ તરવારે લડયા બે ચાર માણસને કાપી નાખ્યા અને ભગાણ પડ્યુ, પહેલી તોપ હાથ કરી ખીલા ઠોકી ઢાલ છોડી વાસણજી ગામમા પેઠા કાકોજી દરબારમા પેસી ગયા અને

1 ડોટ દીધી— દોડયા

વાસણજી ચોરે જઇબેઠા. બીજી તરફના મોરચા ઉપર મોતી મહેતે અને રજપુતોયે હલ્લા કરી તોપો હાથ કરી કતલ ચલાવી, માણસો ભાગ્યાં અને દેવાભાઇનું તમામ લશ્કર ગામમાં પેઠું. કાકાભાઇએ દરબારગઢમાં પેસી દરવાજા બંધ કર્યા. સાથે ૩૦૦–૪૦૦ માણસો ગયેલ તે માટે ખીચડીની કડાઓ ચડાવેલ માણસો ખાવાની તૈયારી કરતાં હતાં ત્યાં વાસણજીએ કોઠા ઉપર તોપ માંડી ચાલતી કરી ૮–૧૦ અવાજ કર્યા ત્યાં કોઠો ખળભળ્યો ત્યાં રધી દરબારગઢની મેડીમાંથી સામી બંધુકો ચાલી પણ ગરજી તાપ ઝીલી ન શક્યા અને કાકાભાઇ વગેરે બીજે રસ્તેથી દરબારગઢ ખાલી કરી ભાગી ગયા. બધા અંદર જઇ જુવે તો ખીચડીની રંધેલી કડાઓ પડી હતી દરબારગઢમાં જઇ નિશાન ચડાવી વાસણજી દેવાભાઇને વાડીએથી વાજતે ગાજતે તેડી આવ્યા અને ખીચડીની કડાઓ ગોંડળના લશ્કરે ખાધી સૌ ચાર પાંચ દિવસ ત્યાં રહ્યા પછી થાણું બેસારી મજબુત બંદોબસ્ત કરી વાસણજી હરનક સાકરલાલને વહીવટદાર નીમી લશ્કર પાછું વળ્યું વચમાં કેશોદ પરગણાનું એક ગામ ભાગ્યુ અને ધોરાજી પહોંચ્યા પછી નથુજીનાં વાઢેલ ગરાસીયાનાં દીકરી કેશાબા સાથે લગ્ન કર્યાં પછી સૌ ગોંડળ આવ્યાં.

સ. ૧૮૬૫ માં ગોપાળજી કામદારે પરગણાનો કારભાર પોતાને હાથ કરવા તથા દેવાભાઇને વશ કરવા ડોસાજી પુજ પાસે મંત્રતંત્રના પ્રયોગ કરાવ્યા. દેવાભાઇને તેની ખબર પડતાં ધોરાજી જઇ ડોસાજી પુજને ધોડારના કોઠારમાં લઇ જઇ બેસુમાર માર માર્યો ત્યારે તે માની ગયો એટલે તેને તથા તેના ચેલાને તોપે બાંધી ઉડાડી દીધા. ગોપાળજી આ બનાવથી બહુ ભયભીત થઇ ગીરમાં વ્રજદાસજી મહારાજ પાસે જઇ બેઠો. દરબારે તેડાવ્યો પણ મહારાજે સોંપ્યો નહી પછી નથુભાઇએ જઇ હવેલી ઘેરી ત્યારે ગોપાળજીએ દમીઆશંકરને તેડાવી દેવાભાઇ ઉપર કોરો કાગળ મોકલ્યો. દેવાભાઇએ સાડી બાર લાખ કોરીનો આંકડો મુક્યો ગોપાળજીયે તે કબુલ કરી બીજે દિવસ ગાડાં ભરી આઠ લાખ કોરી દરબારને આપી. સાડી ચાર લાખ કોરી તેને ખાતે રહેવા દીધી અને ધોરાજીનો વહીવટ ગોપાળજીના ભાઇ લાલજીને સોંપ્યો.

રાજકોટમા જાડેજા ભાભાજીને દબાવી દાદાજી ધણીરણી થઇ પડેલ ભાભોજી કાયર થઇ વાસણજીને મળ્યા. તેણે ગાયકવાડની ફોજ લાવી દાદાજીને કાઢ્યો. વાસણજી મહેતા તરફથી ગોરીશંકરને રાજકોટમા અને રઘુનાથજીને સરધારમાં રાખ્યા સં. ૧૮૬૬ થી ૧૮૭૪ સુધી વાસણજી મહેતાના હાથમા રાજકોટનો કારભાર રહ્યો.

દેવાભાઇએ સ ૧૮૬૮ મા એટલે પોતે ગુજરી ગયા તેજ સાલમાં વાસણજી મહેતાને કારભાર સોંપ્યો. તેનો જા. દેવાભાઇ અને કું નથુજીની સહીનો એક દસ્તાવેજ અમને મળેલ છે તે અક્ષરશ તેજ પ્રાચીન ભાષામાં નીચે પ્રમાણે આપીએ છીએ તે એટલા માટે કે સવાસો વર્ષ પહેલાં કેવી ભાષા વપરાતી અને કારભારીઓ કેમ રાખતા તેનો ખ્યાલ આવે દસ્તાવેજ કોઇ કારભારીએ લખ્યો છે અને તેમાં સહી બાળબોધ અક્ષરમાં દેવાભાઇએ પોતેજ કરી છે.

## શ્રી દ્વારકાનાથ ધણી ચાકરનો [1]શાનકુર છે.

## जाडेजाश्री देवाजीनो रूको.

"સી જાડેજાશ્રીદેવાજીતા કુઅર શ્રી નથુજી વચનાત મેતા વાસણજીતા બલાખીરામ હીશનરજી જોગ જત તમો અમે કૃપા કરી ગોડલનો મામભાર શોપો છે તે શરત વાતે જીન ધણી રાખી નેકનરાટાએ દરબાર ચાકરી કરજો તમે દગા ના દદમો ચાકર છો તમારી વાત લખામા આવી છે તેમા શ્રી રણછોડજી તફાવત પડવા દેશે નહી તે વાતનો કોલ જાડેજાશ્રી વેરીદુરવાગા તા અમારો કોલ છે તમે કની વાતે જીવ ઓછો ગણ ગો મા પુરો રાખી કામકાજ કરજો શ ૧૮૬૮ ના માગશર શુદ ૬ ગેઉ તમે ટવાણી તમારી શદર મનની છે તે પ્રમાણે ખાજો ને કામદારની જીવાહી દરબાર તાલક દેવને શ ૧૮ ૭ ની શરા સુધી લેણુંદેણુ તે તમારે શર છે નહી ને શરબંધીના હશાબ કારતક શુદ ૧૦ થી તમે દેજો તે મોર તમારે લેવાદેવા નથી ને તમારે ઘરે મેમાન આવશે તેને ખડ બાજરો દર બાર શદામત દીએ છે ને દેશે ને કોઈવારે દાણાની ત્રુટ આવે તારે ઘોરાજી તા ઉપલેટે વધારો હોએ તાથી મગાવી દેવો ને ડડ ફુરોહી તા ખોરડાનુ વેચાણ તમથી બાવી ઓ લેવુ નહી ને કામને અતે દેવુ તથા લેવુ હોએ તે શરવે દરબાર માલક છે "

ला जाडेजाश्री देवाजी
तथा कुवर नथुजी उपर लगु
ते सही.

સવત ૧૮૬૫ના માગશર મહિનામા ઇશ્વરજી મહેતો ગુજરી ગયા તેનુ કારજ દરબારે કર્યુ ૨૦૦૦ બે હજાર મણ મીઠાઇ કરાવી દેવોભાઇ પોતે આવી ડેલીયે બેઠા કુવરનથુભાઇ અને કનુભાઇ પીરસતા હતા કારજ ઉઠી ગયા પછી કુરે રોકે અને કેશાબાપે પૈસા ન આપતા દીધા તેથી વાસણજીનુ મનદુઃખ થતા દ્વારકા ગયા ત્યાથી પાછા ફર્યા ત્યારે નગરનુ લખત કરાવતા આવ્યા પણ દેવાભાઇએ જવા દીધા નહી

સવત ૧૮૬૭મા દુરાશેઠને કાઢી મુક્યો અને કુલ કારભાર વાસણજીને સોપ્યો વાસણજી લશ્કર સાથે બહાર ગામ ગયા હતા પાછળ બુલાખીરામ હતા નથુજી વારેવાનો ઉપાડો બહુ હતો

દેવાભાઇના વખતમા કાઠીઆવાડમા પોલીટીકલ એજંટ કનલ એનેકઝાડર વોકર હતો. તેની પ્રેરણાથી જાડેજાઓમા દીકરીને દુધપીતી કરવાની ચાલત અટકાવવામા દેવાભાઇએ પહેલ કરી હતી જાડેજાઓને લાયક વર ન મળવાથી તથા પોતાને કોઇના સાળા થવુ એ લાછનરૂપ ગણતા હોવાથી જન્મેલી કન્યાને તુરત મારી નાખવાનો ચાલ ઘણા સમયથી હતો તે અટકાવવાની પહેલ દેવાભાઇએ કરી હતી આજે એ ખરાબ રીવાજ સદતર નાબુદ થયો છે

સવત ૧૮૬૮ ના ચૈત્ર શુદ ૭ ને દિવસે જાડેજાશ્રી દેવાભાઇએ કૈલાસવાસ કર્યો

---

1 શાનકર–સાનુકુળ

# ૧૫ જાડેજાશ્રી નથુજી ઉર્ફે નથુભાઇ.

(જન્મ સં. ૧૮૪૭, ગાદીએ સં. ૧૮૬૮, મૃત્યુ સં. ૧૮૭૦.)

નથુભાઇ ચંચળ અને હુશીયાર હતા પણ ન્હાનપણથી કુસંગતિને લીધે પોતાના શરીરની સંભાળ રાખી શકયા નહી. તેઓ ૧૫ વર્ષની ઉમરે દેવાભાઇની હયાતીમાંજ રાજકાજમાં ભાગ લેતા અને ૨૧ વર્ષની ઉમરે ગાદીએ બેઠા માત્ર બે વર્ષ રાજ્ય ભોગવ્યું.

દેવાભાઇ ગુજરી ગયા તે વખતે વાલણજી અમરેલી-લશ્કર સાથે હતા. નથુભાઇ ગાદીએ બેઠા પછી નથુજી વાઘેલો બહુ જોરમાં આવ્યો અને બધાને ત્રાસ પમાડવા લાગ્યો.

નથુભાઇ ૧૪-૧૫ વર્ષની ઉમરના હતા ત્યારથી પોતે ગાદીએ બેઠા ત્યારે જગન્નાથ એમની પાસે રહેતા તેને ઘોડાં ૩, નોકર, રમોયો અને બે સ્વાર તેનાતનાં રાખી આપેલ પોતે જ્યાં જતા ત્યાં તથા લડાઇમાં પણ જગન્નાથ સાથે રહેતા માંગરોળમાં લગન હતાં બદરદીન તેડવા આવ્યા. અને જગન્નાથને સાથે તેડી સૌ વિવાયે ગયાં. દેવાભાઇ જીવતાં સં. ૧૮૬૫ ની સાલમાં પણ માંગરોળ વીવાએ ગયેલ ત્યારે પણ જગન્નાથને રૂપાની ૧દોત આપી પોતાનો ખાનગી કામદાર કરી સાથે તેડી ગયા હતા. નથુભાઇ ગાદીએ બેઠા પછી બધું સહી સિક્કા જગન્નાથને હાથેજ કરાવતા.

નથુજી વાઘેલો પોતાને માટે ૧૫૦ કોરીનો બોરીનો ચોફાળ લઇ ચીઠી કરાવવા ગયો. ખુલાખીરામે ચોફાળ જોઈ કહ્યું કે આ ચોફાળ નથુભાઇ જોગ છે તમ જોગ નથી. તમે ૨૦-૨૫ કોરીનો લ્યો. આ વાત વાઘેલાને બહુ ભારે પડી તુરત નથુભાઇ પાસે જઇ કહ્યુ કે રાજના ધણી તમે ક્યાં છો? અમરેલીના દિવાનજીને ઉપરાણે વાસણજી ધણીરણી છે. એમ કહી ચોફાળની વાત કહી દેખાડી. રાત્રે ખુલાખીરામ કચેરીમાં ગયા ત્યારે નથુભાઇએ કહ્યું કે 'તમે નથુજીને ચોફાળની ના પાડી મન દુખવ્યું તે તમને ન ઘટે નથુજી તો મારે દેવાભાઇને ઠેકાણે છે'

બીજે દિવસે એ વાત ખુલાખીરામે વાસણજીને લખી મોકલી, તુર્ત વાસણજીએ જવાબ આપ્યો કે 'જે ઠેકાણે નથુ વાઘેલો દેવાભાઇને ઠેકાણે ગણાતો હોય ત્યાં વાસણજી કામદારૂં ન કરે માટે તમે બધા કામ ઉપરથી હાથ ઉઠાવી લેજો' જવાબ આવતાંજ ખુલાખીરામ સં. ૧૮૬૮ ની આખરમાં કામ છોડી ઘેર જઇ બેઠા નથુભાઇએ ઘણી રીતે સમજાવ્યા જે 'આવી નજીવી વાત વાસણજીને લખવાનું શું કારણ હતુ. હવે થાનાર થયું ને કામ સંભાળો' પણ ખુલાખીરામે ના પાડી એટલે નથુભાઇએ કોઇ કામદારજ ન રાખ્યો. વાસણજી આવે ત્યાંસુધી હાથે ચલાવવુ એમ ધારી આંબા મોટલીયાના દીકરા કાનજીને પોતા પાસે રાખ્યો અને જગન્નાથને હાથે કામ લેતા.

---

૧ દોત-સાહી રાખવાનો ખડીઓ.

નથુભાઇના વખત સુધી કામદાર કુરા શેઠ વાળા પોતાને ઘેર દરબારી નામાં ઠામાં કાગળ પત્ર દસ્તાવેજ ચોપડા રાખતા. પણ નથુભાઇએ સં. ૧૮૬૮ માં પોતાંને હાથ કારભારૂં ચલાવવા માંડ્યું ત્યારે કાનજી પાસે દફતર રખાવીજગન્નાથ હથુ કામ લેતા ત્યારથી ગોંડળનું દફતર દરબારમાં રહ્યુ અને કાનજી દફતરી ઠર્યો.

વાસણજી મહેતે કારભાર છોડયો પણ તે હથુનાં બાર ગામનો વહીવટ તેમની પાસેજ હતો અને તેનો વહીવટ બુલાખીરામ કરતા. વાસણજી મહેતો પોતે તો ગાયકવાડના લશ્કર સાથે દિવાનજી તથા શાસ્ત્રી બાવા પાસેજ રહેતા અને રજવાડામાંથી પૈસા મેળવતા.

નવાનગર વાળા સતા જામને લાખોજીએ ગનસ આપવાની આનાકાની કરી તેની ફરીયાદ દિવાનજી પાસે અમરેલી કરી તેથી રણપુર પરગણું સં. ૧૮૬૮ ની સાલમાં જપ્ત કર્યું તેની જપ્તી વાસણજી મહેતાને સોંપેલ તે સં. ૧૮૭૦ સુધી રાણપુરમાં રહ્યા.

સંવત ૧૮૬૮માં દિવાનજી સાહેબની દીકરી પરણી ત્યાં ઘણા રાજાઓ આવ્યા હતા તે વખતે નથુભાઇ પણ ગયા હતા તે વખતે વાસણજી અમરેલી હતા તેમણે નથુભાઇનો ધામધુમથી સત્કાર કર્યો અને દિવાન સાથે મેળાપ કરાવ્યો દિવાનજીની દીકરીને વધાવામાં બે ઘોડાં, મોતીની માળા ૫ રેશમી વસ્ત્ર અને રૂપીયા આપ્યા. દિવાનજીએ સામા પોષાક આપ્યા બે દિવસ રહી નથુભાઇ ગોંડળ આવ્યા.

સવત ૧૮૬૯ની સાલમાં ભયંકર દુકાળ પડ્યો ઉપજ આવી નહી. મોંઘારત સખત થઇ ગામનાં ગામ લુંટાવાં માંડ્યા દરબારમાં માત્ર ૧૦–૧૨ ઘોડા અને ૨–૪ ભેંસો રહી બાકી બધાં ઘોડા અને ઢોર મરી ગયાં. કામદાર કોઇ નહોતો નથુભાઇએ પોતાને હાથે કાનજી અને જગન્નાથને પાસે રાખી કામ ચલાવ્યું. દરબારમાં જુની ખાણ હતી તે કાઢી પોતે ચોકમાં આવી બેસતા કોરી ૧ ની જાર પાલી ૧ લેખે રૈયતને આપવા માંડી. રૈયતને ઘણા આડા હાથ દીધા. સં. ૧૮૬૯ આખર એંશી હજાર કોરીનું કરજ થઇ ગયું.

નથુભાઇ સંવત ૧૮૭૦માં ગુજર્યા તે હિંમતવાન અને ભણેલા હતા તેમને કસરતનો શોખ હતો તેમણે પોતાના સવારો માટે એક સરખો પહેરવેશ કરાવેલ તે સમયમાં એ એક નવાઇની વાત હતી.

નથુભાઇને બે ઠકરાણા હતા એક ભરાડાના ઝાલી વહુ અને બીજાં વાઘેલ વહુ કશાબા તેમાં કોઇને સંતાન નહોતુ એટલે નિર્વંશ થતાં રાજ્ય ફટાયા કરણસિંહ ઉર્ફે કનુજી કે કનુભાઇને મળયુ

## ૧૬ જાડેજાશ્રી કરણસિંહજી ઉર્ફે કનુભાઇ.

(જન્મ સં. ૧૮૫૦, ગાદીયે સં. ૧૮૭૦, મૃત્યુ સ. ૧૮૭૭.)

કનુભાઇનો જન્મ હાલારી સંવત ૧૮૫૦ માં થયેલો સં. ૧૮૭૦ ની સાલમાં વિશ વર્ષની ઉમરે ગાદીએ આવ્યા સાત વર્ષ રાજ્ય ભોગવી સં. ૧૮૭૭ ઇ. સ ૧૮૨૧ માં ૨૭ વર્ષની ઉમરે ગુજરી ગયા

કનુભાઇને ત્રણ કુંવરાણી હતા એક રાયજાદી અદીમાની ભત્રીજી નાનાબાઇમા બીજા નાનીનકુ અને ત્રીજા ઝાનાબાના મોટાબાઇ ૧ા તેમાંથી કોઇને સંતાન થયુ નહી એટલે ગાદી મોતીભાઇને ગયુ

કનુભાઇને એક વર્ષ ગાદીએ બેઠા થયા પછી દારૂનું બધાણ બહુ વધી પડયુ હમેશા માદા ખાટલા વશ રહેતા તે જ્યા સુધી ખાટને પડી રાજ્ય ચલાવ્યુ

ગાદીએ બેઠા કે તુર્ત જગન્નાથને પોતાપાસે ખાનગી કારભારી રાખ્યો કુરા શેઠને મુલકનો કારભાર સોંપ્યો અને કાનજીને દફતરી કર્યા વાલણજી મહેતાવાળા તો પોતાના તાબાના ગામ સાચવતા માનકરીની રીતે દરબાર કચેરીમા કે દફતરે જતા આવતા અને કનુભાઇના સનાહકાર માણસ ગણાતા

કનુભાઇ બહુ રીસાળ ક્રોધી અને મનાને લઇ ચીડીયા સ્વભાવના થઇ ગયા હતા કોઇ એમની પાસે જઇ શકતુ નહી કે મોખારો પણ મળતો નહી આખો દી પલંગ પર સુઇ રહેતા વાસણજી ભુનાખીરામ કે કુરો શેઠ આવી કચેરીમા બેસી ખબર આપે એટને હુકમ થાય તો અંદર જઇ પુછગાછ કરવી હોય તે કરી વિદાય થતા કાનજી અને જગનાથ ઉપર વધુ વિશ્વાસ હતો તેમાપણ કાનજીનું પ્રબળ બહુ થયુ કાનજી કુરો શેઠ અને ધોરાજીથી આવી રહેનો માણજી એ ત્રણે નાતે વાણીયા એટને એક થઇ ગયા કનુભાઇ ગાદીએ બેઠા પછી ૧૮૭૫ સુધી ચાલ્યુ નથુભાઇની કરજ કરેલ કોરી ૮૦ હજાર દેવાની હતી તે શિવાય ૨ ૩ લાખનું નવુ દેવુ થયુ મનકની સભાળ બરાબર રહી નહી સવત ૧૮૭૫ ના જેઠ મહીનામ પેશ રીના રૂપીયા ૭૫ હજાર દેવા હતા તેનો જોગ થયો નહી એટને દરબારના સનાહકાર શેઠ આગાનો દીકરો કુરો તથા ગોકળ વગેરેની સલાહથી વાસણજી પાસથી રૂપીયા લેવાની ગોઠવણ કરી પણ વાસણજીએ વિચાર્યું કે આ લોકો ખુટલ છે આપણે વચમા પડશુ તો ખુવાર કરશે એમ માની તેમા માથુ ઘાલવા ના પાડી કામદારે કનુભાઇ સાથે મસલત કરી કે મહેતાને કેદ કરી પૈસા કઢાવવા તુરત ઇ પાસ હાપાની ગોળના ૪ મહાજનને વાસણજી પાસે મોકલ્યા કે દરબારને અત્યારે નાણાભીડ છે માટે તમે નાણાની જોગવાઇ કરી આપો મહેતે કહ્યુ કે ઘરબાર માલ મીલકત દરબારની છે અમે ધોતીયાભેર બહાર નીકળી જાઇએ દરબાર તપાસી લે મહેતાની આ વાત કુરા શેઠ વગેરેને દરબારને ગળે ઉતરવા દીધી નહી પછી વાસણજી જાતે દરબારમા જઇ કનુભાઇને એકાંતમા બેસારી કહ્યુ કે અમો ભાગમા તમારો અર્થ નહી સરે અમે અમારી ઉમર મા ગોકળ ઘોગાજી ઉપનેટાને વહીવટ કર્યો નથી કે અમારી પાસ પૈસા હોય અને પૈસા સારૂ માણસ ભાગ્યો તે પછી વિચાર થઇ પડશે અને એટલા રૂપીયા ભેળા કરવા એ મોટી વાત શુ છે કે મુઝાઇ ગયા છો પૈસા તો મુલકમાથી મળી આવે તેમા તમને ખોટ નહી? એટલુ કહી ઘેર આવ્યા વાસણજી અને ભુનાખીરામ બેઇ ભાઇ બેરા છોકરા સાથે જમનો આવવાની રાહ જોઇ ચોપાટમા બેઠા હતા કનુભાઇને મહેતાની કહેલ વાત ગળે ઉતરી એટને મામા માનજી લાલજી કોઠારણવાળાને પાછલી રાતે વાસણજી પાસે મોકલી એમને ઘોપ લગે તેવી રીતે નાણાની જોગવાઇ કરવા

કહેવાયુ સવારમા વાસણજી દરબાર પાસે જઇ વાતચીત કરી ઉમીયાશંકરને તેડાવી બંદોબસ્ત કર્યો માવજી લાનજી તથા જેતપુરવાળા માનજી વેલજીને તે વાતમા વચમા નાખ્યા અને નક્કી કર્યું કે ગોંડળ ધોરાજી ઉપનેટામાથી મહેતા ૬૦ હજાર રૂપીઆની ગોઠવણ કરે તેમા દરબારે વચમા આવવુ નહી અને ૧૫ હજાર રૂપીઆ મહેતા પોતાના ઘરના નાખે એની જામીનનો લેખ કરી ગોંડળમાથી ૨૦૦૦૦ વીસ હજાર તથા ધોરાજી ઉપનેટામાથી રૂા ૧૫ હજાર કુલ ૩૫ હજાર રૂા ભેળા કરી સરકારમા સુન્દરજી શીવજી વિદ્યમાન ભર્યા બાકી ૨૫ હજાર રહ્યા તે માટે ઉપલેટે વસ્તીને ભેગી કરી કહ્યુ કે સરકારમા ૨૫ હજાર રૂપીઆ દેવા છે તે તમે સૌ હાથોહાથ ઉપાડો તો દરબાર કરજ મુક્ત થાય ઉપજમા કળસી એક વાન્યે ૧૦ કોરી પટેલનો વેરો બમણો, કસબાનો મુળગો વેરો એ પ્રમાણે બેસાડવાનુ નક્કી કર્યું પણ દફતરી કાનજી તથા કુરા શેઠ ખાનગીમા વસ્તીને મળી કહ્યુ કે ' દરબાર કરજના બાકીના બધા રૂપીઆ વાસણજીએ પોતાની ગાંઠના આપવાનો ઠરાવ છે તો તમે શા માટે આપવા કબુલ થાવ છો? એક પૈસો પણ આપશોમા, આમ સમજાવવાથી બહાર ગામથી આવેલા કણબી લોકો સવારમા વહેલા ઉઠી ચાલી નીકળ્યા બે કણબી સારા હતા તેણે આ બનાવ મહેતાને કહી સંભળાવ્યો એટલે તેઓએ માવજી લાનજી તથા માવજી વેલજીને તેડાવી બધી હકીકત દરબારને જાહેર કરવા જણાવ્યુ અને સાથે કહ્યુ કે ' તમે દરબારને કહો કે મહેતો રૂ ૬૦ હજાર ભરવા કબુલ થએલ છે તેમા હા ના કરતો નથી ૩૫ હજાર તેણે સરકારમા ભર્યા છે રૂા ૧૫ હજાર મહેતાને કારભાર બહાલ રહેવાની શરતે હાલમા વસ્તી પાસેથી વસુલ લઇ પાછળથી દરબારને ભરી દેશે' બન્ને જણા દરબાર પાસે ગયા અને વાત કરી પણ દરબારના કાન બીજા પાર્શ્વવાનેએ ભંભેરેલ તેમ પોતે માઠા વાતચીત કરવાનુ સામર્થ્ય ન મળે અને દરબારના પાર્શ્વવાનોને મહેતા પાસેથી પાઇ એક પણ ખાવા ન મળે તે લોકો દરબારનો લાભ ગેરલાભ કોઇ તપાસે નહી એટલે તે લોકોય શિખવાડ્યા પ્રમાણે દરબાર બોલ્યા કે બાકીના બધા રૂપીયા મહેતે ભરવા એમ અમારે ઠરાવ છે તો બધા રૂપીયાનો જોગ મહેતો કરે ત્યારે આ બન્ને જણ બોલ્યા કે 'દરબાર, મહેતો ઠરાવ પ્રમાણેજ વરતે છે તમે બોલ્યા ફરો છો ?' એમ કહી બેઇ ઉઠી ચાલ્યા અને મહેતા પાસે આવી વાત કરી

ત્યારપછી કાનજીએ શા દેવચંદને દરબાર પાસે મોકલી ૪૦ હજારની હુંડી લખાવી સરકારના માણસને આપી દીધી તેજ વખતે ખવાસ જેસા સાથે સતલસ કરી ફેર કુરાનો કારભાર નક્કી કરી સ્વાર મોકલ્યો કુરો ગોર આવ્યા પછી વાસણજી ઉમીયા શંકર તથા જગનાથ ત્રણેને ધોરાજીમા અને જુનાખીગમ, ગવરીશંકર તથા મરા ઢોલરા ને ગોંડળમા અટકાયતમા રાખવાનુ એ લોકોએ નક્કી કર્યું તેની બાતમી સવારે ઉતારે મહેતાને મળી મહેતે ફડોરણે ચાલ્યા જવાનો અને ત્યા ગયા પછી યોગ્ય ઉપાય લેવાનો વિચાર કરેલ પણ ધોરાજીના દરવાજા બહાર નિકળવાની મહેતાને બંધી કરી બીજે દિવસે કુરો શેઠ ધોરાજી આવ્યો તેની સાથે ગોઠવણ કરી રામેન કે મહેતાપાસેથી પૈસા લેવા અને ન આપે તો કેદમા નાખવો અને તેમા સરકાર તરફથી કોઇ પણ વિઘ્ન ન આવવા દેવુ આ કામને શેઠ સુદરજી શિવજી કેપટન બેલે ટાઇન સાહેબનો શિરસ્તેદાર હતો તેણે માથે લીધુ અને

તેના બદલામાં સુંદરજીને મરડ ગામ માંડી આપવાનું ઠરાવેલ. તેજ રાત્રે કુંવર મોતીભાઇ તથા ગોકળ શેઠ ઉપર કાગળ લખ્યો કે "આદી આશુ વદ ૯ ને દિવસે બપોરે વાસણજી વગેરે ૩ જણને કેદ કરશું અને તમે ગોંડળમાં મુલાખીરામ વગેરેને કેદ કરજો જણને ચોપાટમાં રોકવા અને બૈરાં છોકરાં છૈયાંને ઓરડામાં પુરવાં. ડેલીએ અને ચોપાટે ૨૦ સીપાઇની ચોકી બેસારવી" ગોકળ શેઠે આગળ થઇ કનુભાઇના લખવા પ્રમણે કર્યું વાસણજી વિગેરે ૩ જણ ઉપર ૧૦ આરબની ચોકી મુકી ત્રણે જણ ૭ મહિના કેદમાં રહ્યા. મહેતો કેદમાં પુરાયા પછી દફતરી કામદાર એકમત થઇ વસ્તી બધીને ફરી વાર ભેળી કરી કળશી એકે કોરી ૬, પટેલનો વેરો ૩ ગણો, કણબાનો બમણો એમ લેવા માંડયું, પણ ૪૦ હજારનું ભરત થયું નહી.

ધોરાજીમાં વાસણજીને કેદ કર્યા પછી પંદર દિવસે કુરા શેઠે ત્રણે જણના પગમાં નાખવા ૩ બેડી મોકલી ત્યારે જમાદાર કનુભાઇ પાસે આવી બોલ્યો કે "જેવા તમે ભાના દિકરા છો તેમજ વાસણજી મેતાને પણ છોરુ પેરે રાખેલ છે એવા મોટા માણસને તમે પગમાં બેડી નાખવા મોકલી એ ઠીક કરતા નથી, કનુભાઇ કહે મને ખબર નથી બેડી નાખશો માં અને આવો હુકમ પરબારો કોઇ કરે તો માનશો માં. પછી કુરા શેઠને બોલાવી કનુભાઇએ બહુ ઠપકો દીધો.

હાલાજીના વખતમાં ગોંડળે દેશાઇના હાથમાંથી ભાયાતદર લઇ લીધેલ તે વખતે તે લોકોએ નવાબ પાસે ઘણો પોકાર કરેલ પણ નવાબ પાસે રાખેલા ઇશ્વરજી મહેતાની સમજાવટથી કાંઇ વળ્યું નહી. સારથી ઇશ્વર મહેતાના વંશજો ઉપર દેશાઇવાળા દ્વેશ રાખતા એ દેશાઇના વંશજ ભુપતરાયની અવજ્ઞ આ વખતે ગોંડળ દરબારતાં વધુ હતી.

વાસણજીને અને તેના કુટુંબને કેદમાં નાખવા પહેલાં કુરો અને ગોકળ શેઠ વિગેરેએ ભુપતરાયને સુંદરજી શેઠ પાસે મોકલી માટક દેવી કરી હતી. કારણ વાસણજીની આબરૂ ઉપર હાથ નાખવો એ મુશ્કેલ હતુ વાસણજી ગોંડળ ઉપરાંત દિવાનજી અને ગંગાધરરાવ શાસ્ત્રીના પણ કૃપાપાત્ર હતા. આ વખતે [1] કપ્ટન બેલેન્ટાઇન પાસે સુંદરજી શેઠ કુલમુખત્યાર હતો ગાયકવાડ અને પેશ્વા તરફથી કાઠીઆવાડમાં બંદોબસ્ત રાખવા ફરતો. ગાયકવાડ તરફથી સુખારામ બાવા સો ઘોડાં સાથે સુંદરજી સાથે રહેતો અને બાપુ જનાર્જન એ કેપટનનો ખાનગી મહેતો હતો.

શેઠ હંસરાજ જેઠાણી પણ કપ્ટન પાસે કર્તા કારવતા હતો તથા રણછોડજીને આ વાતની ખબર પડતા કેપ્ટન પાછળ ૭ મહિના સુધી વાસણજીને છોડાવવા હેરાન થયા લીબડી મુકામે બહુ કકળાટ કર્યો એટલે સાહેબે કહ્યું કે 'હું ૧૫ દિવસ પછી ગોંડળ મુકામ કરીશ સારે તમે હાજર રહેજો' રણછોડજીની વિનંતિથી વાસણજી વિગેરેને સાહેબના મુકામ વખતે ગોંડળમાં હાજર રાખવાનો હુકમ કાઢયો તે હુકમ ગોંડળ પહોચાડી રણછોડજી કંડોરણે ગયા ૧૫ મે દિવસે સાહેબનું

[1] કપ્ટન બેલેન્ટાઇનને તે વખતના મુસદીઓ કપતાન આલેટણ સાહેબના નામથી ઓળખતા.

મુકામ ગોંડળ થયું રહ્યુ ભેળા થયા. શેઠ સુંદરજીવાળાને તે મારડનો લેખ કરાવી લેવાની ઉતાવળ હતી. ફુરો અને કાનજી મારફત તે કામ ભૂપતરાયે કર્યું. કનુભાઇએ નારાજી સાથે સહી ગીફ્રો કરી દીધાં તુરત સુંદરજીએ પોતાનાં માણસ મારડ મોકલ્યાં. બીજે દિવસ સાહેબ કુચ કરવાના હતા વાસણજીનું કાંઇ થયું નહી એટલે હંસરાજ ગોર સાહેબ પાસે વિનતિ કરી કે આપ તો ચાલ્યા અને મહેતાનું કાંઇ ન કર્યું. બહુ કગર્યા એટલે સાહેબ ઘોડે ચડી સુખારામ બાવા અને જનાર્દન બાપુ સાથે ગામમાં ગયા. વાધાની દુકાન પાસે ઘોડો ઉભો રાખ્યો અને સુખારામ વગેરેને કહ્યું કે તમે વાસણજી પાસે જઇ દરબારી માણસો ચોકીએ બેઠાં હોય તેને ઉઠાડી મુકી વાસણજીને મારી પછવાડે જેતપુર લઇઆવો. એટલું કહી સાહેબ જેતપુર ઉપડી ગયા. સાહેબનો હુકમ સાંભળી કનુભાઇ ખળભળી ઉઠ્યા કે અધમ માણસોએ મારડ જેવું ગામ અને વાસણજી જેવો માણસ ખોવરાવ્યો જાઓ એ કાળા મોઢાના ધણીને ખબર દિયો અને ઉઠી આવો. આ વાતની કુરા શેઠ વગેરેને ખબર પડતાં સો ગભરાયા અને વાસણજી પાસે આવી કહેવા લાગ્યા કે સરકારના જોરથી છુટું થાવું એ સારૂં નથી માટે સમાધાન કરી છુટાયતો દરબાર સાથેનો સબંધ જળવાઇ રહેશે. એ વાત વાસણજીને ઠીક લાગી. એટલે તેણે સુખારામ બાવાને રજા આપી કે અમે ઘરમેળે સમજી લેશુ. બાવો ગયા પછી ૧૫ દિવસે માવજી વચ્ચી-માં પડ્યો. ૨૦ હજાર કોરી દંડનો આકરો મુક્યો એ વાત સાંભળી વાસણજીને [1]તમસ આવી ગઇ કારણ તેની પાસે તેટલી કોરીની સગવડ ન હોતી. વાસણજીનું કુટુંબ સંવત ૧૮૭૫ ના આસુ મહીનામા કેદ પડેલ તે સં. ૧૮૭૬ ના વૈશાખ માસમા છુટ્યા.

બંધીખાતેથી છુટ્યા પછી કોરી ભરવાની તાકીદ થઇ, પણ મહેતા પાસે કોરી મળે નહી. એટલે બૈરાં છોકરાંના કુલ દરદાગીના વેચ્યા-ત્યારે કોરી ૧૨ હજાર માંડ થઇ અને ૮ હજાર રહી તે કનુભાઇએ રહેમદીલ લાવી મુકી દીધી હતી પણ કાનજીએ લુચ્ચાઇથી માંડી વાળી નહોતી એમ સંભળાય છે. આટલુ થયા પછી વાસણજી મહેતે કે ખુલાખીરાએ દરબારના કામમાંથી હાથ ઉઠાવી લીધો અને ઘર ઝાલી બેસી ગયા.

વાસણજી પુરા પૈસા ન ભરી શક્યા એટલે સં. ૧૮૭૭ માં કાનજીએ ધોરાજીના માવજી કામદારને કેદ કરાવ્યો અને જુઠા ગોપાળજીને પોરબંદર મોકલી વીરજી દોશી પાસે શી કરજે નાણા લઇ સરકાર દરબારમા ભર્યા અને સમાધાન રાખ્યુ.

કનુભાઇ સખત માંદા પડ્યા તેને મારડ ગયાની ઘણી ચિંતા હતી એટલે નાથાભાઇ, જેમો ખવાસ, જુઠા ગોપાળજી વગેરેને વઢવાણમા ગવર્નર એલ્ફીન્સ્ટન સાહેબ આવેલ તે પાસે મોકલ્યા. ત્યા સાહેબને સમજાવી મારડ છોડવાનો, જુઠા ગોપાળજી કારભારી તરીકે-નો અને હીરજી નાનજીને કામદાર બનાવવાનો હુકમ મેળવી સહી કરવા ગોંડળ મોકલ્યો. પણ કાનજીએ સહી કરવા દીધી નહી ત્યાં સન્ત ૧૮૭૭ આખરમાં કનુભાઇ ગુજરી ગયાના સમાચાર મળતા જુઠા શેઠ વગેરે ગોંડળ આવ્યા

---

1 તમસ—ચકરી.

પોતે કેદમાથી છુટ્યા તેમા ગેની મદદ હતી તે સગવં વામણુજી નહેતો પોતે પોતાની વરીની ચોપડીમા લખી ગયા છે એમના શબ્દો નીચે આપીએ છીએ

'અમરો છુટકો તો બાનીટણુ સાહેબના હુકમથી ને હમ જ જેહાણીને શ્રી પ્રેરક થયા તેજ દીથી સુંદરજી સવડ તો કેવળ ગજુના ઉપર પણુ હસરાજ ભાઇ એની મરજી ઉપરનટ એથી બાનાની અમારૂ બધીખાનુ છોડુ છે એમ ગોડળના ધણીની ધણીયટ ની ને કામદાર દફતરી ખવાસ મોનદાર રજપુત ગેપાળી માજન નન તાનુગની વશતી તેમાથી કોએનો અમકે માથે એ વય। ગાકહાનોહાથ થીએ રાખે નથી કેવળ શ્રી ના કીપા ને જાડેજા શ્રી વેકુલ્ગાની તા જાડેજાશ્રી દેવાભાઇની નેક નજરથી આવ્યું થેં હને તે સચોરીક રજો હમનાજ જેશ રોઆરા એ બધીખાનુ છુગ થઇ તે અમે કહુ ને અમારા વશપરંપરા જો મજકુરના ગુણુ ઓરાીગણુ થાઉ તેમ નથી ને ગોડળનો ધણી તો જે બાના ચાગળા આગળ બેશશી તેના તો અમે જાણે ન જાણે તોપણુ કેવળ ૩ડા વચા છઉ તેમા સંધે ન જાણવો ,,

કનુભાઇ સવત ૧૮૭૭મા ગુજરી ગયા તેઓને ૩ રાણીઓ હતી મોદરડાના નાની બા, તળાજાના વાળી વહુ અને ગણોદના મોગી બાઇના આ ત્રણમાથી એકેયને સતાન નહી થવાથી ગાદી દેવાભાઇના ત્રીજા કુવર મોતીભાઇને મળી

---

## ૧૭ જાડેજાશ્રી ચંદ્રસિંહજી ઉર્ફે મોતાભાઇ

(જન્મ સવત ૧૮૫૩ ગાદીયે સ ૧૮૭૭, મૃત્યુ સ ૧૮૯૭)

રાનગ જાનથી ૧૭મા પુરૂષ ચદ્રસિહજી ઉર્ફે મોતીભાઇનો જન્મ સવત ૧૮૫૩ મા થએલ ઇ ૧૮૭૭ ઇસ્વી સન ૧૮૨૧મા ૨૪ વર્ષની ઉમરે ગાદીએ બેઠા ૨૦ વર્ષ રાજ્ય ભોગવી સ ૧૮૯૮ ઇસ્વી સન ૧૮૪૧મા મૃત્યુ પામ્યા

મોતીભાઇને બે ઠકરાણા હતા જેમા નારીયાણાના સુરજબા અને વાણીઆવદરનાં અનોપબા એમાથી એકેયને પેટ સતાન નહી હોવાથી મોતીભાઇ પછી રાજ્ય ફટાયા ભાણાભાઇને ગયુ

સવત ૧૮૭૭, ઇ સ ૧૮૨૧મા કનુભાઇના દડામા કેપ્ટન બેલેન્ટાઇન ( ઈગ્રેજી પલટન લઇ શેઠ હસરાજ સાથે ગોડળ આવ્યા ખાતુ માફ કરી રૂપીઆ બાકી કાઢ્યા તેની જામીનગીરી મળે તો ઈગ્રેજી લશ્કર ઉઠે મોતીભાઇએ દફતરની ઓરડીમા કાનજી, કુ નાવણુજી મા જુઓ એ બધા ની સાથે મસલત કરી શેઠ હસરાજને એમાના કોઇનો વિશ્વાસ આવે નહી એટલે વાસગજીને તેડાવી કહ્યુ કે દરબારમા પડ એક અદીમાનુ ' છે તે તથા તમે ખાત્રી આપો તો સરકારને ભરોસો પડે, પછી મોતીભાઇએ અદીમા પાસે જઇ

કહ્યું કે 'તમે વૃદ્ધ છો તમારી નજરે પડે તે તાજરાજ બતાવો અને બધા તમારા વચન-
માં છીએ, માટે દંસરાજ મહેતાને તેઓની પેન્શની ખાત્રી આપો' એટલે અદીના કહે વૃદ્ધ
અને જુનો વાસણજી છે તે તથા તેના છોકરાથી કામ લેવું જોઈએ પછી દંસરાજ મહેતાને
તથા વાસણજીને તેઓની વાતચીત કરી રા ૩૨ હજાર આપીને સરકારમાં જમા અને
કાઇ બાકી રહ્યા તેનો વાયદો કર્યો અને લશ્કરે કુચ કરી તેઓ દરબારને બહાર નીકળ્યા કે
તુરત કુંવર નાથુજીએ મોતીભાઇને મનાવવાની અરજ માને કે વાસણજીને પુછ્યા વિના
કાનજી કચરાને પડખે રાખ્યા ધોરાજી ઉપલેટાનાં દરબાર જુગાને આપ્યો અને ગોંડળમાં
કુચ કરીને નિરખો પણ ગતે દિવસ કાનજી કચરાનું જોર વધવા માંડ્યું ગોંડળ ધોરાજી
ઉપલેટામાં જરકા તાલુકામાં તથા બીજા બધા દરબારી કામકાજમાં તેનું ઘણી જ ઘણી થઇ
ગયો, અને પોતાના માણસો ગોઠવવા માંડ્યા કાનજીએ ધોરાજીમાં દફતરી નારણજીને, તથા
જુગાને એકલી ઉપલેટાનું કામદારૂં મહેતા કરીને સોંપ્યુ એમ તરાયુસદીઓને મુકવા માંડ્યા
અને જુના માણસનો પગ દરબારમાં રહેવા દીધો નહીં મોરજી કેદમાં હતો ત્યાંથી છુટા
કરી ગોંડળનું કામ સોંપ્યું

જાડેજાશ્રી દેવાભાઇના અમલમાં સંવત ૧૮૬૮ની સાલ સુધી સુપેડી ગામનો અમુક
ભાગ ભાડવાના એજાર તથા રાજપરાના મેરૂજી નોકરી બદલ ખાતા સંવત ૧૮૭૪, ઇ સ
૧૮૧૮માં કેપ્ટન બાલેન્ટાઇનના કારભારી શેઠ સુંદરજી શવજીએ મંધાર મુકામ કરી ભા
ડવા તથા રાજપરા પાસ જુનાગઢની જમીનથી માગી ત્યારે ભાડ । રાજપરાવાળાએ શેઠ સુંદર-
જીને ખોટું સમજાવ્યું કે ' સુપેડીના પટેલ પાસે અમારી કોરી લેણી છે સુપેડી ગામમાં
અમારી જમીન છે માટે તેની પાસેથી નજરાણું કરો' આ ઉપરથી સુપેડીના પટેલ ગોપાળ
તથા જેરામને મંધાર તેડાવી જબરજસ્તીથી કોરી ૧૦ હજારનું ખત લખાવી લીધું તે
વખતે સુંદરજી શેઠના લશ્કરમાં વાસણજી મહેતો હતા તેણે શેઠને ઘણું સમજાવ્યું કે આ
ગેરવાજબી અને ખોટીરીતે કોરી લેવાય છે પણ માન્યું નહીં અને કોરી દરબાર મારફત
વસુલ કરી આ સબંધે વાસણજી મહેતો પોતાની નોંધમાં ઉપર જણાવેલી હકીકત પછી
લખે છે કે

> 'આ આઠ હજાર કોરી ગેરવાજબી લેવાણી ગોંડળના ધણીના રાગીલ
> ડીયા થે એ ામ ભાડવા રાજપરાવાળાએ કીધું તે દરબારનો હાથ પોચે
> તારે એ કોરી રાજપરા તથા ભાડવાવાળા પાસે લેણી છે

સં ૧૮૭૮ માં મુંબઇના ગવનરે કાઠીઆવાડમાંથી ગેહનો અમલ ઉઠાવી બાલે-
ન્ટાઇનની બદલી કરી કાઠીઆવાડ ખાતે પોલીટીકલ એજન્ટ તરીકે [1]બાર્નવેલને અને
દફતરદાર તરીકે છોટાલાલને નિમ્યો બાર્નવેલે ધારી ગુંદાળી મુકામ કરી કાઠીઆવાડના
રજવાડાઓને ભેગા કર્યા નગરના મોતી મહેતો, ભાવનગરના વજેસિંહજી, મોરબીના ઠાકોર
શ્રી જીયાજી, જુનાગઢના નવાબ અને ગોંડળના મોતીભાઇ વગેરે ગયા હતા મોતીભાઇ
અને વજેસિંહજી એક બીજાની મોટપના અભિમાનને લઇ મળતા નહોતા પણ જીયાજી,

---

1 આને કાઠીઆવાડના મુસદીઓ બારણુવેલ સાહેબ કહી ઓળખાતા

હકારે વચમાં પડી મેળવ્યા. ઓર્નવેલે બધા રાજાને રાજા આપી પણ મોતીભાઇને 'રૈરો જેતપુર તેડી ગયા અને જુદાને કારભાર સોંપવાના ખતમાં સહી કરાવી ત્યાંથી મોતીભાઇ ધોરાજી ગયા ધોરાજીથી પ્રાચીપાટણ જઇ ગોંડળ આવ્યા.

જુદાને કારભાર સોંપવાનું કબુલ કરેલ પણ કાનજીનું ઘણું જોર તેથી તેણે ચાલવા દીધું નહી. સંવત ૧૮૭૯ માં જુદે મા ૬ ગામે થાણું મોકલી એક વર્ષની ઉપજ કાનજી સાથે મળી ખાઇ ગયા અને તે રકમ લાંચમાં દેવી પડી છે એમ દરબારને સમજાવ્યા.

વીરજી નાનજીના હામી પેરે અવેજ કબુલાવી આપવા ધોરાજી ઉપલેટા બે પરગણાં દિવાન રણછોડજીને ૭ લાખ કોરીમાં ચાર વર્ષ માટે સં. ૧૮૮૦ માં ઇજારે આપ્યા પણ પાછળથી દિવાન ખુટયો અને કોરી સાડા પાંચ લાખમાં ઇજારે રાખ્યા પણ વીરજી નાનજી અવેજ પુરો ભરી શકયો નહી એટલે ગોંડળ ઉપર જપ્તી આવી.

સં ૧૮૮૦માં પ્રથમ ભાણો વાણીઓ તથા પાંચો જપ્તીએ આવ્યા તે ૭ માસ રહ્યા ત્યાર પછી તેની બદલીમાં કૃષ્ણજી ત્રંબે આવ્યો તે ઘણો તેજ માણસ હતો તેણે રાજ્ય ખર્ચની રોજની ૧૦૦ સો કોરી બાંધી આપી, કૃષ્ણાજીનો તાપ કાનજી જીરવી શકયો નહી. મોતીભાઇએ કાનજીને કહ્યું કે વાસણજી મહેતાના ઘર વિના રસ્તો નહી જડે પછી કાનજી કચરાને તથા ખવાસ હનુજી હળધોરને વાસણજીને ઘેર મોકલી સુલેહ કરી ખંભાળીઉં પાછું આપ્યુ ત્યારથી મહેતાના ઘરવાળાને દરબારમાં પાછી આવજાવ થઇ કાનજી દેખાવમાં બહાર રહેતો પણ મોતીભાઇ ઉપર કાબુ તો એનોજ હતો.

વાસણજીના ઘર સાથે સુલહ થયા પછી કાનજીએ ઉમીઆશંકરને દિવાન મુકામલીમાં કોરી ૧૫૦૦ પંદરસોના સાલીઆણાથી ધોરાજી મોકલ્યો અને જગન્નાથને પોતાની પાસે સરકારી કામકાજ વિગેરે માટે ગોંડળમાં રાખ્યો.

સવત ૧૮૮૦ની સાલમાં ધોરાજીના પાનાચંદના દીકરા વછરાજને તેડાવી ગોંડળના દફતર ઉપર, નારણજી અમરશીને ધોરાજીના દફતર ઉપર નીમ્યા ઉપલેટાના દફતર ઉપર ધનો પ્રાગજી હતો અને સાહેદરો કેસા મહેતાને કોરી ૩ ત્રણ હજારનું સાલીઆણું અને ભવાન ગણેશ વાળી જમીન પાંચ કોસની આપી નોકર રાખ્યો. મોટી રાજદારી ભાંજગડમાં વાસણજી મહેતાની સલાહ લેતો એમ કાનજીએ સર્વ સત્તા પોતાના હાથમાં રાખી કારભાર ચલાવવા માંડયો.

પોરબંદર વાળા વીરજી નાનજી દેસીનુ દેણુ વધતુ ગયુ સં. ૧૮૮૨ની સાલમાં મોતીભાઇ, વાસણજી, કાનજી, જગન્નાથ તથા નોંઘાભાઇ પોરબંદર વીરજી નાનજીનું નામું કરવા ગયા પણ ચોખ ન થઇ એટલે ૭ મહીના રહી ગોંડળ આવ્યા. કૃષ્ણાજી ત્રંબેની બદલી થતાં તેની જગ્યાયે ધોધાના નાગર મેવકરામ ભવાનીરામ મહેતો આવ્યો. તેણે સંવત ૧૮૮૨ની સાલથી રાજખરચની તથા શીરબંદીના ખર્ચની કોરી ૭ ૭ હજાર મળી ૧૨ હજાર માસિક ઉઘરી ઠરાવી. જપતીદાર અને દરબારના મધ્યસ્થ જગન્નાથ રહેતા તે કાનજીના પણ પુરા વિશ્વાસ પાત્ર હતા.

રણછોડજી કડક માણસ એટલે તાબેદારી ન ઉઠાવી. માત્ર કચેરી વખતે હજુરમાં જતા આવતા. કાનજી ધોરાજી ઉપરેટે બાર મહિનામાં બે વખત આંટો જતો.

સંવત ૧૮૮ ઇ. સ. ૧૮૨૭માં નથુભાઇની દીકરી બાઇસાહેબ બાનો વિવાહ મોટી ધામધુમથી ધ્રાંગધ્રાના રાજ સાહેબ સાથે કર્યો જેમાં ૩ લાખ કોરી ખર્ચ થયું હતું.

સં. ૧૮૮૩માં ભાણાભાઇ રીસાઇ પોરબંદર જઇ રહ્યા પણ તેને ટમનાથી ,લાવી! દાગીના અને બેગામ ગરાસમાં આપ્યાં એટલે તેઓ બાપુજીવાળા મકાનમાં દરબાર-થી જુદા રહ્યા.

સ. ૧૮૮૫ સુધી કાનજીએ જેમતેમ ચલાવ્યું.વીરજી નાનજીને પુરેપુરા પૈસા ભરાતા નહી' કાનજીથી રાજ્યની સંભાળ રહી નહી પ્રજાની મુશ્કેલી વધી ઉપજ ઓછી થવામાંડી એટલે નોંધાભાઇએ મોતીભાઇને સમજાવી કાનજીને ઘેર બેસાર્યો અને કુરા શેઠને કારભાર સોંપો. આ વાત મોતીભાઇને ગમી નહી પણ બોલીશકા નહી. કાનજીને કુરા શેઠની ધાસ્તી લાગી એટલે દરદાગીના એક પેટીમા ભરી ગતના વખતે કેવળશાને ઘેર મોકલ્યા એ બાતમી કુરા શેઠને મળતાં માણસ મોકલી પેટી હાથ કરી મોતીભાઇને સોંપી.

કાનજી ખટપટી હતો તેણે ભાણજી મહેતાને કચરા ખવાસ પાસે મોકલ્યો એને ૨૦ હજાર કોરીની લાંચ આપી વાસણજીને કારભારી નીમવાનું ઠરાવ્યું. આ વખતે મોતીભાઈ પાસે કચરો ખવાસ કર્તા હર્તા હતો તેણે વાસણજીના કારભારનું નક્કી કરી દીધું. કુરો શેઠ માત્ર ૩ દિવસ કારભાર કરી ઘેર બેઠો અને વાસણજી મહેતો કારભારી થયો.

વાસણજી કારભારી થયા પછી સં. ૧૮૮૫ની શરૂઆતમા રણછોડજીને પોલીટીકલ એજંટ પાસે વીરજી નાનજીના હીસાબ માટે તથા જપ્તી ઉઠાવવા માટે રાજકોટ મોકલ્યા. ત્યાંથી પોલીટીકલ એજંટ પોરબંદર જઇ સાકરચંદ પ્રેમચંદ તથા શામળ બેચરની જામીન આપી માંગરોળ ગયા અને ત્યાં વીરજી નાનજીનુ નામુ ચોખું થયુ અને જપ્તી ઉઠાડી લીધી રણછોડજી ગોંડળ આવ્યા અને વાસણજીનો કારભાર બંધ પડયો. ત્યારપછી રણછોડજી ભાવનગર ઠાકોરશ્રી વજેસિંહજી પાસે નોકર રહ્યા તેમને પાચ રૂપીયા રોજ અને હોળાયું ગામ ખાવા આપ્યું.

વાસણજીને ઘેર બેસારી કાનજીએ નગરથી મોતી મહેતાને તેડાવ્યા તેણે પોતાની વતી દુલભજીને કામ ઉપર રાખ્યા ૧૮૮૬ સાલ આખર દુલભજીને મોતી મ્હેતા સાથે અણબનાવ થતા સં. ૧૮૮૭માં મોતી મહેતાને ઘેર બેસારી શેઠ હંસરાજ જેઠાણીને કારભારી નિમ્યા.

હંસરાજ શેઠ પાસે ઠા નાનજી, તથા ગોની ગોવિંદ કામ કરતા. હંસરાજ ૪ મહીના ગોંડળમાં રહી ધોરાજી ગયા ૧૮૮૭-૮૮ બે સાલ કાનજી તથા શેઠ હંસરાજે પ્રજાને લુંટી ખાધી. પછી કાનજી શેઠથી જુદો પડયો અને બે વર્ષના હીસાબનો દાવો શેઠ ઉપર કરી સં. ૧૮૮૮ આખરે હંસરાજને કેદ કરાવ્યો રાજ્ય ઉપર દેવું થઇ ગયુ હરિભક્તિનાં નાણાં પુરાં ભરાયાં નહી એટલે સં ૧૮૮૯માં સરકારે જપ્તી મુકી અને મેતા અમૃત-

લાલ અંબરચંદને જમી ઉપર નીમ્યો. સં. ૧૮૮૯–૯૦ એ સાલ અમૃતલાલ રહ્યો. પછી જમી ઉઠાડવા જગન્નાથ તથા નેણશીને કર્નલ લેંગ પાસે મોકલ્યા તેમણે અમરેલીના સુબેદાર બાબાજી બચાજીને કારભારી તરીકે મોકલી સં. ૧૮૯૦માં જમી ઉઠાડી લીધી.

બાબાજી વડોદરામાં રહેલો માનભુખ્યો માણસ હતો તેણે દરબાર જેટલુંજ પોતાનું ખર્ચ રાખ્યુ એ મશાલચી, બે ચોપદાર, મેસના મીયાનો વગેરે ઠાઠ રાખ્યો. ગોંડળમાં દક્ષિણી લોકોને કાનજીના દસકામાં વસતી તુટી ગયેલ ઉપજ ઘટી ગઇ. સં. ૧૮૯૦માં બાબાજીએ હરિભક્તિવાળાને મોવૈયું, ખોખરી, સુલતાનપુર, ખીલોરી, દેરડી, રાવણા, મોટીમારડ એ સાત ગામ બાર વર્ષ માટે ઇજારે આપ્યાં. તે દરમ્યાન તેણે વ્યાજ સાથે લેણી રકમ વસુલ કરી લેવા ઠરાવ્યું.

આ વખતે વાસણજી મહેતાની ઉમર ૭૮ વર્ષની થઇ પોતાના દેહનો ભરોસો રહ્યા નહી એટલે રાજ્યના દસ્તાવેજ રૂક્કા પરવાના વગેરે જે પોતાની પાસે હતા તે દરબારને આપી દેવાનો વિચાર કર્યો. સં. ૧૮૯૨ની સાલમાં દરબારે તેડાવ્યા તે વખતે કચેરીમાં બેઠેલા માણસોને બહાર બેસારી રણછોડજીને નજીક બોલાવી પેટી ઉઘાડી તમામ દસ્તાવેજ કાઢી વંચાવી વાકેફ કર્યા અને કહ્યું જે 'ભાના મેપિલ કાગળો મેં સાચવી રાખેલાં હવે મારી ઉતરતી કળા છે પાછળથી મારા કોઇ છોકરાની દાનત બગડે તો મારા નામને ડાઘ લાગે માટે તમે બધા કાગળો સંભાળી લ્યો.' મોતીબાઇ બહુ ખુશી થયા અને વાસણજી મહેતાની રાજ પ્રત્યેની વફાદારી માટે બહુ વખાણ કર્યાં. ત્યારે વસ્રણજી મહેતે ખભાળીયાનો નવો રૂક્કો કરી આપવાની માગણી કરી અને વાસણજી મહેતે કરેલા મુસદા ઉપર મોતીબાઇએ નવલખે બેઠા સ્હી કરી અને લેખ વાસણજીને સોંપ્યો

બાબાજીના કારભારમાં, ઉપજ કમી થઇ કરજ બે લુમાર વધી ગયું સાત ગામ ઇજારે મુકવાથી નાણાં ભીડ ઘણી વધી ત્યારે બાબાજીએ અવલરામ, જેઠા કુરા, માણેકલાલ, લાધા સઘરી, અમૃતલાલ વગેરે પાસેથી કરજે રૂપીયા ઉપાડવા માંડયા સં. ૧૮૯૧ થી ૯૪ સુધી મહા મુશ્કેલીથી બાબાજીએ કારભાર ચલાવ્યો. સં. ૧૮૯૫મા સખત દુકાળ પડ્યો તેમાં બાબાજી બીમાર થઇ ગુજરી ગયો

બાબાજીના કારભારમાં બેક વર્ષ કાનજીને પુછવામા આવતુ પછી વછરાજ કાનજીથી જુદો પડી બાબાજી અને મોતીબાઇને મળી ગયેલ એટલે બન્નેનો વિશ્વાસપાત્ર વછરાજ હતો. બાબાજી ગુજરી ગયા પછી વછરાજ બહુ ઉદ્ધત થઇ ગયો સરકારી માણસોને પણ ગણકારતો નહી. પોલીટીકલ એજન્ટ જેકબ સાહેબે જુનાગઢ વછરાજને તેડાવી કેદ કરી ગોંડળ મોકલ્યો. રણછોડજી જેકબ સાહેબ પાસે રહ્યા. પાછળથી રણછોડજીએ વચ્ચે પડી વછરાજને છોડાવ્યો. કાનજીએ વછરાજને પેટના દીકરાની પેઠે રાખેલ છતાં તેણે કાનજી પાસેથી પાંસઠ હજાર રૂપીયા દંડ લેવરાવી કાનજીને દરબારમાંથી કાઢયો તથા ડુંગા ખવાસન ઉભો કરી કચરા ખવાસનાં ઘરબાર લુટાવી ગામમાંથી કાઢયો અને પોતે સ્વતંત્ર થયો. પણ પૈસા પુરા ભરી શકયો નહી એટલે સં. ૧૮૯૬ આખર અને સં. ૧૮૯૭ ની શરૂઆતમા અમૃતલાલ પાસેથી વધુ રકમ કરજે લઇ સં ૧૮૯૭ થી ૧૯૦૩ સુધી સાત

સપીં ઉપલેટા લખી આપ્યુ અને હરીપ્રસાદ અંબારામ ડામી આપી અમૃતલાલની જમી ઉડાડીનથુ બુચના રૂપીઆ ૧૫ હજાર કરજે લીધા. ૯૫-૯૬-૯૭ ત્રણ સાલ વછરાજે આ઼ુ ડેઈર્યું ત્યારે સં. ૧૮૯૭ આખર મોતીભાઇ ગુજરી ગયા. ને વખતે રાજ્ય ઉપર ૨૦ લાખ કોરીનુ દેવુ થઇ ગયુ હતુ.

સં ૧૮૬૮ થી ૧૮૯૪ સુધી કાનજી વાણીયાનુ ગોંડળ રાજ્યમા ભારે પરિબળ રહ્યુ હતુ, તેમા રાજ્યની ઘણી દુર્દશા થઇ એ માણસે કાઇને ઠરી ઠેકાણે બેસવા દીધા નહી કોઈનો કારભાર ચાલવા દેતો નહી રાજ્યની સભાળ રાખી શકતો નહી, તેમા પણ મોતીભાઇના વખતમા તો તેણે રાજ્યની ભયકર ખરાબી કરી અને રાજ્ય તુટવાની અણી ઉપર આવી પડ્યુ.. ૧૮૮૯ ની સાલમા પોલીટીકલ એજન્ટે કાનજીને કાઢવાનુ મોતીભાઇને સખત દબાણ કર્યુ અને કહ્યુ કે કાનજીને નહી કાઢો તો રાજ્ય જાશે ત્યારે મોતીભાઇએ જવાબ દીધો કે "મને એક કોસ અને બે સાતીની જમીન તો રહેશે ને? ત્યા સુધી કાનજી કોસ હાકશે અને હુ પાણી વાળીશ પણ કાનજીને હુ છોડીશ નહી" લેણા દેવી હતી ત્યા સુધી મોતીભાઇની મહેરબાની રહી પણ તે તુટી ત્યારે એના એ મોતીભાઇએ અઢી લાખ કોરી દંડ લઇ કાઢી મુકી તેને ઠેકાણે વછરાજને રાખ્યો. રાજનીતિજ્ઞોએ કહ્યુ છે કે **राज्ञा मित्रं केन दृष्टं श्रुतं** વા જે કચરો ખવાસ ધણીરણી જેવો હતો તેને કાઢી મુકી તેને ઠેકાણે જીના ખવાસને રાખ્યો. કાનજીએ વછરાજને દીકરા પેઠે રાખેલ અને કચરા ખવાસ જીવા ખવાસને સગા ભાઇની પેઠે રાખ્યો હતો તેનેજ હાથે આ બેઇની દુર્દશા થઇ અને તેજ જગ્યા તેઓએ સભાળી

૧૮૯૬ મા રાજ્ય કરજે ભેળાઇ ગયુ સરકારને આપવાની રકમ ઘણી મોટી થઇ ગઇ તેથી ધોરાજી ઉપલેટા વેચી નાખી સરકારે પૈસા વસુલ કરવાનુ જાહેરનામુ બહાર પાડવાની તૈયારી હતી ત્યા અમૃતલાલ પાસેથી ઉપલેટુ મડાવીને અને કાનજી પાસેથી દડ લઇને સરકારને રકમ ભરી દીધી.

મોતીભાઇ ગુજરી ગયા પછી તેની રાણી અનોપબાને ઓધાન હોવાની ગપ ઉડાડેલ પણ તે ખોટી ઠરી મોતીભાઇની બન્ને રાણીયોમા કાઇને સતાન નહી હોવાથી રાજ્યના ધણી કુટાયા ભાણાભાઇ થયા

## ૧૮ જાડેજાશ્રી ભાણાભાઇ

(જન્મ સ ૧૮૫૫, ગાદીએ સ ૧૮૯૭, મૃત્યુ સ ૧૯૦૭)

રાવળજામથી આ પુરુષ ૧૮ મા છે તેમના જન્મ સ ૧૮૫૫ ઇ સ ૧૭૯૯ મા થયો હતો ૪૨ વર્ષની ઉમરે સ ૧૮૯૭, ઇ સ ૧૮૪૧ આખરમા ગાદીએ બેઠા ૧૦ વર્ષ રાજ્ય ભોગવી સ ૧૯૦૭, ઇ સ ૧૮૫૧ ની સાલ આખરમા ગુજરી ગયા તે વખતે એમની ઉમર વર્ષ ૫૨ ની હતી

ભાણાભાઇને બે ઠકરાણાં હતાં. એક ગુંદાળા વાળા ઝાલાની દીકરી તે નનંપણથી ગુજરી ગયાં હતાં અને બીજાં ગુંદીવાળીનાં મોટીબા તેને બે દિકરા થયા પાટવી કુંવર રુગનાથજીનો જન્મ સં. ૧૮૭૮, ઇ. સ. ૧૮૨૨ માં અને ફટાયા મુળુજીનો જન્મ સં. ૧૮૮૭, ઇ. સ. ૧૮૩૧ માં થયો હતો..

ભાણાભાઇ ફટાયા હતા ત્યારે ઘણાં વર્ષ થયાં જુદે ઘેર રહેતા હતા. મોતીભાઇ ગુજર્યા કે તુરત સુંદરબાયે અનોપબાને ઓધાન છે એવી અફવા ચલાવી રાજ્ય પોતાના હાથમાં લેવાનો પ્રપંચ કર્યો. અભેસિંહ વગેરે સુંદરબાની પડખે હતા. રાજ્યનાં માણસો ભાણાભાઇના પક્ષમાં હતાં. વાસણજીના છોકરા રણછોડજી તથા જગન્નાથનો ભાણાભાઇને ભરોસો એટલે તેઓને આધારે દરબારમાં ટકયા. ઓધાનનો ગડબડાટ સરકારના કાન ઉપર જતાં રાજ્ય પર નથુજી મેઘજીને મોકલી જપ્તી કરી. મોતીભાઇનું કારજ ઉકલ્યા પછી બીજેજ દિવસે રણછોડજી, જગનાથ અને વછરાજ ત્રણેએ સલાહ કરી ભાણાભાઇને એકદમ ગાદીએ બેસારી દીધા અને નગરની તરવાર તથા જુનાગઢનો પોષાક ભાણાભાઇને પહેરાવ્યો. ત્યારે સુંદરબા તરફથી હરખો કોઠારી અને રૂડી વડારણ રાજકોટ પોલીટીકલ એજન્ટ પાસે ફરીયાદે ગયા એટલે દરબાર તરફથી રણછોડજી સાહેબ પાસે રાજકોટ રહ્યા. ગોંડળ વછરાજ અને જગનાથ કામ ચલાવતા. સુંદરબાનો એવો પડકારો અને ખટપટ હતી કે ભાણાભાઇ [1]ડર ખાઇ ગયા. દરબારમાં તેનો પગ ટકતો નહી અને રાજ્ય પોતાને રહેશે એવી ખાત્રી ન હોતી. સુંદરબાએ પોતાના પગનાં સોનાનાં બે કડલાં અઢાર હજાર કોરીમાં વેચી નાખી ઘણો ખર્ચ કર્યો. નથુજી અને મેઘજીને મેળવી લીધા પણ રણછોડજી રાજકોટ બેઠેલ તેણે કોઇનું ફાવવા દીધું નહી. સાહેબે રણછોડજીને ધમકાવ્યો કે ઓધાન બાબતની ચોખ થયા વિના અમારી મંજુરી શિવાય તમે ભાણાભાઇને ગાદીએ બેસારી દીધા છે પણ હું તમને કેદ કરીશ અને એ વાત હું મંજુર રાખીશ નહી. આવી રીતે ઘણી વખત ધમકી મળી છેવટે રણછોડજીયે દસ્તાવેજ કરી દીધો કે ' મોતીભાઇની વહુને ઓધાન છે એ વાત ખોટી છે છતાં સાચી ઠરે તો મારૂં માથું આપવું " આ લખત થયા પછી સાહેબ ટાઢો પડ્યો.

ઓધાન હોવાનો ગડબડાટ છ મહીના ચાલ્યો તેટલામાં સુંદરબા અને અનોપબા વચ્ચે તકરાર અને સખત બોલા ચાલી થઇ એક બીજાના જીવ ખારા થઇ ગયા. બન્ને સાથે રહેતાં હતાં તે અનોપબા પોતાને અવાસે રહેવા ગયાં અને કોપ સગર્ભા ખવાસણને પોતાની મેડીમાં રાખી ભાણાભાઇને આ વાતની ખબર થાતાં બન્ને ભાઇઓ ઉપર સખત ચોકી રાખી. સુંદરબાયે જગન્નાથને તેડાવ્યો કે અનોપબા મારાથી જુદી રહે છે તમારે તપાસવું હોય તો તપાસજો. એ વાત જગનાથે ભાણાભાઇને કહી તુર્તજ જગનાથને દરબારગઢમાં તપાસ કરવા મોકલ્યો. તે ભાણાભાઇનાં રાણી મોટીબાને અને કનુભાઇનાં રાણી બાઇબાને લઇ અનોપબા પાસે ગયા. શામ દામ દંડ ભેદથી સમજાવ્યાં એટલે અનોપબા ડરી ગયાં અને બોલ્યા કે ' સુંદરબા પાસે બે લાખ કોરીના દાગીના છે મારે કાંઇ નથી એક-

1 ડર ભય.

ગામ છે ને ઉપર પણુ વેરા છે ત્યારે મારે કેમ નભવું' જગન્નાથે બીલીયાળું ગામ અને એક હજાર કોરી અણીકાની વેરાની આપવી ઠરાવી અનોપબાએ તે કબુલ કર્યું તુર્તજ જગન્નાથે ભાણાભાઇ પાસે આવી લેખ કરી સહી કરાવી અનોપબાને આપ્યો, એટલે તે ધુંધરો નાણી બોલ તે બે બાઇઓ દેખતાં ઉઘાડી નાખ્યો અને ઓધાનની વાત ખોટી ઠરી. દરબારમાં સાકર વહેંચાણી આ ખબર તુર્ત રણુછોડજીને લખી સાહેબને જાહેર કરાવી રણુછોડજીને તેડાવી લીધા.

હવે પછી ભાણાભાઇએ નિશ્ચિતપણે રાજ્ય કરવા માંડયું. રાજ્યનો બંદોબસ્ત કરવા સં. ૧૮૯૮મા મેતા નથુરામ અમરજી પાસેથી રૂ. ૬૦ હજાર વ્યાજુ લઇ મોતીભાઇના વખતના તેના લેણા રૂ. ૧૫ હજાર ઉમેરી રૂ. ૭૫ હજારનું ખત માંડી આપ્યું. તુર્તજ રૂ. ૬૦ હજાર સરકારમાં ભરી સં. ૧૮૯૮ થી ૧૯૦૩ આખર સુધી ૫ વર્ષનો નથુ સુચના કારભારનો ઠરાવ કરી નથુ મેઘજીની જમો ઉઠાડી અને રણુછોડજીને નવેસરથી ખાતે જમેનો રૂકો લખી આપ્યો.

સાત ગામ હરિભક્તિને ત્યાં અને ઉપલેટું અમૃતલાલને ત્યાં થાલમાં જતાં બાકી તાલુકાની ઉપજ સવા પાંચ લાખ કોરીની નકી કરી ઇજારા આપ્યા. તેમાંથી સાડા ચાર લાખ પેશકશીની જાતાં ૩૪ હજાર રાજ ખર્ચની અને ૬૬ હજાર શીરબંધીની દરબારે લેવી ઠરાવી બાકી નથુ સુચતી જીવાઇ તથા રાજગાઠ નોસલ વગતરમાં દેવી ઠરાવી. રૂપી યામાં ભાવ ફેર હોય ત્યારે ધણીગર ચાર લાખ, નેવુ હજાર કોરી પેશકશીમાં ભરવી પડતી. તે વખતે નથુ સુચ તેટલી કોરી રાજ ખર્ચમાંથી કાપી લેતા એટલે દરબારને તો સરાસરી માત્ર પંદરસોમાંથી બેહજાર કોરીજ દર મહિને આપતા. દરબારને મુંઝવણુ પુરી આવી પડી ક્યાંય નાખી નજર પડે નહી. કોઇ વખત ભાણાભાઇ બોલી ઉઠતા કે આ રાજ્ય કરતા તો ઘરના ધણી હતા ત્યારે સુખીઆ હતા, મુશ્કેલીનો પાર રહ્યો નહી અને કોઇ દશ સુજતી નહોતી. દરબારનું રોજનું કોઠારે ખર્ચ ઘટાડતાં ઘટાડતાં છેવટ ઠેકે ૩૫ માપ દાણો, અર્ધો મણ તેલ, દશ શેર ઘી અને બે ભર ખડ સુધી ઘટાડી નાખવું પડયું હતુ. ૧૮૯૮-૯૯ અને ૧૯૦૦ની સાલ સુધી ખાનગીમાં નથુ સુચ પાસેથી દર મહીને પંદરસોથી બે હજાર કોરી સુવી ખાતે મગાવતા જગન્નાથ અને જીવા ખવાસ હથુ કોઠાર રાખ્યો હતો તેઓ ઉપર મુજબ કોઠાર સામાન બજારમાંથી લાવી નાખતા અને દરબાર ખર્ચ ચલાવતા અને નથુ સુચ સ્વતંત્ર સત્તાધારી તરીકે કારભાર ચલાવતો.

સંવત ૧૮૯૮ની સાલમા નાથાભાઇ ગુજરી ગયા તેને સતાન નહોતુ એટલે તેનો ગરાસ નથુ મેઘજીએ ગોંડળ સાથે ભેળવી ગણોદ ઉપર જપ્તી મુકી ત્યારે ભાણાભાઇએ સરકારમા લખ્યુ કે 'બાઇઓ જીવતા સુધી ગરાસ ખાય અને તેઓ ગુજરી ગયા પછી રાજ્ય જપ્તીમાં લેવાય એવો અમારો રીવાજ છે માટે ગણોદ ઉપરથી જપ્તી લઇ લેવી જોઇએ' આ ઉપરથી જપ્તી સરકારે ઉઠાડી મુકી ત્યારપછી કેશાબાને ઓધાન છે એવી અફવા સુજાબાએ ઉડાડી અને અઢાર મહીને ગ્વાઠ જનમ્યા આ દીકરો ખોટો છે એવી તકરાર ગોંડળે લીધી અને રણુછોડજીને રાજકોટ મોકલ્યા ઘણા મહીના લડત ચાલી મુંબઇ સરકાર સુધી બન્ને લડયા, છેવટે સરકારે તે કુંવર નામજુર કર્યો અને ગોંડળ જીત્યુ.

રાજકોટમાં પોલીટીકલ એજંટ મી. મેવેટ હતા તેની પાસે ભગવાનલાલનું આબરૂ ઘણુ વધી ગએલ ભગવાનલાલના સલાહકાર અનંતજી અને અમરચંદ હતા એટલે આખા કાઠીઆવાડમાં અનંતજીની હાક વાગતી. ઉપલેટા અમૃતલાલને લખી આપેલ તેની મુદત સં. ૧૯૦૩માં પુરી થાતી હતી એટલે તે પચાવી પાડવાના ઈરાદાથી અમૃતલાલે બે લાખ કોરીની રાજ્યને ખાતે ઉભી કરી રાજકોટ સાહેબને જાહેર કર્યું. ભગવાનલાલે મી મેવેટને સમજાવી અમૃતલાલનુ નામુ કરવા ભાણાભાઇને રાજકોટ તેડાવ્યા. ભાણાભાઇ તથા કુંસગરામજી સં ૧૯૦૦ના જેઠ મહીનામાં રાજકોટ ગયા, રણછોડજી, જગન્નાથ, અને વછરાજને સાથે રાખ્યા હતા, સૌ રાજકોટ બે મહીના રહ્યાં પણ અમૃતલાલના ખાતાનો નિવેડો આવ્યો નહી સગરામજી કંટાળી ગોંડળ આવ્યા અને ભાણાભાઇ રોકાયા. સગરામજી પાસે ધોરાજીના હળધોર જેઠીજી તથા ખાનજી ખામાણી રહેતા, તેણે પોતની સત્તા જમાવવા જીવા ખવાસનાં વાંકાં બોલી તેના પર સગરામજીની ઈતરાજી કરાવી કેદ કરાવ્યે. જીવા ખવાસને પોતાના પર જુલમ થયાની બીક લાગી એટલે તેણે પેટમાં તરવાર ખોસી આપઘાત કર્યો.

રાજકોટમાં ભાણાભાઇએ અમૃતલાલનું નામુ ચોખ્ખું કરી સવા લાખ કોરીનું ખત લખી આપ્યુ આ ખતની દુલભજીને ખબર પડી ત્યારે તેણે જગન્નાથને તથા પંચાણજીને ઠપકો દીધો એટલુજ નહી પણ તેજ રાત્રે દુલભજી રાજકોટ ગયા મી મેવેટને કહ્યુ કે "ભગવાનલાલ વગેરેની દબાવણીને લીધે ભાણાભાઇએ સવા લાખ કોરીનુ ખત કરી આપ્યુ છે તે ખોટું છે એ નામામાં ખોટી રકમોનો ઘણો ઘોટાળો છે માટે વિચારી સહી કરજો" એટલું કહી બીજે દીવસ સવારે દુલભજી ગોંડળ આવતા રહ્યા મી મેવેટને શક પડયો.

આ વખતે દુલભજી નગરમાં નોકર હતા ગોંડળ સાથે કાંઇ નિસબત નહોતી પણ ગોંડળ રાજ્ય સાથે બાપદાદાના સંબંધને લીધે તથા અનંતજી સાથેના દુશ્મનાવટને લીધે આ વાત કરેલ વછરાજ, જગન્નાથ અને રણછોડજીથી છાની રીતે પંચાણજી ગસે ભાણાભાઇને ગળે ઉતાર્યું કે આપણે દુલભજીને નોકરીમાં રાખવાથી રાજ્યની મુસ્કેલી ટળશે. ભાણાભાઇએ સંમતિ આપી નોકરીમાં રાખવાનો લેખ કરાવ્યો રાત્રે પંચાણજીએ દુલભજીને વાત કરી તા પ્રભાતે સવારમા દુલભજી કચેરીમાં આવ્યા અને રણછોડજી, પંચાણજી, વછરાજ, જગન્નાથ બધાની સમક્ષ સૌની સંમતિથી દુલભજીને ખાનગી કારભારી નીમ્યા આમાં વછરાજ અંદરખાનેથી રાજી નહોતો.

દુલભજી ખાનગીમા રહ્યા પછી નથુ સુચ અને અમૃતલાલ દેહશત ખાઇ ગયા. વછરાજ અને નથુ સુચ દુલભજીને કાઢવાની પેરવી કરતા હતા અને નથુ સુચને પછાડવાની તજવીજ દુલભજી કરતા હતા રાજ્ય પાસે પૈસો નહોતે. ખર્ચ માંડ ચાલતું. બાઇઓનાં ગામની એક વર્ષની ઉપજ લઇ માંડ ૪ મહિના ચલાવ્યુ પણ અંતે મુંઝાઇ ગયા. તેટલામાં નારદભાઇને પરણાવવા જુનાગઢ જવુ પડયું પાછળ જેઠા બક્ષીને પોતાનું કામ સોંપતા ગયા ભાણજી અને વછરાજની શીખવણીથી મોટીબાએ જેઠા બક્ષીને ઘણી ગાળો દઇ અપમાન કર્યું એ ખબર દુલભજીને જુનાગઢ લખ્યા એટલે દુલભજીએ રાજીનામું લખી

મોકલ્યુ. અને ખાનગી કારભારમાંથી છુટા પણ અંદરખાનેથી દુલભજીની ઈચ્છા પણ નીકળી જવાની હતી.

ગોંડળમાં શીરબંધીનો પગાર સાત આઠ વર્ષ થયાં ચડી ગયો હતો તેથી ગોંડળ ધોરાજીની શિરબંધી હુલડ ઉઠાવવા તૈયાર થઈ. વટ્ટી, પૈસા વ્યાજે મેળવવાની તજવીજ અને શીરબંધીના આગેવાનોને સમજાવી શાંત પાડવાની કોશીશ છ મહિના સુધી ચાલી. નથુ બુચ તથા ભાણજી રાજકોટ ગયા ભગવાનલાલની સલાહથી વછરાજ પાસેથી નાણાં કઢાવવાનું નકી કર્યું. ભગવાનલાલે પો. એ. સાહેબને સમજાવી હુકમ કઢાવી વછરાજને રાજકોટ તેડાવ્યો.

દુલભજી નારદભાઈને પરણાવી ગોંડળ આવી ખાખીમઢીમાં ઉતર્યા દરબારને મળવા ગયા ત્યાં શીરબંધીએ પકડયા દુલભજીએ પોતે ગોંડળના નહી પણ નગરના નોકર હોવાનું કહ્યું ત્યારે છોડયા એટલે દરબારને મળી રાજકોટ ગયા.

ગોંડળ રાજ્યનું કોકડું ગુચવાતું. કોઈ દશ સુઝે નહી. ભાણો ભાઈ બહુ મુંઝાણા રણછોડજી અને જગન્નાથને ઘણું વિનવ્યા પણ કોઈથી રસ્તો નિકળ્યો નહી અને દુલભજીને ગોંડળ લાવવાના નિર્ણય પર આવી તેને તેડવા પચાણજીને તથા જગન્નાથને રાજકોટ મોકલ્યા. લાધો સંઘવી, લાધો ઠકર, મેઘજી ગાંધી અને વછરાજ રાજકોટ હતા તે બધાયે દુલભજીને સમજાવ્યાથી તે ગોંડળ આવ્યા તે પહેલાં શિરબંધીનો ફેસલો ૧૮ મહિના નજરાણું, ૧૫ મહિના બાકી રાખવા અને બાકીનુ ચુકવી દો આવી રીતે થઇ ગયો હતો તુરતજ દુલભજીએ વછરાજની ખાતાનો તપાસ કર્યો ૨-૩ લાખ કોરી તે ખાઇ ગયેલ એમ નકી થતા તેને દંડવાની વાત નકકી કરી એ વાત ભાણાભાઈને રૂચી નહી દુલભજીએ દરબારના નામનો કાગળ લઇ સ્વાર રાજકોટ વછરાજને તેડવા મોકલ્યો, ભાણાભાઈની ખાનગી સલાહથી રણછોડજીએ નાનજી મોદીને રાજકોટ મોકલી વછરાજને ગોંડળ ન આવવા સુચના કરી પણ તે પહોંચ્યા પહેલાં તો વછરાજ ગોંડળ આવ્યો અને તેને વેરાજીવાળાં મકાનમાં કેદ રાખ્યો. છ મહિના કેદ ખાનામાં રહ્યા પછી સવા લાખ કોરી દંડની સં. ૧૯૦૧ માં દુલભજીને સોંપી તેણે લાધા સંઘવીને ત્યાં એ રકમ જમા કરાવી અને શીરબંદીને લાધા સંઘવી પાસેથી ઉપાડ કરી ચુકવતા ગયા એ પ્રમાણે તુરતને માટે મુંઝવણ ઓછી થઇ અને ૧૯૦૨ની સાલ પસાર થઇ દુલભજી રહ્યા પછી નથુ બુચનું જોર ભાગી નાખ્યુ. તેની હકુમત મોળી પાડી નાખી. અને દરબારની સત્તા અને આણ વરતાવી. રાજકોટવાળાનો મનસુબો એવો હતો કે નથુ બુચની મુદત પુરી થવા આવે એટલે બધા લેણદારોયે ભેળા થઇ આખું રાજ્ય ૧૦ વર્ષ માટે માંડી લેવુ પણ દુલભજી રાજમાં પેઠા એટલે બધાના હાથ હેઠા પડયા છતા પણ સં ૧૯૦૩ આખર બધા લેણદારને રાજકોટવાળાયે ચડાવ્યા અને બધા લેણદારોયે પોતાનાં નાણાં ભરી દેવાની માગણી કરી આ વખતે ગોંડળ રાજ્ય પાસે નીચે જણાવેલા આશામીઓનું મળી ૨૫ લાખ કોરીનું લેણું હતુ. અતલરામ નવ લાખ, માણેકલાલ એક લાખ, જેઠા કુરા બે લાખ પચાસ હજાર, હરીભક્તી ત્રણ લાખ પચાસ હજાર, નથુ બુચ બે લાખ પચાસ

હજાર, અમૃતલાલ બે લાખ નેવુ હજાર, બાવાજી મયાજી એક લાખ નેવુ હજાર, અને બે લાખ કોરી પરચુરણ

સંવત ૧૯૦૧ ઈ સ ૧૮૪૫મા રાજકોટમા કર્નલ લેંગ પોલીટીકલ એજન્ટ થઇ આવેલા હતા દુલભજીયે મિનાનાગી કરી સંવત ૧૯૦૩ ઈ સ ૧૮૪૭મા લેણદારના ખગ નામા કરવાનો હુકમ કર્યો ત્યારે અમૃતલાલને ત્રીશ હજાર, અને નથુ જુથને માત્ર ત્રીન હજાર અપાવી જેઠા કુરાની અઢી લાખ કોરી રદ કરી સામી દસ હજાર દરબારની લેણી કાઢી હરીભક્તિની સાડા ત્રણ લાખ કોરી રદ કરી સામા અગ્યાર હજાર રૂપીયા દરબાર ના લેણા કાઢ્યા તે તુરત ભરી શકો નહી એટલે તેને ખાનગુવાર અને નાનીમારડ રાખી માણેકલાલ પાસે કસુવાસા બાવાજીને એક પૈસો આપ્યો નહી અવલનામનો નવ લાખ નો દાવો રદ કરી એક લાખ એકાશી હજાર કોરી આપવી ઠરી પણ મેઘજી, ભોપજીની પેઢાગ લીધેલ તે બદલ દંડ કરી દુકાન મકાન વગેરે વેચાણ કરી પૈસા વસુલ લઇ કાઇ આપ્યુ નહી એ પ્રમાણે લેંગ સાહેબની મદદ અને દુલભજીની હીમત જવાંમરદીને લીધે બધાના લેણા ધુળધાણી કરી નાખ્યા અને ગજ ઉપરથી મોજે ઉતારી ડુબતા વહાણને કાંઠે લાવી દુલભજી ગોંડળ રાજ્યના ધણી બના ગરી

સંવત ૧૯૦૩ની આખર નથુ જુથના કારભાર બંધ પડ્યો એટલે ૧૯૦૪થી રાજ્ય બોજમા ન ઉતરે તેવો નવો કારભારી નીમવા માટે લેંગ સાહેબે હુકમ મોકલ્યો ભાણુભા ઇએ વિચર્યું કે દુલભજીયે ૩ વર્ષ ખાનગીમા રહી ગજબ ભારે સેવા કરી છે રાજ્ય ઉચકાવી લેવા તૈયાર થયેલા કરજદાર રપી વાઘાન ગોડી ભાગી વીખી નાખ્યા અને રાજ્યને કરજ મુક્ત કર્યું ત્યારે હવે દુલભજી વિના બીજા નવા કારભારીને ગોઠવો એમ વિચારી દુલભજીનુ નામ લખી જણાવ્યુ અને સ ૧૯૦૪, ઇ સ ૧૮૪૮થી દુલભજી સ્વતંત્ર કારભારી થયા

પોતે સ્વતંત્ર કારભારી થયા પહેલા સં ૧૯૦૨મા દુલભજીએ લાધા સઘવીને મારવા ગી દરબારે રાખેલ લેણુ દેણ તેને સાફ કરતા પછી સ ૧૯૦ મા લાધા સઘવીને ઘોરાજી મોકલ્યા અને લાધા ઠકરને પોતાની પાસે જોડગ ખ્યા હતા પણ સ્વતંત્ર કારભારી થયા પછી ઘોરાજી મગનજીને મોકલી લાધા સઘવીને કાઢી મુકેલ અને ઉપનેગામા જટાશંકરને રાખ્યો અને બધાના ઉપરી દુલભજી બન્યા

ભાણાભાઇના અમલ દરમ્યાન બારવટીયા લોકોએ વધુ મુશ્કેલી ઉભી કરી હતી ભીમો અને લાખો નામના જાટ જાતના બે જુવાન કજીઆના સબંધમા તકરાર ઉઠતા બારવટે નીકળ્યા તેની સાથે બીજા પણ કેટલાક મરણીયા નોકર જોડાયા તેઓ ગામડા લુંટતા લોકો પાસેથી પૈસા કઢાવતા અને ત્રાસ વર્તાવી મુકેલ હતો બીકને લઈ કોઇ તેનો પત્તો આપતુ નહી આખરે ગણોદના વજેભાઈ નામના ભાયાત બારવટીયાઓને પકડવા બહાર પડ્યા તેની સાથે સવારોની એક ટુકડી હતી મેદરડા નજીક બારવટીયાનો ભેગ થયો અને ખુનખાર લડાઇ થઇ બારવટીયાઓના ૩૫ માણસ મરાયા અને ૩૫ પકડાયા તેના એક આગેવાન લાખાના શરીરમાં વજેભાઇએ પોતાનુ ભાલુ સોંસરૂ ખોસી દીધુ

તે મરાયો પણ લાંખાની ગોળીયે દજોભાઇનો હાથ જખમાયો બીમાર ૭ સાત માણસ સાથે ભાગ્યો પણ પાછળથી પકડાઇ જમાં મરાણો. આ રમખાણમાં ગોંડળના ૧૫ માણસ મરાણાં. આ જખમ પછી દજોભાઇ થોડા દિવસ ૮૦ગો એ બારવટીયાની પીડા મટી ત્યા બીજો ભય રાજ્ય ઉપર ઉભો થયો. ભડારીયાના રવોજી અને તેના ભાઇ કલોજી વગેરે પાંચ ભાઇઓ અધિકારીઓની કનેડગત અને પોતાનાં ઉડાઉ ખર્ચને લીધે મુશ્કેલીમાં આવી ગયા તેમાં તેમના પર ચોરીનો આરોપ આવ્યો તેમાં મરણીયા થઇ તે લોકો "બહારવટે નીકળ્યા. ભાણાભાઇએ દયાથી પ્રેરાઇ તેમની મુશ્કેલી દૂર કરવા ચારણ મારફત કહેવરાવ્યું. તેઓએ ચારણ પરના વિશ્વાસ અને માનને લઇ ગોંડળ આવ્યા ત્યા અધિકારીએ પકડી કેદમા નાખવ ના છે એવા ખબર મળતા ૩ ભાઇઓ ભાગી છુટ્યા અને બીજા વધુ બહારવટીયાઓને ઉભા કરી ગોંડળના ગામ લુંટવા માંડ્યા અને વસ્તીને કનેડગત આદરી અંદરખાનેથી બીજા ભાયાતો વગેરેની બહારવટીઆ લોકો તરફ સહાનુભૂતિ હતી. તેથી તેનો કોઇ પતો આપતુ નહી

દુલભજીના હાથમા સત્તા આવ્યા પછી તેણે જમા ખરચનાં દફતર બાધ્યાં. તે પહેલાં ઉપજ ખરચના હીસાબનુ રીતસર દફતર રાખવામાં આવતુ નહી રાજની બધી જમીન ભરી માપી કર નક્કી કર્યા વધા વા ઘટે ત્યા સુધાર્યા અને તુટ ગણુ થએલી વસ્તી વધારવા માંડી તેથી વસ્તીની સુખાકારી વધી. ગામ આબાદ થવા લાગ્યા અને ઉપજ વધી. રાજ્યની નાણાંની મુંજવણ ટળી ગઇ અને આબાદ થયુ. દર વર્ષે ખર્ચ કાઢતાં બે અઢી લાખ કોરી વધવા માંડી અને રાજ્ય તરતુ થયુ દુલભજીએ પોતાનો દાબ રૂવાબ એવો સખત બેસારેલ કે કોઇ ઉચું માથુ કરી શકતુ નહી. ભાણાભાઇ પણ દુલભજીથી દબાઇ ચાલતા. ભાણાભાઇએ ૧૦ વર્ષ રાજ્ય કર્યુ તેમાં ૭ વર્ષ તો કષ્ટનાં ગયા અને ૩ વર્ષ દુલભજીના કારભારામા સુખમા વીત્યા. સં. ૧૯૦૭, ઇ સ. ૧૮૫૧ માં ભાણાભાઇ ગુજરી ગયા.

તે વખતે દુલભજી લેંગ સાહેબ પાસે જોડીએ હતા ભાણાભાઇના મૃત્યુના ખબર દુલભજીયે સાહેબને જણાવતાં કહ્યુ કે 'કુંવરને અને મારે અણ બનાવ છે, ભાણાભાઇ જીવતા સુધી મે રાજ્યની સેવા કરી હવે હુ ગોંડળ જાઉં છુ પણ કારજ ઉકલી ગયા પછી કામ ઉપરથી હાથ ઉઠાવી લઇશ' લેંગ સાહેબે ગોંડળ રાજ્યના હિત ખાતર કારભારૂં ચાલુ રાખવા આગ્રહ કર્યો અને કું સગરામજી ઉપર લખી મોકલ્યુ કે 'તમારા પિતાના વખતથી દુલભજીને સરકારે કારભારી નીમ્યા છે અને તેણે રાજ્યને તરતું કર્યું છે માટે તેને કાયમ ગણજો નહીંતર રાજ્યનો બંદોબસ્ત સરકારથી કરવામાં આવશે'. આ હુકમ લઇ દુલભજી ગોંડળ આવ્યા કું. સગરામજી અને તેમના બીજા રાણી સમજ્યા તો દુલભજીને રજા દેવાના નિશ્ચય પર આવ્યાં હતાં પણ સરકારનો હુકમ મળતાં દબાઇ ગયા. દુલભજીશ્રી સગરામજી તરફ માનથી વર્તતા પણ બાનો હુકમ માનતા નહી તેથી બન્નેની ઇતરાજી તેના પર હતી.

# ૧૯ ઠાકોર સાહેબશ્રી સગરામજી બીજા.

(જન્મ સં ૧૮૭૮ ઇ સ ૧૮૨૨ ગાદીએ સ ૧૯૦૭ ઇ સ ૧૮૫૧.
મૃત્યુ સ ૧૯૨૫, ઇ સ ૧૮૬૮)

ઠાકોર સાહેબશ્રી સગરામજી સત્‌ગુણી નિર્વિકારી દયાળુ રાજધર્મ સમજનાર ભેદ બુદ્ધિવિનાના શાંત સ્વભાવવાળા ઉદાર ચિત્ત મહા ભાગ્યશાળી અને દર્શનીય રાજા થઇ ગયા તેમનામા રાજા તરીકેનું લેશમાત્ર પણ અભિમાન હોતુ મોટા કુંભાજીથી માંડી કેટલાક પુરૂષોને આખી જીંદગી લડાઇ અને મારામારીમા જીવન ગુજારવા પડ્યા તે પછી મધ્યકાળના પુરૂષોમે કારભારીઓના પ્રપંચના ભોગ થઇ મોટા કરજના બોજા નિચે દિવસો ગાળવા પડેલા ગોંડળની ગાદીના આદી પુરૂષથી માંડી દરેકને અશાંત અને વિષમ જીવન ગાળવા પડેલા પણ ઠા શ્રીસગરામજી ઉગ્રભાગી હતા કે તેમના વખતમા જમાનો સુધરતો જતો હતો દેશકાળ અનુકુળ થવા લાગ્યા હતા અંગ્રેજોનું પ્રાબલ્ય વધતુ જાતુ હતુ અને મારામારી લુંટફાટ ઓછા થઇ ગયા હતા એટલે ઠા સગરામજીના સ્વભાવને અનુકૂળ એવાજ દેશકાળ થઇ ગયા હતા ઠા સગરામજી શાંત અને પવિત્ર જીવન ગાળવામા આનંદ માનતા ન્હાનપણથીજ તેઓ એકાંતપ્રિય હતા ઇશ્વર ભજનમા મગ્ન રહેતા અને જગતની જંજાળ અને પ્રપંચ તરફ બહુ ધ્યાન દેતા નહી રાજાની આજુબાજુ અનેક પ્રલોભનો હોય છે તેની વચમા રહી સાદુ પવિત્ર શાંત નિર્વિકારી જીવન ગાળવુ સુલભ નથી એ તો અનેક જન્મોના એકત્રિત પુણ્ય કે તપનુજ ફળ મનાય છે ઘણી વખત શાંત સાધુ જીવન અને વૈરાગ્ય વૃત્તિ તેઓને રાજ્ય વહિવટમા નડતર રૂપ પણ થતી પરંતુ ઠા સગરામજી ભાગ્યશાળી પુરૂષ હતા જેથી તેમના ગાદીએ આવવા પહેલા બે ત્રણ વર્ષે રાજ્ય આબાદ થવા માંડ્યુ હતુ પૈસાની ભેંચ રહી નહોતી દિવસે દિવસે ઉપજ વધતી જતી હતી શ્રી સગરામજી ગાદીએ બેઠા ત્યારે સ ૧૯૦૭ની સાલમા ખજાનામા આશરે બાર લાખ કોરી રોકડી હતી અને તે પછીના ૧૭-૧૮ વર્ષમા દસ બાર લાખ રૂપીઆ રોકડા અને ત્રણેક લાખના દાગીના ખજાનામા થયા હતા એ પ્રમાણે ખજાના ભરપુર થવા માટે તેઓને નવા કર નાખવા પડ્યા નહોતા, પ્રજાને કોચવવી પડી નહોતી કે ખર્ચમા કે ધાર્મિક કાર્યોમા સંકોચ કરવો પડ્યો નહોતો પણ ખજાનો ભરપુર થવાનુ કારણ ઉદાવ અને આધળ ખર્ચ તેઓ રાખ્યુ ન હોતુ લુચ્ચા અને લુટારા કારભારીઓ રાખ્યા ન હોતા, તગદાફાન ઉસમન નહોતો પોતાને નુકસાન કારક વ્યસન હતુ નહી અને થોડા વખતમાજ પથુભાએ પણ પડખે રાજનો ભાર ઉપાડી લીધો હતો આ પ્રમાણે બધા સંજોગોની અનુકુળતાને લઇ જરાપણ બોજો નહી થાતા રાજ્ય તરતુ થઇ ગયુ હતુ

ઠા સગરામજીને ૩ ઠકરાણાં હતા એક પચાણજી ઝાલાની દીકરી ગગબા તે વધુ વખત જીવ્યા નહોતા બીજા ગુદાયાળીના હરિસિંહ ઝાલાની દિકરી રામબા તેનાથી પથુભા અને બાનુભા બે દિકરા થયા બાનુભા બે વર્ષની ઉમરે ગુજરી ગયા અને પથુભાનો જન્મ સંવત ૧૮૮૭ ઇ સ ૧૮૪૧ મા થયો હતો સ ૧૯૧૮ ની સાલમા ૨૧ વર્ષની જુવાન અવસ્થાએ ગુજરી ગયા હતા પથુભાને રાજબા

નામનાં કુંવરી રતાં તે ત્રણ વર્ષના થઇ પથુભાની હયાતીમાંજ ગુજરી ગયેલ. ઠા. સગરામજીના બીજાં રાણી રામબા સં. ૧૯૧૩ ની સાલમાં ગુજરી ગયા પછી ત્રીજાં મીણાપુરનાં ઝાલા રૂસ્તાનજીનાં કુંવરી ક્યાથી મોંઘીબા સાથે સં. ૧૯૧૩ ના જેઠ શુદી નોમને દિવસે પરણ્યા તેઓ ભાગ્યશાળી હતાં. મોંઘીબાને કુ. શ્રી ભગવતસિંહજી અને આજીરાજબા નામનાં કુંવરી હતાં જેનો સંબંધ ભાવનગરના કું. શ્રી તખ્તસિંહજી વેરે કરેલો થોડા વખતમાં કું શ્રી ભગવતસિંહજીની સગાઇ ઝાલા કલ્યાણસિંહજીની દીકરી અને વાંકાનેરના રાજા ચખતસિંહજીની દિકરી સાથે થએલ.

પથુભા નમ્ર ચંચળ વિદ્યાવ્યાસંગી શૂરવીર મીઠાબોલા નિરભિમાની ચતુર ભાગ્યશાળી અને ગોંડળને ટીએ રત્ન રૂપ હતા. સંવત ૧૯૧૪ ની સાલમાં એકજ દિવસે ૩ રાણીઓને પરણ્યા એક વાંકાનેરના રાજસાહેબની દીકરી નાનીબા, બીજાં ગુંદીયાળીના ઝાલા સામતસિંહની દીકરી પામબા અને ત્રીજાં ભાવનગરના ફટાયા લખુભાની દિકરી બોનજીબા. ૫ વર્ષ ગૃહસ્થાશ્રમ ચાલ્યો અને સં. ૧૯૧૮ ના જેઠ શુદ ૭ ને દિવસે ગુજરી ગયા. પથુભાના મરણથી ઠા. સગ્રામજી બાપુને અને અને રાજકુટુંબીઓને ઘણો આઘાત પહોંચ્યો તેમના ન્હાની ઉમર છતાં રાજકાજમાં અને સલાહમસલતમાં ભાગ લેતા અને ઠા સગ્રામજી બાપુ ઉપરથી ઘણોખરો બોજો ઉતરી ગયો હતો. મોંઘીબા ઓરમાન મા છતાં સગી મા કરતાં વધુ પ્રેમ અને મર્યાદા તેઓ ઉપ્પર રાખતા અને મોંઘીબાની પણ પથુભા ઉપર હદ ઉપરાંત પ્રીતિ હતી. મા દીકરાનો જીવ એક હતો ઓરમાન દિકરા થાય તો પથુભા જેવા અને ઓરમાન મા થાય તો મોંઘીબા જેવા થાજો એવી કહેવત પડી ગઇ હતી.

સં. ૧૯૧૦ સુદી એટલે ભાણાભાઇ ગુજરી ગયા પછી ત્રણ વર્ષ સુધી દુલભજીએ સરકારના જોરથી સ્વતંત્ર કારભાર ચલાવ્યો. ઠા. સગરામજીને પડખે ચડી જે જે માણસ ખરાબ સલાહ આપતું તે દરેકને વીણી વીણીને દુલભજીએ કાઢી મુક્યા. જોડીજીએ ઉપાડો લીધો તેને મોટા સાહેબ પાસે લેડી જઇ ધોરાજીથી કઢાવી નાખ્યો. અને પંચાણજી ઝાલો જે ૩ પેઢીથી સલાહકાર હતો અને સારી શીખામણ આપતો તેને તથા હનુબીને ઠા. સગરામજી પાસે હે ૧ દીધા હતા

રામબા નજર પેંચ અને ભડ શૌર્યવાળા હતાં. તેની પાસે પ્રથમથીજ નાગજી ભટનું ચલણ હતુ ૬ વર્ષ સુધી તો તેજ કર્તાહર્તા હતો. નાગજી ભટને ઘેર દુલભજી જેવાને પણ કામકાજ માટે આવવુ પડતુ. ઠા. સગરામજી ગાદીએ બેઠા પછી તો નાગજી ભટનુ બહુ જોર થયુ શ્રી સગરામજી કુંવર પદે હતા ત્યારથીજ દુલભજી સાથે ખટપટ ચાલતી તે ગાદીએ બેઠા પછી પણ સમાધાન થયુ નહી જો કે દુલભજી ઠા. સગરામજીને અર્જુના પેંડે પુજતા પણ રામબા સાથે જરાએ ભડતુ નહી અને રામબાને નામે એક પૈસો પણ આપતા નહી. રામબા પોતાનુ કર્જ ખાનગીમાંથી ચલાવતા તેમ છતાં કોઇવાર થયું દેવું થાય તો દુલભજી આપતા પણ રામબાનો હુકમ ઉઠાવતા નહી. તેમ રામબાને ઉંચું આયું કરવા દેતા નહી. દુલભજીને કાઢવાની તજવીજ નાગજી ભટ મારફત ચાલતી પણ

સરકારના મેરબાનીને લીધે કોઇ કાંઇ કરી શકતું નહી. સં. ૧૯૦૮ માં દુલભજીને કાઢવા જેતપુરથી રાજારામ ભાઉને તેડાવ્યો. દુલભજીને એ ખબર પડતાં અલી જમાદારના ૫ આરબને મોકલી રાજારામને કાઢી મુક્યો. ત્યારપછી સં. ૧૯૦૯ માં રામબાએ નથુ બુચને તેડાવ્યો તે વ ખતે દુલભજી તથા લેંગ સાહેબ ગોપનાથ મુકામે હતા. લાધે નથુ બુચના ખબર તુરત ગોપનાથ પહોંચાડ્યા તુર્ત દુલભજીએ સાહેબને જાહેર કર્યું એટલે સાહેબે ૧૦ સ્વાર મોકલવા હુકમ કર્યો પણ ગુલાબરાયે વચમાં પડી નથુ બુચને ખાનગી રીતે ખબર આપ્યા એટલે તે ચાલ્યો ગયો. ત્યારપછી ધોધાથી સનંદી વકીલ વિપ્ર ભટુર કે જે મહા તનકડી અને ખટપટીયો હતો. તેને રામબાએ તેડાવ્યો તે ઉપલેકાંઠે બાગમાં ઉતર્યો દરબારમાંથી સીધો સામાન ગયો રસોઇ તૈયાર થઇ ત્યાં દુલભજીને ખબર થતાં દશ આરબને મોકલી રસોઇ અભડાવી કાઢી મુક્યો. આ દરેક પ્રયત્નમાં નાગજી ભટ અને જમોદા નામની વડારણ હતી, જસોદા મહા કારસ્થાની હુશીયાર ખટપટી અને રામબાની જીભ થઇ પડી હતી તમામ લોકો તેને ફૂઇ કહેતાં તેનું બોલ્યું કોઇ ઉથાપી શકતું નહી. ગોંડળ રાજ્યમાં તેની કે ફાટતી

ભટુર ગયા પછી માવજી હીરજી આવ્યો તુર્ત લેખ કરાવી ખાનગી કારભારીનો પોષાક લીધો અને નાગજી ભટને મકાને સાકર વહેંચાણી. સવારમાં માવજી દરબાર પાસે આવી બેઠો. લાધાને એકદમ હીસાબ આપવાની તાકીદ કરી. લાધે દુલભજીને રાજકોટ લખ્યું. તે સાહેબને જાહેર કરી હુકમ લખાવી ગોંડળ આવ્યા. કચેરીમા દુલભજી અને માવજી હીરજી ભેળા થયા દુલભજીએ માવજીને ધમકાવી દબાવ્યો કે 'તેં દરબારનાં નાણાં ઉચાપત કર્યાં છે તેનો જવાબ કાલ સવારમાં નહી આપ તો કેદ કરીશ' માવજી રૂવાબ દેખાડવા મંડ્યો અને દુલભજીનું અપમાન કર્યું એટલે માવજીને અને જમોદાને કેદ કરવાનો સાહેબનો હુકમ વાંચી સંભળાવ્યો. માવજી કહે' હું સવારમાં સાહેબ પાસે જઇ જવાબ આપીશ'. દુલભજી કહે 'સવારમા મને જવાબ નહી દે તો કેદ કરી પગમા બેડી નાખીશ પછી તારે સાહેબને કહેવું હોય તે કહેજે રાજકોટ જવું કેવું વસમું છે તે સવારે માલુમ પડશે'. માવજી ડરી ગયો પાછલી રાતે પોતા પાસે બે ઘોડાં હતાં તે ઉતારામા પડતાં મુકી પગે પાળો દરવાજા ઉપર ી ગામ બહાર દેવપરામાંથી ગાડું ભાડે કરી રાજકોટ ચાલ્યો ગયો. એમ દુલભજી સામે જે કોઇ નોર ભરાવતા તેને રાત લઇ ભાગવું પડતું. રણછોડજી અને પંચાણજી લાંગ સાહેબ પાછળ છ મહિના આથડી પાછા આવ્યા પણ દુલભજીને કાઢવાનો સાહેબનો હુકમ મળ્યો નહી.

આ બધી ખટપટો ચાલતી હતી તે દરમીયાન બહાર નિકળેલા રવોજી અને તેના બે ભાઇઓ શાંત બેઠા ન હતા. તેઓયે રાજ્યને દરેક પ્રકારનું નુકસાન કર્યું હતું કર્યે જતા હતા. એક વખત કુ. પથુભા અભ્યાસની પરીક્ષા આપવા રાજકોટ ગયેલ ત્યારે કર્નલ લેંગે બહારવટીયાને પકડવા માંટે બહુ ભાર દઇ કહ્યું. પથુભાયે વાત લક્ષમાં રાખી ગોંડળ આવી તુરત પોતાના બધા ભાયાત તથા જીવાયદારોને બોલાવી સ્પષ્ટ કહ્યું કે 'હવે જુનો જમાનથી તમો બહારવટીયાને આશ્રો આપો છો પણ હવે તેમ કરશો અને બહારવટીયા થોડા વખતમાં નહી પકડાય તો બધાના ગરાસ જપ્ત કરી લેશું આટલા મુઠીભર માણસો

આટલો વખત છુટા રહી પ્રજાને પીડી શકે છે તેમા તમને બધાને શરમ નથી આવતી? તમારો આમ હાથ છે ' આ ધમકીની સારી અસર થઈ. સાથે લાજ બહારવટીયાને આશ્રય નહી આપવાના અને તેઓને પકડવામા પુરતી મદદ કરવાના સખત સોગદ લીધા હાડા જમાદારની આગેવાની નીચે એક ધસત બહારવટીઆ પછવાડે ઉપડી તેલેડો સપડાયા મારામારી થઇ તેમા બન્ને પક્ષના ઘણા માણસો મરાયા ને હડના બન્ને ભ ઠઓ મરાણા અને પોતે ભાગી છુટયો

વૉગ સાહેબ બે વરસની નોકરી વેરાવળ રહ્યા વિદાય થયા અને કામ ચલાવે પો. એ બાર સાહેબ આવ્યા. મણીશકર તરફથી ગુપ્ત રીતે નવલરામ ગોકળ આવી તેના કાગળા રની વાત આવી એથેન મણીશકરે બાર સાહેબને કાને વાત નાખી. તેના પર સાહેબની મ્હેમ નજર હતી

માવજી અને ધારસી પારેખ એક મતના હતા ધારસી પારેખની દરબારમા આવજા વધુ હતી માવજીને કાઢયા પછી તે ગજ ઠર જઇ બેઠો અને ચત્રભુજ પુત્ર મારફત ધારસી પારેખ હવુ દરબારમા વાતચીત ચલાવી પારેખ અને જમાદાર એક હતા એટલે ચત્રભુજની વાત ગુથી ગમેલ પણ દુલભજીને તે ખબર પડતા બાર સાહેબનો ચત્રભુજ સબધે અ ભો મત ઠસાવી દીધો

દુલભજીનો પ્રતાપ ઘણો અને નામનો મમત-લીધી વાત મુકવી નહી એવો હઠ અને સગરામજી બાપુની રામભા ઉપર પૂર્ણકૃપા તેથી દુલભજીને કાઢવામા બાપુ અને રામભા એક હતા પતા દુલભજી વિરૂદ્ધની ખટપટમા જેટલા પડ્યા તે બધા ઉડી ગયા, તેથી દરબારના તમામ માણસો અને અધિકારીઓ ધારસી ભાઇ ગય કોઇ દુલભજી વિરૂદ્ધ હીલચાલ કરનારની પડખે ચડતુ નહી દરબારે નગરથી જાલમસિહજીને તેડાવ્યા તે વખતે જમાદાને પોતાને રસ્તામે ઝાલાવાડ શમાદેશથી જવુ પડયુ હતુ જાલમસિહજી આવ્યા મે ચાર દિવસ રોકાઇ કુલ વાતથી વાકેફ થઇ રાતના બારવાગે વીહલજીને તેડાવી કહ્યુ કે "અમારે તમને લાખ વાતે રાખવા નથી તમે અને દુલભજી બધા એક બાપના દિકરા છો એટલે દર બારની સામેજ છો દરબાર મે કડો વર્ષથી તમને ગામ ગરાસ આજીવિકા ખવરાવે છે અને પાળે છે માટે તમે આ કામ માથે લઇ રાજકોટ જાઓ ના પાડશો તો તમે બધા દુલભજી ભેળાજ છો એમ ગણી વાળશુ અને પછી તમારે રહેવુ કે જવુ એ વધુ દુલભજી ભેળુજ સમજવુ' આમ આખ કાઢી ઘણુ હુ એટલે વિઠ્ઠલજીએ જવાબ આપ્યો કે 'દુલભજીએ ચાર પાચ જણને ભુડે હાલે કાઢ્યા એ આપણે નજરે જોઇએ છીએ તો પછી હુ તો ' ભ માન? મને ચોળી નાખશે પછી મારૂ કોણ ધણી?' એ વખતે સગરામજી બાપુએ હાથ નાખી ફરી કોલ દીધો કે હુ ધણી છુ એટલે એટલે વીઠલજીએ રાજકોટ જવાની હા ભણી રાતના બે વાગે વીઠલજી દુલભજી પાસે આવી જગાડી થયેલ વાત કહી સભળાવી દુલભજીએ બહુ દીલાસો આપી ત્યારે વીઠલજીએ કહ્યુ કે તમે સવારમા ૪ વાગે રાજકોટ જવાના હતા તેથી ચેતાવવા આવ્યો છુ દરબારે લીધી વાત મુકે એમ નથી અને તમારે જવુ પડે ત્યારે તમારે તો નગર છે પણ અમારે ક્યા જવુ તમે નગરમાં અમારો સમાસ

કરી શકો તો ના પાડું' પછી દુલભજી રાજકોટ રવાના થઇ ગયા વીઠલજી સગારમાં ચાલ્યા તો સાંજે રાજકોટ પહોંચ્યા. વીઠલજી રાજકોટ જવા રવાના થયા ત્યારે દરબારે ચત્રભુજનો કારભાર કરી લાવવાની ભળામણ કરી ચત્રભુજને અને ધારશી પારેખને ભેગા મોકલ્યા. રાજકોટ પહોંચ્યા પછી ચત્રભુજ બીજીથી છાની રીતે સાહેબને મળ્યો પણ દુલભજીએ અગાઉથી કાન ભરાવેલ એટલે સાહેબે ચત્રભુજને ધમકાવી કાઢી મુક્યો અને વીઠલજીને કહ્યું કે 'સાહેબને મળો ત્યારે હવે મારૂં નામ લેશામાં કારણ હું હવે કારભાર કરવા ઇચ્છતો નથી' આમ કહી પોતાનો ભરમ રાખ્યો.

આ વખતે રાજકુમારોની પરીક્ષા ચાલતી હતી પથુભા પરીક્ષા આપવા રાજકોટ આવ્યા હતા. પરીક્ષા થઇ રહ્યા પછી રાજકુમારોની સભા છટ્ટે દિવસે બાર સાહેબે કરી. ત્યાં સાહેબની પછવાડે વિઠલજી ઉભો રહી વાત કરી એટલે આવતી કાલે બંગલે આવવા કહ્યું. વળતે દિવસે રવિવાર હતો વિઠલજી સવારે ૮ વાગે બંગલે ગયો. સાહેબ સાથે બે કલાક વાતચીત થઇ સાહેબને દયા આવી અને પુછ્યું કે. બીજો કાઇ કારભારી દરબારે ગોત્યો છે ? ત્યારે વિઠલજીએ ચત્રભુજ અને મણીશંકરનાં નામ રજુ કર્યા. સાહેબે મણીશંકરની હા પાડી અને કહ્યું કે હું આવતા ગુરૂવારે ગોંડળ મુકામ કરીશ. ત્યારપછી દુલભજી સાહેબને મળ્યા એટલે તેને પણ કહ્યું કે 'તમારો કારભાર મોકુફ કરી. મણીશંકરને બોલાવવા મેં વીઠલજીને હુકમ કરેલ છે માટે ચાર્જ સોંપવા તૈયારી કરો' ત્યારપછી વીઠલજી ગોંડલ આવ્યા દરબારને વાત કરી તે ખુશી થયા, પછી મણીશંકરને જુનાગઢથી તેડી લાવવા મોતીરામને મોકલ્યો.

ગુરૂવારે સાહેબનો મુકામ ગોંડળ થયો બીજે દિવસ મણીશંકર આવ્યો. તેનો કારભાર નક્કી કરી લેખપત્ર કરી દીધો. દુલભજીના ધારણ પ્રમાણે કારભાર ચલાવવા અને દરબાર તથા મણીશંકર વચ્ચે મધ્યસ્થ તરીકે દરબારના ભરોંસાનાં બે માણસ ગોઠવવા સાહેબે હુકમ કર્યો મણીશંકરે તથા દરબારે કબુલાતના પરસ્પર દસ્તાવેજ કર્યા. જસોદા અને માવજીને કાઢવાની કબુલાત લીધી. વાસણજી મહેતાના પ્રતિનિધી રણછોડજી દરબારમાં માનકરી હતા તેને તથા હનુજી દેવાણીને મધ્યસ્થ નીમી દુલભજીને કોરે કાગળે ફારગતી આપી એટલે સવત ૧૯૧૧, ઇ સ. ૧૮૫૫ માં દુલભજીનો કારભાર બંધ પડ્યો અને મણીશંકરનો શરૂ થયો. દુલભજીએ ૩ વર્ષ ખાનગીમાં અને ૭ વર્ષ સ્વતંત્ર સર્વ સત્તાધારી તરીકે કારભાર કરેલ ગોંડળથી નીકળી દુલભજી વઢવાણના કારભારી થયા.

ત્યારપછી જસોદા ઝાલાવાડમાંથી આવી પણ તેને ગામમાં પેસવા દીધી નહી એટલે રખડી રઝળી મરી ગઇ અને વિઠલજીને પણ ધક્કો દીધો. યોજના અને સાહસ વિઠલજીએ કર્યું પણ તેનો લાભ રણછોડજી અને હનુભાઇ લઇ ગયા. કારભારી બદલ્યા ત્યારે જાલમસિંહજી પોરબંદર ગયેલ પણ મણીશંકરે સાહેબને સમજાવી તેનો પગ પણ કાઢ્યો અને મણીશંકર, દુલભજીની પેઠે સર્વ રીતે સ્વતંત્ર થયો. દુલભજીએ કારભાર છોડ્યો ત્યારે ખજાનામા આશરે ૯,૫૬,૦૦૦ નવ લાખ છપન હજાર કોરી રોકડી હતી તે શિવાય સોનું રૂપુ દરદાગીના અને ઉઘરાણી હતી તે જુદું.

મણીશંકરનો કારભાર સારી રીતે ચાલવા લાગ્યો. મણીશંકર રણછોડજી અને હનુભાઈ ત્રણે એક રૂપ થઈ ગયા સ્વાર્થી લોક ફાવી શક્યા નહી

સંવત ૧૯૧૩ મા રામબા ગુજરી ગયા એટલે સંગરામજી બાપુનું સગપણ કરવા કસળાજી વગેરે ગયા તે ચુડે વાત રહ્યા ત્યા હરજીવન દવે વઢવાણથી આવી ઘર બાંધી રહ્યા હતા તે પણ આ કામમા જોડાણા સૌ મીણાપુર જઈ સગપણ કરી આવ્યા

હરજીવન દવે ઉમર લાયક થયા કે તુરત વઢવાણ રાજ્યમા દેશી રાજ પ્રપંચ ચલાવતા અને રાજ ખટપટી પુરૂષ તરીકે નામાંકિત થયા હતા વઢવાણ કુંવરની મા બાજીરાજબા પાસે રહેતા હતા અને બાજીરાજબાને મન દુઃખ થાતા વઢવાણથી નીકળી ચુડે આવી રહેલા હતા હરજીવન દવેને જેશંકર, માધવજી નરસિંહરામ અને કેશવલાલ ચાર દિકરા હતા તે બધા ચુડામા રહેતા હતા, દવેયે આ સગપણમા મધ્યસ્થ રહી ગોહેલ રાજ્યમા પોતાનો પગ પેસારો કરવાનો પાયો નાખ્યો

મોઘીબાનું સગપણ થયા પછી હરજીવન દવે મીણાપરથી પડલાનો ઠરાવ કરી કોરી લેવા તથા વિવાહનો દિવસ નક્કી કરવા ગોંડળ આવ્યા પડલાની કોરી દસ હજાર લીધી જેઠ મહિનો વિવાહ માટે નક્કી કર્યો પછી સં ૧૯૧૩ ના જેઠ શુદ ૯ ને દિવસ મોઘીબાને પરણાવી ગોંડળ લાવ્યા તે સાથે પોતે પણ આવ્યા ચાર છ મહીના રહ્યા પણ પથુભાની સત્તા જબરી તેથી પોતે ફાવી શકે એવું નહી જણાતા પોતાના દીકરા માધવજીને ૧૫૦ કોરી જીવાઈની અને બે પેગીયા કરી મોઘીબા પાસે રાખી ગયા અને પોતે ચાર છ મહિને આંટો આવતા જતા વધુ તો ચુડેજ રહેતા

સંવત ૧૯૧૪ ની સાલમા પથુભાના લગ્ન કર્યા ૨ રાણીઓ પરણ્યા આ વિવાહમા ઘણી ધામધુમ થઈ આગળ સં ૧૮૧૯ ની સાલમા નથુભાઈનો વિવાહ મોટી ધામધુમથી થએલ તેથી પણ આ વિવાહ ઘણો સરસ મોટા સમારંભથી થયો આ લગ્નમા ભાગ લેવા નગરથી જામ વિભાજી તથા જુનાગઢ રાજકોટ મોરબી વઢવાણ લીંબડી વગેરેના રાજાઓ તથા સંખ્યાબંધ માણસો આવ્યા હતા ૪-૫ હજાર માણસો રાજસ્થાનોના અને ૪ ૫ હજાર માણસ ભાટ ચારણ અને બ્રાહ્મણ વગેરે ભિક્ષુકોનુ મળી દસેક હજાર માણસો એકઠા થયા હતા આ લગ્નમા સાડા ચાર લાખ કોરીને આશરે ખર્ચ થયુ હતુ

આ વિવાહની ધામધુમ ચાલતી હતી ત્યા એક અણધાર્યો અને આશ્ચર્યકારક બનાવ બન્યો રવાજી બહારવટાથી કંટાળી જામશ્રી વિભાજીને ઉતારે જામ સાહેબને શરણે આવી પોતાની તરવાર તેઓના પગમા મુકી અને પોતાનો ઓળખાણ આપી આથી સૌના આશ્ચર્યનો પાર રહ્યો નહી ઉદાર ચિત્ત જામસાહેબ મુંજવણમા આવી પડ્યા એને રક્ષણ આપવું કે સત્તાને સોપવો તે સબંધે વિચારમા પડ્યા અને એ બાબતના ખબર સગરામજી બાપુને તથા પોલીટીકલ એજંટને આપી શરણાગતનું રક્ષણ કરવું એ ક્ષત્રિઓનો ધર્મ સંભારી પોતે વચ્ચે પડી માફી આપવી અને રવાજીને નવાનગરમા નિર્વાહ સાધન આપી ત્યા રાખ્યો

પથુભાઇ સમજવા લાગ્યા ત્યારથી એમની પાસે લધુ ખવાસ કસળાજી અને ઇસબ
ખાનનુ જોર વધવા લાગ્યુ આ ત્રણે સાથે મણીશંકરને અણબનાવ થયો. એટલે
મણીશંકરે તેઓ ઉપર કુંવરને ખરાબ રસ્તે ચડાવવાનુ તહોમત મુકી બદનામ કર્યા અને
તેઓને કાઢવા એક રૂપીયા રોજનો મોસન ઠરાવ્યો ત્યારથી આ ત્રણેએ મણીશંકરને કા
ઢવાની ખટપટ ચલાવી પથુભાએ દરબારનો મન મેળવી બીજો કારભારી નીમવાની તજ
વીજ ચલાવી તે ભાંજગડમા લધુ ખવાસ મુખ્ય મથસ્તાન હતો મણીશંકર સાથે વધુ
અણબનાવ લધુ ખવાસને થયો હતો લધુ ખવાસને નાગરોનો ભરોસો ન હતો તેથી નાગ
રોને આખે પાડી વાણીયાના કારભાર કરવાની તે ગોઠવણ કરતો હતો પણ જેવી રીતે
લાગ સાહેબ દુલભજીની મદદે હતા તેમ બાર સાહેબ મણીશંકરની મદદે હતા લાધો સ
ધવી અને વશરામ શાહ મારફત ચત્રભુજને કારભારી નીમવાનો વિચાર એનો હતો પરંતુ
મણીશંકરે તેને સાહેબ પાસે આખે પાડી દીધો હતો એટલે લાધા સધવાને કારભારી ના
મનાતું ઠરાવ્યુ આ ખટપટ સ ૧૯૧૫ સુધી ચાલી કોઇ વાણીયો સાહેબ પાસે જઇ શ
ક્યો નહી એટલે ઉઘાડી રીતે રણછોડજી અને હનુભાઇને મોકલ્યા
અને રણછોડજી મણીશંકર સાથે મળતો હોવાના વહેમને લીધે નીકળ્યો
સાથે કોલકરાર કરી એ બન્ને સાથે સામેલ રાખ્યે બાર સાહેબે માન દીધો નકી પણ
વશરામ શાહ હરજીવન શાહ, મોતીચંદ પારેખ કેશવજી પરસોતમ અને ઉમીયાશંકર
પચ નીમી તેના ઉપરી રણછોડજી અને હનુભાઇને ઠરાવી વીરજીએ મણીશંકર પાસેથી
હીસાબ લેવાનું ઠરાવ્યુ લાધા સધવી વગેરેએ મણીશંકર ઉપર માથમીના ખરડા તૈયાર કરાવ્યા
માથા ૧૪ હજાર કોરી સાબીત કરી તેટલામા મણીશંકરની ખટપટથી સાહેબે તપાસનુ
કામ બે મહીના બંધ રાખ્યુ ત્યા બારને બદલે ફારબસ સાહેબ આવ્યા તેઓ એકાદ મહી
નો રાજકોટ રહી કેશવજીનો બંદોબસ્ત કરવા જુનાગઢ જતા ગોંડળ મુકામ કર્યું ત્યા
તેમની પાસે રણછોડજી અને હનુભાઈ ગયા ને ત્યા વાતચીત કરી મજે ઉતાર્યું અને
કારભારી ફેરવવાની હા પડાવી બીજે દિવસે સગરામજી બાપુ પથુભા રણછોડજી હનુજી
જગનાથ અને વીરજી સાહેબ પાસે ગયા દરબાર તરફથી વાતચીત વીરજી કરતા સાહે
બે કારભારીનું નામ માગ્યુ એટલે દરબારે વીરજીનુ નામ આપ્યુ સાહેબ તેને ઓળખતા ન હોતા
તેનુ નામ જાતી વગેરે પુછ્યુ એટલે વીરજીએ પોતાના બાપ દાદાથી તે પોતા સુધી
ની રાજ્ય સાથેના સબંધની વાત કહી દેખાડી ઉતી વખતે સાહેબે વીરજીનો હાથ સગ
રામજી બાપુના હાથમા આપ્યો અને કહ્યુ કે તમે આ કારભારીને ઠીક ગોત્યો છે તમારા
ઘરનો જુનો માણસ છે પછી સાહેબે મણીશંકર તરફથી ઘેના મહેતા અને જશરાતરાય
ને બોલાવી કહ્યુ કે મણીશંકરનો કારભાર આજથી બંધ છે અને કહેજો કે વીરજીને ચાર્જ
સોપી દે લધુ ખવાસ વગેરેને વાણીયાનુ કરવુ હતુ તે ન બન્યુ અને નાગર કાયમ થઇ
ગયો તે ગમ્યુ નહી પણ પેટમા સમજી બેસી રહ્યા

બીજે દિવસે વીરજીએ કારભાર ચલાવવાની ૧૦ કલમો ઘડી તેમા પહેલી કલમ
લધુ ખવાસ કસળાજી અને ઇસબખાનને કાઢવાની હતી ત્રીજે દિવસ મુસદો લઇ કપાણુ
રાય બાપુભાઇ કાગળ લખાવા દરબારમા આવ્યા બીજુ તો ઠીક પણ આ ત્રણ જણને

કાઢવા બાબતમા કાંઇક શુચનાવું છે.જે તે વખતે કાગળ લખાણો નહી સાહેબ તો રાવેલે વખતે રવાના થઇ ગયા અને વીઠલજીને કારભાર સોપાણો નહી એટલે મહીશંકરનો કારભાર ચાલુ રહ્યો

વીઠલજીની વાત લધુ ખવાસને રૂચતી નહોતી એટલે સાહેબ ચાલ્યા પછી વીઠલજીને કાઢી મુકયો અને હનુભાઇ તથા ઇસમખાનને સાહેબ પછવાડે જુનાગઢ મોકલ્યા ત્યા ડોઢ મહિનો રહ્યા પણ સાહેબે કાન દીધો નહી પછી સાહેબનો વણથળી મુકામ થયો ત્યા પથુભા ગયા લધુ ખવાસ સાથે હતો કુતીયાણેથી અનતજીને તેડાવ્યો અને ચત્રભુજને ગુપ્ત રીતે તેડાવી ત્રાસે નાખ્યો હતો અનતજીએ મધ્યસ્થ થઇ ચત્રભુજનો કારભાર સાધી આપ્યો અને વીઠલજીની બીજી વખતની મહેનત પણ નિષ્ફળ ગઇ મણીશંકરે સં ૧૯૧૧ થી ૧૯૧૫ સુધી ૫ વર્ષ કારભાર કર્યો

મણીશંકર હીસાબ દઇ જુનાગઢ ગયો નવાનગરના વાણીયા ચત્રભુજનો કારભાર ચાલુ થયો હરજીવન દવે ૪-૬ મહીને આવતા જતા તે હવે ૭ ૭ મહિના રહેવા લાગ્યા નુપેડી, ભાડવા વગેરેનો બધો ચત્રભુજ સાથે સૈનારો કર્યો અને પછી ગોંડળમા જાવુ રહેવા માંડયુ ચત્રભુજના વખતમા લધુ ખવાસ કુલ મુખત્યાર હતો લધુએ ઇસમખાન સાથે અણુબનાવ થતા તેને કાઢી મુક્યો ચત્રભુજે સ ૧૯૧૫ થી ૧૭ બે વર્ષ કારભાર કર્યો તેમા પોતે અને માણસોને લુંટાલુંટ કરવા માંડ્યા બે વર્ષમા અઢી લાખ કોરી ખાઇ ગયા રાજ્યમા ચત્રભુજની ઘણી અપકીર્તિ થઇ વસ્તીના ટોળે ટોળા ફરીયાદે આવવા લાગ્યા પછી લધુ ખવાસે ચત્રભુજનો કારભાર ફેરવવા દુલભજીને તેડાવ્યા સ ૧૯૧૮ના ફાગણ વદ ૧ના રોજથી દુલભજીને કારભારનુ કામ સોંપ્યુ અને ચત્રભુજ ઘેર બેઠો

દુલભજીને ગોંડળનો કારભાર તો હસ્તામલકવત હતો તુરત દફતરે આવી બંદોબસ્ત કર્યો થોડાજ દિવસમા રાજાપ્રજાને સતોષ થયો તે અરસામા પથુભાનો મંદવાડ વધતો ગયો છેવટે સ ૧૯૧૮ના જેઠ શુદ ૯ને દિવસે પથુભાનુ મૃત્યુ થયુ તેમનુ પુરૂ નામ પૃથુરાજજી કે પૃથ્વીરાજજી હતુ પણ રાજા પથુભાના ટુકા અને પ્રેમાળ નામથી બોલાવતી તેઓ સુધારક વિચારના હતા અને અંગ્રેજી કેળવણીને લીધે રાજ્યમા નવી બાબતો દાખલ કરી હતી ગોંડળમા અંગ્રેજી ઢબનુ પીતળનુ બેંડ તેમણે દાખલ કર્યુ હતુ તેમને શિકાર ખેલવાનો ઘણો શોખ હતો તેમનો જન્મ સવત ૧૮૯૭, ઇ સ ૧૮૪૧ મા થયો હતો માત્ર ૨૧ વર્ષની ભર જુવાનીમા તેઓ સ્વર્ગસ્થ થયા બુદ્ધિમાન તથા ચચળ રાજકુમારના મૃત્યુથી રાજ્યમા અને કાઠીયાવાડના બીજા ભાગમા પણ શોક ફેલાઇ ગયો હતો પથુભા ગુજરી ગયા એટલે લધુ ખવાસ નિરાધાર થઇ ગયો હરજીવન દવે તો ગોંડળમાજ હતા તુરત લધુને કાઢ્યો અને તોશાખાનુ-ખજાનો માધવજીએ સભાળી લીધો અને ખાનગી ખાતામા કુલ મુખત્યાર હરજીવન દવે થયા તે પોતે નજરપોચા તથા મુસદ્દી પુરા હતા તેણે પોતાની પાકી જમાવટ કરી મુતબી કામમા પણ દુલભજીના સલાહકાર રહેતા પરંતુ દુલભજી પોતાનુ ધાર્યું કરતા, છતા દવેનુ જોર ઘણુ વધવા માડ્યુ. પછી તો પોતાના બૈરા છોકરાને

ગોંડળમાં લાવી રાખ્યા ધન ખેંચ કર્યો અને જાત્રાને માટે ગોંડળમાં રેણાક કરી હરજીવન દવે દુલભજી કરતા પણ એક પગલું આગળ વધી સત્તાધારી થયા

દુલભજીએ સં ૧૯૧૮ ના ૨૨ વર્ષ કારભાર કરી સં ૧૯૨૨મા મોટી જાત્રાએ ગયા પાછળ કેશવલાલ તથા હરજીવન દવેને કામ સોંપી ગયેલ કેશવલાલ તો દવેજીના હુકમ પ્રમાણે ચાલતા દવેજીએ પોતનો શક બેસારવા પ્રથમ મગનજીને અને પછી ટિંબાજીને પદભ્રષ્ટ કરી દરબારમાંથી રજા આપી દુલભજી સં ૧૯૨૩ ના કાર્તકમાસમા જાત્રાએથી આવ્યા ત્યારે દવે અને કેશવલાલનુ જોર ઘણુ જોયુ પોતે પાચ છ મહિના શાંતિથી રહ્યા કારભાર લેવા માટે તેની પોતાની મરજી ઓછી હતી ત્યા સંવત ૧૯૨૩ ના વૈશાખ માસમા દુલભજી ગુજરી ગયા અને સોના શગમ ભરમ રહ્યા દુલભજીની વહીવટ કરવાની શક્તિ અસાધારણ હતી તે એક સાથે ઘણા રાજ્યોના કારભાર કરતા પાચેક રાજ્યને લગતી જુદી જુદી દિશાના કર્તવ્ય તેણે એવી માનભરી રીતે બજાવી પોતાનું કૌશલ્ય બતાવ્યુ હતુ કે મુબઇ સરકાર અને કોર્ટ ઓફ ડાયરેક્ટર્સએ તેની નોકરીની કિંમતી શબ્દોમા પ્રશંસા કરી છે

દુલભજી ગુજરી ગયા પછી સુરતના નાગર જ્યાશંકર લાલશંકરનો કારભાર થયો તેમા પણ કુલ મુખત્યાર અર્થાત સર્વ સત્તાધારી તો હરજીવન દવેરાજ હતા તેથી જ્યાશંકર કોઇ પણ કામ દવેની મરજી ઉપરવટ થઇ કરી શકતા નહી

જ્યાશંકર લાલશંકર પ્રથમ એજન્સીના શિરસ્તેદાર હતા તેમના હાથમા કારભાર આવ્યો પણ સફળ નિવડ્યો નહી છેવટે તેની જગ્યાએ દુર્લભરાય દફતરદાર નામના પ્રમાણિક માણસને નિમવામા આવ્યા તે સ્વતંત્ર વિચારના હોવાથી અને ઘણી વખત પોતાનુ ધાર્યુ કરવા માટે દરબારને પણ ગણકારતા નહી તેથી તેની નિરંકુશતા દરબારને સાલવા લાગી કારભારીને બદલાવવા માટે એજન્સીમા તજવીજ થઇ એજન્ટને દરબારની ફરીયાદ પાત્ર વિગતની લાગી અને પરિણામે દરબારશ્રીને મુબઇ જવુ પડયુ ત્યા ૮ મહિના રહ્યા એવામા અચાનક સંવત ૧૯૨૫ મા તા ૧૪ ડિસેમ્બર ૧૮૬૯ રોજ ૪૭ વર્ષની ઉમરે ઠાકોર સાહેબ શ્રીસગ્રામજી બાપુ પોતા પાછળ કુમારીશ્રી માજીરાજબા અને કુમારશ્રી ભગવતસિંહજી એમ બે સતાનો મુકી સ્વર્ગવાસી થયા આ ભલા દયાળુ પ્રજાપ્રેમી ધર્મપ્રાણ રાજાના અકાળ મૃત્યુથી પ્રજાના હૃદય શોકથી ઘેરાઇ ગયા.

સગ્રામજી બાપુ સ્વભાવે ઘણા ભલા હતા શાંતિને ચાહનારા હતા તેથી ઘણી વખત લોકો તેમને નબળા મનના કહેતા તેમનો રાજ્ય અમલ એ જુના અને નવા જમાનાનો સધિકાળ હતો અથવા તો નવા જમાનાના પ્રારંભમા ગોંડળ રાજ્યના નુતન જન્મનો પ્રસવકાળ હતો, તેની વેદના સગ્રામજી બાપુનેજ ભોગવવાની હતી જુના રીતરીવાજો અને રાજ્યપ્રણાલી ઉપર પશ્ચિમની છાયા પડવા માંડી હતી એજન્સીના અમલદારો દેશી રજવાડાઓ પ્રત્યે મોટા ભાગ લઇ અગ્રેજી રાજ્યને બળવાન બનાવવાના યત્નો કરતા હતા કાઠીઆવાડના રાજાઓ પ્રજાને ઉપયોગી કાર્યો એક પછી એક હાથ ધરતા હતા ઉપલેટામા નવા ન્યાયાલયો અને મકાનો ગોંડળની મજબુત જેલ, સુધરાઇ ખાતાનું બંધારણ કવાયતી લશ્કર અને પુસ્તકાલય વગેરે સુધારણા હા શ્રી સગ્રામજી બાપુના વખતમાજ થઇ હતી

# યુવરાજ કુમાર શ્રી ભગવતસિંહજીની બાલ્યાવસ્થા અને સરકારી વહીવટ.

ના ઠાકોર સાહેબ સગ્રામજીના મૃત્યુ બાદ કુમારશ્રી ભગવતસિંહજીની બાલ્યાવસ્થા દરમ્યાન કાઠિયાવાડ એજન્સીએ રાજ્ય કારોબાર સીધી રીતે પોતાની દેખરેખ તળે લીધો, અને એક મદદનીશ પોલીટીકલ એજન્ટને તેનો વહીવટ કરવા નીમ્યા આથી પહેલ આ સ્થાન સભાળનાર તારીખ ૨૭ એપ્રીલ ૧૮૭૦ (સ ૧૯ ૬) ના રોજ કેપ્ટન ગુડ ફેલોએ આવી રાજ્ય-કારભાર સભાળ્યો આ સ્થાને કૅપ્ટન લોઇડની કાયમી નિમણૂક થયેલ હોવાથી કૅપ્ટન ગુડ ફેલો આ અધિકાર ઉપર માત્ર દશજ મહીના રહ્યા બાળ ઠાકોર સાહેબ ત્યારે ૭ વર્ષનીજ ઉમરના હતા તેમને ઉચિત ઘર કેળવણી માટે વ્યવસ્થા કરવામા આવી કૅપ્ટન લૉઇડ ૧૦ જુન ૧૮૭૨ સુધીજ અહી રહ્યા બ્રિટિશ દેખરેખના આ બે વર્ષ દરમ્યાન રક્ષણ વ્યવસ્થા જોઇએ તેવી ન હોવાથી, ધાડપાડુઓના ટોળાઓએ ગોંડલના ચાર ગામડાઓ ભાગ્યા અને ત્રણ માણસો મારી નાખી ત્રણ જણાઓને જખમી કર્યા જમીન મહેસુલ તીડના ટોળાઓએ પાકને મોટુ નુકશાન કરેલ હઇ ઓછી આવી જાહેર બાંધકામને લગતુ એક જુદુ ખાતુ એક દેશી ઇજનેરની દેખરેખનળે ઉઘાડવામા આવ્યુ કૅપ્ટન લૉઇડ પછી કૅપ્ટન ફિલિપ્સ આવ્યા અને સન ૧૮૭૫ સુધી રહ્યા તેના વખતમા રાજ્યના બધા ખાતાઓમા જુદા જુદા સુધારાઓ કરવામા આવ્યા માંડવી અથવા શહેરો નો આયાત-નિકાસ ઉપરનો વેરો અત્યાર સુધી મહેસૂલ સાથેજ ગણાતો તે જુદો પાડી તેનો ઉપયોગ સુધરાઇને લગતા કામો, નવી નીશાળોની સ્થાપના તેમજ ભાયાવદર અને સરસાઇ ખાતે નવા દવાખાના ઉઘાડવા પાછળ વાપરવા માંડ્યો શહેર અને ગામડાની જમીનની માપણી તેમજ ખેતરોની માપણીનુ કામ કેટલાએક ગામડાઓમા આરોપવામાં આવ્યુ અને આ ઉપરાત ઘોડાઓની ઉછેર માટે એક ખાતુ ઉઘાડવામા આવ્યુ સદ્ગત ઠાકોર સાહેબે શરૂ કરેલ સ્વામીનારાયણનુ મદીર બાંધવાનુ કામ પૂર્ણ થયુ, અને ધર્મ-શાળાઓ, પ્રવાસી ગૃહો, પુલો અને પાકી સડકો વગેરે કામો એ સમય દરમ્યાન કરવામા આવ્યા હતા

આ સમયનો મુખ્ય રાજદ્વારી બનાવ કામ ચલાઉ પોલિટિકલ એજન્ટ મી પીલે, ત્વે કુટુબ તેમજ રાજ્યના ગુમ થયેલ ઝવેરાત સબધે બારીક તપાસ કરાવી હતી તે હતો આ તપાસના પરિણામે દવેઓને નોકરીમાથી બરતરફ કરવામા આવ્યા અને તેમના હસ્તકના જમીન અને ઘર ખોરડા તેમજ રૂા ૧,૮૧,૯૯૦)ની કિમતના ઝવેરાત તેમજ દાગીનાઓ જપ્ત કરવામાં આવ્યા

સવત ૧૯૩૧ (સન ૧૮૭૫) ની શરૂઆતમા માત્ર નવ વર્ષની ઉમરના બાળ ઠાકોર સાહેબને તેમના બે સગાઓ સાથે કાઠિયાવાડના રાજકુમારો તેમજ ઉમરાવવર્ગને કેળવણી આપવા માટે રાજકોટ ખાતે સ્થપાયેલ રાજકુમાર કૉલેજમા બેસાડવામા આવ્યા હતા

ગોડ ામા લાવી રાખ્યા ધ ોર ા કર્યા અને જાયુને માટે ગોડનમા રેણાક કરી હરજીવન દવે દુલભજી કરતા પણ એક પગતુ આગળ વધી સત્તાધારી થ ા

દુલભજીએ સ ૧૯૧૮ ની ચર વર્ષ કારભાર કરી સં ૧૯૨૨મા મોટી જાત્રાએ ગયા પાછળ કેશવનાન તથા હ જીવન દવેને કામ સોપી ગ લ કેશવલાન તો દવેજીના હુક મ પ્રમાણે ચાલતા દવેજીએ પોતનો રાજ બેસારવા પ્રથમ મગનજીને અને પછી િવજીને પદભ્રષ્ટ કરી દરબારમાંથી રજા આપી દુલભજી સ ૧૯૨૩ ના કાર્તકમાસમા જત્રાએથી આવ્યા ત્યારે દવે અને કેશવનાનનું જોર ઘણુ જોયુ પોતે પાચ છ મહિના શાતિથી રહ્યા કારભાર લેવા માટે તેની પોતાની મરજી ઓછી હતી ત્યા સવત ૧૯૨૩ ના વૈશાખ માસમા દુલભજી ગુજરી ગયા અને સોના ગમ ભરમ રહ્યા દુલભજીની વહીવટ કરવાની શક્તિ અસાધારણ હતી તે એક સાથે ઘણા રાજ્યો ના કારભાર કરતા પાચેય રાજ્યને લગતી જુદી જુદી દિશાના કર્તવ્ય તેણે એવી માન ભરી રીતે બજાવી પોતાનું કૌશલ્ય બતા યુ હતું કે મુબઇ સરકાર અને કોર્ટ ઓફ ડાયરેક્ટરોએ તેની નોકરીની કિમતી શબ્દોમા પ્રશસા કરી છ

દુલભજી ગુજરી ગયા પછી સુરતના નાગર જયાશકર લાલશકરનો કારભાર થયો તેમા પણ કુલ મુખત્યાર અર્થાત સર્વ સત્તાધારી તો હરજીવન દવેરાજા જ હતા તેથી જયાશકર કોઇ પણ કામ દવેની મરજી ઉપરવટ થઇ કરી શકતા નહી

જયાશંકર લાલશકર પ્રથમ એજન્સીના સિરસ્તેદાર હતા તેમના હાથમા કારભાર આ ો પણ સફળ નિવડ્યો નહી છેવટે તેની જ-ગ્યાએ દુલેરાય દફતરદાર નામના પ્રમાણિક માણસને નિમવામા આવ્યા તે સ્વતત્ર વિચાર ના હોવાથી અને વળી વખત પોતાનુ ધાર્યું કરવા માટે દ ારને પણ ગણકારતા નહી તેથી તેની નિરકુશતા દરબારને સાલવા લાગી કારભારીને બ લાવવા સારુ એજન્સીમા તજવીજ થઇ એજ ટને દરબારની ફરીયાદ પાયા વિનાની લાગી અને પરિણામે દરબારશ્રીને મુબઇ જવુ પડયુ ત્યા ૮ મહિના રહ્યા એવામા અચાનક સવત ૧૯૦૫ મા તા ૧૪ ડિ સેમ્બર ૧૮૬૯ રોજ ૪૭ વર્ષની ઉમરે ઠાકોર સાહેબ શ્રીસગ્રામજી બાપુ પોતા પાછળ કુમારીથી માણાજીના અને કુમારથી ભગવતસિહજી એમ બે સતાનો મુકી કલાસવાસી થયા આ ભલા દયાળ પ્રજાપ્રેમી ધર્મપ્રાણ રાજાના અકાળ મત્યુથી પ્રજાના હૃદય શોકથી ઘે ાઇ ગયા.

સગ્રામજી બાપુ સ્વભાવે ઘણા ભલા હતા શાતિને ચાહતા ા હતા તેથી ઘણી વખત લોકો તેમને નબળા મનના કહેતા તેમનો રાજ અમલ એ જુના અને નવા જમાનાનો સધિ કાળ હતો અથવા તો નવા જમાનાના પ્રા ભમા ગોડળ રાજ્યના નુતન જન્મનો પ્રસવકાળ હતો, તેની વેદના સગ્રામજી બાપુનેજ ભોગવવાની હતી જુના રીતરીવાજો અને રાજ્યપ્રણાલી ઉપર પશ્ચિમની છાયા પડવા માડી હતી એજન્સીના અમલદારો દેશી ર જ્યો ા પ્રજામા વધુ ભાગ લઇ અગ્રેજી રાજ્યને નમુનાદાર બનાવવાના યત્નો કરતા હતા કાઠીઆવાડના રાજાઓ પ્રજાને ઉપયોગી કાર્યો એક પછી એક હાથ ધરતા હતા ઉપયોગમા નવા ન્યાય ાલયો અને મકાનો ગોડળની મજબુત જેલ, સુધરાઇ ખાતાનું બધારણ કવાયતી લશ્કર અને પુસ્તકાલય વગેરે સુધારણા ઠા શ્રી સગ્રામજી બાપુના વખતમાજ થઇ હતી

# યુવરાજ કુમાર શ્રી ભગવતસિંહજીની બાલ્યાવસ્થા અને સરકારી વહીવટ.

ના ઠાકોર સાહેબ સગ્રામજીના મૃત્યુ બાદ કુમારશ્રી ભગવતસિંહજીની બાલ્યાવસ્થા દરમ્યાન બ્રિટીશ સરકારે જુનાગઢ રાજ્યની જામીનગીરી અને કરારો મુજબ આ રાજ્યનો કારભાર પોતાની દેખરેખ તળે લીધો, અને એક મદદનીશ પોલીટીકલ એજન્ટને તેનો વહીવટ કરવા નીમ્યા. આથી પહેલ આ સ્થાન સભાળનાર તારીખ ૨૭ એપ્રીલ ૧૮૭૦ (સં. ૧૯૨૬) ના રોજ કેપ્ટન ગડ ફ્રેનો એ આવી રાજ્ય-કારભાર સભાળ્યો. આ સ્થાને કેપ્ટન લોઇડની કાયમી નિમણુક થયેલ હોવાથી કેપ્ટન ગુડ ફ્રેનો આ અધિકાર ઉપર માત્ર દશજ મહીના રહ્યા. બાળ ઠાકોર સાહેબ ત્યારે ૭ વર્ષનીજ ઉમરના હતા. તેમને ઉચિત ગૃહ કેળવણી માટે વ્યવસ્થા કરવામાં આવી. કેપ્ટન લોઇડ ૧૦ જુન ૧૮૭૨ સુધીજ અહીં રહ્યા. બ્રિટિશ દેખરેખના આ બે વર્ષ દરમ્યાન રક્ષણ વ્યવસ્થા જોઇએ તેવી ન હોવાથી ધાડપાડુઓના ટોળાઓએ ગોંડલના ચાર ગામડાઓ ભાગ્યા અને ત્રણ માણસો મારી નાખી ત્રણ જણાઓને જખમી કર્યા. જમીન મહેસુલ તીડના ટોળાઓએ પાકને મોટું નુકશાન કરેલ હઇ ઓછી આવી. જાહેર બાંધકામને લગતુ એક જુદુ ખાતુ એ દેશી ઇજનેરની દેખરેખ તળે ઉઘાડવામાં આવ્યુ. કેપ્ટન લોઇડ પછી કેપ્ટન ફ્રિનિચ આવ્યા અને સન ૧૮૭૫ સુધી રહ્યા. તેના વખતમાં રાજ્યના બધા ખાતાઓમાં જુદા જુદા સુધારાઓ કરવામાં આવ્યા. માંડવી અથવા શહેરોનો આયાત-નિકાસ ઉપરનો વેરો અત્યાર સુધી મહેસુલ સાથેજ ગણાતો તે જુદો પાડી તેનો ઉપયોગ સુધરાઇને લગતા કામો, નવી નીશાળોની સ્થાપના તેમજ ભાયાવદર અને સરસાઇ ખાતે નવા દવાખાના ઉઘાડવા પાછળ વાપરવા માંડ્યા. શહેર અને ગામડાની જમીનની માપણી તેમજ ખેતરોની માપણીનું કામ કેટલાએક ગામડાઓમાં આરંભવામાં આવ્યું અને આ ઉપરાંત ઘોડાઓની ઉછેર માટે એક ખાતુ ઉઘાડવામાં આવ્યુ. સદ્‌ગત ઠાકોર સાહેબે શરૂ કરેલ સ્વામીનારાયણનું મંદીર બાંધવાનું કામ પૂર્ણ થયું અને ધર્મશાળાઓ, પ્રવાસીગૃહો, પુલો અને પાણી સડકો વગેરે કામો એ સમય દરમ્યાન કરવામાં આવ્યા હતા.

આ સમયનો મુખ્ય રાજદ્વારી બનાવ કામચલાઉ પોલિટિકલ એજન્ટ મી. પીલે, દવે કુટુબ તેમજ રાજ્યના ગુમ થયેલ ઝવેરાત સંબંધ બારીક તપાસ કરાવી હતી તે હતો. આ તપાસના પરિણામે દવેઓને નોકરીમાંથી મુક્ત કરવામાં આવ્યા અને તેમના હસ્તકના જમીન અને ઘર ખોરડા તેમજ રૂા. ૧,૧૨,૯૮૦)ની કિંમતના ઝવેરાત તેમજ દાગીનાઓ જપ્ત કરવામાં આવ્યા.

સંવત ૧૯૩૧ (સન ૧૮૭૫) ની શરૂઆતમાં માત્ર નવ વર્ષની ઉમરના બાળ ઠાકોર સાહેબને તેમના બે સગાઓ સાથે કાઠિયાવાડના રાજકુમારો તેમજ ઉમરાવવર્ગને કેળવણી આપવા માટે રાજકોટ ખાતે સ્થપાયેલ રાજકુમાર કૉલેજમાં મોકલવામાં આવ્યા હતા.

મેજર ફ્રિન્ચિસ પછી મેજર સ્કૉટ આવ્યા મેજર સ્કૉટ થોડા મહિના નહી યુરોપ રજા પર ગયા, અને તેમની ગેરહાજરીમા કેપ્ટન રીઝે સન ૧૮૭૭ ના વચગાળા સુધી કામ કર્યું તેના પછી કેપટન સાલ્મન આવ્યા અને તે સન ૧૮૭૮મા મેજર સ્કૉટ રજા પરથી પાછા ફર્યા ત્યા સુધી અધિકારપર રહ્યા આ સમય દરમ્યાન પણ રાજ્યના જુદા જુદા ખાતાઓએ પ્રગતિ કરી હતી જાહેર બાંધકામો પાછળ પૈસો છુટથી વાપરવામા આવતા હતો અને આ કામોમા મુખ્ય ગોંડળની હરિપનાલ, ટપાલ અને તાર ઑફિસ રાજકોટનો સ્ટેટ ઉતરો ગોંડળના નવા મહેલ, ભાદર ઉપર સુપેડી પાસનો પુલ બીજ અને ગોંડળની શાક તેમજ દાણા મારકીટ હતા કેટલાએક ગામડાઓમા અજમાયશ દાખલ શરૂ કરેલ ખાતાબંધી કે ગેરકાયદે નવ્હુતતનુ યોગ્ય ખેડુતોને નાપસંદ પડતા પડતુ મુકવામા આવ્યુ અને તેને સ્થાને ચોથા ભાગની પ્રથા દાખલ કરવામા આવી

સન ૧૮૭૫ ના નવેંબરમા ના બાલ ઠાકોર સાહેબના બહેન શ્રીમાજીરાજબાનુ અકાળ અવસાન થયુ અને રાજ્યમા સર્વત્ર શોક વ્યાપ્યો મજીરાજબા આ તેજ વરસ ભાવનગરના ઠાકોર સાહેબ વેરે પરણાવવામા આવ્યા હતા તેમની તબીયત કેટનાક વખતથી નાદુરસ્ત રહેતી હોવાથી અહી હવાફેર માટે આવ્યા હતા અને અહીંજ તેમનુ મૃત્યુ થયુ તે એક બાળ પુત્ર મુકી ગયેલ અને તે ભાવનગરના ગાદી વારસ ભાવસિંહજી હતા અને તે માતાના મૃત્યુ બાદ અહીંજ તેમના દાદા પાસ ઉછર્યાં હતા વળીના વર્ષના આજ મહીનામા ના ઠાકોર સાહેબના મામા ઝાલા કલ્યાણસિંહજી ગોંડળમાજ ગુજરી ગયા તેમને અપાયેલુ જીવાઇનુ ગામ રાજ્યે પાછુ સંભાળ્યુ અને તેમના કુટુંબના નિર્વાહ માટે યોગ્ય ગોઠવણ કરવામા આવી આજ પ્રમાણે સદ્ગત કુમારશ્રી પથુભાના વિધવા બાઇશ્રી પાસમા ગુજરી જતા તેમને જીવાઇ પેટે અપાયેલ કોળીથર રાજ્યની સ્વાધીનતામા આવ્યુ

સન ૧૮૭૫ થી ૧૮૭૮ સુધીના ચાર વર્ષ પ્રાંત અને તેમાએ ખાસ કરીને ગોંડળ રાજ્યને ઘણુંજ દુખદાયક નીવડયા સન ૧૮૭૫-૭૬ અને ૭૭ સં ૧૯૩૧-૩૨-૩૩ ના વરસોમા વરસાદ ઓછો પડયો રાજ્યની મુખ્ય પેદાશ કપાસ નો પાક લગભગ નિષ્ફળ ગયા જેવો થયો માણસો તેમજ પશુઓ ખોરાક અને ઘાસની તંગીને લઇ બહુજ દુખી થયા પીવાના પાણીના પણ સાસા પડયા આ પછીને વર્ષે અતિવૃષ્ટિ થઇ અને પરિણામે આ સતત અનાવૃષ્ટિ આગના વરસો જેટલીજ દુખદાયક નીવડી અ બીનો દુકાળ કહેવાયો અને તેના પરિણામે પણ સુસ્કા દુષ્કાળ જેટલોજ ભયંકર હતો અનાવૃષ્ટિના વરસ દરમ્યાન રાજ્ય ભાગ ૧૨૦૦૦ મણને ઠેકાણે ૫૬ મણજ આવ્યા રાજ્યે લોકોના સંકટ નિવારણ માટે પોતાથી બનતું કર્યું સંકટ નિવારણને અંગે તેમજ બીજા બાંધકામોને અંગે લગભગ પોણા ચાર લાખ રૂપીયા ખર્ચવામા આવ્યા વૃદ્ધ-અપંગ-તેમજ અશક્તોને દરબારશ્રી તરફથી ખવડાવવામા આવતુ અને જે લોકો આકરો બજારભાવ ન ખર્ચી શકે તેમને માટે ઓછા દરે દાણા વેચવા વ્યવસ્થા કરી હતી મુળ ગરાસીયા તેમજ જીવાઇદારોને મોટી રકમની ધીરધાર કરવામા આવી હતી તળાવો ખોદાવવામાં આવ્યા અને ખેતરોને પાણી મળે એ હેતુએ ૩૩૦ જેટના નવા કુવાઓ ગળાવવામા આવ્યા હતા

---

ગોંડળમા ઉષ્ણતાનું પ્રમાણ સાધારણ ગણાય.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૮૭૧. | વધુમાં વધુ ગરમી. | ૮૩–૧૮ | ઓછામા ઓછી | ૭૭–૧૮ |
| ૧૮૭૨. | ,, | ૮૩–૭૪ | ,, | ૭૫–૯૫ |

બીજી માહેતી નીચે પ્રમાણે.

| | | |
|---|---|---|
| ગામડાં. | | ૬૮. |
| ઘરની સંખ્યા | ઈંટ અથવા પત્થરના | ૩૦૪૯ |
| | માટીનાં. | ૪૪,૧૯૮. |

વસતિ.

| | | | | |
|---|---|---|---|---|
| પુરુષો. | ૭૪૩૭૮, બાર વરસ અંદરના છોકરા કુલ. | ૨૭૬૮૪ | ૭૨૦૬૨ | કુલ. ૧,૩૭૨૧૭ |
| સ્ત્રીઓ | ૪૦૪૬૬ બાર વરસની અદરની છોડીઓ | ૨૪૬૮૯ | ૬૫૧૫૫. | |

મુખ્ય શહેરોની વસતિ

ગોંડળ ૧૬૧૮૦, ધોરાજી ૧૫૫૬૨, ઉપલેટા ૬૫૦૦, ભાયાવદર ૫૫૬૩.

જાનવરોની સંખ્યા.

બળદ ૨૨૪૩૫, ગાય ૩૦૯૦૯, ભેંસ ૧૫૮૫, ઘોડીઓ ૧૮૭૩, ઘોડાઓ ૧૧૭૫, ઘેટા અને બકરા ૫,૩૭,૭૧૭ હળ ૧૧૩૬૦, ગાડાંઓ ૪૯૧૮, કુવા ૭૮૮૩, ફુલઝાડ ૧૯૭,૫-૧૦૮૭ ચોગ્સમાઇલમા ફુલ ઝાડોના આટલી સંખ્યા જોઇ કોઇને આશ્ચર્ય થશે કારણ માત્ર એટલુજ કે અત્યાર સુધીમા ઝાડની સંભાળ મુદત લેવાઇ નથી વરસાદની મોસમ પછી ઘણા સાગ, વાસ વગેરે સખ્યામા વાવવામા આવેલ તે બધાં સારી હાલતમા છે. બાવળના બીને પણ ચારે તરફ છુટે હાથે વાવવામા આવેલ અને પરિણામ સંતોષકારક આવ્યુ છે બાંધકામ માટે લાકડું (સાગ) તેમજ બળતણની ખેંચનુ કારણ લોકોની નાશકારક આદતો તેમજ જમીન માલેકોનું એદીપણુ છે મને વિશ્વાસ છે કે ગામડાના સત્તાધિકારીઓ તેમજ મહાલનો અમલદારવર્ગ જો થોડી મહેનત અને થોડો રસ આ બાબતમાં લેશે તો ફરી સહેલાઇથી ફળઝાડો ફાયદાપૂર્વક ઉછેરી શકાય છે એ પુરવાર કરી આપીશ

મહેસુલ આપતી જમીન — એકર ૧,૮૫,૭૨૬.

| | શેરડી | બીજા પાક | કુલ |
|---|---|---|---|
| પીત જમીન એકર | ૧૦૦૦ | ૧૯૫૯૫ | ૨૦,૫૯૫. |

સદ્ગત ઠાકોર સાહેબના મરણ વખતે રાજ્યની શિલિક રૂ. ૧૩,૮૦,૫૯૦ હતી સવત ૧૯૨૮ આખરે એટલે ૩૧–૧૦–૭૨ વખતે રૂ ૨૦,૯૭,૪૨૨ થઇ હતી તેમાથી રૂ ૧૧,૫૩,૪૦૦ ની રકમ ૪॥ અને ૪ ટકાની ગવર્નમેન્ટ સીક્યુરીટીઝમાં નાખવામા આવી હતી. રૂ ૧,૧૨,૬૭૯ જે સરકારને ખંડણી પેટે ભરાય છે, તેટલુ વ્યાજ આપે એટલી રકમ લોન પેટે નાખવાની હઇ તેમાં એટલે નંખાયેલ રકમમા દરવર્ષે અમુક રકમ ઉમેરાયા કરશે

મહેસુલ, ભાગબટાઇનાં ધોરણે લેવાય છે. એટલે પાકનો પાંચમો ભાગ રાજ્ય એકત્ર કરે છે. આ ઉપરાંત જમીન ઉપરનો કર દર સાંતીએ રૂા. ૩૦ લગભગ લેવાય છે. સાંતીમાં ૭૫ વીઘા અથવા ૩૦ એકર જમીન હોય છે. આ વેરો જમીનની લાયકાત તેમજ ખેડુતની હાલત લક્ષમાં લઇ લેવાય છે. ભાગબટાઇનું પ્રચલિત ધોરણ ગમે તે વખતે પણ ખરાબ છે. કારણ તે રેવન્યુ ઉઘરાવનાર કારકુનોને લાલચમાં નાખી અપ્રમાણિક બનાવે છે. દેશી રાજ્ય અમલમાં ગુજરો પકડાયાનાં પરિણામોથી આ વર્ગ બહુ ઝાઝું નુકશાન કરી શકતો નહિ પણ બ્રીટિશ સત્તા હેઠળમાં કારકુનો અને તળાટીઓને ખાત્રી હોય છે કે રાજ ભાગ ઉચાપત કર્યાના ગુન્હો તેમના ઉપર કાયદા પ્રમાણે સાબિત થશે તોજ તેમને શિક્ષા થશે. આ લોકો વિરૂદ્ધ સાક્ષી આપવા કોઇની હિંમત ચાલતી નથી. કૅપ્ટન લૉથીઅનના ગત વર્ષના રિપોર્ટદ્વારા આ માટે જોઇતી સંભાળ રાખવા કરેલ ઇશારા ઉપરથી હું સાવધ થયો હતો અને પુરી તપાસ કરી તે લોકોની આ લુંટ ચલાવવાની ઢબ મેં જાણી હતી.

દરેક ગામમા રાજ્યભાગનુ પ્રમાણ ચોકસ થયે રેવન્યુ કારકુન તેને લીલામથી વેચી નાખતા, બધુ અનાજ ખળાવાડમાં આવી ગયા પછી, દરેક ખેડુત પોતાની જમીનના ઉત્પન્નના પાંચ સરખા ઢગલા કરતો આમાંથી એક ઢગલો કારકુન રાજ્ય ભાગ તરીકે પસંદ કરતો. અને આ પ્રમાણે પસંદ કરેલ ઢગલાઓ, જુદા જુદા ખેડુતો પાસેથી એકત્ર કરી એક મોટો ઢગલો બનાવવામાં આવતો. આ ઢગલામાંથી રાજ્ય ભાગ ખરીદનારાઓને અનાજ જોખી આપવામાં આવતુ અત્યારેજ તળાટી, કારકુન, અને હવાલદારો માટે તક હતી. આ લોકો તેમજ ખરીદનારાઓના ઢગલા રહેવા દઇ ખળાવાડમાંથી બધો દાણો લેવાઇ જતો પછી કારકુન ૧૦ કળશી લખી વેપારીને ૧૫ કળશી લઇ જવા દે તો કોઇ તેને કહેનાર નહોતુ ઘણા કિસ્સામાં આ સોદાઓને અંગે વેપારીઓ સાથે કારકુનોનો ભાગ હતો અને આ ઉપરથી ધારી શકાય તેમ હતુ કે રાજ્ય કેટલું નુકશાન વેઠતું હતું. મારી પાસે એક એવો કિસ્સો આવેલ કે તેમાં એક મામલતદારે નીચેના મહાલકારીને અમુક વેપારીને તેનો જોખ કર્યા વિના એમને એમ આપી દેવા હુકમ કર્યો હતો. આ વખતે જ્યારે બધુ અનાજ ખળાવાડ ભેળું થઇ ગયુ ત્યારે મેં રેવન્યુ કારકુનો તેમજ હવાલદારોને પોતપોતાના સ્થાનેથી ફેરવી નાખ્યા હતા અને તેને સ્થાને ખળાવાડમાં પોલીસ ગોઠવી હતી, અને જેમને કંઇ અંગત હિત ન હોય તેવા આબરૂદાર પટેલીયાઓની એક કમિટિ રાજ્યનુ હિત સંભાળવા ખાતર નીમી હતી. આનું પરિણામ એ આવ્યુ કે રાજ્યની કપાસની આમદાની ગયાં બે વર્ષો કરતાં લગભગ બમણી થઇ અને સારા વર્ષાદનુ કારણ ખ્યાલમાં લેતા પણ અનાજ વગેરે બીજા ઉત્પન્નમાં પણ ઘણો મોટો વધારો રાજ્ય ભાગ પેટે મળ્યો.

આ વર્ષની રેવન્યુ રૂા ૮,૦૦,૩૭૯ રૂા. ૧૦,૦૦૦)ની ખોટ મી ફ્રેનાને ધોરાજીમા ઉઘાડેલ જીનીંગ ફેક્ટરીને શરત પ્રમાણે અપાએલ કપાસનો રાજ્ય ભાગને અંગે લાગેલ ખોટ બાદ જતાં થઇ

સન ૧૮૬૩-૬૪ થી ૧૮૭૧-૭૨ સુધીના જમીન મહેસુલના આંકડાઓ.

૧૮૬૩-૬૪. ૭,૧૬,૦૮૭. ૧૮૬૪-૬૫, ૭,૭૬,૪૧૨. ૧૮૬૫-૬૬, ૭,૭૯,૯૦૧. ૧૮૬૬-૬૭, ૭,૫૮,૨૪૨. ૧૮૬૭-૬૮, ૭,૪૫,૫૦૯. ૧૮૬૮-૬૯, ૭,૫૧ ૨૦૧. ૧૮૬૯-૭૦, ૯,૮૨,૩૦૪. ૧૮૭૦-૭૧, ૮૦૩, ૬૨૯. ૧૮૭૧-૭૨, ૮,૦૦,૩૭૯. સન ૧૮૬૯-૭૦ માં અનાજ વગેરેનો ભાવ સૌથી ચઢીયાતો હતો. ત્યારપછી ભાવો ધીમે ધીમે બેસતા જાય છે.

દાવાઓ— ૧૮૭૧-૭૨. ૧૨૧૯. રૂ. ૮૮ ૫૬૯. ૧૮૭૨-૭૩ ૨૦૦૪. રૂ ૭,૩૬.૪૬૧ ગુન્હાઓ, ૧૮૭૨-૭૩, ૫૬૯. ૧૮૭૧-૭૨, ૪૭૫. ૧૮૭૦-૭૧ ૩૬૨. પોલીસ સુપ્રીટેન્ડેન્ટ ખાન બહાદુર કમરદીન કમાલુદીને ૧૮૫૭ ના બળવામાં સારૂં કામ કરી ખાન બહાદુરનો ખેતાબ લીધો હતો.

૧૮૭૨-૭૩ માં ૧૩૧૫ તલવાર, ૨૦૦ બંદુક, ૩ રાઇફલ, ૪ પીસ્તોલ, ૭૬ ભાલાઓ, ૪૨ છરીઓ અને ૧૧ ખંજર લોકો પાસેથી લઈ લેવાયાં.

નિશાળ ૨૮. ૧ અંગ્રેજી ગોંડલમાં, ૧ ગુજરાતી, અંગ્રેજી કલાસ સાથે. ૧૯ બીજી, ૩ કન્યાશાળા, ૪ પાઠશાળા-સંસ્કૃત. કુલ ૨૮.

| | સ્કુલની સંખ્યા. | વિદ્યાર્થીની સંખ્યા. | ખર્ચ. |
|---|---|---|---|
| ૧૮૭૦. | ૨૭ | ૧૪૭૪ | રૂ. ૭૮૭૮ |
| ૧૮૭૧. | ૨૮ | ૧૩૩૯ | ૬૪૭૯ |
| ૧૮૭૨. | ૨૮ | ૧૬૦૩ | ૯૩૮૯ |

જાહેર બાંધકામ.

મકાનો

સ્વામીનારાયણનું મંદીર-ગોંડળ. સરસઇમાં થાણાનાં મકાનો, દડવાની ધર્મશાળા, ઉપલેટાની ટપાલ ઓફીસ, ગોંડલમાં જેલ-ગાર્ડ માટે મકાન, ગોંડળનો મુસાફરી બંગલો, ગોંડળમાં દરબારી ઘોડાર, કેલાસ બાગમાં ભંગીનું મકાન અને પાણીનું મકાન વગેરે—

સડકો.

ગોંડળ અને રીબડા વચ્ચે નવ માઇલની પાકી સડક અને એક ૩૦ ફુટના ત્રણ નાકવાળો પુલ. અને ૩૦ નાલાં

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ધોરાજી | અને | મોટી મારડ | વચ્ચે | ૭ | માઇલની | મોટરની સડક. |
| ,, | ,, | સુપેડી | ,, | ૫॥ | ,, | ,, ,, |
| ,, | ,, | જેતપુર | ,, | ૨॥ | ,, | ,, ,, |
| ગોંડળ | , | કોટડા | ,, | ૮॥ | ,, | ,, ,, |
| ,, | ,, | આટકોટ | ,, | ૪ | ,, | ,, ,, |
| ,, | ,, | જેતપુર | ,, | ૧૦ નાલાંઓ | | ,, ,, |

૨૪ માઇલનો રસ્તો રીપેર કર્યો, એ ઉપરાંત કુવાઓ, વગેરે વગેરે—

આ ઉપરાંત એક નવો બંગલો, ગોંડળની ગુજરાતી નીશાળનું મકાન, ગોંડળના જુના રાજમહેલમાં વધારો કર્યો, ગોંડળનું હોસ્પીટલ, વગેરે વગેરે—

| જમા | | | ખર્ચ. |
|---|---|---|---|
| બૅલન્સ | ૨૦,૩૯,૩૯૨-૬-૭ | વહીવટને લગતો ખર્ચ. | ૫,૧૨ ૨૮૪-૦-૧૦ |
| લોન વગેરે | ૧,૧૫,૮૬૯-૧-૯ | ગરાસીયા વગેરેને આપ્યા. | ૨૫,૮૯૩-૧૨-૨ |
| ૩૧-૧૦-૭૨ સુધીની કુલ ઉપજ | ૮,૩૦,૧૭૪ ૧-૬ | ગવર્નમેંટને ખંડણી. | ૧,૧૨,૧૭૯-૪-૦ |
| | ૨૯,૮૪,૬૧૫-૯-૧૦ | બાઇ સાહેબને દરબાર ખર્ચ માટે. | ૧,૦૦,૦૦૦-૦-૦ |
| કુલ. | | લોન વગેરે. | ૧,૩૬,૭૩૬-૫-૩ |
| | | બૅલન્સ ૩૧-૧૦ ૭૨ | ૨૦,૯૭,૪૨૨-૩-૭ |
| | | કુલ | ૨૯,૮૪,૬૧૫-૯-૧૦ |

એડમિનિસ્ટ્રેટર મેજર ફિલિપ્સ.

વરસાદ જોઇએ તેવો નહિ. જુવારના પાકને એક વરસાદની જરૂર રહી ગઇ.બાજરી અને કપાસના પાકને પણ એક વરસાદ પડયો હત તો ફાયદો થાત. ધોરાજી અને ઉપલેટા તરફ ઑગષ્ટ પછી મુદલ વરસાદ પડયો નહિ.

૧૮૭૩-૭૪.

| ગોંડળ. | ૧૮૭૨. | ૩૩.૦૬ | ૧૮૭૩ | ૨૩.૫૭. |
|---|---|---|---|---|
| ગરમી | વધુમા વધુ | ૮૩.૦૮ | ઓછામાં ઓછી | ૭૫.૭૮. |

રૂ. ૧,૨૫,૧૭૩. જાહેર બાંધકામ માટે વપરાયા. રૂ. ૨૬,૮૬૪ ધોરાજી ફેકટરીવાળા મી-ક્રેનાનને ધીર્યા. રૂ. ૧,૧૯,૦૦૦) બાઇ સાહેબને દરબાર ખર્ચ અને ખેરાત માટે આપ્યા. રૂ. ૧,૧૨,૧૭૯) સરકારને ખંડણી પેટે અપાયા, અને આવેલ ઉપજમાંથી ખર્ચ બાદ કરતાં બચત રકમ રૂ. ૧,૮૩,૩૪૬) રહી. બેલન્સ ક્રેડિટ નીચે મુજબ.

| | |
|---|---|
| રોકડ. | રૂ. ૯,૦૪,૨૪૭. |
| ગવર્નમેન્ટ સીકયુરીટી. | ૧૧,૫૩,૪૦૦. |
| કુલ | ૨૦,૫૭,૬૪૭. |

રૂ. ૪૯૪,૮૦૦) ની રકમ ગવર્નમેન્ટ સીક્યુરીટી પાછળ વધુ અપાઇ હતી. રૂ. ૬૩,૪૪૩) વ્યાજ ઉત્પન્ન થયુ હતું. અને ૩૧-૧૦-૭૩ ના રોજ રાજ્યની નાણાં વિષયક સ્થિતિ નીચે મુજબ હતી.

| | |
|---|---|
| રોકડ | રૂ. ૫,૮૨,૬૭૫ |
| સીકયુરીટી | ,, ૧૬,૪૮,૨૦૦ |
| કુલ | ૨૨,૩૦,૮૭૫. |

એડમિનિસ્ટ્રેશન સ્થપાયા વખતે બેલન્સ રૂ. ૧૩,૮૦,૫૯૦) હતુ.

| | |
|---|---|
| આવક | રૂ. ૯,૧૭,૭૪૮) |
| ખર્ચ | ,, ૭,૦૭,૫૪૧) |
| બચત. | ૨,૧૦,૨૦૬) |

દાવાઓ ૨૩૨૨. રકમ રૂ. ૧,૫૮,૧૧૬)
ગુન્હાઓ ૧૪૩;૮
મી. ડેનાનને અપાયેલ કુલ રકમ. રૂ. ૧,૬૯,૬૭૭)

કેળવણી.

નીશાળ ૩૫ વિદ્યાર્થી ૧૯૨૩ ખર્ચ રૂ. ૮૩૦૭)

આ. ઠાકોર સાહેબની ઉમર હવે આઠ વર્ષની છે. અભ્યાસમાં ઠીક આગળ વધ્યા છે. તબિયત જોઇએ તેવી રહેતી નથી, અને શરીરે નબળા રહે છે. રાજકુમાર કોલેજમાં દાખલ થયા પછી મી. મેકનોટનના ખાસ સંભાળને લઇ તેમાં સુધારો થશે એવી આશા છે.

આ વર્ષમાં પોસ્ટ ઓફિસને લગતી તકલીફ સંબંધે ઉલ્લેખ કરવામાં આવેલ છે. ગોંડળ અને ધોરાજી જેવાં ૧૩૦૦૦) અને ૧૭૦૦૦) ની વસ્તિ વાળાં અને વ્યાપાર વાળાં એ શહેરો રાજકોટની મુખ્ય પોસ્ટ ઓફિસ સાથે જોડાયેલ હતાં. મુંબઇથી ટપાલ મધ્ય રાત્રી પહેલાં રાજકોટ આવતી પણ ત્યાંથી આ બંને સ્થળો અને તેમાં એ ત્યાંથી ૨૪ માઇલ દુર આવેલ ગોંડળમાં પણ ટપાલ મળતાં ૩૦ કલાક વહી જતા તેમજ ટપાલ સાંજરે ૫ વાગ્યે બંધ કરવા છતાં એ વળતે રોજ સવારના લગભગ નવેક વાગ્યે રાજકોટ તરફ મોકલતી આથી વેપારી કોમોને બહુજ મુસ્કેલી પડતી અને તેના તરફથી વારંવાર આ સબંધે ફરિયાદો થતી. ટપાલની સલામતી સંબંધે રાજ્યે જોખમદારી સ્વીકારેલ હતી તેમજ રાજ્યની ત્રણ ટપાલ ઓફીસો દ્વારા થતી ધીકતી કમાણીમાં તેને કાંઇ પણ જાતનો સ્વાર્થ ન હઇ, ગોંડળ પોસ્ટ ઓફીસમાં રાજકોટ ટપાલ આવ્યા પછી વળતીજ સવારના આઠ વાગ્યા સુધીમાં તે મળી જાય, અને અગત્યના કાગળોના જવાબ આપવાની વેપારીઓને સરળતા થાય તેવી જાતની માગણી કરવામાં આવી હતી.

આ વર્ષનો મુખ્ય બનાવ એ હતો કે એક્ટીંગ પોલીટીકલ એજન્ટ મી. પીલે નામથીજ હવે કુટુંબ અને ગુમ થએલ ઝવેરાત સંબંધી બારીક તપાસ ચલાવ્યાનો હતો. આને અંગે તે કુટુંબને રાજ્યની નોકરીમાંથી બરતરફ કરવામાં આવેલ, અને તેમની પાસેથી તેમના ગેરવ્યાજબી કબજામાં રહેલ પુષ્કળ જમીન તેમજ ઘર ઓરડાં પડાવી લેવાયાં. ઉપરાત રૂ ૧,૯૧,૦૯૦)ની કિમતનુ ઝવેરાત અને સોના રૂપાના વાસણો, રૂ. ૨૬૯નુ વાર્ષિક ઉપજ આપતી ખાનગી જમીન તેમજ રૂ. ૩૭,૫૧૯) પાછલા વરસોની મહેસુલની રકમ જે લેણી થતી હતી તે બધુ તેમની પાસેથી વસુલ લેવાયુ હતુ.

આ વર્ષમાં જુનાગઢે સને ૧૮૬૫માં અમુક ૨૪ ગામોના સંબંધમાં કરેલ દાવાનો નિકાલ આ રાજ્યની તરફેણમાં થયો હતો.

ગોંડળ તાબે રાવણાની ઉપજમાં રાણપુરના બાબીઓનો હિસ્સો લેવાને અંગે જુનાગઢ રાજ્યે વચ્ચે પડવાની સત્તા માટે કરેલ દાવો પણ ગોંડળની તરફેણમાં ચુકાયો હતો તેમજ આ દાવાનો નિકાલ થતાં ગોંડળ રાજ્યના નિલાખા સંબંધના હકોની રૂએ જુનાગઢ સરકાર પાસેથી રૂ. ૯૫ ૨) વસુલ લેવાયા હતા.

પોરબંદર સુંદરજી વીરજીની વિધવા જમનાંબાઇએ સદ્‌ગત, ઠાકોર સાહેબનાં મૃત્યુ બાદ રૂા. ૨,૦૯,૬૪૦) કરેલ દાવો સરકારના હુકમથી મી. જારડાઇન પ્રાંતના જ્યુડિશિયલ ઍસિસ્ટન્ટે સાંભળ્યો હતો અને ગોંડળની તરફેણમાં ચુકાદો આપ્યો હતો. તે બાઇએ સરકારમાં અપીલ કરતાં ઉપલી કોર્ટે પણ આજ ચુકાદો બહાલ રાખ્યો હતો.

૧૮૭૪–૭૫. વરસાદ. ગોંડળ ખાતે સન ૧૮૭૪માં ૨૧ ઇંચ ૧૪ દોકડા પડ્યો હતો. ગ.મી વધુમાં વધુ ૮૮–૧૬ તેમજ ઓછામાં ઓછી ૭૨–૭૫ ડીગ્રી હતી.

આ વર્ષમાં રૂા. ૧૩,૨૪૨) મી. ક્રેનાનને ધોરાજી જીનીંગ ફેક્ટરી ખાતે વધુ અપાયા હતા.

રૂા. ૧,૧૯,૦૦૦) બાઇ સાહેબને દરબાર ખર્ચ તેમજ ખેરાત માટે અપાયા હતા. ઉપરાંત રૂા. ૧૨,૦૦૩) બીજા પરચુરણ ખર્ચ માટે બાઇસાહેબને અપાયા હતા.

રૂા. ૧,૧૨,૧૭૯ સરકારને ખંડણી પેટે અપાયા હતા.

રૂા. ૧,૫૫,૩૩૦ જાહેર બાંધકામને અંગે ખર્ચાયા હતા.

રૂા. ૩,૩૪,૯૦૩ વહીવટને અંગે કુલ ખર્ચ થયું હતું.

અને રૂા. ૧,૭૪,૬૦૧) રૂા.ની બચત રહેલ.

સન ૧૮૭૪ના ઑક્ટોબરની ૩૧મી તારીખે નીચે મુજબ નાંણા વિષયક સ્થિતિ હતી.-

| | | |
|---|---|---|
| રોકડ. | રૂા. | ૬,૦૨,૮૪૬) |
| કપાસીયા અને સાગ પેટે | ,, | ૭,૨૨૯) |
| ગવર્નમેન્ટ સીક્યુરીટી | ,, | ૧૭,૭૯,૨૦૦) |
| કુલ | | ૨૩,૮૯,૨૭૫) |

નીચે મુજબ ૧૧ ગામોમાં આજમ સુંદરજી દુર્ગાદાસે જમાબંધી નક્કી કર્યું હતું. ગોંડળ, મોવૈયા, ખાંડાધાર, ગેજડી, ચોધાવ્દર, દેવચડી, બાંદરા, સુલતાનપુર, ખોખરી, દેવળા અને પુડસીયા.

| | | |
|---|---|---|
| દાવાઓ સન ૧૮૭૪–૭૫ | ૧૨૮૪ | રૂા.૧,૨૫,૦૫૯ |
| ગુન્હાઓ. | ૫૨૭ | |

હથિયારબંધીનો કાયદો સન ૧૮૭૩મા પોલિટિકલ એજન્ટના હુકમથી અમલમાં આવેલ.

સીતળા ટાંક્યાં. ૫૪૨૭ આગલે વર્ષે. ૭૪૧૯

ઠા. સા. ભગવતસિંહજી તેમના પિતરાઇ કેસરીસિંહજી અને માનસિંહજી તેમજ ભાયાત જેઠીભાઇ આ વર્ષમાં રાજકુમાર કૉલેજમાં અભ્યાસ માટે જોડાયા.

માજીરાજબાને સન ૧૮૭૪ના એપ્રીલની ૪ થી તારીખે ભાવનગરના મહારાજા સાહેબ તખ્તસિંહજી સાથે પરણાવ્યા.

**કેળવણી.** નિશાળ ૩૭, વિદ્યાર્થીઓ ૧૭૧૬, ખર્ચ રૂા ૯૮૦૦)
આ વર્ષમાં બે નવી નિશાળો ઉમેરાઇ હતી.

મીં ડ્રિલિપ્પે પોતાના ચાર્જ દરમ્યાન નીચે પ્રમાણે મૂખ્ય કામો કર્યા:—

૧ સ્ટેટ અને વિલેજ પોલિસને એકત્ર કરી વધુ વ્યવસ્થિત કર્યા. આથી જે ગુન્હાઓ હમેશ બનતા તે ક્વચિતજ બનવા લાગ્યા.

૨ હવે કુટુંબે ગેરકાયદેસર મેળવેલ રૂા. ૨,૦૦,૦૦૦) ની મિલકતને પાછી મેળવી.

૩ રેવન્યુ અને સરકીટ સર્વે દાખલ કરી, અને ભાગબટાઇને સ્થાને અમુક ગામોમાં જમાબંધીનું ધોરણ દાખલ કર્યુ.

૪ સ્ટેમ્પનો કાયદો દાખલ કર્યો ત્યાર પહેલાં હુંડીમાં દર સેંકડે અરધા આનાની ફી લેવાતી અને તેનો ઘણોજ ગેર ઉપયોગ કરવામાં આવતો.

૫ ઠેકઠેકાણે ધીમે ધીમે સડકો, પુલો, વિશ્રાંતિગૃહો, મુસાફરી બંગલાઓ, નિશાળે, દવાખાનાંઓ કુવાઓ, પુરા પાડવામાં આવ્યા, અને રાજ્યની આવકને નુકશાન કર્યા વગર વાર્ષીક રૂા. દોઢ લાખ એક વ્યવસ્થિત ધોરણને અર્થે ખરચ્યા.

૬ અનાજની કિંમત સન ૧૮૬૫ ના વર્ષ કરતાં લગભગ અરધી થઇ ગયા છતાં વાર્ષીક ઉપજમાં વસુલાતના અંગે વધુ ચોકસાઇ ભરી દેખરેખ રાખવાના પરિણામે એ લાખનો લગભગ વધારો કર્યો.

આ વર્ષમાં એક ગમગીન બનાવ બન્યો હતો. આગલેજ વર્ષે ભાવનગર પરણાવેલ માજીરાજના એક બાળપુત્ર મુકી ૧૮૭૫ ના નવેમ્બરમાં ગુજરી ગયાં નાદુરસ્ત તબીયતને લઇ તે ગોંડળ હવાફેર માટે આવ્યાં હતાં અને અહીં અવસાન થયું.

૧૮૭૫–૭૬ બાળકુમાર ભાવનગરના પાટવી કુંવર હતા અને તેના માતુશ્રીના અવસાન બાદ તેમના દાદીની સંભાળ નીચે ઉછરતા હતા.

આજમ મનોહર સખારામની દેખરેખ નીચે એક સર્વે ખાતું ઉઘાડવામાં આવ્યું હતું. આ વર્ષમાં ૨,૬૪,૮૫૮ એકર જમીનની માપણી કરવામાં આવી હતી. આ ખાતાના નોકરોનુ ખર્ચ રૂા. ૩,૬૨૬ થયું હતું.

| | | |
|---|---|---|
| બિડવાણ જમીન | રૂા. ૪૪,૫૮૫ ખેતરાઉ જમીન<br>રૂા. ૩૩,૦૫૪ પીત જમીન (વાડીની) | કુલ ૩,૭૭,૬૩૯ |

કપ્તાન જી. મિસન જે ગાયકવાડ સર્વીસમા હતા તે આ વર્ષમાં પોલીસ સુપરીન્ટેન્ડેન્ટ હતા રક્ષણ ખાતાનું ખર્ચ રૂા. ૧,૬૭,૬૨૭) થયું હતું. ગુન્હાઓ ૮૯૯, દાવામાં રૂા. ૧,૨૬,૨૩૧

| | | | |
|---|---|---|---|
| રજીસ્ટ્રેશન | ૧ ૮૭,૪૭૫ | દસ્તાવેજ ૧૪૬ | આવક રૂા ૧,૩૪૯) |
| | ૧,૭૭,૫૧૬ | ,, ૨૩૫ | ,, રૂા. ૨,૮૩૯) |

ગુધરાઇ ખાતું.

મુનિસિપાલ ગામો ગોંડળ, ધોરાજી, ઉપલેટા, ભાયાવદર, સરસાઇ.

મુનિસિપાલ ગામોની કુલ વસ્તી ૪૨,૨૩૬. ઉપજ રૂા. ૪૪, ૧૩૯. ખર્ચ રૂા. ૪૯,૪૪૫.

વરસાદ પ્રમાણથી બહુજ કમતિ પડ્યો ખેડુતો કહેતા કે છેલ્લાં ૨૦ વરસમાં આટલો કમતી વરસાદ પડ્યો નથી. આથી પાકને નુકશાન થવા ઉપરાંત પીવાના પાણીની પણ નાણ પડવાની બીક લાગી હતી.

ગોંડળ, ૧૬ ઈંચ ૪૭ દોકડા ઓછામાં ઓછો પડ્યો હતો સુલતાનપુર મહાલમા ૧૧ ઈંચ ૬૧ દોકડા, આખા રાજ્યમાં સરેરાશ ૧૫ ઈંચ ૬૦ દોકડા વરસાદ પડેલ.

જાહેર બાંધકામ ખાતે રૂ. ૧,૩૬,૨૭૪) વપરાયા હતા. રૂ. ૧,૧૯,૦૦૦) દરબાર ખર્ચ પેટે. બાઇસાહેબને રૂ. ૧,૧૨,૧૭૯). ખંડણી રૂ. ૧૬,૪૬૯. પરચુરણ દરબાર ખર્ચ માટે રૂ. ૨૦,૦૦૦). જેતપુર પાસેના ભાદરના પુલ માટે રૂ. ૧૧,૬૯૮) ના. ઠાકોરસાહેબ તેમજ તેમના કુટુંબનું કેળવણી ખર્ચ રૂ. ૭,૭૬૨) રાજકોટ અને ધોરાજી વચ્ચે તારની લાઇન નાખવા માટે અને આ ઉપરાંત વહીવટનું ખર્ચ બાદ જતાં રૂ. ૩,૦૨,૪૬૦) ની બચત થયેલ.

નાણાં પ્રકરણી બચત ૩૧–૧૦–૧૮૭૫ ના રોજ

| | |
|---|---|
| રોકડ | ૭,૪૨,૬૦૯) |
| કપાશીયા, ચણા અને સાગ | ૧૦,૪૭૬) |
| ગર્વમેન્ટ સીક્યુરીટી | ૧૯,૪૧,૭૦૦) |
| કુલ | ૨૬,૯૪,૭૮૫) |

| | |
|---|---|
| કુલ આવક રૂ. | ૧૦,૬૮,૭૮૦) |
| ખર્ચ. ,, | ૭,૬૬,૩૨૦) |
| બચત | ૩,૦૨,૪૬૦) |

ઓકટોબર આખરે ગોંડળ અને તેની આસપાસનાં એક ગામડાંમાં તેમજ પાછળથી ધોરાજી ઉપલેટા અને આજુ બાજુનાં ગામડાઓમા કોલેરાએ દેખાવ દીધેલ, અને તેને દાબી દેવા ચાંપતા ઉપાયો લેવામાં આવેલ

**કેળવણી.** નિશાળ ૩૮ વિદ્યાર્થીઓ ૨૦૦૦. ખર્ચ રૂ. ૧૦,૮૦૭–૫–૨

ના. ઠાકોર સાહેબની ઉમર ૧૧ વર્ષની હતી. સન ૧૮૭૪ના ડિસેંબર મહિનાથી રાજકુમાર કોલેજમાં અભ્યાસ કરતા હતા. અભ્યાસના સંબંધમાં પ્રિન્સીપાલ બહુજ સંતોષ બતાવતા તેમજ તેમની માનસિક શક્તિઓ, ખંત અને વર્તન માટે તેમનો બહુજ ઉંચો મત હતો.

વિવાહ–વધાવાના રૂ. ૨૧,૫૦૦) મળ્યા હતા.

૧૮૭૬–૭૭ તા.૭નવેંબર૧૮૭૬નારોજના ઠાકોર સાહેબના મામા ઝાલા કલ્યાણસિંહજી ઉર્ફે કનુભા ત્રણ વિધવાઓ અને ત્રણ બાળકો મુકી ગોંડળમાં ગુજરી ગયા. કલ્યાણસિંહજીને અપાયેલ ગરાસનાં ગામ પાટીદડનો પોલિટિકલ એજન્ટના હુકમથી રાજ્યે અધિકાર સંભાળ્યો અને મરનારના કુટુંબ માટે બીજો યોગ્ય બંદોબસ્ત કર્યો ભાવનગરના પાટવી કુમારશ્રી ભાવસિંહજી પોતાનાં નાની પાસે ઉછરતા હતા. અને આ સમયના એડમિનિસ્ટ્રેશન

પામે ભાવનગર ઠાકોર સાહેબે પોતે દિલ્હીમાં બન્નેનાં થયેલ મેળાપ વખતે આ ગોઠવણ સબંધે પોતાનો સંતોષ વ્યક્ત કર્યો હતો.

સર્વે. ૧૮૭૫-૭૬ ૨,૧૪,૮૫૮ એકર ખર્ચ રૂ ૧૩,૬૨૬),
ફિલ્ડ સર્વે ૧૮૭૬-૭૭ ૧,૮૬,૬૭૪ ,, ,, ૧૧૩૬૬-૮-૨
સીટી સર્વે. ગોંડળ અને ધોરાજીમાં ૨,૦૫,૫૧૦ ચોરસ ફૂટ જમીનની માપણી કરવામાં આવી હતી.

રક્ષણ. ખર્ચ રૂ. ૬,૧૮,૫૫૧-૧૨-૧૧. ૧૮૭૬ની એપ્રીલ મહીનામાં સૈયદ અબ્દુલ રહેમાન અદ્રેસ જમાદાર સૈયદ આલીનો ભત્રીજો આ. પો. સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે નીમાયો હતો, અને તેણે ગોંડળ ડિવિઝનમાં કામ કરવાનું હતું આ અને મી. છ મિશન બંને અમલદારોનું કામ સંતોષકારક હતું.

ગુન્હાઓ. ૬૪.

બે કેદીઓએ ધોરાજીની જેલ તોડવા પ્રયત્ન કર્યો હતો. એક જણને તલવાર મળી જવાથી એક પોલીસને જખમી કર્યો પણ થયેલ ઝઘડામાં તે ગોળીથી મરાણો હતો. બીજો શરણ થયો હતો, આને વધુ સજા કરવામાં આવી હતી

દાવામાં ૧૮૭૬-૭૭ રૂ ૧,૦૧,૦૪૪-૮-૧
રજીસ્ટ્રેશન ,, ખત ૨૦૩ ઉપજ રૂ ૨,૦૬૦)
સુધરાઇ ઉપજ રૂ ૪૭,૬૭૦) ખર્ચ રૂ ૬૪,૦૮૨)

શહેર તરફ આવતાં વચમાં પાણીનો માર્ગ આવતો, આને સુધારી બાંધી લેવામાં આવ્યો પાણી નદી । જતું સા નાલા બાંધી માર્ગ કરવામાં આવ્યો અને આથી મળેલ જમીનનો ઉપયોગ એક જાહેર માટે બગીચો બનાવવા પાછળ કર્યો. કૅપ્ટન સ્કૉટની દરખાસ્ત મુજબ ગોંડળ અને ધોરાજીની મ્યુનિસીપાલીટીનો ચાર્જ ગણેશ ગોવિંદ અને બીજાના પાંડુરંગના હસ્તક હતા. ભાદર ઉપર મીલબીજનું કામ પુરૂ થયું હતું

કપાસની જાત અને વાવેતરના સુધારા માટે પ્રયત્નો કરવામાં આવ્યા હતા પણ છેલ્લા બે વર્ષો દરમ્યાન જણાયેલ પાણીની ખેંચને લઇ જોઇતી સફળતા મળી નહોતી. વગડ અને ભરૂચના બીનું વાવેતર કરવામાં આવેલ પણ પરિણામ નિરાશાજનક આવ્યું હતું ભરૂચના બીનો છોડ દેશી લાળીયાના છોડથી ઉંચો થતો નથી અને કપાસ પણ મજબુતીમાં લાળીયાના જેટલો જ છે વરાડના બીને પુષ્કળ વરસાદની જરૂર હઇ ખેડુતો તેનો અખતરો ફરીથી કરવા ખુશી નહોતા ભરૂચના બીને વાવવા તે ખુશી હતા. એવી આશાએ કે વરસાદ પુરતો પડયે તેમાથી લાળીયા કરતાં વધુ ફાયદો મેળવી શકાશે કાંઠાના પ્રદેશ ઉપર કઇ વધારે ભેજ હોવાથી આ બી ત્યાં વધારે દેવાય છે અને તેનો ફાયદો મેળવાય છે

બરાડના બીને લગતો અખતરો રાજ્યના ખર્ચે કરવા ઠર્યું હતું.

કપાસ આ વર્ષે માંડ આઠ આની ઉતર્યો હતો

વરસાદની ખેંચ, નદી નાળાં સુકાઇ ગયાં, ભાદર જેવી મોટી નદીમાં પણ પાણી ખુટયું. આને લઇને પાણીની બહુજ ખેંચ રહી હતી. વરસાદની સરેરાશ ૧૭ ઇંચ ૯૮ દોકડા હતી.

સરસાઇ પાસેના ગીર પ્રદેશ તેમજ ઓશમના ડુંગરમાં સાગનાં બી મોટા પ્રમાણમાં વાવવામાં આવ્યાં હતાં પણ વરસાદની અછતને લઇ પરિણામ શુન્યજ આવ્યું હતું.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૮૭૫–૭૬ | આયાત રૂ. ૧૭,૭૧,૫૩૨ | | નિકાસ રૂ. | ૧૫,૪૭,૯૪૨. |
| ૧૮૭૬–૭૭ | ,, | ૧,૪૫૮,૦૨૩ | ,, | ૧,૨૯૨,૬૧૦. |

જાહેર બાંધકામ ખાતુ ખર્ચ રૂ. ૧,૭૬,૩૮૮
ગોંડળમાં તાર ઓફીસ આ સાલમાં ઉઘડી હતી.
ટપાલની તકલીફ જેવીને તેવી.

| ઉપજ | રૂ. |
|---|---|
| જમીન મહેસુલ | ૭,૪૩,૮૨૧ |
| વેરા વગેરે | ૩૬,૮૩૫ |
| પરચુરણ આવક | ૮,૨૭૯ |
| સુધરાઇની ઉપજ | ૬૩,૫૯૦ |
| ન્યાય | ૧૭,૪૯૯ |
| ફેકટરીને ધીરેલ નાણાંનું વ્યાજ | ૮,૧૫૯ |
| આબકારી | ૮,૩૭૨ |
| ગવર્નમેન્ટ સીક્યુરીટીનું વ્યાજ | ૮૬,૯૦૩ |
| કુલ ઉપજ | ૯,૭૨,૪૫૮ |
| આગલી વસુલાત બદલ | ૧૪,૮૧૫ |

ખર્ચ

રૂ. ૧,૭૬,૩૮૮ જાહેર બાંધકામ
૧,૧૯,૦૦૦ દરબાર ખર્ચ અને સખાવત
૧૮,૬૧૦ પરચુરણ દરબાર ખર્ચ
૧,૧૨,૧૭૬ ખંડણી
૧૩,૧૭૦ ના રા સાહેબનું કેળવણી ખર્ચ.
૨,૫૨,૧૦૩ વહીવટ ખર્ચ
૧,૫૩,૦૭૦ બચત — રૂ. ૧૧,૦૪૩ સદ્દગત મહારાજાની ઉત્તરક્રીયા માટે વપરાયા હતા.

રૂ. ૧,૬૩,૫૦૦) ગવર્નમેન્ટ સીક્યુરીટીમાં નાખ્યા

| | |
|---|---|
| કુલ ઉપજ | ૯,૮૭,૨૭૩ |
| ખર્ચ | ૮,૩૪,૨૦૩ |
| બચત. | ૧,૫૧,૦૭૦ |

બેલન્સ ક્રીટ. રોકડ ૬,૯૮,૮૨૦

રૂપાશીયા, ઇમારતી ૩૬,૨૦૬
લાકડું, અનાજ વગે-
રેની કિંમત.
સરકારી સીક્યુરીટી ૨૧,૦૫,૨૦૦

કુલ ૨૮,૪૦,૨૨૬

રૂ. ૧૧,૬૪૪ ગિરાશ અને મુલ્ગીરી વચ્ચે બખેડો (ભાદર ઉપર) માટ ખાત. માટે વપરાયા હતા

રૂ. ૨૩,૩૩૨ જેતપુર પાસે (ભાદર ઉપર) એન્ડરસન બ્રીજ ખાતે અપાયા હતા.
વૈદકીય સારવારને અંગે રૂ. ૧૦,૭૨૧) વપરાયા હતા.
શીતળા ૬૧૯૩ છોકરાઓને ટાંક્યાં હતાં. ખર્ચ રૂ. ૬૧૫)
કોલેરાના ૧૧૬૩ કેસમાં ૬૧૦ ગુજરી ગયેલ અને ૫૫૩ સારા થયા હતા.
કેળવણી. નિશાળ ૩૮. વિદ્યાર્થીઓ ૨૦૭૦ ખર્ચ રૂ. ૧૨,૪૫૦)

રાજકુમાર કોલેજના પ્રિન્સિપાલ ના. ઠાકોર સાહેબના અભ્યાસ અને ચાલ ચલગત સંબંધમાં ઘણોજ સંતોષ બનાવે છે. તેઓ મહેનતુ છે અને તેમને જાણનાર સહુના માનીતા થઈ પડયા છે.

એડમિનિસ્ટ્રેટર આઇસાહેબના હતે બળાપા કાઢે છે અને લખે છે કે— "પોતાના દીકરીનાં મૃત્યુના શોકને બહાને એક આબરૂદાર ગૃહસ્થને પોતાના કારભારી તરીકે નીમવા માટે તેને પસંદ કરવા પણ બહાર નીકળતાં નથી અને જ્યારે ત્યારે અમુલખ નામનો એક ખટપટી અને હરામખોર માણસ જે હવે કુટુંબમાં નોકર હતો અને નાનામાંથી મોટો થઇ પડયો હતો તેને મોકલે છે."

ગવર્નરના નાં. ૪૬૦૧ તા. ૧૪–૮–૭૭ ના કાગળ ઉપરથી ઉતારો.

'ગોંડળ ૧,૩૮૦૦૦) નો બતાવી શકે છે અને સરકારી અમલ દરમ્યાન સંચય ૧૪ થી વધી લગભગ ૨૯ લાખ સુધી થયો છે.'

૧૮૭૭-૭૮ આ વર્ષમાં મુંબઇના ગવર્નર ધોરાજી નવેંબર મહીનામાં આવ્યા હતા. તે બહુજ ટુંકી મુદત રોકાયા હતા. પણ આ દરમ્યાન ધોરાજી અને સુપેડી વચ્ચેનો પુલ તેમજ જાહેર બાંધકામને લગતાં બીજાં સ્થાનોની મુલાકાત લઇ તેમણે પોતાનો સંતોષ બતાવ્યો હતો.

૧૮૭૭ ના મે મહીનામાં સદ્દગત પૃથુરાજજીનાં વિધવા પામબા ગુજરી ગયાં. નિભાવ માટે તેમણે લીધેલ ગામ કોળીથડ દરબારે સ્વ.ધીનતામાં લીધું હતું તેનાં મરણને લઇ રાજ્યને ઘણું ખર્ચ થયું. તે બાઇ બહુ ખરચાળ હતાં અને કરજનાં મોટા બોજા તળે ગુજરી ગયેલ રાજ્યને તેનાં ઘરેણાં વગેરે જે વેપારીઓને ત્યાં થાલમાં પડ્યાં હતાં તે છોડાવવા પાછળ લગભગ રૂ. ૯૦૦૦) ખર્ચ થયું હતુ. આ ઉપરત રૂ. ૩૦૦૦) બીજાં પરચુરણ કરજો પેટે દેવાયા હતા. અને રૂ. ૪૦૦૦) તેમના મૃત્યુ પહેલાં થોડાજ સમયે ગામની ઉપજ થાલમાં આપી તેમણે લીધા હતા તે પણ રાજ્યને વેઠવા પડ્યા હતા. આ વર્ષ દરમ્યાન જુદા જુદા એડમિનિસ્ટ્રેટરોએ કામ કર્યું હતું. મેજર વિલિયમ સ્કૉટ ૧૮૭૭ ના જાન્યુઆરીમાં ફર્લો ઉપર ગયા, ત્યારબાદ ૬૬–૭–૭૭ સુધી મેજર ફીઝે કામ કર્યું અને તે રેવાકાંઠા જતાં કૅપ્ટન સાલ્મન આવ્યા અને ૧૮૭૮ ના જાન્યુઆરીમાં ફર્લો ઉપરથી પાછા ફરી મેજર વિલિયમ સ્કૉટે ચાર્જ સંભાળ્યો.

સર્વે. ૫૯૮૬૫ એકરની સર્વે કરવામાં આવી. ખર્ચ. રૂ. ૯,૬૬૦–૧૨–૬૬.
રક્ષણ ખર્ચ. રૂ. ૧,૨૧,૦૬૩–૧૧–૭ ગુન્હા. ૧૦૧૪

દાવા. ૬,૬૭,૯૨૫–૬–૩  રજીસ્ટ્રેશન. ૨૬૭. દસ્તાવેજ ઉપજ ૧૩૪૬–૧૧–૬
સુધરાઇ. ઉપજ. રૂ. ૪૬,૬૮૫–૪–૧૧ ખર્ચ. રૂ. ૫૪,૬૬૩–૫–૯

કપાસનું વાર્ષિક ઉત્પન્ન ૧૨૦૦૦ મણ ગણાતું આ વર્ષે માત્ર ૮૬ મણજ ઉતર્યો. આની તાણ પડવાનો સંભવ. પ્રયત્નો નિષ્ફળ.

વરસાદનું પ્રમાણ ૯ ઇંચ ૩૫ દોકડા હતું અને તે પણ બહુજ મોડો પડયો હતો. એટલે લગભગ ચોમાસાની આખરે પડ્યો હતો. આ વર્ષ ચોતરીસા દુશ્કાળનું હતું.

આયાત રૂ. ૨૧,૮૬,૨૧૩
નિકાસ. „ ૯,૩૫,૮૬૬.

આગલાં બે વર્ષો નબળાં અને તેમાંએ આ વર્ષે સૌથી ખરાબ એટલે રાજ્યમાં પાણી સંબંધે દુઃખની સીમા ન રહી. ચોતરફ પીવાનાં પાણીના પણ સાંસાં પડ્યાં. મી. જ્યોર્જ ટેલર સી. ઇ. ને માર્ચમાં પાણી સંબંધે કંઇ કાયમી વ્યવસ્થા કરવાના કામ માટે રાખવામાં આવ્યા હતા. તેણે ઘડેલ યોજના પ્રમાણે ભવિષ્યમાં કામ આગળ ચલાવવાનું હતું.

જાહેર બાંધકામને લગતું ખર્ચ ૧,૭૦,૯૬૦–૩–૧.

ગણેશ ગોવિંદે બાંધેલ સુપેડીનો મીલ પુલ જોઇ મુબાઇના ગવર્નરે આ દેશી ઇન્જનેરની કુશળતા જોઇ બહુ ખુશાલી બતાવી તેને આશ્ચર્ય થયું કે કોઇ દેશી ઇજનેર આવું મહત્વનું કામ યોજી અને પાર પાડી શકે!

ટપાલની તકલીફ જેવી ને તેવી.

| | | |
|---|---|---|
| ખર્ચ રૂ. | ૧,૭૦,૯૬૦–૩–૧ | જાહેર બાંધકામ. |
| | ૧,૧૯,૦૦૦–૦–૦ | દરબાર ખર્ચ અને સખાવત. |
| | ૧૨,૨૯૯–૨–૭ | પરચુરણ દરબાર ખર્ચ. આમાં પામબાની ઉત્તર ક્રિયાના ખર્ચનો સમાવેશ થયો હતો. |
| | ૧૮,૭૩૦–૦–૦ | બીજું પરચુરણ ખર્ચ, રૂ. ૧૫,૨૪૦–૩–૧ નું ઝવેરાત ઘરેણાં વગેરે રાજ્યે ખરીદ્યા પેટે. |
| | ૧,૧૨,૧૭૯–૪–૦ | ખંડણી. |
| | ૧૩,૧૮૩–૩–૯ | ના. ઠા. સાહેબનું કેળવણી ખર્ચ. |
| | ૨,૩૭,૫૮૨–૮–૪ | વહીવટનું ખર્ચ. |
| | ૧,૪૯,૪૯૮–૧૧–૨ | બેલન્સ. |

કૅશ બેલન્સ

| | | | |
|---|---|---|---|
| કેશ | ૫,૪૨,૦૫૪–૯–૬ | ઉપજ રૂ. | ૧૦,૦૨,૦૪૯–૯–૧૦ |
| દાણા કપાસીયા લાકડું વગેરેની કિંમતના | ૧૨,૯૩૮–૧–૮ | ખર્ચ „ | ૮,૫૨,૫૫૦–૧૪–૮ |
| | | બચત | ૧,૪૯,૪૯૮–૧૧–૨ |

| | | | |
|---|---|---|---|
| સીક્યુરીટી | ૨૧,૫૯,૭૦૦-૦-૦ | | |
| કુલ | ૨૭,૧૪,૬૯૨-૧૧-૨ | | |
| | | ઉપજ | |
| રૂા. ૫૪૫૦૦) સીક્યુરીટીને અંગે વધુ ઉમેરાયા. | | જમીન મહેસુલ | રૂા.૧૭,૫૪,૫૧૨-૫-૨ |
| | | જમીન વેરા વગેરે | ,, ૩૨,૭૦૬-૧૨-૧ |
| | | પરચુરણ | ,, ૧૦,૬૩૦-૧૪-૧૧ |
| | | સુધરાઈ વગેરે | ,, ૬૦,૧૧૦-૨-૦ |
| સારવાર ખર્ચ. | રૂા. ૧૦,૮૬૦-૬-૧ | ન્યાય | ,, ૧૨,૮૮૦-૪-૬ |
| શીતળાખાતાનું ખર્ચ | ,, ૯.૫-૦-૦ | ફેક્ટરીનું વ્યાજ | ,, ૮,૧૩૫-૧૨-૮ |
| શીતળાં ટાંક્યાં | ૫૨૧૫ | આબકારી | ,, ૮૧૯૫ ૧-૯ |
| | | જમીન ગીરીનું વ્યાજ | ,, ૬,૦૭,૨૬૪-૬-૧૦ |
| | | આગલું બેલન્સ | ,, ૧૪,૬૬૩-૧૬-૧૧ |
| કેળવણી. નિશાળ ૩૯. વિદ્યાર્થી ૨૩૪૮: ખર્ચ ૩,૭૯૧-૧૨-૪ | | કુલ | ૧૦,૦૨,૦૪૯-૯-૧૦ |

મી. ડેનાન અને રાજ્ય વચ્ચેનો સંબંધ દૂર. ફેક્ટરી રાજ્યની માલેકી થઇ.

રાજકુમાર કોલેજના પ્રિન્સિપાલ હમેશની માફક ના. ગોંડળ ઠા. સાહેબના અભ્યાસ અને વર્તન માટે ઘણોજ સંતોષ બતાવતા હતા.

મેજર ફ્રીઝની સલાહ માનીને આઇ સાહેબે અમુલખને કાઢી મુક્યો હતો અને જુન મહીનાથી મી. અનુપરામ જમીયતરામને નોકરીમાં લીધો હતો. (ખાનગી કારભારી તરીકે) તે એક વડા અને લાયક સદ્‌ગૃહસ્થ હતા અને કામ સંતોષકારક રીતે કરતા

## ચોતરીસો દુષ્કાળ (વિ. સં. ૧૯૩૪.)

૧૦૧૨ ચો-સમૈલના વિસ્તારવાળાં આ આખા રાજ્યને થોડે કે ઘણે અંશે આ અનાવૃષ્ટિની અસર થઇ હતી સૌથી વધારે તકલીફ ૭૨ ગામવાળા અને ૧૬૪ ચોરસમાઇલના વિસ્તારવાળા ભાયાવદર મહાલે વેઠી હતી. બીજાં સ્થાનો કરતાં અહીં વરસાદ ઘણો ઓછો પડયો હતો. અને ગયાં બે વર્ષ દરમ્યાન પણ ત્યાં ખેંચ રહેલ હોવાથી આ વરસની ખેંચ અસહ્ય થઇ પડી હતી.

વરસાદની ખેંચને લઇ બાજરી, જુવાર, ચોખા, કપાસ અને શેરડીના પાક મોટે ભાગે નિષ્ફળ થયેલ હોવાથી રાજ્યને રૂા. ૩,૫૬,૪૪૪ નું મહેસુલને લગતુ નુકશાન થાય તેમ હતુ પરંતુ તલ, ઘઉં તેમજ બીજા કુવાનાં પાણીએ થયેલ પાકમાં રૂા. ૨૭,૫૪૭)નો વધારો થાય તેમ હતુ તે ગણતા દુષ્કાળને લઇને રાજ્યને થનાર મહેસુલને લગતુ નુકશાન રૂા. ૩,૨૮,૮૯૭) અડસટવામાં આવ્યું હતુ. આમાં ઉપજનાં બીજાં અંગો જેવાં કે ઉભડવેરો, માંડવી, લાગે અને બીજાં સાધનો દ્વારા આગલા વર્ષે મળેલ રકમ રૂા. ૩,૫૭,૮૦૭ ને પણ ગણતરીમાં લેવામાં આવે તો રાજ્યને થનાર નુકશાન રૂા. ૬,૮૬,૭૦૪) જેટલું એટલે લગભગ ૭૦ ટકા થવાનો સંભવ હતો.

કેટલી જમીનમાં ક્યા ક્યાં અનાજોનું વાવેતર કેટલે અંશે સફળ થયું તે નીચે મુજબ બતાવવામાં આવ્યું છે.

| અનાજ | કેટલા એકરમાં વાવ્યું. | કેટલા એકરમાં નિષ્ફળ. | કેટલા એકરમાં ઉગ્યું. | |
|---|---|---|---|---|
| જુવાર | ૧૯,૬૦૬ | ૧૩.૫૭૭ | ૬,૦૨૯ | જેટલા ભાગમાં ઉગેલ તે- |
| બાજરો | ૩૬,૧૨૪ | ૨૮,૦૯૧ | ૧૫,૨૬૩ | માંથી પણ ૮ આનીજ |
| કપાસ | ૯,૮૦૧ | ૮,૧૧૩ | ૧,૬૮૮ | પાક ઉપજેલ, અને ઉગેલ |
| કુલ | ૬૫,૫૩૧ | ૪૨,૫૮૧ | ૨૨,૯૫૦ | કપાસ જંતુઓને લઇને નાશ પામેલ. |

સન. ૧૮૭૭-૭૮ માં પડેલ મહાલવાર વરસાદ.

ગોંડળ ૮ ઇંચ ૪૯ દોકડા. હડમતાલા ૮ ઇંચ ૪૪ દોકડા. સુલતાનપુર ૭ ઇંચ ૬૦ દોકડા. સરસાઇ ૧૦ ઇંચ ૮૯ દોકડા. ધોરાજી ૧૦ ઇંચ ૩૧ દોકડા. ઉપલેટા ૧૧ ઇંચ ૩ દોકડા. ભાયાવદર ૭ ઇંચ અને ૭૯ દોકડા. સરેરાશ ૯ ઇંચ ૩૫ દોકડા.

પુરેપુરો પાક પાકવાને ૨૧ થી ૨૪ ઇંચ વરસાદ જરૂરનો છે.

છેલાં બે વર્ષ દરમ્યાન નહેલ વરસાદની ખેંચને લઇ આ દુષ્કાળના વર્ષમાં નદીઓ છેક સુકાઇ ગઇ જે નદીઓમાં ઉનાળામાંપણ વહેન તુટતું નહોતું. કુવાઓ જેમાં કદી પણ પાણી ન ખુટતુ તેમજ ઘણા એકરને પાણી પુરૂ પાડતા તેમાં પણ પાણીનું એકપણ ટીપું રહ્યું નહિ. પીવાના પાણીની પણ પાર નહિ તેટલી મુશ્કેલી નડી. ગોંડળ, ભાયાવદર, પાટણવાવ વગેરે સ્થળે બહુજ મુશ્કેલી નડી. રૂા. ૧૪,૧૬૯) નવા કુવા ગાળવા માટે તેમજ જુનાને સાફ કરવા તેમજ વધુ ઉંડા બનાવવા પાછળ વપરાયા, પીવા પુરતું પાણી મેળવવા માટે.

જુદાં જુદાં અનાજોનો મોટો જથ્થો બહારથી મંગાવવામાં આવેલ. આથી ખોરાકની તાણ નહોતી પણ તેના ભાવ ઘણા સખત હતા. ખાસ કરીને ગોંડળ અને ધોરાજીમાં કાઠિયાવાડનાં બધાં સ્થળો કરતાં મુળથીજ આકરા ભાવ હતા. અનાજની ખેંચ ન હોતી પણ તે ખરીદવાને નીચલા વર્ગો પાસે સાધન ન હોતું અને કેટલાએ મહીના સુધી દુષ્કાળના ખોરાક—જુનાં અને સડેલાં અને ખાવાને અયોગ્ય એવાં અનાજ ઉપર તેમને રહેવું પડ્યુ હતું રાજ્યે ઉઘાડેલ રીલીફ કામો ઉપર કામ કરવા આવતા મજુરોની સ્થિતિ દયાજનક હતી.

સંવત્સરમાં એપ્રીલની શરૂઆતથીજ કોલેરાનો ઉપદ્રવ શરૂ થયો હતો. પરંતુ મે મહિનો આવતાં તેણે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું. ખાસ કરીને ગોંડલમાં અને તેની આસપાસ ચાલતાં તળાવને લગતાં કામોમાં કામ કરનાર મજુરોમાં તેણે ત્રાસ વરતાવ્યો હતો. આ રોગમાં ૨૦૦ માણસો પકડાયાં હતાં. રોગે એટલું બધું વિનાશક સ્વરૂપ ધારણ કર્યું ન હોતું. મરણ પ્રમાણ ૫૦ ટકા હતું અને તે લોકોમા ખરાબ અને ઓછા ખોરાકને લઇ આવેલ શારીરિક દુર્બલતાનેજ આભારી હતું.

અનાજના જુદે જુદે વખતે ભાવો. (રૂપીઆના શેર)

| | જુન ૭૭ શરૂઆતમાં | ઑગસ્ટ ૭૭ | ઓકટોબર ૭૭ | મે ૭૮ ની આખરે |
|---|---|---|---|---|
| | શેર તોલા | શેર તોલા | શેર તોલા | શેર તોલા |
| ઘઉં | ૧૧–૪૦ | ૭–૪૦ | ૭–૦ | ૭-૩૦ |
| બાજરો | ૧૪–૪૦ | ૮ ૦ | ૬–૪૦ | ૭–૧૦ |
| જુવાર | ૧૫–૨૦ | ૮–૪૦ | ૭–૪૦ | ૮–૨૦ |
| ચણા | ૧૩–૪૦ | ૮–૦ | ૬–૦ | ૮-૧૦ |
| ઘાસ | ૮૦ શેર | ૨૦ શેર | ૨૫ શેર | ૪૫ શેર |
| ઘી | ૧–૫ | ૦–૧૫ તોલા | ૦-૭૫ તોલા | ૦–૧૬ તો.. |

જેમ ભાવો ચડયા કે તુરતજ સાધન વાળા માણુસોએ વરસ એકનું અનાજ લઇ રાખવા માંડયું. લોકોમાં એટલો ભય પેઠો કે તેમણે ઘરેણાં અને ઘરવખરીના પૈસા કરી અનાજ ખરીદવા માંડયું. દરબારે પણ અનાજનો જુનો સંઘરો ઉઘાડયો અને ગરીબ વર્ગને મોટા પ્રમાણમાં આપવા માંડયો. આ ઉપરાંત પૈસા પણ વાપર્યા અને મોટા પાયા ઉપર રીલીફ કામો ચલાવ્યાં. પરંતુ આ બધું કરતાં છતાંએ ગરીબ વર્ગને ઘણું દુઃખ સહન કરવું પડયું.

ઘાસ મુદલ નહીં થતાં ઢોરનાં માલીકોએ ઢોરોને ઝાડના પાંદડાં ખવરાવી નભાવવા માંડયાં. આ બહુ થોડો વખત ચાલ્યું. ટોળાબંધ ઢોરોને ગીર તરફ ચારાની આશાએ લઇ જવામાં આવ્યાં, છતાં એ સંખ્યાબંધ ઢોરો ભુખમરાથી મરી ગયાં. ઢોરોના નાશનો અડસટ્ટો નીચે મુજબ ગણાવવામાં આવ્યો.

ગઇ સાલમાં ઢોરની સંખ્યા ૭૪,૩૫૨ હતી તેમાંથી ૩૨,૨૧૭ ગુજરી ગયાં અને ૪૩,૧૩૫ રહ્યાં. દરેક ઢોરની કિંમત દશ રૂ. ગણવામાં આવે તો રાજ્યને લગભગ આ હિસાબે ૩ લાખનું નુકશાન થયેલ. ૨૨ ૭૮૫ બળદોમાંથી ૧૫,૧૦૩ મરી ગયા.

દરબારે ઢોરના બચાવ માટે બની શકતુ બધુય કર્યું રાજ્યના હસ્તકનો ઘાસનો જુનો સંઘરો ઢોરના બચાવ માટે ખુલ્લો મુકયો. ઉપરાંત ધરમપુરથી ૪ લાખ પાઉન્ડ જેટલુ ઘાસ જેને જોઇએ તેને આપવા મંગાવ્યું હતુ.

તાલુકાના વેપારની આવી સ્થિતિને લઇ લોકોને નિર્વાહ પુરતુ મેળવવું મુશ્કેલ હતું લગભગ ૧૪૦૦ વેપારીઓ,કારીગરો તેમજ લગભગ ૧૦૦ ખેડુ ધંધારોજગારની શોધ માટે મુંબાઇ ગયા. બીજા કેટલાક કાઠીયાવાડના જુદે જુદે સ્થળે ગયા.

જુલાઇ ૧ લી તારીખથી ખરેખરો દુષ્કાળ જણાયો. ૧૫–૫–૭૮ સુધીમાં આયાત નિકાસ (અનાજની) નીચે પ્રમાણે

| | | | |
|---|---|---|---|
| બધી જાતનાં અનાજની આયાત. | ૨,૨૦,૯૫૦ મણ | કિંમત રૂા | ૧૬,૦૪,૭૫૪. |
| ,, નિકાસ | ૮૦,૮૫૪ | ,, ,, | ૪,૦૨,૨૭૦. |

બહારથી આવેલ રૂ. ૭,૦૨,૪૮૪) ની કિંમતનું ૬,૪૦,૪૫૬ મણ અનાજ ઉપરાંત ૧૫ મે પછી આવેલ અનાજ તેમજ વેપારીઓનો આગલા વરસોનો જથ્થો બધું મળી અનાજ નવો પાક ઉતરતાં સુધી ચાલે તેમ હતું.

રીલીફ માટે ગોંડળથી ખોખરી તેમજ ધોરાજીથી ઉપલેટાની પાકી સડક ૧૩ નાના મોટાં તળાવો વગેરે કામ કાઢવામાં આવ્યું હતું. રૂ. ૧,૦૫૦૦૦) ખર્ચાઇ ચુક્યા હતા. અને ૩૦,૦૦૦) ખર્ચાવાના હતા. ૧૩,૯૬૧ માણસોને કામ અપાયું હતું દરેક જાતનાં માણસો આમાં હતાં પણ ગરીબોનું પ્રમાણ વધારે હતું. કામ માટે આવનારાં ઘણાં માણસોની સ્થિતિ દયાજનક હતી. ખરેખરી તંગી અને ભુખમરામાંથી બચવાજ તેમાં આવ્યાં હતાં. ધોરાજી અને ઉપલેટા બાજુનાં માણસોની સ્થિતિ ગોંડળ બાજુનાં માણસો કરતાં ઠીક હતી.

૧૮૭૭ માંજ અનાજના ભાવ બહુ વધતાં ગરીબોને મદદ કરવા માટે દરબારે અનાજનો જુનો જથ્થો ઉઘાડી બજાર કરતાં ઓછી કિંમત લઇ વેચવા મહિલ, ૨૨ ઑગસ્ટ થી ૧૭ નવેંબર (૮૮ દિવસ) દરમ્યાન ૧૮૪૧ મણ અનાજ અપાયું. બજાર ભાવ એક આનો ૪ પાઇના શેર લેખે હતાં અને ૦-૦-૯ પાઇના શેર લેખે દરબાર આપતા. ખોટ રૂ. ૨૫૧૭ લાગેલ અને નવેંબરથી ૧૫ મે સુધી ગરીબોને આથી ખર્ચ ઓછા ભાવે આપી બીજી ખોટ રૂ. ૪૬૦૭ ની થયેલ

વૃદ્ધ અને અપંગને બચાવવા ગોંડળ ધોરાજી ઉપલેટા અને ભાયાવદર ખાતે લોકોએ ફંડથી ૬૦૦૦ રૂ. એકત્ર કર્યાં હતા અને આમાં દરબારે ગ્રાંટ ઉમેરી આવા લોકો માટે કાંઇક ખોરાક હમેશાં આપ્યો હતો અને તેમને બચાવ્યાં હતાં.

બાઇસાહેબે ઘણાં બહાર આવી ન શકે તેવાં માણસોને ખાનગી રીતે મદદ પહોંચાડી હતી તેમજ ખુલ્લી રીતે પણ તેમણે ભુખે મરતા માણસોને રૂ ૨૫૦૦) આપી નભાવ્યા હતા. પોલીટીકલ એજન્ટની સુચના મુજબ આયાત અને નિકાસનું દાણ માફ કરાવાયું હતું અને આથી નુકશાન રૂ. ૩૯.૭૧૪) નું થયું હતું.

ખેડુતોને બજાર ભાવથી છેક ઓછાં મુલે ૧૧,૬૨૭ મણ અનાજ ધીરેલ તેમાં ખોટ રૂ. ૧૫,૬૬૯ લાગેલ પસાયતા વગેરે પગાર બદલામાં જમીનદારી ખાતા તેમને આ વર્ષે રોકડ પગાર આપવો પડેલ અને તે માટે રૂ. ૨૨,૫૬૦ વપરાયા હતા.

મુળગરાસીયા અને જીવાઇદારોને પણ દાણા અપાયા હતા ૨૧,૨૬૭ અને ૧૦૫૨ મણ અનાજ ઉપરાંત રૂ ૧૪૪૧) બી લેવા તેમજ કુવા સાફ તેમજ ઉંડા કરવા અપાયા હતા.

રૂ ૧૭,૪૫૮ ખેડુતોને બી લેવા અપાયા હતા રૂ ૨૪૦૦ સવારોને ઘાસ લેવા ધીરાયા હતા. ૩૩૦ નવા કુવા ખોદાવ્યા. ૨૮૮૩ જુના ખોદાવ્યા ૩૪૨ જુના સુધાર્યાં.

એડમિનિસ્ટ્રેટર મી. સ્કૉટ, બાઇસાહેબ તેમના કામદાર અનુપરાય જમીયતરાય રા. બ. દાજીભાઇ સુંદરલાલ વગેરેનો ઉપકાર માને છે.

૧૮૭૮–૭૯ ૧૮૭૮ ના સપ્ટેંબરમાં ભાવનગર અને મોરબીની ઢબનું જોઇન્ટ એડમિનિસ્ટ્રેશન સ્થપાયું

ફેબ્રુઆરીમાં મુંબાઇના ગવર્નરે ગોંડળની ટુંક વખતની મુલાકાત લીધી હતી અને હોસ્પીટલ નિશાળો અને ઓફીસો જોઇ હતી અને જે જે જોયું તેમાં સંતોષ બતાવ્યો હતો. તેમણે બાઇસાહેબની પણ મુલાકાત લીધી હતી

જુન મહીનામાં ના. ઠા. સાહેબ સગ્રામજીના ભત્રીજા જાલમસિંહજી જે, ભાયાતમાં મુખ્ય હતા તે ૨૪ વર્ષની ઉમરે ગુજરી ગયા. અકાળ મૃત્યુનું કારણ વ્યસન તેમજ બીજી ખરાબ આદતો હતી તેને બે ભાઇ તેમજ ત્રણ દીકરા હતા ગરાસની વ્યવસ્થા દરબાર તરફથી કરવામાં આવી અને તેમના કુટુંબના નિર્વાહ પુરતુ તેમને આપવામાં આવતુ.

ડિસેંબરમાં નોંધણજીના વિધવા કેસાબા ગુજરી જતાં તેને કોઇ વારસ ન હોવાથી તેમનો ગણોદ અને બીજાં ગામડાઓમાનો અરધો ભાગ રાજ્યને મળ્યો.

રક્ષણ ખર્ચ ૧,૧૩,૫૨૫. ગુન્હાઓ ૧૨૭૮ ૯ ખુન, ૩૧ લુંટ. દાવા ૬૯,૬૬૯–૩–૫ રજીસ્ટ્રેશન દસ્તાવેજ ૩૦૮. કિંમત ૧,૬૨,૮૫૦–૧૧–૦ ઉપજ ૨૫૯–૬–૨ સુધરાઇ ઉપજ ૨૪,૪૦૬–૧૧–૩ ખર્ચ ૪૯,૧૫૨–૪–૮. કપાસનો પાક ૮ થી ૧૦ આની

વરસાદ ઘણો વધારે. સરાસરી પ્રમાણ ૮૮ ઇંચ ૪૭ દોકડા. છેલ્લા ૨૫ વર્ષમાં આટલો બધો વરસાદ પડ્યો નહોતો. આ વરસાદે ઘણુ નુકશાન કર્યું. નાના મોટાં ઘણાં મકાનો પડી ગયાં. સડકો ધોવાઇ ગઇ અને ધોરાજીની પશ્ચિમે આદર કાંઠાનો ઘણો ભાગ દિવસો સુધી જળમય રહ્યા. ધોરાજી બાજુ ઘેનરો ધોવાઇ સ્થાને મોરમ રહી આવા ભારી વરસાદના પરિણામે મલેરીયા તાવ ફાટી નીકળ્યો અને અકટોબર, નવેંબર અને ડિસેંબર મહીનાઓમા તેણે સર્વત્ર ત્રાસ ફેલવેલ. મરણ સંખ્યા ૧૪,૧૦૮ હતી કોલેરા અને મલેરીયાએ ખરાબ રીતે ઘેરાઇ દરદો સામે ટક્કર ઝીલવા અશક્ત કરી મુકેલ માણસોનો પાછળથી ભોગ લીધો

વરસાદે આગલા ૫ વર્ષોની પાણીની ભુખ ટાળી જેમાં સરાસરી ૧૭ ઇંચ થી વરસાદ વધુ પડ્યો ન હોતો આયાત ૩૦,૦૮,૩૮૦ નિકાસ ૭,૬૦,૩૮૫

માલ બીજ પાછળ અનેક ખર્ચ રૂ. ૨,૩૪,૪૯૧). રૂ. ૩૦,૦૦૦) રેલ્વે લાઇનની પહેલી સર્વે પાછળ ફોકટ ખરચાયા હતા ઢસા ધોરાજી રેલ્વે નોંધવાનુ નક્કી થયુ. પોન્ટની તકલીફ જેવી ને તેવી રાજકોટ ધોરાજી વચ્ચે ટેલીગ્રાફ લાઇન રૂ ૪૦,૦૦૦) ને ખર્ચે બંધાઇ ગોંડળ ધોરાજીની તારની ઉપજ વાર્ષિક રૂ ૩૫૦૦)

| ખર્ચ. | | કેશ ક્રેડિટ | |
|---|---|---|---|
| રૂ ૨,૭૦,૫૪૯–૦ ૦ | જાહેર બાંધકામ | ના | ૩૭,૯૦૬–૮–૨ |
| ૧,૧૯,૦૦૦– | દરબારખર્ચ | કોરી, રૂપુ વગેરે | ૧,૦૧,૦૩૮–૩–૯ |

| | |
|---|---|
| ૨૫,૦૦૦– | પરચુરણ ખર્ચ |
| ૨,૪૫,૨૦૧– | વહીવટ ખર્ચ |
| ૧,૧૨,૧૭૯-૪-૦ | ખંડણી. |
| ૧૩,૧૦૮– | કેળવણી ખર્ચ ના. દરબારશ્રીનું. |
| ૧૭,૦૦૯– | ધરમપોરના. ઠા. સા નું સગપણ |
| | નક્કી કરવા ગયેલ ડેપ્યુટેશનનું ખર્ચ |
| ૭,૧૯૪– | તારખાતે ખોટ |
| ૨૫,૦૦૦– | મી. ફોર્ડને સર્વે ખર્ચ પેટે. |
| | પરચુરણ |
| ૧૧,૦૦૧– | જોઇન્ટ એડમિનિસ્ટ્રેશન |
| ૫,૧૨૪– | થતાં ગવર્નમેન્ટ સીક્યુરી- |
| | ઓ ટ્રાન્સફર કરવાનું ખર્ચ. |
| ૯,૮૨૩-૦-૦ | નવા તેમજ જુના કબાલા પાછળ |
| ૫૬૮૯-૦-૦ | ઇરીગેશન સ્કીમને અંગે |
| ૧,૧૨,૪૮૫-૧૩-૨ | રાજ્ય વિરૂદ્ધના દાવાઓની પતાવત માટે |
| ૨૪,૯૩૭-૦-૦ | પસાયતા વગેરેને પગાર, પેટે |
| ૧,૦૧ ૫૯૪-૦-૦ | ખેડુત મુળ ગરાસીયા જીવાઇદાર |
| ૪૭,૪૦૫, ૦-૦ | વગેરેને આપ્યા. |
| ૧૨૩૨૫ | એજન્સીને ટ્રીબ્યુટ ખુશાલ. |
| ૧૩૬૧૩ | કેળવણી |
| ૧૩૦૬૧ | દવાખાનાં તેમજ શિતળાને લગતું ખર્ચ |
| ૯૨૩૭ | જેલોનું ખર્ચ |

| | | | |
|---|---|---|---|
| દાણા, લાકડું | ૪,૬૧૪–૨–૩ | જમીન મહેસુલ | ૩,૯૦,૭૦૧–૬–૬ |
| સીક્યુરીટી. | ૨૧,૫૯,૭૧૦–૦–૦ | વેરા વગેરે | ૩૧,૧૯૧–૩–૪ |
| કુલ. | ૨૩ ૦૩,૨૮૩–૧૪–૨ | પરચુરણ ઉપજ | ૨૨,૯૫૫–૧–૩ |
| | | સુધરાઇ વગેરે | ૩૪,૫૪૦-૪-૧૦ |
| ઉપજ.+ | ૬,૬૯,૧૨૮–૦–૧૧ | ન્યાય | ૯,૯૩૪-૧-૧૦ |
| ખર્ચ | ૧૧,૯૬,૮૫૬–૧૨–૧૦ | આબકારી | ૬,૭૩૮–૮–૦ |
| ખાઃ | ૫,૨૭,૭૨૮–૧૧–૧૧ | સીક્યુરીટીનું વ્યાજ | ૯૫,૫૯૬–૮–૦ |
| +આમાં | ૨,૧૧,૬૬૧–૮–૩ બાકી છે | કુલ * | ૫,૯૨,૨૫૭ ૧–૯ |

આવાં અસાધારણ ખર્ચોને પહોંચી વળવા ૧ લાખ રૂપીઆ ઉછીનો લેવો પડ્યો.

* આમાં રૂા. ૭૬૮૭૦–૧૫–૨ ખેડુઓને અપાયેલ દાણાની કિંમતના તેમજ સમા-મજી બાપુના વખતના લેણા રૂપીઆ ઉમેરાતાં રૂા ૬,૬૯,૧૨૮–૦–૧૧ થાય.

કેળવણી ૩૯ નિશાળ, ૧૫૮૨ વિદ્યાર્થીઓ, ખર્ચ ૧૩,૦૬૧).

ના. ઠાકોર સાહેબના અભ્યાસ સંબંધે રાજકુમાર કૉલેજના પ્રિન્સિપાલ બહુજ સારો મત આપે છે તે જણાવે છે કે હવે તેમનો બહારની રમત ગમતો તેમજ શારીરિક કસરત માટેનો રસ કેળવાતો જાય છે.

૯૦૦૦ ઉપરાંત માણસો જુલાઇના અંત સુધી રિપેર તેમજ બીજા કામોને અંગે કામે લગાડવામાં આવ્યા હતા. વરસાદને લઇને નુકશાન (મેલ) ખેડુતોને. બી દરબાર તરફથી અપાયું હતું. કેટલાક ખેડુતોને ખાવા પણ દાણા દેવાયા હતા. ગરાસીયા જીવાઇદાર વગેરેને મોટી રકમ ધીરવામાં આવી હતી. તેમજ ખેડુતોને બળદ વગેરે ખરીદવા માટે પણ મોટી રકમો અપાઇ હતી.

જુવાર અને બાજરીનો પાક બહુ થોડો થયો. ઘઉ કપાસ વગેરે ઠીક થયા. ઘાસ પુષ્કળ ઉગ્યું. અને કપાસ તેમજ ખડ વેચવા અંગે લોકોને ઠીક રોજી મળતી. સેંકડો લોકો ખડ વાઢી વેચવા લાગ્યા અને કપાસની લણણીમાં ભાગ લેવા લાગ્યા. એટલે ફેબ્રુઆરી આખર સુધી કામ ઠીક ચાલેલ અને દરબારને વચ્ચે પડવાની જરૂર પડી નહી. માર્ચની શરૂઆતમાં કામ કાઢવાની જરૂર પડતાં ગોંડળ અને ધોરાજી ખાતે નવાં કામ ઉઘાડી માણસોને કામે લગાડવા જરૂર પડી. અપંગ અને અશક્તનાં રક્ષણ માટે ગોંડળ ધોરાજી ઉપલેટા ભાયાવદર અને સરસઇ ખાતે વ્યવસ્થા કરવામાં આવી હતી અને બાઇસાહેબ તરફથી પણ દરરોજ ૭૨ શેર જેટલું અન્ન રાંધી ખવડાવવામાં આવતું.

ઉનાળામાં ખેડુતો કુવાના પાણીએ કંઇ પણ ઉપજ કરે તો તે ઉપર કંઇ ભાગ નહી લેવા તેમને ઉત્તેજન આપવા ખાતર એક વર્ષ માટે ઠરાવ્યું આનું પરિણામ સારૂં આવ્યું. એડમિનિસ્ટ્રેટર મી. સ્કોટ આ રીતે જતા કરેલ ભાગ રૂ. ૩૫,૦૦૦) ની કિંમતનો થાય.

ગવર્નમેન્ટનો ઠરાવ નં ૪૨૯૫ તા. ૧૫-૯-૭૯ માંથી ઉતારો

" ગોંડળના સ્વ. ઠાકોર સાહેબના મૃત્યુ બાદ ગોંડળ રાજ્ય એસિસ્ટન્ટ પોલીટીકલની સંભાળ નીચે મુકવામાં આવ્યું હતું આ વર્ષમાં વહીવટનું રૂપ બદલવામાં આવ્યું હતું અને મોરબી અને ભાવનગરમાં અગાઉ કરેલ ગોઠવણ પ્રમાણે મી. જયાશંકર લાલશંકર જે એક અનુભવ અને લાયકાતવાળા અમલદાર છે તેને મેજર સ્કૉટ જોડે નિયુક્ત કરવામાં આવ્યા. મેજર સ્કૉટ અને તેના જોડીયાએ બહુજ કઢંગા વખતમાં પોતાની ફરજો બાહોશીપૂર્વક તેમજ ફતેહમંદરીતે બજાવી છે અને તેમના વહીવટ દરમ્યાન રાજ્યે બધી નિશાળોમાં અને ખાસકરીને તેનાં જાહેર મકાનો તેમજ જાહેર વ્યવહારના સાધનોના સંબંધમા વખાણવા જોગ પ્રગતિ કરી છે."

૧૮૭૯-૮૦ સન ૧૮૭૯ ના ઓક્ટોબર મહિનામાં બાઇસાહેબ, ના. ઠા. સા. ભગવતસિંહજી તેમજ ભાવનગરના પાટવી ભાવસિંહજીને સાથે લઇ દોઢ મહીનાં સુધી અંબાજીની યાત્રાએ ગયાં હતા.

રક્ષણ ખર્ચ. ૧,૨૩,૫૮૭-૦-૦. ગુન્હાઓ ૧૩૭૮. દાવાઓ ૧,૩૦,૫૬૨-૩-૦. રજીસ્ટ્રેશન ૨૫૩ દસ્તાવેજ ૧,૮૫,૬૦૭-૮-૬. ઉપજ રૂ. ૨૩૮૪-૮-૩. સુધરાઇ ઉપજ ૬૧,૫૩૧-૯-૬. ખર્ચ ૫૩,૮૧૦ ૭-૯.

વરસાદ સરેરાસ ૧૭ ઇંચ ૫૧ દોકડા. બે ત્રણ ઇંચ વધારે પડ્યો હતો તો બહુજ ફાયદો થાત પણ પડેલ વરસાદ મુદતસર હતો.

ખર્ચ—જાહેર બાંધકામ અને રિલિફ કામો રૂ. ૧,૯૦,૦૦૯) પ્રાઇસાહેબ અને દરબારનું ખર્ચ તેમજ પૃથુરાજજીનાં વિધવાઓના નિર્વાહ માટે રૂ. ૬,૨૧,૪૦૦) અંબાજીની યાત્રાનું ખર્ચ રૂ. ૨૦,૦૬૦) ધરમપુર ઇસમુરતુ મોકલવાનું તેમજ ઠાકરના મહારાજા અહીં આવતાં થયેલ સરભરા માટેના મળી રૂ. ૪૨૦૦, દરબારી બગીચામાં રૂ. ૫૨૦૮) મ્યુનિસિપાલ અને ઝાંપા ખર્ચ રૂ. ૫૩,૮૧૯) ઇરિગેશન સ્કીમ ખાતે રૂ. ૮,૩૦૩) આ સ્કીમ રેલ્વે બાંધવા પાછળ થનાર મોટા ખર્ચને લઇ મોકુફ રહી. એજન્સીને ફાળા રૂ. ૧૦,૯૪૯) કેળવણીને ગ્રાંટ રૂ. ૧૩,૫૭૧) જેલ ખર્ચ રૂ. ૧૩,૦૬૩) દવાખાનું અને શીતળાખાતું રૂ. ૧૦,૯૫૦) અક્ટોબર ૧૮૭૯ સુધીમાં રૂ. ૭,૬૭,૬૬૭ રેલ્વે બાંધવાને અંગે અપાયા. આમા રૂ. ૬૧,૭૪૬) ઉપલી રકમ મેળવવા રૂ. ૮,૬૮,૦૦૦) ની કિંમતના ગવર્નમેંટ પેપર વેચતાં ખોટ લાગી. વહીવટ ખર્ચ રૂ. ૨,૩૮,૬૦૪).

૩૧–૧૦ ૭૯ ના રોજ નાણાં વિષયક સ્થિતિ.

| | | | |
|---|---|---|---|
| રોકડ બધી મળી | ૧,૨૭,૯૬૦–૩–૪ | | |
| કરન્સી નોટ | ૨૪,૩૩૫–૦–૦ | | |
| અનાજ લાકડું વગેરેની કિંમત | ૧,૦૪૯–૨ ૩ | ઉપજ | ૯,૬૧,૭૫૬–૧૫–૮ × |
| સરકારી જામીનગીરીઓ | ૧૨,૯૧,૭૦૦–૦–૦ | ખર્ચ | ૧૬,૮૨,૪૪૮–૧૧–૮ |
| કુલ | ૧૪,૪૫,૦૪૪–૫–૭ | ખાડ | ૭,૨૦,૬૯૧–૧૨–૧ |
| | | | × ૨,૫૩,૯૧૫–૫–૭. બાકી લેણાં. |

ઉપજ

| | |
|---|---|
| જમીન મહેસુલ | ૬,૫૩,૧૬૭–૧૩–૫ |
| વેરા વગેરે | ૩૦,૧૦૬–૧૩–૪ |
| પરચુરણ. | ૯૦,૪૬૧–૧૦–૫ |
| મ્યુનિસિપલ અને ઝાંપા ફંડ. | ૬૧,૫૩૧– ૯–૬ |
| ન્યાય. | ૧૯,૭૧૩ ૬–૨ |
| આબકારી. | ૯,૯૩૧– ૦–૦ |
| જામીનગીરીઓનુ વ્યાજ | ૯૬,૮૪૪– ૦–૦ |
| કુલ. | ૯,૬૧,૭૫૬–૧૫–૮ |

કેળવણી ૩૯ નિશાળ. ૨૨૮૬ વિદ્યાર્થી ખર્ચ. ૧૪,૬૨૩–૪–૯.

ધોરાજી ફેકટરી—રાજ્ય તરફથી ચલાવવામાં આવતી હતી અને નવરોજજી દાદાભાઇ તેના સુપ્રિન્ટેન્ડન્ટ હતા.

આ ઓક્ટોબરમા ના. ઠાકોર સા.ની ઉમર ૧૫ વર્ષ થવાની હતી તેના અભ્યાસ માટે પ્રીન્સીપાલ બહુજ સંતોષ વ્યક્ત કરે છે તે આ વર્ષમાં પહેલા વર્ગમા આવ્યા છે.

૧૮૮૦–૮૧ આ વર્ષ દરમ્યાન ના ગવર્નરે ગોંડલની મુલાકાત લીધી હતી આ વર્ષનો અગત્યનો બનાવ ધોળાથી ધોરાજી સુધીની લાઇન ખુલ્લી મુકાઇ હતી એ હતો. આ આખી લાઇનમાં માત્ર ૧૪॥ માઇલ જેટલોજ ભાગ બાદ કરતાં બાકી બધી ગોંડળનાંજ ખર્ચે બંધાઇ હતી. ગવર્નર ૨૪ ડીસેંબરના રોજ થોડા કલાક માટેજ

ગોંડળ ઑવેર્ય જે દરમ્યાન તેણે બાઇસાહેબની મુલાકાત લીધી હતી તે જ નના મહેલ વગેરે જોયા હતા અને પોતાનો સંતોષ જણાવ્યો હતો ૧૮-૧-૮૧નો રોજ કનલ બ ર્ટન કાઠીઆવાડના પૌલીટીકલ એજન્ટે નવી લાઇનઉપર છેલ્લો ખીલો ઠોકીને ખુલ્લી કરવાની ક્રિયા એક યુરોપીયન અને દેશીઓના દબદબા ભર્યા મેળાવડા સમક્ષ કરી હતી

નવેંબર મહીનામાં મેજર સ્કોટ ૩ મહીનાની રજા ઉપર ગયા હતા અને તેટલી મુદત માટે મેજર્ હે ક્રોફે ચાર્જ સભાળ્યો હતો અને ૮મી ફેબ્રુઆરીએ મેજર સ્કોટ રજા-એથી પાછા ફર્યા હતા

( રક્ષણ ખર્ચ રૂ ૧,૬૦,૬૧૯. ગુના ૯૬૦ દાગ ૧,૩૬,૨૯૯-૫-૬ રજીસ્ટ્રેશન ૧૫૪, દસ્તાવેજ કિંમત ૭૫,૦૯૪-૧૦-૯ ઉપજ ૧૮૫૩-૪-૯ સુધરાઇ ઉપજ ૧૩,૭૨૭ ખર્ચ ૬૮,૭૦૯)

આ વર્ષે વરસાદની સરેરાશ ૨૦ ઇંચ અને ૬૭ દોકડા હતી પરતુ બધે સરખા પ્રમાણમા પડ્યો ન હોતો બાદર કાંઠે આવેલ ખીરસરી, મોટી ખાલેરી, દેરડી, રાણસીકી વગેરે ગામોમા ઋતુની શરૂઆતમા મુદ્દલ વરસાદ નહી પડેલ જ્યાથી ત્યા આગોતર પાક તેમજ કપાસ મુદ્દલ ન થયો સામાન્યરીતે જોતા ફરિયાદને કઇ કારણુ નહોતુ ।

આયાત ૨૯,૨૫૮૬૨ નિકાસ ૧૨,૪૦,૦૫૦

ખર્ચ. રેલ્વે સિવાયનાં જાહેર બાધકામો પાછળ રૂ ૬,૩૧,-૦૬) બાઇસાહેબને ૧,૨૧,૪૦૦) અભ્યાસ ખર્ચ રૂ ૧૦,૬૧૧) દરબારી,બગીચાનુ ખર્ચ રૂ ૫૬૪૯) પરચુરણ રૂ ૧૭,૫૩૩) મ્યુનીસિપલ અને છાપા ખર્ચો ૬૮,૭૦૯) બીજુ પરચુરણ ખર્ચ રૂ ૨૩,૫૧૩ (આમા રૂ ૩,૦૨૭ સરકારને અફગાન લડાઇમા ટટુઓ આપ્યા રૂ ૪૮૫૮) ટપાલ લુટાયાના દડ તરીકે વગેરે ખર્ચોના સમાવેશ થાય છે) એજન્સીને ફાળા રૂ ૯૯૬૫) કેળવણીને અાટ રૂ ૧૪,૭૭૦) જેલોના ખર્ચના રૂ ૫૮૨૬) દવાખાનું અને શિતળા ખાતુ રૂ ૧૬,૪૯૬) રા ૫૭૦,૭૯૪ રેલ્વે બાધનાના કામમા અપાણ આમા ગવર્નમેટની જામીનગીરીમા વેચી પૈસા ઉત્પન્ન કરવાને અંગે રૂ ૮૬,૪૭૩) ની ખોટ લાગી રૂ ૯૮૮૨) તારને લખતી ખાડ નહીંવટ ખર્ચ । ,૮૭,૬૪૮

૩૧ ૧૦-૧૮૮૦ ના રોજ નાણું પ્રકરણી હાલત

| | | | |
|---|---|---|---|
| રોકડ વગેરે | ૨,૭૩,૬૧૯-૩-૨ | | |
| જુના સિક્કાઓ | ૬૫-૧૧-૬ | | |
| દાણા વગેરેની કિંમત | ૭૯૫૭-૪-૯ | કુલ આવ- | ૧૨,૫૮,૬૫૬-૧૩-૧ |
| જામીનગીરીઓ | ૮,૯૧,૭૦૦-૦ ૦ | ખર્ચ | ૧૩,૪૯,૬૦-૧૨-૪ |
| કુલ | ૧૧,૦૮,૭૮૨-૩-૫ | ખાડ | ૯૧,૬૦૮ ૧૫-૦ |

ખાતાવાર ઉપજ

| | | |
|---|---|---|
| જમીન મહેસુલ | ૯,૭૫૭૬૦-૫ ૨ * | * ૧,૫૯ ૨૬૮ ની આગલી વસુલાતની રકમ નો સમાવેશ કરવામા આવે છે જન્મ ૪૭૧૮ મરણ ૨૬૩૦ કેળવણી ૩૮ નિશાળ ૨૫૫૬ વિદ્યાર્થીઓ ખર્ચ ૧૪૪૭-૧૪-૧૧. ટ્રેનીંગ ફેકટરી નહી ૧૮૭૮-૭૯ રૂ ૫૦૦૦) |
| વેરા વગેરે | ૩૮,૫૮૫ ૧૦ ૧૦ | |
| જામીનગીરીનુ વ્યાજ | ૫૦,૮૮૨-૭ ૧ | |
| સુધરાઇ વગેરેની ઉપજ | ૧૩,૭૨૭ -૧ | |
| આબકારી | ૬૦૭૨ ૮-૦ | |

| | | |
|---|---|---|
| પરચુરણ | ૯૩,૭૬૧-૧૧-૬ | ૧૮૭૯-૮૦ રૂા. ૬૪૫૨) વસ્તી પત્રક થયું |
| જીવાઇ | ૨૮,૬૪૧-૯-૦ | ફેબ્રુઆરીની ૧૭ મી તારીખે કુલ વસ્તી |
| કુલ | ૧૨,૫૮,૧૫૧-૧૩-૧ | ૧,૩૫,૬૪૯ એટલે ૧૫૬૮ ઓછા. |

રાજકુમાર કૉલેજના પ્રિન્સિપલ ના. ઠાકોર સાહેબના અભ્યાસ તેમજ લાયકાત સંબંધે હમેશની માફક ઉચો મત દર્શાવે છે અને ભવિષ્ય માટે તેઓ મોટી આશા રાખે છે તેમની ઉપર ઑકટોબરમાં ૧૬ વર્ષની થવાની હતી અને વેકેશન પુરી થયે કૉલેજમાં જતાં તે મોખરે આવવાના હતા.

ગત વર્ષનો મુખ્ય બનાવ ૧૯૪ માઇલની રેલ્વે બંધાઇ ખુલી મુકાયાનો હતો. ભાવનગરે ૧૧૯ માઇલ દર માઇલે રૂા. ૪૮,૮૮૧ અને કુલ ૫૮,૧૬,૮૨૮ નાં ખર્ચે અને ગોંડળે ૭૫ માઇલ દર માઇલે રૂા. ૩૪,૭૮૯ અને કુલ ૨૬,૦૯,૧૯૪ નાં ખર્ચે બંધાવી હતી. સારી ઋતુઓ માટેજ તે ખુલ્લી મુકેલ હતી કારણ કે પુલો વગેરે હવે બંધાવાનાં હતા.

૪-૬-૮૧ ના રોજ (સં. ૧૯૩૭ માં) ના. ઠાકોર સાહેબનાં લગ્ન ચાર રાણીઓ સાથે થયાં. ૧ ધરમપુર મહારાજાનાં કુંવરી, ૨ વાંકાનેરના રાજસાહેબનાં ભત્રીજી,

૧૮૮૧-૮૨ ૩ ચુડા ભાયાત કલ્યાણસિંહજીનાં કુંવરી, ૪ ચુડાનાં કુંવરી. આ લગ્નને અંગે મોટી ધામધુમ કરવામાં આવી હતી.

૨૫ મી ઓગષ્ટે મેજર સ્કૉટ ૧ લા આસિસ્ટન્ટ પોલીટીકલ એજન્ટ નીમાતાં તેની જગ્યાએ મી. ફીટ્ઝરાલ્ડ આવ્યા. ૧૭ મી નવેંબરે મેજર નટ આવ્યા. ૨૧ જાન્યુઆરી પછી મેજર સ્કૉટ પાછા ફર્યાં. રક્ષણ ખર્ચ ૯૩,૩૫૩) ગુનાઓ ૬૧૫. દાવાઓ ૧,૫૪.૪૪૭-૧૩ ૧૦. રજીસ્ટ્રેશન-દસ્તાવેજ ૨૪૩ કિંમત ૧,૨૫,૦૫૯) ઉપજ ૩૪૫૮) સુધરાઇ ઉપજ ૬૦૩૬૪ ખર્ચ ૭૯૪૬૫. નવા વસ્તીપત્રક પ્રમાણે મ્યુનિસિપલ ગામોની ઉપજ ૪૨,૮૫૨ હતી.

વરસાદ સરેરાશ ૩૧-૨૦ પડ્યો. અનિયમિત તેમજ વધારે પડતા, વરસાદને લઇ પાકને નુકશાન થયું હતું. આયાત ૨૯,૨૫,૯૬૨) નિકાસ ૧૧,૪૦,૦૫૦).

ખર્ચ. ૧,૦૧,૩૭૮) રેલ્વે સિવાયનાં જાહેર બાંધકામો. ૧,૨૧,૪૦૦) બાઇસાહેબને દરબાર ખર્ચનાં રૂા. ૧૦,૬૭૬) ના. ઠાકોર સાહેબનું કેળવણી ખર્ચ. ૭,૬૦૩૩) ના. ઠાકોર સાહેબનાં લગ્નનું ખર્ચ. રૂા. ૧૯, ૭૭) ના. ઠાકોર સાહેબનાં રાણીઓને. રૂા ૬,૪૧૬) દરબારી બગીચાનું ખર્ચ. રૂા. ૧૮૦૯૮) પેન્શનરો. રેવન્યુ હવાલદારો અને સખાવતી સંસ્થાઓને. રૂા. ૭૯,૩૬૫) સુધરાઇ અને ઝાંપાખર્ચો. રૂા. ૧૬,૬૯૯) પરચુરણ ખર્ચ. રૂા. ૧૧,૯૫૦) એજન્સીને ફાળો. રૂા. ૧૪,૫૦૦) કેળવણીખાતા ખાતે. રૂા. ૨,૯૯૨) જેલોનું ખર્ચ. રૂા. ૧૦,૯૬૮) દવા તેમજ શીતળા ખાતાનું ખર્ચ. રૂા. ૧૧,૦૯,૬૦૭) રેલ્વે પાછળ વપરાયા. રૂા. ૪,૦૫૭, સરકારી કાગળો વટાવનાં લાગેલ ખોટ. રૂા. ૩,૮૨૦) તારને લગતી ખોટ. વધીવટ ખર્ચ રૂા. ૧,૯૩,૧૪૮).

કેશ ક્રેડીટ ૩૧-૧૦-૧૮૮૧ ના રોજ.

રોકડ દરેક જાત. ૧,૫૯,૨૮૩-૧૪-૯ ઉપજ ૧૩,૭૨,૬૦૬-૦-૧૧

| | | |
|---|---|---|
| જુના સિક્કા | ૧૫ ૧૧–૬ | ખર્ચ ૨૧ ૮૦ ૪૪૩–૮–૧૦ |
| અનાજ વગેરેના કિમત | ૬૬૧–૧૧ ૧૧ | આક ૮,૧૭ ૮૩૭–૮–૧૧ |
| જાગીરગીરીઓ | ૨ ૦૦ ૦૦૦–૦–૦ | રા ૬૫૦૦૧ બાકી |
| કુલ | ૩ ૬૫૯૬૧–૬–૨ | રૂા. ૧,૦૭,૮૮૧ આગળ વધુ તથયા |
| જમીન મહેસુલ | ૮,૮૧,૫૯૯–૦–૪ | જન્મ ૪૨૯૮ મરણ ૨૫૭ |
| વેરા વગેરે | ૩૬ ૪૫૫–૧૧–૬ | અકોગનર મહીનામા કોલેરા આવેલ ૧૧૨ |
| નાનનું વ્યાજ | ૪૭ ૪૭૨–૧–૧૧ | કેસ ૩૪ મરણ કેળવણી ૭૮ નિશાળ |
| સુધરાઇ વ્યાજ | ૬૦,૩૬૪–૨–૪ | ૩૬૫૭ વિદ્યાર્થીઓ ખર્ચ ૬૪,૫૦૦) ફ્રેંચ |
| આબકારી | ૬ ૯૯૯–૧૪–૧ | રીતે ચોખો નફો રા ૬ ૭૭૨) પ્રેસ ચાલુ |
| ન્યાય | ૨૧ ૮૦૦–૩–૩ | કરવામાં આવ્યો |
| પરચુરણ | ૨,૮૭,૯૯૮–૧૦–૮ | ના ઠાકોર સાહેબના અભ્યાસ સબંધે |
| ફેકટરીની ઉપજ | ૨૯,૯૨ –૪–૧૦ | પ્રિ સીપાલનો સારો અભિપ્રાય વર્ગમાં |
| કુલ | ૧ ૭૨,૬૦૬–૦–૧૧ | છેલ્લા વર્ગમા તેઓ મોખરે હતા તેમની |
| | | ઉમર અઢારમાં ૧૭ વર્ષની થવાની હતી |

એઓએ ગવર્નમેન્ટની યાદ ન ૧૦૫ તા ૧૦–૧–૧૮૮૩ માં નીચે પ્રમાણે ઉ લેખ છે

The State of Gondal is still under the management of Joint Administrators during the minority of the Chief, now in his 17th year and a most diligent student of the Rajkumar College, having attained to the honourable position of its head though by no means the eldest student

૧૮૮૨–૮૩

ગો ડ રાજ્ય ના ઠા સા ની નાની ઉમરના કારણે હજુસુધી સયુક્ત એડમિનિસ્ટ્રેટરોના અમલ તળે છે ઠા સા જેઓ હજુ તેમના ૧૭ મા વર્ષમા છે તેઓ કાલેજના સૌથી ચાલાક વિદ્યાર્થી છે અને તેણે તેના મુખીની માન ભરી જગ્યા સભાળી છે જો કે ઉમરમા તે સૌથી મોટા નથી'

૨૩–૬–૮૨ ના રોજ મેજર સ્કોટ ૬ મહીનાની રજા ઉપર ગયા અને ૯–૬ ૮૨ સુધી મી જયાશંકરે બને ચાર્જ સભાળ્યા મેજર નટ સ્કાટને બદલે આવ્યા અને આખુ વર્ષ તેણે કામ કર્યું

આ વર્ષનો મુખ્ય બનાવ ના ઠા સાહેબને સા ના ધરમપુરવાળા રાણીથી ૮–૧–૮૩મા પુત્ર જ મ પાટવી કુમારનો જન્મ થયો. તેમનુ નામ ભોજરાજજી રાખવામા આવ્યુ

આ વર્ષમા વાણીયાની કોમની એક ટોળીએ મુસલમાનોને નુકશાન કરવા યત્ન કર્યો હતો પરતુ આવેલ ફરીયાદોનો જે રીતે નીકાલ કરવામા આવ્યો તેથી ગોંડળના સામાજીક જીવનને અગે યાદરૂપ થઇ પડલ આ ટોળી ધીમે ધીમે નાબુદ થઇ જશે એમ માનવામા આવ્યુ હતુ

વરસાદ પાણી ઠીક હતો. સરેરાશ ૨૨-૨ પડેલ. સરાસરી પ્રમાણ ૨૦ થી ૨૫નું ગણાય છે. એક વધુ વરસાદ પડયો હત તો ઘણો ફાયદો થાત પણ આથી એકંદરે રાજા ખેડુતને અસંતોષ થવાને કંઇ કારણ નહોતું. ૩ ધાડ.

રક્ષણ. ગુન્હા. ૬૧૭. ખર્ચ ૮૫,૭૯૪. દાવાઓ. ૧,૫૪,૬૧૭-૧૪-૪

રજીસ્ટ્રેશને દસ્તાવેજ ૧૦૬૬. કિંમત રૂા. ૬૭૧૯૦) ઉપજ ૨૦૭૯-૭-૦

| | | |
|---|---|---|
| સુધરાઇ ઉપજ ગોંડળ | ૧૪૯૬૦-૩-૮ | ખર્ચ ૧૪૯૩૦-૧૫-૫ |
| ધોરાજી | ૨૧૮૭૧-૯-૬ | ૧૭૧૯૩-૯-૮ |
| ઉપલેટા, ભાયાવદર અને સરસાઇ ૧૫૬૦૩-૧૩-૧ | | ૧૦૫૫૯ ૧૫-૨ |

૨ દાવર એન્જીન ઇંગ્લાંડથી મંગાવી એક ગોંડળ અને એક ધોરાજીમાં રાખ્યાં. જુનું એક ઉપલેટા રખાયું.

આયાત. ૨૫,૮૫,૧૬૭ નિકાશ ૧૩,૨૮,૨૧૩.

રેલ્વે ખાતે કુલ ખર્ચ અત્યાર સુધીમાં ૨૭,૮૭,૫૨૦) થયું હતું આના ઉપર આ વર્ષે ૪ ટકા વ્યાજ આવ્યું હતું. મી. નટનો વિચાર કોઇ લેનાર મળે તો રેલ્વે લેન દેવાનો હતો.

નિશાળ. ૫૬. વિદ્યાર્થી. ૩૫૯૬.

ખર્ચ. જાહેર બાંધકામ રૂા.૧,૦૪,૨૬૨). બાઇસાહેબ ૧,૨૧,૪૦૦). કાલેજખાતે રૂા. ૧૦૫૦૮). કુંવાઇ રાણી સાહેબને રૂા. ૩૦૪૧૦). દરબારી બગીચાનું ખર્ચ રૂા. ૫૯૫૪). પેન્શન વગેરેને રૂા. ૧૯,૩૨૮). સુધરાઇ, ઝાંપાવગેરે ખર્ચ રૂા. ૮૩,૯૮૭). પરચુરણ ખર્ચ રૂા. ૨૫,૫૭૧). એજન્સીમાં ફાળા રૂા. ૧૦૭૬૯). કેળવણી ખર્ચ રૂા. ૧૫૭૨૪). જેલોનું ખર્ચ રૂા ૨૮૮૧). દવા અને શીતળા ખાતાનું ખર્ચ રૂા. ૧૧,૨૯૧). રૂા. ૨,૫૮,૨૨૬) રેલ્વે બાંધકામને અંગે અપાયા. વહીવટ ખર્ચ. રૂા. ૧,૮૧,૦૩૯)

૩૧-૧૦-૮૨ ના રોજ નાણાં પ્રકરણી હાલત.

| | | | |
|---|---|---|---|
| રોકડ વગેરે. | ૩,૭૮,૦૬૧-૪-૬ | *આવક | ૧૪,૦૬,૯૭૫-૩-૬ |
| જુના શિક્કા | ૧૫-૧૧-૬ | ખર્ચ. | ૧૦,૯૫,૫૦૧-૨-૪ |
| અનાજ વિગેરેની કિંમત | ૫૪૪૯-૯-૯ | વધારો ૩,૧૧,૪૭૪-૧-૨ | |
| ગવર્નમેન્ટ સીક્યુરીટી | ૨,૫૦,૦૦૦-૦-૦ | ૧,૭૧,૧૫૫-૭-૭ | બાકી |
| કુલ. | ૬,૩૩,૫૨૬-૯-૯ | ૧ ૪૩,૯૮૯-૧૦-૧ અગાઉની વસુલાત પેટે લેવ યા | |

જુદી જુદી આવક

| | | |
|---|---|---|
| જમીન મહેસુલ | ૭,૮૭,૫૧૦-૫-૦ | ૧-૮-૧૮૮૨ના રોજ સ્ટેમ્પ એક્ટ અમલમાં મુકાયો. |
| વેરા વગેરે. | ૩૪,૬૦૧-૨-૪ | |
| લોનોનું વ્યાજ | ૮,૮૧૮-૧૨-૦ | ૪૩૩૦ જન્મ, ૨૫૬૦ મરણ. |
| સુધરાઇ, ઝાંપાની ઉપજ | ૬૪,૫૪૮-૩-૦ | ૩૦-૫-૮૨ થી ૭-૯-૮૨ સુધી કોલેરા ચાલેલ અને |
| આબકારી | ૬,૨૫૬-૯-૨ | |

| | | |
|---|---|---|
| ધોરાજી ઇનીંગ ફેકટરી | ૪૯,૮૦૨—૨—૪ | ૭૨ કેસ અને ૪૬ મરણ નોંધાયેલ એ ગમા |
| ન્યાય | ૨૩,૪૦૫૬—૧૦ | ૩૬૫ ,, ૮૦ ધોરાજીમા |
| વીવાદ વધાવા | ૧,૭૭,૪૬૨ ૧૧—૮ | ૧૬૮ ,, ૫૬ બીજા મહાલોમા |
| ટેલીગ્રાફ સ્ટોરનુ વેચાણ | ૧૦,૮૩૭—૫—૬ | |
| ઉપજ (તારની) | ૪૯૨—૯—૮ | નિશાળ ૫ વિદ્યાર્થીઓ ૩૫૯૬ ખર્ચ |
| રેલવે ઉપજ | ૧,૫૮,૫૨૨ ૧૨ ૧૦ | (૬૫૭૪) |
| પરચુરણ | ૮૪,૬૧૭—૮,૧૦ | |
| કુલ | ૧૪,૦૬,૯૭૫—૩—૬ | |

કન્યાશાળા નવા મકાનમા શરૂ થઇ ગોડનમા હેડમિસ્ટ્રેસ જેરીબાઇ તેમ
ના નિશાળ પાસેજ મકાન બાંધી આપ્યુ

૧૭ ખાનગી રાત્રીશાળાઓ નવી ઉમેરાઇ કસરત માસ્તરની નીમણુંક કરી વિદ્યાર્થ
ઓને અગમ્સ ત, ક્રીકેટ, ફુટબોલ વગેરે રમાડવા ગોઠવણ કરી

મુળશંકર દામોદર ત્રીવેદી નામના રાજ્યના વતનીને તેણે મેટ્રીક્યુલેશન પસાર થતા
માટે મેડીકલ કૉલેજમા જોડાઇ ત્યા ૪ વર્ષ ગાળ્યા હતાં અને L.M.S ની પહેલી પરીક્ષા
પસાર કરી હતી અને છેવટની પરીક્ષામા બેસવાના હતા

ગોડળની સ્ટેટ વર્કશોપમા સ્કુલના ઉમેદવારોને દાખલ કરવા ધારા ઘડયા

રીબડાના એક ભાયાત રાજકોટ રાજકુમાર કૉલેજમા ભણે છે

નવ સાહેબનો મત ફેક્ટરીની વિરૂદ્ધ તેને તે સફેદ હાથી માનતા અને રાજ્યને
આ વ્યાપારમા પડવાની જરૂર નહોતી એમ માનતા તેણે આ બાબતમા સખ્ત રીતે
લખ્યુ છે

બૅન્ડ દાખલ કરવામા આવ્યુ શ્રી ઠી ઓઝા તેમજ ૨૨ બીજા બૅન્ડ વગાડનારા
ઓ નિમી જોઇતા વાજીંત્રો વીલાયતમાથી મંગાવ્યા સુંદર જગ્યા બન્ને બાજુ બગીચા તેમ
જ શહેર પાસે તેની ગોઠવણ કરવામા આવી હતી

રાજકુમાર કૉલેજના પ્રિન્સિપલ હાકોર સાહેબની પ્રગતિ વિષે ઘણોજ સંતોષ બતાવે
છે તેણે પોતાનુ પ્રથમ સ્થાન જાળવી રાખ્યુ હતુ અને પહેલા વર્ગના બધા ઇનામો જાન્
ન્યુઆરીમા ચયેન મેળાવડા વખતે તેમણે લીધા હતા

તેમની કૉલેજ કેળવણી પુરી થઇ હતી અને સરકારે તેમને વધુ કેળવણી કોઇ સારી
લાયકાત વાળા શિક્ષકની સભાળ નીચે યુરોપના પ્રવાસ દ્વારા આપવા નક્કી કર્યું હતુ
આ શિક્ષણ તેના મિત્ર તરીકે તેની સાથેજ રહેશે એટને ના હા સાહેબના જીવન પ્રદેશ
માટે બધી અનુકુળતાઓજ હતી તેને રાજકુમાર કૉલેજમા મળેલ શિક્ષણ એટલી ઊંચી
પ્રતિનુ હતુ કે તેણે સારૂ જ્ઞાન સપાદન કરવા ઉપરાત અંગ્રેજી ભાષાનુ ઘણા ઉંચા
પ્રકારનુ જ્ઞાન મેળવેલ છે તેની શારિરિક શક્તિ પણ અસામાન્ય છે અને તે પોતાના
ભવિષ્ય માટે ઉત્સાહથી ભરપુર છે તેમની તિવ્ર ઇચ્છા છે કે આવા પ્રવાસોદ્વારા પૂરેપૂરો
ફાયદો મેળવવો

ના. ઠા. સાહેબની ઇચ્છા છે કે ગોંડળની પડોશમાં ખુલ્લી હવામાં એક સાદું મકાન બંધાવરાવી ત્યાં રહેવું. તેમણે પોતે જગ્યા પસંદ કરી અને બતાવી હતી અને તે ગોંડળથી દોઢેક માઈલ દુર વીડી તળાવ પાસે ઉચાણવાળી જગ્યા હતી અને ત્યાંથી શહેર દેખાતું તેમજ દુર ગીરનાર તેમજ ઓશમના ડુંગરો દેખાતા.

મી. નટ લખે છે કે:—નેમની આ ઇચ્છા પૂર્ણ કરવા જેવી હતી અને એજન્સી ઇજનેર મી. બુશને તેની યોજના તૈયાર કરવા તેમના તરફથી કહેવામાં આવ્યું હતું.

શહેરની ખીચોખીચ શેરીઓથી દૂર ખુલ્લી હવામાં રહેવાની કાઠિયાવાડના રાજાઓ ઇચ્છા બતાવતા જાય છે. ગોંડળ ઠાકોર સાહેબની તો એવી પણ ઇચ્છા છે કે ત્યાં એક મજાનું ખેતર બનાવવું અને ત્યાં ઉંચી પેઢીનાં પશુઓ ઉછેરવાં. તેમની આની વખાણવા જેગ ઇચ્છાની પૂર્તિ કરવી જોઇએ નેમનું વય અકટોબરમાં ૧૮ વર્ષનું થવાનું હતું ૮–૧–૮૩ ના રોજ થયેલ પાટવીના જન્મથી સર્વત્ર ઘણોજ હર્ષ વ્યાપ્યો હતો.

**૧૮૮૩–૮૪ સરકારી ઠરાવ નં. ૬૬૯૦ તા. ૧૨–૧૨–૧૮૮૪ માંથી ઉતારો.**

"આ વર્ષમાં ના ગોંડળના ઠાકોર સાહેબે યુરોપની મુસાફરી કરી હતી અને ત્યાંથી પાછા ફરતા તેમને પોતાનાં રાજયના વહીવટને અંગે મેજર નટ સાથે નિયુક્ત કરવામાં આવ્યા હતા."

૨૭–૨–૮૪ ના રોજ સંયુક્ત કારભારી તરીકે પાંચ વર્ષથી કામ કરતા મી જયાશંકર લાલશંકરને ના ગવર્નરના હુકમની રૂએ સ્ટેટ ટ્રેઝરીનો ચાર્જ આપ્યો હતો અને ના. ઠાકોર સાહેબને સંયુક્ત કારભારી તરીકે મેજર નટ સાથે યોજવામાં આવ્યા હતા

ગયા વર્ષે જણાયેલ કામી ખટપટનો આ વર્ષમાં અંત આવ્યો હતો.

ના. ઠાકોર સાહેબ ૧૬–૪–૮૩ના રોજ ઇંગ્લંડ જવા ઉપડ્યા હતા, તેમણે ૪ મહીના ઇંગ્લંડ અને સ્કાટલેંડમાં ગાળ્યા હતા અને બીજાં ટુંક વખત દરમ્યાન યુરોપખંડ ઉપર પારીસ, બ્રસેલ્સ, હામબર્ગ, લ્યુસર્ન અને સ્વીટઝરલાંડની બીજી જગાઓ, ઉપરાંત મિલાન, વેનીસ, ફ્લોરેંસ, રોમ, નેપલ્સ, બ્રિંડિસી વગેરે સ્થળોની મુલાકાત લીધી હતી અને ૧૩–૧૧–૮૩ માં હિંદ પાછા ફર્યા હતા મી ચેસ્ટર મેકનાટન તેમજ મી. એફ. જી સેથ્થી જેવા શિક્ષકો પાસેથી રાજકુમાર કૉલેજમાં મેળવેલ ઉચ્ચ પ્રકારની તાલીમ તેમજ મેજર હેન્કૉક જેવાની સંભાળ વગેરેને લઇ ના. ઠા. સાહેબે જે જે જોયું અને સાંભળ્યું તે તેમની જીવનયાત્રા માટે ઉપયોગી નિવડ્યુ, તેમજ તેમણે આ મુસાફરીથી ઘણોજ ફાયદો મેળવ્યો.

ઇ. સ. ૧૮૮૩ના નાતાલના તહેવારો દરમ્યાન એક ખેતીવાડીને લગતુ ગોંડળ ખાતે પ્રદર્શન ભરવામાં આવ્યુ હતુ.

વરસ બહુ સારૂં નીવડ્યુ હતુ વરસાદ ૨૬ ઇંચ ૨૧ દોકડા પડ્યો હતો અને બહુજ વખતસર પડ્યો હતો. લોકસુખાકારી પણ આ વર્ષ દરમ્યાન સારી રહી હતી.

રક્ષણ ખર્ચ. ૮૫,૦૮૬). ગુન્હા ૪૨૪. દાવા ૧,૪૩,૯૨૮–૩–૧. રજીસ્ટ્રેશન ૧૦૯. દસ્તાવેજ કિંમત ૭૨,૧૩૦–૮–૦

| સુધરાઇ ખાતું. | ગોંડળ. | ઉપજ ૧૩,૯૬૫-૪-૬ | ખર્ચ ૧૩,૫૧૩-૨-૪ |
|---|---|---|---|
| | ધોરાજી | „ ૧૯,૬૭૯-૭-૧૧ | „ ૧૬,૪૬૯-૦-૯ |
| ઉપલેટા, ભાયાવદર અને સરસાઇ | | ૩,૯૯૬-૩-૫ | ૧૧,૩૯૬-૧૧-૭ |

આયાત ૨૩,૪૮,૧૯૫ નિકાસ ૧૮,૦૪,૨૪૫

રેલ્વે ખાતે મુડી રોકાણ રૂ. ૫૯,૦૮,૮૯૧).

૩૧-૧૦-૮૩ ના રોજ કેશબેલેન્સ

| | | |
|---|---|---|
| રોકડ વગેરે | ૬,૪૬,૭૬૩-૭-૩ | રૂ. ૬ લાખ ગવર્નમેન્ટ સીક્યુરીટીમાં નખાયા હતા |
| જુના સિક્કાઓ | ૧૫-૧૧-૬ | તેમજ રૂા ૫॥ લાખની બચ. પણ તેમાં નાખી |
| અનાજ વગેરેની કિંમત | ૧૪,૨૫૮-૦-૦ | કુલ રૂા. ૬,૦૫,૦૦૦) તેમાં રોકવાના હતા. |
| જમીનગીરીઓ | ૩,૫૦,૦૦૦-૦-૦ | |
| | ૧૦,૧૧,૦૩૭-૨-૯ | |

| | | |
|---|---|---|
| | જમીન મહેસુલ | રૂ. ૮,૭૯,૬૬૫-૧૧-૧૧ |
| | વેરા વગેરે | ૩૭,૫૩૩-૫-૭ |
| | લોનનું વ્યાજ | ૧૪,૭૨૫-૦-૦ |
| બજેટ સિસ્ટમ દાખલ કરી. | સુધરાઇ ઝાપા ખર્ચ | ૧૦,૯૫૦-૫-૧ |
| મહાલકારીઓને થોડા એલાવન્સ આપી બધી | આબકારી | ૪,૭૫૪-૬-૯ |
| દેખરેખ જાતે રાખવા હુકમ થયો. | ન્યાય | ૨૧,૩૫૪-૧૧-૨ |
| જન્મ ૪૬૩૬. મરણ ૨૫૬૦ | ધોરાજીફેક્ટરી (સ્થપાઇ ૧૮૭૧) | ૩૭,૨૯૦-૯-૬ |
| કેળવણી નિશાળ ૬૨. વિદ્યાર્થી ૩,૭૪૫. | તાર | ૭૫૫-૧૧-૦ |
| ખર્ચ ૧૭,૩૯૫-૭-૦ મી. આર બી. ડૅશ. | રેલ્વે | ૯૦,૩૪૨-૦-૦ |
| વુડના હાથ નીચે એક ડ્રૉઇંગ ક્લાસ ઉઘાડયો. | પરચુરણ | ૮૩,૦૯૫-૫-૪ |
| પાટવી કુમારશ્રીની ઉમર ૧૫ મહીના. | કુલ. | ૧૨.૩૦,૪૫૮-૨-૪ |
| તંદુરસ્તી સારી. | | |

| | |
|---|---|
| સરકારી વહીવટની શરૂઆતમાં કેશબેલેન્સ | ૧૯,૬૧,૬૪૩-૯-૬ |
| ૧૮૮૩ આખરે | ૧૦,૫૩,૦૮૮-૧૧-૮ |
| રેવન્યુ. (૧૮૮.) | ૧૧,૪૦,૧૧૬-૨-૪ |

| | | | |
|---|---|---|---|
| ખર્ચ સુધરાઇ લોકલ દરબાર | ૬૪,૧૩૯-૨-૯ | | |
| વહીવટ ખર્ચ (નોકરોનું) | ૧,૮૧,૨૫૧-૬-૮ | કૉલેજ ખર્ચ | ૩,૮૪૮-૩-૦ |
| જાહેર કામોમાં ફાળા | ૧૧,૬૫૨-૧૦-૦ | પ્રવાસનું „ | ૩૬,૯૪૦-૯-૧૧ |
| બાંધકામ | ૨,૫૭,૫૭૪-૧૫-૪ | *પાટવીના જન્મ ખર્ચ | ૧૦,૬૨૫-૧૦-૯ |
| ખંડણી | ૧,૧૦,૭૨૧-૦-૦ | શ્રીમંત „ | ૧૦,૪૫૦-૦-૪ |
| દરબાર ખર્ચ | ૨,૫૬,૫૭૬-૧૦-૯ | રાણીઓને ઉપાઇ | ૨૩,૪૦૦-૦-૦ |
| પરચુરણ | ૧,૩૨,૬૩૨-૪-૧૦ | વાકાનેર વાળાં બાની ઉત્તરક્રિયા | ૬,૯૨૭-૧૧-૪ |
| કુલ | ૧૦,૧૪,૫૮૮-૨-૪ | | |

*૧,૨૧,૩૭૦-૧૫-૯ રેલ્વે પાછળ

———:o:———

# યુવરાજ કુમારશ્રી ભગવત્‌સિંહજી

અને

# સરકારના સંયુક્ત કારભારનું સિંહાવલોકન.

બીજા રાજ્યોમાં દાખલ કરેલ ગોઠવણનીજ ઢબે ગોંડલમાં પણ સંયુક્ત કારભાર દાખલ કરવાનું સરકારે નક્કી કર્યું આ યોજનાનો અમલ ૧૬ સપ્ટેંબર ૧૮૭૮ના રોજ એટલે સંવત ૧૯૩૪માં થયો. મેજર સ્કૉટ અને મી. જયાશંકર લાલશંકર સંયુક્ત કારભારીઓ નીમાયા. સન ૧૮૮૨ ના મે મહીના સુધી ડિસેંબર ૧૮૮૦ થી ફેબ્રુઆરી ૧૮૮૧ અને ઓગસ્ટ ૧૮૮૧ થી જાન્યુઆરી ૧૮૮૨ સુધીની ટુંક મુદતો જતાં મેજર સ્કૉટ સંયુક્ત કારભારીના અધિકાર પર રહ્યા તેમની ગેરહાજરીના પહેલા ગાળા દરમ્યાન મેજર (તે સમયના કર્નલ) હેન્કૉક તેમજ બીજા ગાળા દરમ્યાન કર્નલ નટે તેમનો અધિકાર સંભાળ્યો હતો. એટલે ૧૮૮૧ ના ઓગસ્ટથી નવેંબર સુધી મેજર હેન્ડકૉક તેમજ તેજ સાલના નવેંબર થી વળતી સાલના જાન્યુઆરી સુધી કર્નલ નટ અધિકાર પર રહ્યા હતા.

સન ૧૮૮૨ ના જુન મહિનામાં કર્નલ સ્કૉટની જગ્યાએ કર્નલ નટ નીમાયા, અને વળતાં વર્ષના ફેબ્રુઆરીમાં તેની સાથે દેશી અધિકારીના સ્થાને ના. ભગવતસિંહજીને યોજવામાં આવ્યા, અને આજ વર્ષના ઓગસ્ટ મહિનામાં તે નામદારને સ્વતંત્ર રાજકારોભાર સુપ્રત કરવામાં આવ્યો.

૭ વર્ષ ઉપરાંત ચાલેલ સંયુક્ત કારભારનો ઇતિહાસ, અબાધિત પ્રગતિ અને આબાદીનોજ ઇતિહાસ છે. તેના શરૂઆતના વર્ષો દૈવનિર્મિત આપત્તિઓના વર્ષો હતા, અને તેના કંઇ મનુષ્યનો હાથ નહોતો. સન ૧૮૭૮ની સાલનો વરસાદ આગલા વર્ષમાં પડેલ વરસાદ જેટલો ઓછો હતો તટલોજ પ્રમાણમાં વધારે પડતો હતો એટલે આખા રાજ્યમાં તેની સરેરાસ ૮૮ ઇંચ ૪૭ દોકડા હતી, અને અગાઉના ૨૫ વર્ષો દરમ્યાન પડેલ વરસાદના પ્રમાણથી તે ત્રણ ગણો હતો આ અતિવૃષ્ટિએ પાર વગરનું નુકશાન કર્યું હતું ઘરો તેમજ મોટા મકાનો પણ મોટી સંખ્યામાં જમીનદોસ્ત થયા. સડકો ધોવાઇ ગઇ અને ધોરાજીની પાશ્ચમે ભાદર કાંઠાનો પ્રદેશ ઘણા દિવસો સુધી જળમય રહ્યો, એ છામાં પુરૂં ટોળાબંધ તીડોએ આવી વધારે પડતા ભેજથી બચેલ પાકનો નાશ કર્યો. હિંદુ માન્યતા પ્રમાણે કોઇ પણ દેશપર આવતી છ આપત્તિઓ જેવી કે— અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ, સુશક, તીડ, રોગ, અને બાહ્યઆક્રમણો, આમાની ત્રણ આપત્તિઓ આ રાજ્ય ઉપર એક પછી એક એમ આવી ગઇ હતી, છતા એ તે તેમાથી ઉગરી બહાર આવ્યું એ તેના નૈસર્ગિક સાધનોનેજ આભારી હતુ. આ વર્ષોમાં મહેસુલનું મોટું નુકશાન વેઠવા છતા રાજ્યે જાહેરબાંધકામોને લગતું કામ મક્કમપણે જારી રાખ્યું આમા મુખ્ય પોરબંદરને પ્રાંતના બીજા ભાગો સાથે જોડવાનો રેલ્વે માર્ગ વ્યવહારના સાધનો, સુપેડી પાસેનો ભાદર નદી ઉપરનો પુલ હતો. આથી એ વધારે અગત્યનું સાહસ ધોરાજીથી ઢસા સુધી રાજ્યને સ્વખર્ચે બંધાયેલ રેલ્વે હતી.

આ કાર્ય પછવાડે લગભગ ૩૦ લાખ જેટલી રકમ ખર્ચાઇ હતી. બધી રેલ્વે લાઇન ભાવનગર ગોંડલ રેલ્વે કહેવાતી. આની વ્યવસ્થા એક કમિટિની સલાહ પ્રમાણે એક મેનેજર કરતો. કમિટિમાં પોલીટીકલ એજન્ટ તેમજ બંને રાજ્યોના કારભારીઓ હતા. અને પોલિટિકલ એજન્ટ આ કમિટિમાં અધ્યક્ષ સ્થાને હતો. આ શાખા વ્યવહારને અંગે તારીખ ૧૮ જાન્યુઆરી ૧૮૮૧ માં ખુલ્લી મુકાઇ હતી અને તે વેળા બાળ ઠાકોર સાહેબ જેઓ તે વેળા રાજકુમાર કોલેજના વિદ્યાર્થી હતા તેમણે એક ટુંકું પ્રથમ વ્યાખ્યાન આપેલ હતું. જાહેર ઉપયોગનાં બીજાં કાર્યોમાં નિશાળોનાં મકાનો, બૅન્ડ સ્ટૅન્ડ, ટપાલ ઑફિસો વગેરે હતાં સન ૧૮૮૦ માં મુબાઇના ગવર્નર સર રિચર્ડ ટેમ્પલે કાઠિઆવાડમાં મુસાફરી કરી હતી. તેણે ગોંડલની મુલાકાત લેનાં અહીના તે સમયના મુખ્ય કારભારીએ તેને માનપૂર્વક સ્વાગત આપ્યું હતું. તેમણે બાળ ઠાકોર સાહેબનાં માતુશ્રીને વિધિપુરઃસર મુલાકાતનું માન આપ્યું હતું.

સન ૧૮૭૯ (સંવત ૧૯૩૫) માં ગોંડલ ભાયાત નવઘણજીનાં વિધવા કેસાબા ગુજરી ગયાં. તે નિર્વંશ ગુજરતાં તેમના ગરાસનો ગણોદ તેમજ તેની નીચેનાં ગામડાંઓનો અર્ધ ભાગ રાજ્યની સ્વાધીનતામાં આવ્યો. બીજી બાજુ ગોંડલ તેમજ કોટડા વચ્ચે અરડોઇ ગામ સંબધની તકરારનો નિવેડો કોટડાની તરફેણમાં આવ્યો અને તે તરતીમાં આવતું ગામડું ના. ઠા. સાહેબની બાલ્યાવસ્થામાં રાજ્યે ગુમાવ્યું.

સન ૧૮૮૨ ( સંવત ૧૯૩૮ ) માં ના. ઠાકોર સાહેબના જીવનને લગતો એક સૌથી અગત્યનો બનાવ બન્યો. આ વર્ષના એપ્રીલની ૪થી તારીખે તે ના. શ્રીનાં લગ્ન ચાર રાણીઓ સાથે થયાં. એક ના. ધરમપુરના મહારાણાનાં પુત્રી હતાં બીજાં ના. વાંકાનેરના રાજસાહેબનાં ભત્રીજી હતાં. ત્રીજાં તેમના મામા મીણાપુરવાળા કલ્યાણસિંહજીનાં કુંવરી હતાં. અને ચોથાં ચુડાના ઠાકોર સાહેબનાં કુંવરી હતાં. આ પ્રસંગ પૂરા ઠાઠથી ઉજવાયેલ અને તેને અંગે લગભગ અઢી લાખ રૂપિયાનું ખર્ચ કરવામાં આવ્યુ હતું. આ લગ્નોત્સવમાં ભાગ લેવા પ્રાંતના મુખ્ય રાજ્યોના પ્રતિનિધિઓ તેમજ માગણો અને આ જલસો જોવા આવનારાઓ મોટી સંખ્યામાં આવ્યા હતા.

આ પછીનાં વર્ષે ના. ઠાકોર સાહેબને ત્યાં ધરમપુરવાળાં રાણી સાહેબે પાટવી કુંવરને જન્મ આપ્યો આ હર્ષનો પ્રસંગ તા. ૮ જાન્યુઆરી ૧૮૮૩ના રોજ બન્યો. ના. કુમારશ્રીને ભોજરાજજી નામ અપાયું છતાં 'દાદા સાહેબ'ના ટુંકા અને સ્નેહાળ નામથી કુટુંબીઓ વગેરે બોલાવતા.

આ પછી નોંધવું જોઇએ કે સરકારની ઇચ્છાથી સન ૧૮૮૧ની ૧૭ મી તારીખે આખા ગોંડલ રાજ્યનું વસતિ પત્રક કરવામાં આવ્યુ. ગોંડળ રાજ્યની વસતિ ૧,૩૫,૬૪૯ થયેલ અને તેને ૧૮૭૨નાં વસતિ પત્રક સાથે સરખાવતાં ૧૫૬૮ માણસો ઓછાં થયાં હતાં. જેનું કારણ ૧૮૭૮ની સાલનું મોટું મરણ પ્રમાણ તેમજ અરડોઇ ગામ ગોંડળની હકુમતમાંથી નીકળી ગયું તે હતું.

ના. ઠાકોર સાહેબ ભગવતસિંહજીએ અઢારમે વર્ષે એટલે ૧૮૮૩ની શરૂઆતમાં રાજકુમાર કૉલેજ—કાઠિયાવાડના રાજકુમારોની અમર માતા—હંમેશ માટે છોડી. તેમની

આ વર્ષ ઉપરાનની કૉલેજની કારકિર્દી—તે ના. શ્રીના ઉદ્યમશીલ સ્વભાવ તેમજ બુદ્ધિમત્તાનો સારો પરિચય આપતી— એકજ સરખી ફતેહમંદ હતી કેટલાક વખતથી તે નામદારે કૉલેજના મુખ્ય વિદ્યાર્થીનું પદ પ્રાપ્ત કરી અત્યંત સહેલાઇથી તેને ટકાવ્યુ હતુ અને કૉલેજના વાર્ષિક ભાગના વિષયોએ ચાલાકી, ચિત્રકામ તેમજ અંગ્રેજી ભાષામાં પ્રવીણતાને લઇ એકથી વધારે ઈનામો પ્રતિ વર્ષ તે નામદારશ્રીએ લીધા હતા પોતાના સહાધ્યાયીઓથી તે અભ્યાસમા એટલા બધા આગળ પડતા થયેલ કે તેમના એકલાનોજ એક નવો વર્ગ ઉત્પન્ન થયો હતો હીંદી અમીર વર્ગના સભ્ય ઉપર અંગ્રેજી કેળવણીની અસર પરત્વે તે નામદારે એક નોંધવા યોગ્ય ઉદાહરણ પુરૂં પાડ્યુ હતુ પોતાને પ્રાપ્ત થયેલ કેળવણીને છેલ્લો ઓપ ચડાવવા માટે તે નામદારશ્રીએ પ્રવાસ કરવા નિશ્ચય કર્યો, અને ૨૭મી એપ્રીલે મેજર હેન્કોકની સમાળનીચે યુરોપની મુસાફરીએ જવા પ્રયાણ કર્યું. પોતાની સાથે તેમણે બહુજ થોડા માણસ લીધા તેમને જેમ બને તેમ ઓછા બોજા સાથે એક અંગ્રેજ ગૃહસ્થની માફક પ્રવાસ કરવાની ઇચ્છા હતી તેમણે ઈંગ્લંડ અને સ્કૉટલંડમા લગભગ ચાર મહીના ગાળ્યા અને સાથી નીકળી યુરોપખંડની ટુંક વખત માટે મુસાફરી કરી હતી, જે દરમ્યાન તે નામદારે પારીસ, બ્રુસેલ્સ, હામબર્ગ, લ્યુસન તેમજ સ્વિટઝર્લૅન્ડના અન્ય સ્થળો, મિલાન, વેનીસ, ફ્લૉરેન્સ, રોમ, નેપલ્સ અને બ્રિન્ડીસીની મુલાકાત લીધી હતી અને ૧૩ નવેમ્બર ૧૮૮૩મા હિંદ ખાતે પાછા ફર્યા હતા રાજકુમાર કૉલેજના શિક્ષકો પાસેથી પ્રાપ્ત કરેલ અંગ્રેજી ભાષાનુ સારૂં જ્ઞાન, પોતાના પ્રવાસ દરમ્યાન જે જે સારૂં જોયુ અને સાભળ્યુ તેનું રહસ્ય સમજવામા તે નામદારને બહુ ઉપયોગનુ થઇ પડેલ કૉલેજમા બનાવેલ ઉદ્યમશીલ રહેવાની આદતને લઇને તેઓ ત્યાના એક નામાંકિત વિદ્યાર્થી થયા હતા તેમના પ્રવાસ દરમ્યાન જુદા જુદા પ્રદેશોના દેખાવો જોવાનો આનંદ લેતા પડેના તે નામદારે તે તે પ્રદેશનો ત્યાગ કર્યો નહોતો તેમણે પોતાના ઈંગ્લાંડના પ્રવાસની નોંધ બહુજ સભાળપૂર્વક એક રોજનિશીની રૂપે કરેલ છે, અને તેને પુસ્તકાકારે પ્રસિદ્ધ કરેલ છે તેમની ટુંક તેમજ અંતર્ગત સુંદર અને સ્વતંત્ર ઉદ્દગારો માટે— હિંદી, અંગ્રેજી તેમજ યુરોપના વિદ્વાનોએ અને વર્તમાન પત્રોએ બહુ મજાની અને વિસ્તૃત નોંધો લીધી છે. સ્કૉટલેન્ડે તે નામદારશ્રી ઉપર ઘણીજ સારી છાપ પાડેલ છે, એ તેમણે આગળ ઉપર તેની બીજી વખત મુલાકાત લેવાનો સંકલ્પ ખુલ્લીરીતે જણાવી વ્યક્ત કરેલ આ સંકલ્પનો અમુક સમય પછી અમલ કરવામાં આવ્યો હતો હિંદમા રાજવંશીઓ માટે ગ્રંથકાર થવુ એ બહુજ અસામાન્ય છે, અને તે ના શ્રીના સાહિત્ય વિષયક સાહસને ખાતર તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે.

યુરોપના પ્રવાસથી પાછાફર્યા બાદ તુરતજ તે નામદાર પોતાના રાજ્યના કારભારના કાર્યમા પ્રવિષ્ટ થયા, અને કર્નલ નટ સાથે સયુક્ત કારભારી તરીકે જોડાયા તેમની પહેલાના દેશી અધિકારીને રાજ્યની તિજોરીનો ચાર્જ આપવામા આવ્યો આ વર્ષમા કર્નલ નટ સાહેબે એક મોટુ ખેતીવાડીને લગતુ પ્રદર્શન ગોંડળમા ભર્યું હતુ આના કાર્યોમા તેની બહુ સારી નજર પહોંચતી આ પ્રદર્શન સપૂર્ણરીતે ફતેહમદ થયેલ અને લગભગ વીસ થી પચીસ હજાર માણસોએ તેનો લાભ લીધેલ આ પ્રદેશ નનું સૌથી વધુ રસપૂર્ણ અ ાઢળને લગતી શર-

તે હતી, અને કેટલાંએક અંગ્રેજી હળો પણ આને અંગે દાખલ કરવામાં આવ્યાં હતાં; પરંતુ ખેડુતોએ ખેડાતાં દેશી હળોએ બધાંઓને પાછાં પાડી એમ પૂરવાર કરી આપ્યું કે સારાં કેળવાયેલ જાનવરથી જોડાએલ દેશી હળો વ્યાવહારિક અખ્યાસોમાં મહાત કરવાં સહેલાં નથી.

આ વર્ષો દરમ્યાન રાજ્યની હિંદુ અને મુસલમાન કોમો વચ્ચે ખટરાગ ચાલતો અને અરસ્પરસની અદેખાઇ તેમજ દુશ્મનાવટ સામાજીક પ્રગતિમાં બહુજ વિઘ્નરૂપ થઇ પડી હતી. કોમી એખલાસને પહેલો આઘાત સંવત ૧૯૨૩ માં લાગ્યો. ઠાકોર સાહેબશ્રી સગ્રામજી બાપુએ આગળ નહીં ભોગવાતા એવા કેટલાએક હકો દિવાન હરજીવનની સલાહથી ગોંડળના મુસલમાનોને આપ્યા. આ સારા ઉદ્દેશથી કરવામાં આવેલ પણ કલ્પનના ફેરફારોને લઇ હીંદુ કોમ ખળભળી ઉઠી અને બન્ને કોમો વચ્ચે પૂરૂં વૈમનસ્ય ઉત્પન્ન થયું. આ કોમી ખટરાગને સરકારી વહીવટ દરમ્યાન ધોરાજીના મુસલમાનોને ખોરાક અર્થે ગૌવધને છુટ અપાયાથી ઘણીજ પુષ્ટિ મળી. ના. ઠા. સાહેબની બાલ્યાવસ્થા દરમ્યાન ભરાયેલ આ પગલાંને હીંદુ કોમ જે રાજ્યની વસ્તિનો મોટો ભાગ હતી તેણે પોતાની ધાર્મિક ભાવના ઉપર અત્યાચાર જેવું ગણ્યું. સામાન્યરીતે કાઠિયાવાડના રાજ્યોમાં અને તેમાં એ હિંદુ રાજ્યોમાં આ એક ન બનવા જોગ બાબત મનાતી. કોમી ખટરાગનું ત્રીજું કારણ સંયુક્ત કારભારનાં છેલ્લાં વર્ષો દરમ્યાન મુસલમાન અધિકારીઓએ ભોગવેલ લાગવગ હતાં. એટલું મ્હેતું જોઇએ કે રાજ્યમાં મહાજન બુદ્ધિવાળાં અને માતબર માણસોનાં બનેલાં હતાં આ માણસો ધીકતો રોજગાર ચલાવતાં અને પૈસો અને વગને લઇ રાજ્યમાં ખાસ સ્થાન ભોગવતાં. કેટલાએક વખતથી તેમનો વ્યાપાર મંદ ચાલતો અને પરિણામે કેટલીએક પેઢીઓ બેસી જવા પામી હતી. આથી એમાંના કેટલાક માણસોને બીજા કોઇ સારા ધંધાને અભાવે રાજકારણમાં માથું મારી પોતાની શક્તિઓનો સંચય કરવા નૈસર્ગિક પ્રેરણા થતી. તેમનાં આ જાતનાં વળણને લઇ રાજ્યના કારભારમાં ઓછી મુશ્કેલીઓ ન નડતી. આનો સાચામાં સારો ઉપાય યોગ્ય મદદ આપી વ્યાપારને અંગે તેમનો રસ જાગૃત કરી તેમની શક્તિઓનો પ્રવાહ યોગ્ય માર્ગે વાળવો એ હતો. આ ઉપાયથી રાજ્યના વ્યાપારને આધાર મળે એટલુંજ નહિ પરંતુ સામાજીક સમતોલપણાને ઉંધુ વાળી સારા કારભારને અશક્યવત્ કરી મુકતો આ નાશકારક કોમી વેરભાવ પણ નાબુદ થાય.

સંયુક્ત કારભારીઓએ કેળવણીને મોટું ઉત્તેજન આપ્યું હતું ગુજરાતી– ઉર્દુ–રાત્રી-શાળાઓ અને કન્યાશાળાઓ તેમના સમય દરમ્યાન નવી ઉઘાડવામાં આવી હતી, અને કળા, વૈદ્યક અને સ્થાપત્યની સરકારી કૉલેજો તેમજ મદ્રાસનાં સૈદપેટ ફાર્મ અને પુનાના વેટર્નરી કલાસમાં અભ્યાસ કરતા ગોંડળના યુવકોને શિષ્યવૃત્તિઓ અપાતી હતી આ પ્રમાણે પ્રજા અને સત્તાધારીઓના અનેક રંગ સાથે સંયુક્ત કારભાર પૂર્ણ થયો અને સર્વ સત્તા ના. ઠાકોર સાહેબને સોંપાણી.

# પૂર્વખંડ-ઉલ્લાસ ૯ મો.

## ના. ભગવત્‌સિંહજીની પ્રવાસની નિત્યનોંધ.

ઇ સ ૧૮૮૩ ના એપ્રીલની ૧૬ મી તારીખથી ૧૩ મી નવેમ્બર ૧૮૮૩ સુધી ના ઠાકોર સાહેબે યુરોપનો પ્રવાસ કર્યો તે વખતે કરેલી નિત્યનોંધમા તેઓની સૂક્ષ્મબુદ્ધિ, પાશ્ચાત્ય આડંબરમા મુગ્ધ થયા વિના પ્રાચ્ય સાથેની તુલના પદ્ધતિ, વગેરે સબંધે પોતાના જે વિચારો દર્શાવ્યા છે એ મનનીય વિચારણીય અને એક આર્ય નૃપતિ સબંધે હિંદુ પ્રજાએ અભિમાન લેવા યોગ્ય છે આ પુસ્તકની યુરોપના અને હિંદના સખ્યાબંધ વર્તમાનપત્રો અને વિદ્વાનોએ મુક્ત કંઠે પ્રશંસા કરી છે

ના. ઠાકોર સાહેબ પોતાની નિત્યનોંધને પ્રસિદ્ધ કરતાં પ્રસ્તાવનામા લખે છે કે –

"જન સમાજની સમક્ષ એક પ્રથમ્રારના આડંબરથી આવવાની ઇચ્છાથી નહિ પરંતુ મારી રોજનીશીની હસ્તલિખિત પ્રત મુદ્રકના હાથમા મુકવા મને વારવાર કહેનાર મારા સખ્યાબંધ યુરોપીય અને દેશી મિત્રોની ઇચ્છાને સતોષવા ખાતરજ આ પૃષ્ઠો વાચક પાસ રજુ કરવામા આવે છે આ નિત્યનોધ રસની વાચકના કરતા અગત બાબતો સાથે વધુ સબધ ધરાવે છે અને તેમા સર્વ સાધારણને કઇ નવી માહેતી પુરી પાડવાનો ઢ્ભ નથી ત માત્ર તેના નામ પ્રમાણેજ મારી છ માસની ઉતાવળે આટોપાયેલ સફર દર ધ્યાન દિવસે દિવસે મે જોએલી વસ્તુઓની જુદાજુદા સ્થળોની ટુકી ચર્ચાઓ સાથેની ખુ ની નોધજ છે જેનો તેની યોગ્યતાના પ્રમાણમાજ સ્વીકાર થશે

મારા આ પ્રવાસના સાથી અને માર્ગ-દર્શક મિત્ર કર્નલ છ ૯ હેંકોક જેમના આનદી સ્વભાવ, કૌશલ્ય અને માયાએ મારા આનદમા અભિવૃદ્ધિ થયેલ તેમના પ્રતે મારી આભારની લાગણી આ સ્થાને દર્શાવવા માટે ભુલવુ ન જોઇએ

ગોંડલ. ડિસેમ્બર ૧૮૮૫      ભગવતસિંહજી.

---

# નિત્યનોંધ.

## ઇ. સ. ૧૮૯૩ ના એપ્રીલ થી નવેંબર.

### ૧૬ મી એપ્રીલ.

મેજર હેન્કોક સાથે સવારના સાડા છ બજ્યે મેં ગોંડળ છોડયું અને નવ બજ્યે, રાજકુમાર કૉલેજનાં મોટાં જુનાં નિવાસ-સ્થાનમાં પહોંચ્યો. કેટલાએક કુંવરો મને લેવા બહાર આવ્યા અને બહુજ માયાળુપણે મારો સત્કાર કર્યો. એવું બન્યું કે આ એક તહેવારનો દિવસ હતો, અને આથી મારા ઘણા ઘણા મિત્રોને હું મળી શક્યો. એક બજ્યે બધાએ મારી સાથે ખાણું લીધું અને આ પછી કેટલાએક કુમારોએ આર્શીવાદાત્મક ભાષણો કર્યાં. મારી સાથે ઘણાં વર્ષો સુધી રહેલ આ મિત્રોએ મારા પ્રત્યે બતાવેલ પ્રીતિ વડે મારૂં હૃદય દ્રવીભૂત થયું. તેમના પ્રીતિ ઉપર મારો આટલો મજબુત અધિકાર છે તે મને ત્યાં સુધી જ્ઞાન નહોતું. આ યુવાન મિત્રોનાં છટાદાર ભાષણોના મેં ટુંકમાં પ્રત્યુત્તર આપ્યો. સાંજના અમે ઘોડા ઉપર બહાર ગયા અને કેટલોક સમય કાનજી દેસાઇ સાથે ગાળ્યો.

### ૧૭ મી એપ્રિલ.

પ્રાત:કાળમાં મેં કર્નલ બાર્ટન અને તેમનાં બાનુની મુલાકાત લીધી. પછી બે એક કલાક મી. મેક્બી સાથે ગાળ્યા, મારાં માતુશ્રીની પ્રયાણની મુલાકાત લીધી અને મેજર હેન્કોક સાથે ચોટીલા જવા બપોરના સાડા ત્રણે રાજકોટ છોડયું અમે લગભગ સાંજરે ત્યા પહોંચ્યા, થોડું ફરવા ગયા, અને થાણાની મુલાકાત લીધી. પછી સુવાના સમય સુધી મેં કાગળો લખ્યા.

### ૧૮ મી એપ્રિલ.

સવારના ૭ વાગ્યે વઢવાણ જવા ચોટીલા છોડયું અને ત્યાં લગભગ નવ વાગ્યે પહોચ્યા. ચુડાના ઠાકોર સાહેબ સાથે મેં નાસ્તો લીધો અને સાંજના સવાચારે મુંબઇ જવા ઉપડ્યા રસ્તે અમને ઘણા મિત્રોનો મેળાપ થયો, અમદાવાદ સ્ટેશને મી. બીમન અને તેમના પત્ની, વડોદરા કર્નલ વાર્ડન તેમજ કૅપ્ટન સૅવર અને તેમનાં પત્ની અને સુરત સ્ટેશને ભાઇ ઉત્તમરામ જમીયતરામ, જગન્નાથ અને દાદાભાઇ અમને મળ્યા હતા. વલસાડ સ્ટેશને ધરમપુરના શ્રી બળદેવજી મને સન્માન આપવા બૅન્ડ સાથે આવ્યા અને ગાડીમાં સર્વને જાગૃત કર્યા.

### ૧૯ મી એપ્રિલ.

સવારના નવ બજ્યે અમે મુંબઇ પહોંચ્યા. અમારી લાંબી અને કંઇક કંટાળા ભરેલી મુસાફરી બાદ ત્યાં પહોંચતાં અમને હર્ષ થયો. જ્યાંએ ચિત્રોપમ દ્રશ્યોમાંથી પસાર થતાં આ કંટાળો ઘણે અંશે ઓછો થયો હતો અમદાવાદથી વલસાડ સુધીનો બધો ભાગ ઘણોજ સુંદર અને ચેતનાયુક્ત દેખાતો હતો. અમે જીવંત લીલોતરીના વિશાળ વિસ્તારમાંથી પસાર થતા હતા,

ગરણકે ગરમીની ઋતુ નજદીક લેવા છતા અમારી આસપાસનુ બધુ તાજુ અને લીનાસનાઠ દેખાતુ હતુ આ બધુ જ્હેરાગથી અમદાવાદ સુધીના સુકા અને ઉજ્જડ જેવા દેખાતા પ્રદેશથી દેખીતી રીતેજ ઉલટુ હતુ

વલસાડથી મુબઇ સુધીના પ્રદેશનો દેખાવ આ બન્નેના સુખ મિશ્રયુક્ત હતો નગ્તો લીધા પછી અમે ગાડીમા બેસી મુસાફરીની સામગ્રીને માપ આપના દુકાનોએ ગયા સાજના અમે ગાડીમા મનમાર હિલ ગયા અને અહી મને સમુદ્ર અને આખા મુબઇનુ પ્રથમ દર્શન થયુ આ બધુ ઘણુ જ ભવ્ય અને સુદર હતુ હિંદના પ્રથમ ગણાતા નગરનુ સન િદ્દશકે ચિન મારી દૃષ્ટિએ પ સુ અને મને વણુજ ગમ્યુ અમે મી કેમ્બન અને તેના પત્ની તેમજ કર્નલ હે કાક સા ગયા જે ટેકરી પર એક બ જ મજાના બગના-મા રહેતા હતા અને ત્યાથી સમુદ્ર દૃશ્યમાન થતો હતો

## ૨૦ મી એપ્રિલ

વહેલી સવાર અમે ગાડીમા બેસી મનમાર હિલ તરફ બનુએોના જીમખાનામા લૉન ટેનીસ રમના ગયા પછી કર્નલ હેનકોકને મળના ગયા તેણે અમને પોતાનુ કરેલુ કેટલુ એક તાજુ ચિ મામ બતા યુ પછી અમે બે તેનો સુદર દેખાવ આપતા એક બીજાજ માર્ગે ગાડીમા પાછા આવ્યા મેજર હે કોક શહેરને હવાની છુટનો વધુ સારો લાભ આ પના બધી નાળીએરીઓને કાપી નાખેન જેવા પોતાની ઇચ્છા બતાવી પરતુ મારી મા યતા પ્રમાણે તેથી દેખાવ બગડે અને ઉપરાન તેમના માલીકને બદલો આપના પડતા તે એ ખરચા કાર્ય થઇ પરે તેમ હતુ બપોરના અમે ગાડીમાં રસ્તે નવા સાર્વજનિક મ નેો અને િ સ ઓફ વે સના બાવના પાસે પસાર થઇ એપોલોબદર આ યા મજા નો સુદર છે સાજના અમે િ સનના સ ર્કસમા ગયા અને બહુજ ગમ્મત મેળવી એક મજનો ાળો ઘોડો બીજા બે સાથે ઉભા રાખેલ ઘોડાઓ ઉપરથી કુદી ગયો અને પછી કેમ્પલાએક સદૈદ ૮ડ ચોકખી રીતે ટપી ગયા આ પછી એક વિદુષકનુ ખચ્ચર આવ્યુ, જેના ઉપ કોઇ સ્વાર ન થઇ શકયા બાર્ની નામક ખચ્ચર પોતાના ધણીએ પોતાને ૮ન બધુ સમજતુ દખાતુ હતુ એ યુવતી ખુશિ પીર વાળા ઘોડા ઉપર બેસી કુડાળા મા ફરી અને કેટલીએ વખત તેણે ઠકા બધ ચડ ઉતર કરી તેમજ તે આશ્ચર્ય કારક રીતે એક કાગળના ચક્કરમાથી પસાર થઇ આ પછી એક કસરતબાજ માણસે આડા ત્રણ ઘોડાઓ ઉપર નમાઇ ભરી આગગળને લગતી કસરતને કરી આ કરામતો તે કાઇ પણ પ્રકારના શ્રમ વગર કરતો દેખાતો હતો આ પછી એક ઉડતો વિદુષક આ યો તેણે પોતાની કમરે એક પટો લગા યો હતો અને આ કમર બધને ફરતા દડ ઉપરની ગરગડીમાથી પસાર થતુ એક દોર વગગાડ ામા આ યુ હતુ સર્કસમા ઘોડા ઉપર ગોળ ફરતા આ તેની સાથજ ફરતુ હતુ વચ્ચે ઉમેદ માણસોએ તેને ખેંચના આ વિદુષક હવામા અદ્ધર ઉછળતો અને તેણે મશ્કરીયુક્ત કઇ કઇ પ્રકારના ચાળાઓ કરી અમને પેટ પકડીને હસા યા ચાર સુદર અરબી ઘોડાઓ આ પછી આ યા અને સર્કસના કુડાળામા નાચતા નાચતા ફરવા લાગ્યા પછી તેઓએ ટલીઓ ઠેકી અને પાછના પગો મે

દેખાતો હતો મારા ધારવા પ્રમાણે, તેમને ગીનળ રાખવા માટે તેમના પિંજરાઓની આસપાસની જમીન પર વખતો વખત પાણીના છટકાવની જરૂર હતી, અને તેમનાં પિંજરાઓ વધુ સારી સ્થિતિમાં રાખવાની જરૂર હતી બાગીચાનો પ્રાણી—વિષયક વિભાગ નિર્માલ્ય જેવો હતો અને તેના પર ઝટપટ ધ્યાન અપાતુ દેખાતુ નહોતુ સંગ્રહ પણ નજીવો અને પશ્ચિમ હિંદના પાટનગરને ન શોભે તેવો હતો ઇલાકાના તમામ ભાગોમાથી તે ભરતી કરવાની જરૂર હતી

## ૨૩ મી એપ્રિલ.

સવારના સાત વાગે અમે પ્રિન્સની ગોદી જોવા ગયા, અને તેના સુપરિન્ટેન્ડન્ટ કેપ્ટન હમ્મે પ્રેમપૂર્વક અમને બધુંએ બતાવ્યુ પ્રથમનો અમે ક્લિફ્ટન નામક આગબોટ ઉપર ગયા બે રાત્રીઓ અગાઉ આગબોટ ઉપર આગ લાગી હતી બોટનો મધ્ય ભાગ બધો બળી ગયો હતો દરીઆ ઉપર આવી આગ લાગવી એ બહુજ ત્રાસદાયક હોવુ જોઈએ અમે પછી ગોદી ઉપર બધે ફર્યા અને ઘણી મોટી મોટી આગબોટોમાથી, જળ વગથી ચાલતા ક્રેનોદ્વારા માલ ઉતારવામા આવતો જોયો આફ્રન આ બોટની બાજુ ઉપર ભા ગોઠવી શકાય છે અને તેનાથી મોટા વજનવાળો માલ પણ તદ્દન સહેલાઈથી ઉચકી શકાય છે એક ૧૦૦ ટન ઉચકવાની શક્તિવાળો ક્રેન, જળજોરાના તરાપની ૨૦ ટનના વજનવાળી એક સ્ટીમ બોટ ઉચકી રહ્યો હતો અને એક છીપની માફક ઉચકાઇ તે પાણી ઉપર મુકાઇ હતી ગોદીના દરવાજા ઉપરનો લોખંડનો પુલ વહાણોની આવજા માટે કોઈએ સ્પર્શ કર્યા વગર આપોઆપજ પોતાના મધ્યબિંદુ ઉપર ફરતો અમે જોયો આ કાર્ય સામ સામી દિશામાથી અપાતા જળવેગના દબાણની મદદથી થાય છે, પરંતુ પુલ તે જાણે જાદુથી ફરતો હોય નહિં ! તેવુ ભાન થતુ હતુ અમે અન્જીનવાળા ઓરડામા ગયા અને બધા સચાકામની અમને સમજ પાડવામા આવી મોટા મોટા ગોદામોમા દેખતી આવતી ઓછી મુશ્કેલીએ આટલો ઢગલાબંધ માલ ગોઠવાતો જોઇ અમને આશ્ચર્ય થયુ આ પદ્ધતિ દાખલ થયા પહેલા આવા મોટા દાગીનાઓ કેમ ફેરવાતા હશે એ સમજવુ મુશ્કેલ છે રેલ્વે ઠેક ગોદી સુધી લાવવામા આવેલ છે અને અહી બધી દરેક પ્રકારની સગવડ છે સાંજરે વિજળિક રોશનીનુ કાર્ય થતુ જોવાને અમે મેજર સ્ટ્રટ ને બંગલે ગયા અહી જુદાજુદા પ્રકારની સુંદર વિજળિક બત્તીઓ હતી અને તે દરેકમા બે વિજળિક તારો પસાર કરવામા આવ્યા હતા અને તેમને છેડે પ્લેટીનમ ના તારના એક નાનકડા ગાળાનુ જોડાણ કરવામા આવ્યુ હતુ આ ગાળા માથી વિજળિક પ્રવાહ પસાર થતા તે ગરમીને લઇ સફેદ થતો અને આથીજ તે ઘણો સુંદર પ્રકાશ મળતો હતો આ વિજળિક પ્રવાહ ગેસની માફકજ ચાલુ તેમજ બંધ થઇ શકતો તે બત્તીઓ પાણીની અંદર રાખવામા આવી હતી અને આથી તે નાની વિજળિક માછલીઓ જેવી દેખાતી એક બીજી ફુવારાની મધ્યમા ગોઠવવામા આવી હતી અને અહીં તે બહુ સુંદર દેખાતી અને આ રોશનીથી બહુજ આનંદાશ્ચર્ય થયુ કોઇક દિવસ મારા ગોંડળના નવા મહેલમા તે દાખલ કરવા મારી ઇચ્છા છે મેજર સ્ટ્રટ તેમજ તેમના

પછી બહુ માયાળુ હતા અહીં એક મોટી મંડળી એકત્ર થઈને અને કેટલીએક બાનુઓએ અમારી પાસે પિયાના સાથે ગાન કર્યું આ સાંજ મે બહુજ આનંદમા ગાળી અમારી મુલાકાત શિક્ષણપ્રદ નીવડી કારણ કે તેણે મહાન વસ્તુઓની શરૂઆત હમેશા નાની હોય છે એ બિના મારા મન ઉપર ઠસવી અમારી કૉલેજની પ્રયોગશાળામા, મેં જોયેલા નાના વિજ્ઞાનિક પ્રયોગો અહીં ઘણાજ વ્યાવહારિક અને ઉપયોગી પરિણામો પામેલા થતા જોવામા આવ્યા આ વૈજ્ઞાનિક શોધ-ખોળના દિવસોમા ઉદ્યોગ અને ખંત શું શું કરી શકતા નથી!

## ૨૪ મી એપ્રીલ.

નાસ્તો લીધા બાદ અમે ગાડીમા લૉન-ટેનીસ રમતા બાનુઓને ક્લબખાને ગયા એક વાગે વકીલોના સ્ટુડિયોએ ફોટોગ્રાફ પડાવા ગયો મારા ખ્યાલ પ્રમાણે ચિત્રો ફત્તેહમંદ નિવડ્યા અને મારા મિત્રો અને આપ્તજનો તે જોઈ રાજી થશે સાંજે અમે ગાડીમા એપોલો બંદર ગયા આ સ્થાન આનંદજનક અને શીતળ હતુ અને ઘણા માણસોને દરીઆઈ હવા લેવા આવતા અમે જોયા

## ૨૫ મી એપ્રિલ.

સવારે અમે ક્રાફર્ડ માર્કેટની મુલાકાત લીધી અને ઘડિઆળનો ટાવર ચડ્યા અહીંથી મુંબાઈનું સામાન્ય દૃશ્ય મનોહર દેખાતુ હતુ મારી માન્યતા પ્રમાણે આખા જગના સૌથી વધારે સૌંદર્યયુક્ત તેમજ વિશાળ દેખાવ માટે આ એક ઘણુ સગવડતાવાળુ મધ્ય સ્થળ હતુ આ સ્થળની આસપાસ ફિજળા અને રંગોની વિવિધતાવાળા જુદા જુદા પોષાકોથી વિભૂષિત મેદની અત્યંત મોહક લાગતી હતી બજારમા ઘણીએ એવી વસ્તુઓ હતી કે જે પ્રથમ મે જોઈ ન હોતી કોઈપણ મનુષ્ય કંઈપણ વસ્તુ અહીંથી ખરીદી શકતો હતો ફૂલ ફળ અને શાકભાજી પોતપોતાના નિયમ પ્રમાણે સુંદરતાથી ગોઠવાયેલ હતા અને બધુંય બજાર મજાનુ અને વ્યવસ્થિત દેખાતુ હતુ એ વાગે અમે ટંકશાળ જોવા ગયા મેં મુંબઈમા જોએલી આ સૌથી વધારે રસપૂર્ણ વસ્તુ હતી પહેલા તો અમે જોખ કરવાનો ઓરડો જોયો મણબંધ ધાતુ ઘણી જ ચોકસાઈથી જોખવાને અહીં મોટા કાંટાઓ નાખવામા આવ્યા હતા એક માગનના કુમાશ વજન પણ કાંટાને નમાવી દેતુ હતુ પછી અમે સોનુ ચાંદી ગાળવાનો ઓરડો જોયો ત્યાર પછી અમે ગાળવાના ઓરડામા ગયા અહીં ધાતુ રસાયા બાદ તેના જોઈતી જાડાઈના સળીઆઓ ઢાળવામા આવતા હતા આ પછી આ સળીઆઓ બરોબર રૂપીઆની જાડાઈના થાય ત્યા સુધી હારબંધ રોલરોની વચ્ચેથી પસાર કરવામા આવતા જોયા પછી અમે છિદ્ર પાડવાના અને કાપવાના સાચા કામવાળો ઓરડો જોયો અહિ રૂપીયા કપાઈ છુટા પડે છે અહીંથી અમે માપ કરવાના ઓરડામા ગયા, અહીં દરેક રૂપીઓ પોતાની મેળેજ ચાલતા યંત્ર દ્વારા જોખાય છે એક ખુબીદાર કરામત વડે વત્તા ઓછા વજનવાળા રૂપીઆઓ એક યંત્રમા મુકાવામા આવે છે અને તેમના પર બિબાની સંપૂર્ણ છાપ પડે એટલા માટે તેની કોર તેમા સહેજ ઉપર આવે છે. આ યંત્રમાથી રૂપીઆ ઘણી જ ઝડપથી પસા થાય છે મારા ખ્યાલ પ્રમાણે

૬૭ મિનિટે મે રૂપીઆ નીકળતા હશે. મેજર હેન્કોક કહે છે કે "મારો પગાર પણ આજ પ્રમાણે મળે તે. કેવુ સારૂં !" રૂપીઆઓને પછી એક ભઠ્ઠીમા ગરમી અપાયા પછી મોરથુથુના પાણીમા નખાય ને અને તેમનો રગ સફેદ થાય છે, પછી તેમને જોઇતી છાપ પાડવાને બીબા નીચે મુકવામા આવે છે છાપ આપનાનુ યત્ર ઘણુજ મજબુત હોય છે બીબાઓ ઘણી વખત ભાગી જાય છે અને તેટલા સારૂ વધારાના બીબા રાખવામા આવે છે આ બીબાઓ ગુળ પોલાદના બીબા ઉપરથી ભારે દબાણ તળે બનાવવામા આવે છે વત્તા વજનવાળા રૂપીઆ એક બીજા યંત્રમા મુકાય છે અને તેમને સહેજ કાનસ મારવામા આવે છે બધી વ્યવસ્થા સુદર છે અને તેઓ સહેલાઇથી દિવસના એક લાખ રૂપીઆ કાઢી શકે છે મારે અહીં કર્નલ વ્હાઇટન ન ભુલવા જોઇએ. તેમણે અમને બધી વિવિઓ જ્યાની રાહે બતાવી હતી અહીં કામની વહેચણીની કેટલી બારીકાઇથી કદર કરવામા આવે છે તે હુ માનપૂર્વક જોઇ શક્યો. કેટલુક સચાકામ એટલી કુશળતાથી બનાવવામા આવ્યુ હતુ કે આ સચાઓથી નીકળતુ કામ મનુષ્ય એકલે હાથે અને આવુ મજાનુ કોઇપણ મહેનતે ભાગ્યેજ કરી શકે, છતાએ પોતાની મેળે રૂપીઆના જોખનુ કાર્ય કરતાં યત્રમા કઇક સુધારાને અવકાશ છે તેમા માત્ર એક સાધારણ શક્તિવાળો મજુર કરી શકે તેનાથી એ વધુ ધીમુ થાય છે અમે પછી "ટાઇમ્સ ઓફ ઇન્ડીયા" નુ છાપખાનુ જોવા ગયા તેમા જુદી જુદી ઢબના કેટલાએક છાપવાના યત્રો હતા આને સમજવા માટે નજરે જોનાજ જોઇએ આમા મુખ્યત્વે કરીને બીબાઓને શાહી લગાડવા માટે રોલરોનો તેમજ તેમના ઉપર કાગળ લગાડવાની ગોઠવણીનો સમાવેશ થતો હતો આકવાના યત્રો ઘણાજ સ્વચ્છ હતા આ છાપખાનુ વરાળની સહાયતાથી ચલાવવામા આવે છે અને તેમા દરેક પ્રકારની સુદર છપાઇ સહ બધી જાતનું છુટુ કામકાજ કરવામા આવે છે પોતાને જોઇના બીબા અહીંજ બનાવવામા આવે છે અને બધી વ્યવસ્થા મોટુ સાહસ પુરવાર કરે છે છાપખાનુ એ એક મહાન બક્ષિસ સમુ છે અને તેના પ્રથમ શોધનાર મહાન પુરૂષ ને ધન્ય છે! જો મારે એક સાધારણ કદના સસ્કૃત લખાણની નકલ કરાવવી હોય તો ગોકળમા લહીઓ એક નકલ માટે પાચ થી ૧૦ રૂપીઆ લે જો એજ લખાણ હુ એક હુશીઆર છાપનારાના હાથમા મુકુ તો મજુજ થોડા વખતમા મને કેટલીએ નકલો કાઢી આપશે અને દરેક નકલનુ ખર્ચ ભાગ્યેજ આઠ આનાથી વધુ થશે આથી છાપખાન એ એક કુતેહલ સાહસનો ચમત્કાર છે સાજરે અમે ગવર્નમેન્ટ હાઉસ અને મલબાર પોઇન્ટ ઉપરનું તોપખાનુ જોવા ગાડીમા નીકળ્યા અહીં બધુ લીલાગ અને સખ્ખર હતુ અને દેખાવો સૌદર્યયુક્ત હતા ગતના અમે એક નવી નાટક જોવા ગયા, પણ તે જોઇએ તેવુ સારૂ નહોતુ

## ૨૯ મી એપ્રિલ.

નાસ્તા પછી અમે હોટલના ટેનીસકોર્ટ ઉપર લાનટેનીસ રમ્યા પછી મે પત્રો લખ્યા સાજરે અમે ગાડીમા બેસી મરા ફ્રાગોઆફના પુત્ર જોવા કોરમા આવ્યા, અને પછી બેંડ સાભળવા એપોલો બદર ઉપર ગયા દેશી સ્ત્રીઓ અને ગૃહસ્થો અહીં એકત્ર

થતા લાગે છે એટલે બૅન્ડ અમુક અંતરે કોઈ હેતી ગયેલો વગાડે તો મારા ખ્યાલ પ્રમાણે કંઈ ખોટું નહોતું. ગોકળમાં તાલીમ પામેલ ગોવાનીઝ લોકોનું એક બૅન્ડ રાખવા ઇચ્છા છે, જે ત્યાંને અમુક દિવસોએ અંગ્રેજી નેમજ તેમના કાનને વધુ પરિચિત હેતી સંગીત સભાની આનંદ આપશે

## ૨૭ મો એપ્રીલ.

સવારમાં અમે બાનુઓને જીમખાને લૉન-ટેનીસ રમવા ગયા. ત્રણ વાગે અમે "કેથે" નામક આગબોટમાં બેઠા, મુંબઈની આ મુલાકાતે મને બહુજ આનંદ આપ્યો હતો. દુનિયા ઉપરના મોટામાં મોટા વ્યાપારના મથકોમાંનું તે એક છે તેના મકાનોની ભવ્યતા તેની ગોદીઓમાં ચાલી રહેલ કામકાજ અને તેના વતનીઓનો વેપારીશાહી દેખાવ મૂક-પણે તેની આબાદ સ્થાનની સાક્ષી આપી રહ્યા છે, તે પોતે એક મહાન સાર્વદેશિક-પ્રદેશ ન જેવું છે કારણ મારી માન્યતા પ્રમાણે પૃથ્વીના બધા ભાગોના માણસો આપણે અહીં જોઈ શકીએ છીએ મુંબઈમાં રોકાણ અનુગમની બાબત મને એ લાગી કે તેની ખુલી ગટરોમાંથી એક ખાસ પ્રકારની દુર્ગંધ આવતી હતી હું નથી ધારતો કે મારી ઘ્રાણેન્દ્રીયના તંતુઓમાં બીજાઓ કરતા કંઈ વધુ શીઘ્ર-ગ્રાહકતા હોય પરંતુ આ નાની ખામી-જે અનિવાર્ય નહી હોવા છતાએ મારે અત્યારે તેને મિત્રભાવે છેલ્લું નમન કરવું જોઈએ. અને અહીં પુનરાગમન કરવા, હું આનંદ અને આતુરતા પૂર્વક આશાવંત રહીશ લંગર ઉપડતા અને આગબોટ ગતિમાન થતા મને લાગ્યા વગર ન રહ્યું કે દરેક ગતિની સાથે "મધ્યના દૂર થતા જતા કિનારાઓ પ્રીતિ અને મમતાની લંબાતી જતી સાંકળ ઘસડી રહ્યા હતા" કારણ જોકે યુરોપને જોવો એ એક મારા જીવનનું સ્વપ્ન હતું અને આ મુસાફરી મારી પોતાનીજ ઇચ્છાએ થતી હતી છતાં પણ મારો સ્વદેશ- જેની સાથે મારૂં હૃદય મમતાપૂર્વક સંધાયેલું છે. તેનાથી ગમે તેટલા ટુંક સમય માટે પણ જુદા પડવું એ મારે માટે અતિ દુઃખદ હતું જેમ જેમ અમે આગળ જવા લાગ્યા તેમ તેમ મુંબઈના કિનારા ઉપરના સુંદર મકાનો અદૃશ્ય થવા લાગ્યા અને જળરાશીની સપાટી જે મેં નકશામાંજ જોએલી હતી તેની મધ્યે આવી લાગ્યા. સમુદ્રનો અમારો આ પ્રથમ અનુભવ હતો તે આ સફર મને અનુકુળ થશે કે નહિ તે સંબંધે મને કંઈક ધાસ્તી હતી સુભાગ્યે મારી આ બીક પાયા વગરની નીવડી કારણ, જ્યારે મારી સાથેના ઉતારૂઓ ચક્કરી અને દરીઆઈ-બિમારીને નામે ઓળખાતા દરદથી પીડાતા હતા ત્યારે હું ચો તરફ ચાલી રહેલું મોજાઓનું નૃત્ય નિહાળવાનો આનંદ લુંટી રહ્યો હતો. જળની વિસ્તીર્ણ અને માર્ગના કોઈપણ નિશાન વગરની સપાટી ઉપર નાવિકો કેવી રીતે પોતાના માર્ગે જાય છે તે જોતા આશ્ચર્ય થયું હતું તે એક ગતિમાન દ્વીપ અથવા એક નગના ગામડા જેવી દેખાતી હતી કારણ, અમે જમીનથી દૂર અને દૂર જતા હોવા છતાએ અમે ભૂમિ ઉપરના જીવનના સઘળા સુખ-સાધનો અને સગવડતાઓ ભોગવતા હતા ! આથી અમારી સફર બહુજ આનંદપ્રદ નીવડી નહિતર તે એકરંગી અને કંટાળા ભરેલ થઈ પડત કપ્તાન અને તેના માણસો પહેલા વર્ગના ઉતારૂની જરૂરીઆતો પુરી પાડવા બહુજ કાળજી રાખતા

દનાં આગબોટ ઉપરનો દરેક અધિકાર કે નોકર કોઈ બીજાનાં કામમાં માથું નહીં મારતાં પોતાનું નિયત-કાર્ય ઘડિયાળનાં સંચાકામની નિયમિતતાથી કર્યે જતો હતો. નાવિકોમાં ચાલતી વ્યવસ્થા મને બહુજ વખાણવા જોગ લાગે છે.

૩ છ મે.

મુંબાઈથી શાન્ત અને કાંઈ અવનવા બનાવોથી રહિત (એક સાંજરે ભોજનગૃહમાં થયેલ આગનું છમકલું બાદ કરતા) પ્રવાસને અન્તે મે મહિનાની ૩ છ તારીખે સવારના ૮ વાગે અમે એડન પહોંચ્યા. તે દૂરથીજ દૃષ્ટિગોચર થતાં અમારામાંના ઘણાખરાને મોટી આશાએસ મળી કારણ આનંદ-પ્રદ પ્રવાસ મોજ અને સુખચેનનાં આગબોટ ઉપર પુરાં પાડવામાં આવતાં સાધનો છતાં પણ અમે કોઈ કોઈ વખત બોટની સાંકડી દિવાલોમાં કેદ થયેલા, અમુક અંશે કેદીઓ જેવા હોવાનું અમને ભાન થતું. વ્યાયામની હમેશની આદતો વાળાઓને આમ કેદમાં ગોંધાવું એ ઓછી પીડા ન હોતી. એન્જીનના એક સરખા અવાજમાં અલ્પ સમયનો પણ વિરામ અને ચોતરફ એકજ જાતના અને વિવિધતા વગરના દેખાવમાં ટુંક સમયનો પણ વિક્ષેપ આનંદપૂર્વક, સત્કારવામાં આવ્યો. આગબોટને દીવાદાંડી વાળાં વહાણની બહાર લંગારવામાં આવી અને બપોરે તે ઉપાડવામાં આવી એટલે અમને ઘન-પૃથ્વી- પર પગ મુકી, ગાડીમાં એડનની લશ્કરી-છાવણી વચ્ચે થઈને જતાં રસ્તાની નજીકનાં સાર્વજનિક મકાનો અને ટાંકાઓ જોવા જવાનો પુરતો સમય મળ્યો. આ ટાંકાંઓ અદ્ભુત છે. આમાં પર્વત-શ્રેણીમાંથી આવતા એક ખડકના પેટાળમાં મોટા હારબંધ ખાડાઓનો સમાવેશ થતો હતો. ખડકનાં પાણી ગળે તેવા છિદ્રોવાળા ભાગ ઉપર કડિયા કામ કરવામાં આવ્યું હતું. આમાંના કેટલાક ૪૦ થી ૫૦ ફુટ ઉંડા અને પાણીનો મોટો જથ્થો સમાવી શકે તેવા હતા. એડનમાં વરસાદ ક્વચિતજ પડે છે, પરંતુ ૪-૫ ઇંચ વરસાદ પણ આ ટાંકાંઓને ભરી દેવા પુરતો છે. મને કહેવામાં આવેલ કે ૧૩ વર્ષ ઉપર પડેલા ૭ ઇંચ વરસાદને લઈને આખું શહેર જળમય થઈ ગયેલ અને તેને મોટું નુકશાન પહોંચેલ. મુખ્ય રસ્તા ઉપરથી મળતું એડનનું પ્રથમ દૃશ્ય ઘણુંજ આકર્ષક છે. સપાટ છાપરાંવાળાં સફેદ મકાનો હંગાં અને વિચિત્ર લાગે છે પરંતુ આ સ્થાન સમુદ્રની સમીપ હોવા છતાં એ વસ્તુતઃ અતિ ઉષ્ણ છે ડુંગરો વેરાન જેવા છે. જો ઝાડપાનનું ઢાંકણ હોય તો એડન ઘણુંજ સુંદર દેખાય રસ્તા ઉપર સૂર્યના પ્રકાશમાં કોઈપણ પ્રકારના આચ્છાદન વગરના ઉન જેવા વાળ વાળાં માથાંઓ વાળા સોમાલી લોકોનાં ટોળાઓ જોતાં મને બહુ રમુજ પડી. સૂર્યના પ્રખર તાપથી રક્ષણ આપવા માટે કુદરતે તેમની ખોપરીઓ સામાન્ય જનતાની ખોપરીઓ કરતાં વધુ જાડી બનાવેલ છે અરબસ્તાનના મધ્ય પ્રદેશમાંથી ખપની વસ્તુઓ લાવતી ઉંટની પંક્તિઓ પણ અહીં હતી. અરબ લોકો તેમની પીઠ પર કાઠાં નહીં રાખતાં તેમની ખુલ્લી પીઠ પર સવારી કરે છે અને ઉંટની ડોક પર પગ ટેકવે છે, તેમજ તેમના ઉપર તદ્દન સ્વસ્થ દેખાય છે. અમે એડનનાં ઘેટાંઓનું એક ટોળું જોયું. બકરી પુંછડી અને દાઢીતળે એક પ્રકારની કોથળીવાળા આ બહુ અજાયબ જેવાં દેખાતાં પ્રાણીઓ છે. અમે પછી છેલ્લા તાર-સમાચાર વાંચવા કાવસજીના વાચન-ગૃહમાં ગયા. હિંદ સબંધે કંઈ અગત્યના સમાચાર ન હોતા એડન એક વ્યાપારનું

મથક છે અને મુબાઇના ગવર્નરના અમલ તજે હોઇ કેટલાએક પારસી તેમજ મુખ્ય વે કરીને કાઠિયાવાડમાંથી આવેલ હિંદુ સાહસ ખેડનારાઓ પોતાનુ ભાગ્ય અજમાવવા અહીં આવેલ છે *

## ૭ મા મે.

સવારના નવ વાગ્યે અમે સુવેજ પહોચ્યા લાલ સમદ્રમા આગળ વધતા અમને અતિશય ગરમી જણાઇ હતી (લાલ સમુદ્ર એ ભ્રાન્તિ નાખનારૂ એક અસગત નામ છે કારણ આ સમુદ્રનુ જળ આકાસના જેવાજ આસમાની રંગનું હતુ) ૧૪૦૦ માઇલના લાંબા પ્રવાસ દરમ્યાન કોઇ પણ રસવાળી વસ્તુ અમારી દષ્ટિએ પડી નહિં માત્ર વેરાન ખડકો કોઇ વખત આ કાંઠા તરફ તેમજ કોઇ વખત બીજા કાંઠા તરફ દેખાતા અને અમુક વખત હવામા ટની અને મોજાઓ ઉપર ચળકાટ મારતી ઉડતી માછલીઓનો સમુહ નજરે આવતો સ્વેજના અખાતમાં હવામા મોટો ફેરફાર ગયો અને સારપણે હવા એકદમ ટાઢી લાગવા માંડી જો સમય મળ્યો હોત તો ... પ્રાચીનના અને મહાન ઐતિહાસિક વિખ્યાતીવાળી પીરામિડોની મે વખાજ હદ સાથે એક ઉતાવળી સફર કરી હોત!

## ૮ મી મે

અમે બહુજ વહેલા સુવેજની નહેરમા પ્રવેશ કર્યો, અને ઇસ્માલીઆ પાસેથી લગભગ બે મઝે પસાર થયા રાત્રી દરમ્યાન ગ્રાગબોટ નહેરમાજ નાંગરવામા આવે છે આ એક આધુનિક સ્થાપત્ય કળાનું સર્વથી મહાન સ્મરણ ચિન્હ છે પ્રાચીન કાળથીજ આ સાંકડા જમીનના કટકામાંથી નહેર કાઢવા અનેક પ્રયત્નો થયા હતા પરતુ નિષ્ફળતા મળી હતી આ મહાભારત કાર્ય સંપૂર્ણ કરવાનુ મહદ ભાગ્ય બેરન ડે-લેસેપ્સને પ્રાપ્ત થવાનુ હતુ તેણે તેની યોજના ઘડી તો ફ્રેંચહમદીથી પાર પાડી અખિલ ભાગ્યશાળી જગતની પ્રશસા અને કતજ્ઞતા સપાદન કરી તેણે હિંદ તરફનો ગલમાર્ગ ખોલ્યો અને તે સામાન્ય વ્યાપારને મોટુ ઉત્તેજન મળવા સાધનભૂત થયો પરતુ મારે કહેવુ જોઇએ કે હજુએ તેની સુધારણા માટે ઘણોજ અવકાશ છે હમેશાં પડ્યા કરતી રેતીને કાઢવા વરાળ વડે ચાલતાં ગાળ કાઢનાર યંત્રોને કાયમ ઉપયોગમા લેવા જરૂરના છે માર્ગ અતિશય કટાળા ભર્યો છે અને આગબોટ ગોકળ ગાયની ગતિએજ ચાલે છે મારે કહેવુ જોઇએ કે હવાની ઉષ્ણતા, ત્રાસ દાયક અને અસહ્ય છે બધુએ સુકકુ અને નીરસ હતું આ મેં પ્રથમ જાણ્યુ હોત તો, ખચીત મારા સાથેના ઉતારૂઓમાના ઘણાની માફક બ્રિંડિસી થઇને મારા પ્રવાસને જારી રાખવાનુ મે વધુ પસંદ કર્યું હોત મારા પ્રવાસના આ સાથીઓની પીછાન થતા મને આનદ થયો અને છુટા પડતા દુખની અને પાછળથી દુખ અને ઇર્ષામિશ્રિત લાગણી થઇ હતી કારણ મને ત્રાસદાયક રીતે કંટાળો આપનાર આ નહેરની મુસાફરી તેમણે છોડી દેતાં મને ખરેખર તેમના ભાગ્યની ઇર્ષા થઇ મને આશા છે કે કોઇ પોતાની શોધક-બુદ્ધિને ઉપયોગમા લઇ પ્રવાસીઓને આ માર્ગ વધુ આનદદાયક અને રૂચિકર થાય એવી કોઇપણ યોજના ઘડશે વળતી વહેલી સવારે અમે પોર્ટ સૈઇદ પહોચ્યા

## ૯ મી મે.

હું મેજર હેન્કોક તેમજ બીજા કેટલાએક ઉતારૂઓ સાથે પૉર્ટ સઇદના કિનારા ઉપર ગયા અમે કેટલીએક દુકાનોની મુલાકાત લીધી પરંતુ મે માલ મારા આ ગમમા મુકવા માટે નહિ ના જુદા જુદા ભાગોના કેટલાએક છાયાચિત્રો ખર્ચ્યા અમે જાહેર બગીચો તેમજ એકાદ બે ઉપહાર ગૃહોની પણ મુલાકાત લીધી આ ઉપહાર-ગૃહોમા નાટયના પ્રયોગો પણ કરવામા આવે છે અમે શહેરની શેરીઓમા જુદા જુદા પ્રકારના અજાણ્યા માણસો ફ્રેંચ રશિયન અને તુર્ક લોકો ઉપરાંત ઘણા ગ્રીક તેમજ મિસર વાસીઓ જોયા આ અમને જુદી જુદી પ્રજાના મેળાપ-સ્થાન જેવુ લાગ્યુ છતાએ શહેર અમને ગંદુ તેમજ સુનકાર જેવુ ભાસ્યુ અને તેના દેખાવે મારા મન ઉપર જરાએ સારી છાપ પાડી નહિ અમારી આગબોટે બંદર છોડતા હુ ખુશી થયો

## ૧૦ મી મે

અમે માગ સાંજના સાતેક વાગે પહોચ્યા તે એક ઘણીજ સુંદર ગોદી છે અમે પ્રવાસના સાથીઓની એક મોટી મંડળી સાથે એ દમ કિનારે પહોચ્યા પ્રથમ તો અમે ગાડીમા કિ ને ધીની વચ્ચે થઈ ટપાલ ઓફીસ તરફ ગયા પહેલીજ વખત પાર્વત્ય-નગરથી કંઇ જુદો પડતો ભાસ મન મા ટા જોતા થયો શેરીઓ બેશક ચ ણવાળી અને સાકડી છે છતા ફરસબંધી વાળી છે અને એકદમ સ્વચ્છ રખાય છે અમે મુખ્ય દુકાનોની મુલાકાત લીધી અને મા ના ઝવેરાતના ઢ દાગીનાના કેટલાએક સરસમા સરસ નમુનાઓ જોયા જે ઘણાજ સુંદર અને નાજુક હતા અને કિંમતમા થતા અમને અમે મળતા હતા ઘણા ઘણા આભૂષણો પ્રવાળાના બનાવવામા આવ્યા હતા પણ મને તે બ પસંદ પડ્યા નહિ ભાડતી ગાડીઓમા જોડાતા ઘોડા મે મુંબાઇ તેમજ નગરના થાનોએ જે ન ઘોડાઓ કરતા ઘણા સારા હતા પરંતુ દેખાવડા નહોતા ૮ વાગે અમે નાટ્ય ગૃહમા ગયા અને ટ્રેવીએટા નામક એક કૃતિ સાભળી નાટ્ય ગૃહ એક વણુજ સુંદર મકાન છે અને તને સુંદર રીત શૃંગારસામા આવેલ છે મને સગીત ગમ્યુ જો કે હુ ત સમજી શક્યા નહોતા અને ગાયકોનો પોષાક પણ મારા ખ્યાલ પ્રમાણે સુંદર હતા આ પ્રયોગ પૂર્ણ થતા પહેલા ૮ અમારે આગબોટ પકડવા ઉતાવળે જવું પડયુ આ દ્વીપ બ્રિટિશ નો સૈન્યનુ એક મથક છે અને તે સન ૧૮૦૦ ની અગ્રેજોના કબજામા છે ભૂમધ્ય સમુદ્રની મધ્યમાજ તેનુ સ્થાન હઇ વ્યાપાર અને યુદ્ધ બ તે પ્રસગે ન સૌથી વધુ અગત્યનુ થઇ પડે છે હુ દિલગીર છુ કે બંદરમા થવાથી તેના કર્નો કિલ્લાઓ બજારો તેમજ બીજા કેટલાએ જોવા જોગ સ્થાનો જેને માટે આ શહેર પ્રખ્યાત છે—તે ન જોઇ શકો મધ્ય રાત્રી પછી તુરતજ અમારી આગબોટ રવાના થઇ

## ૧૬ મી મે.

અમે સવારના દસ વાગે જીબ્રાલ્ટર પહોચ્યા આ ગોદીની બરોબર અંદ ના ભાગમાજ લગર નખાયુ તુતક ઉપરથી દેખાવ બહુજ ભવ્ય લાગતો હતો અને કિ નો

ભૂમધ્યના દ્વારને રક્ષનાને તેમજ તેના અભેદ્ય સ્થાન ઉપર આવતા દુશ્મનના હલ્લાને તિરસ્કાર પૂર્વક હમી કાઢનાને જાણે કેમ એક ગજાવર રાક્ષસને ક્ષણ નકકી મુકવામા ન આવેલ હોય ! એવો દેખાતો હતો પ્રાચીન ઇતિહાસમા આ ખડકને હરક્યુલીસનો સ્થભ તેની રીતે કહેવામા આવેલ છે એની ખાત્રી માટે મને કોઇપણ સાબીતીની જરૂર રહી નહીં અમે બનતી ત્વરાએ કિનારે ગયા અને એક દમ બજાર જોવા ગયા તે ન ુ પુરના સમાસનાગ અને સુ રીતે વ્યવસ્થિત હતુ અહીં મે વણા નવી જાતના ફળો તેમજ બગાનુ જેવુ ના ગી અને લીંબુ બ ુ મજાના અને પુષ્કળ હતા અને એ નાશ્ય તો મે પહેલીજ વખત જોયા તે લોકોને મુરીએ વેચાતા હતા અને તેમની તેના પ્રતે બહુજ રૂચિ દે ાતી હતી મે ઘણી નવી જાતના છીકેનીઅમ અને ટુલીઆ પહેલીજ વાર જોયા અમે થોડા પીઝા ગુલાબના ફુલ લીવા અને પછી સરહદના કિલ્લાથી આગળ અને છુટા રંગના ખડકની બીજી બાજુ સ્પેઇનની લાઇન જોવા ગાડીમા ગ ા ટાળની અ દરથી કોળાયા કરી ગ્રેન તોપો જોતા બ અજાયબી થાય છે અમને મ્યિઝો ા સંગ્રહ થાન જોવા વખત નહોતો નહિતર મને તે જોવા ઇચ્છા હતી અ મે પછી કેટલીએક દુકાનોએ ગયા અને કેનાક ફોટોગ્રાફો ખરીદ કર્યા અમે અમારી ધા ણા પ્રમાણે તા ૨૦ મીએ પ્લીમાઉથ ઉત વાનો ઈરાદ તાર પણ કર્યો આ તારીખ અમારી પ્રથમ ધારણા કતા બે દિવસ વહેલી હતી આગબોટ તરફ પાછા ફરતા અમે જાહેર બગીચાઓ પાસેથી નીકળ્યા તેઓ ઘણાજ સરસ છે મા ટામા ગ મી વિગેરે હશે મને તેનાથીએ આ સ્થાન વધારે ગમ્યુ બધુએ એટલુ બધુ લીલાશવાળુ અને મનોહર છે આ સ્થાન અંગ્રેજોના તાબામા છે લગભગ મે સૈકા પહેલા તે જીતવામા આવેલ અને અદ્યાપિપર્યંત જીતની એ તેમનાજ અધિકાર તળે છે આ સાકડી સામુદ્રધુની વચ્ચે આ ગબોટ વણી ધીમે ચલાવવામા આવે છે તેના આ ગાળામા તે અસાધારણ મુશ્કેલીઓ ાગી હોય છે કેટલાક અંત સુધી આફ્રિકા તરફનો તેમજ સ્પેન તરફનો એમ બને કિ નારાઓ દેખાય છે સિકો ો અખાત વહોગતા અમને બ ુજ તોફાની ઋતુ વરસી પરી આગબોટ ગા ાની માફક ાના ખાવા લાગી એ જો તે પતની ઉંચાઇના મો વના શિખરે ચડતી તો બી ર ક્ષણે ફીણુની ગોરીજ હરી ખીણુમા ઉતરતી માગ મુસાફરીના સગાથી ઘણાના ઘણાને ઉલટી આ તિમારી થ આવતા તેમ ને પોત પોતાની કેબિનોમા ભરાઇ રહેવુ પ ુ પરન્તુ મુઝા ા મને તેની જરાએ અસર થઇ નહોતી તને સ્થાને ુ તો આ તોફાનને ય ા મહાસાગરની ભવ્યતાનુ નિરિક્ષણ ક રતા હતો અને મનમા વિચારી રહ્યો હતો કે વરુણદેવ જ્યારે પોતાના સાચા રંગમા હોય સારે કેવી મહાન સત્તા ભોગવી શકે છે ! જેમ જેમ અમે ઇગ્લાડના કિ ારાની નજીક આ વતા ગયા તેમ તેમ સમુ ની સખ્તાઇ અને તોફાન ઓછા થતા ગયા

## ૨૦ મી મે

સવારના ૫ વાગે અમે પ્લીમાઉથ પહોચ્યા અને લગભગ આઠ વાગે આગબોટમા થી ઉતર્યા ૨૪ દિવસની કંટાળા ભરેલી મુસાફરી બાદ જમીન ઉપર ઉતરતા મને અવર્ણનીય આનંદ થયો અમારો સમુદ્રપ્રવાસ કેટલીએક બાબતોમા બ ુ રસમય નીવડ્યો

હતો પરતુ માનવ-સ્વભાવ એ જાતના પદાર્થો-પછી તે ગમે તેવા સુંદર હોય-તેનાથી ભાગ્યે જ સંતોષાય છે અને તે આતુરતાથી તેમા ફેરફાર માટે વલખા મારે છે મનુષ્યનુ મન પદ્ધતિપુર સર તાલીમ અને સયમના અભાવે કવચિત સારા પદાર્થ પર અને કવચિત ખરાબ પદાર્થ પર બેસતી અને એક સ્થળે સ્થિરતાથી નહિ ટકતી સતત અસ્થિર નવી નવી ઇચ્છાઓને આધીન એક મક્ષિકા જેવુ ચચળ અને ડગુ મગુ હોય છે વસ્તુ સ્થિતિ આ પ્રમાણે હતી આ વિખ્યાત દેશ જેને જોવા મારી લાબા સમયથી પોતાની ઇચ્છા હતી તેના પર પગ મુકતા મને અત્યાનદ થાય એ આશ્ચર્ય કારક નહોતુ પનામાજ પ્રત્યક્ષ કરેલ ચિત્રપટ તેના સપૂર્ણ યથાર્થ સ્વરૂપમા ચલચિત્ર જેમ મે અનુભવ્યુ અમારો સરસામાન લેવરાવી અમે ચેરીંગ ક્રોસ સ્ટેશન પાસેના ડ્યુક ઓફ કૉર્નવાલ હૉટેલમા ગયા અમે પછી પાર્ક ચાલી હોલ તરફ ગયા હોલ એ શહેરના એક સાર્વજનિક બાગ છે અને લોકોના એક પ્રકારનુ વિહાર સ્થાન છે અને ત્યા ગ્રીષ્મના લોકો એકત્ર થતા દેખાય છે આ સ્થળ સાચેજ મને બહુ પસદ પડ્યુ બધુ વનસ્પતિથી પૂર્ણ અને સુદર હતુ અને અહી તહી રમતા બાળકોના વૃદો અતિશય મોહક દેખાતા હતા બપોરે અમે ગોદીને મે ખરે ગાડીમા ગયા અહીથી ખાડી ઉપર બધાયેલ એક મોટો ફરતો પુલ શરૂ થતો હતો આ પુલ કુશળતા પુર્વક બાધવામા આવેલ છે અને વચ્ચે કોઇપણ જાતના આધાર વગર આ વિશાળ ખાડીને તે ઓળગે છે માનવ બુદ્ધિની ગતિને મર્યાદા નથી એવી કોઇપણ હદ નથી કે તેના સબધમા આપણે એમ કહી શકીએ કે બસ અહીં સુધી અને અહીંથી જરા પણ આગળ નહીં અમે કટલાએક વાસોનેગ જગની ઝુરેતીયમ તેમજ બીજા અપરિચિત પુષ્પો જોયા આ વાદળા વગરના અને સૂર્યના ઉજ્વળ પ્રકાશ વાળો દિવસ હતો અને આ નાનકડી સહેલગાહ દરમ્યાન અમને બહુ આનદ પડ્યો ગોદીના પાછળના ભાગમા જુની મનવારો પડી હતી અને જેનો અત્યારે સરસામાન રાખવાના વહાણ તરીકે ઉપયોગ થતો હતો તેમને ફરતી જમીન વચ્ચે રખાયેલા જોઇ તેમનો દેખાવ કુતૂહલ ઉત્પન્ન કરતો હતો પ્લીમાઉથ મોટુ શહેર દેખાતુ હતુ અને કેટલાએ નાના ગામડાઓ જે પ્રથમ અલગ જેવા હતા તે અત્યારે તેની સાથે ભળી ગયા હતા ઇગ્લડમા જોયેલા પ્રથમ શહેરે મારા દિલ ઉપર બહુ સારી છાપ પાડી હવે પછી જે જે જોવાનો હતો તેનુ આ શુભ ચિન્હ હતુ એમ મે આશા બાધી કે જે જે સ્થળો જોવા જવાનો છુ તે અત્યારે હુ જ્યા છઉં તેના જેવાજ સારા અને સુદર હોય તો મને લાગે છે કે આ લાબા પ્રવાસ દરમ્યાન વેઠેલ તકલીફો અને અસગવડોનો મને પુરતો બદલો મળી રહેશે

## ૨૧ મી મે

અમે લડન જવા ૮-૩૫ ની ટ્રેઇનમા બેઠા અને પડિંગ્ટન બપોરના ૩ વાગ્યે પહોચ્યા ઇગ્લડની રેલ્વેનો આ મારો પ્રથમ અનુભવ હતો મને હિંદની ટ્રેનો કરતા અહીંની ટ્રેનો ઘણા વધારે વેગથી ચાલતી લાગે છે પ્રત્યેક મનુષ્ય પોતપોતાના કાર્યમા મશગુલ છે અને ધધા એ શબ્દ જ પ્રજાના ચહેરા ઉપર અંકાયેલ લાગે છે અહીં કોઇ પણ નવરો માણસ અહીં તહીં રખડતો અને બીજાના કામકાજમા માથુ મારતો લાગતો નથી અમે

તુરતજ આલ્બીમાર્લ હોટલમા ગાડીમા ગયા થોડી ચા લીધા પછી અમે પગે ચાલતા બર્લીંગટન આર્કેડ વચ્ચે થઇ બોન્ડ સ્ટ્રીટમા આવ્યા દુકાનો બહુજ આકર્ષક છે મે થો ડીએક નજીવી વસ્તુઓ ખરીદી અને આગળ ઉપર મારે બીજી કેટલીએક વસ્તુઓ ખરીદવા ઇચ્છા હતી તેની નોધ કરી ઘણાખરા માણસો મારા પોશાકનું નિરિક્ષણ કરતા દેખાયા તેઓમાના ઘણાખરાને તે એક નવાઇની વસ્તુ હતી અને તેના ઉપરની તેમની ટીકા સાભ ળવા મને બહુજ ગમ્મત પડતી તેમના ચહેરા પર વ્યાપેલ સ્મિત તેમની પસદગી કે નાપ સંગીનુ સૂચક હતું તે હુ ચોક્કસપણે સમજી શક્યો નહિ પરતુ પોષાકની બાબતમા દરેક મનુષ્યને પોતાની ખાસ આસક્તિ હોય છે અને તેના તરફ પોતાનો પક્ષપાત હોય છે દરેક મનુષ્યની અભિરૂચિ અને અભિપ્રાય ભિન્ન હોવાથી પોશાકમા ભિન્નતા પણ રહેવીજ જોઇએ અને દરેક પ્રજા પોતાનો પોષાક બીજા બધા કરતા પ્રચલિત આમોદદાની જ રૂરીઆતને બધ બેસતોજ નક્કી કરે છે જ્યાએ મારા પોષાકની વિલક્ષણતાએ થોડો સમય બધાની દ્રષ્ટિને આકર્ષી હતી એમ મને કહેવામા આવતા મને ગમ્મત પડ હતી, અમે મી પર્સી ફિટ્ઝ જીરાલ્ડને સાજરે મળ્યા તેને મળતાં અને તેની સાથે ગોડળ સબધે વાતો કરતા મને આનદ થયો ખાણુ લીધા પછી અમે ગજીફાના પાના વડે રમાતી એક 'બ્રિજ' રમત રમ્યા

## ૫૨ મી રૂ

નાસ્તો લીધા પછી તુરતજ અમે એક હૅન્સમ ગાડીમા બેસી, સર જોન બર્ન મી જીરાલ્ડ ફિટ્સ જીરાલ્ડ અને હિંદી પ્રધાન લૉર્ડ ક્રિમ્બર્લીના ખાનગી મત્રી મી મેઇ લૅન્ડને મળવા ઇન્ડીયા ઓફીસે ગયા સર જોન બર્ન બહુ ભલા અને સ્નેહાળ લાગ્યા પાદશાહી વેવીમા હાજરી આપવા લૉર્ડ ક્રિમ્બર્લીની મુલાકાત માટે જેમ બને તેમ પહેલા એક દિવસ ચોક્કસ થવાનો હતો ઇન્ડીઆ ઓફીસ એ એક બહાર સુશોભિત મકાન છે તેના ખરો સરજામ વડે સારી રીતે સજાવેલા અને શૃંગારાએલા છે, અને તેના દ્વારપાળને અરજ કરતા શુક્રવારના અમુક સમયે જોવા આવનારાઓને તે બતાવવામાં આવે છે બપોરે ગાડીમા રાણા ભિંવાગુર મી મેકલનને અમે મળવા ગયા અને અહીંથી પાછા ફરતા બગીચાઓમાથી અમારી ગાડી હંકારરાવી લન્ડન ફક્ત જોતા હુ અસરથીજ આશ્ચર્ય ચકિત થયો છુ, પરતુ મને શહેર કરતા ગ્રામ્ય પ્રદેશ વધારેમા વધારે ગમે છે કારણ આ શહેર બ્રિટિશ સામ્રાજ્યનું પાટનગર છે જ્યાએ અત્ય ત ધુવાડા અને મશવાળુ છે તમારો ચહેરો અને સામાન વારવાર ધોવા રહો અને બે એક કલાકમા તમારા રૂમાલ ઉપર તમને મશનો પાસ લાગેલ માલુમ પડશે આ ઉપ રાંત, શાંતિપૂર્ણ જીવનને ટેવ વેલ અજાણ્યા મનુષ્યને મુજવણમા નાખે એવો ચાલુ અવાજ અને ઘોઘાટ બધો દિવસ તેના કાને પડ્યા કરે છે પરતુ આ સ્થાન વિષે મારો અનુભવ હજુ બહુજ અલ્પ છે મારે દુનીયાના આ સૌથી મહાન અને સમૃદ્ધ નગર સબધે મારો મત જાહેર કરતા પહેલા કઇ વધુ સમય રાહ જોવી જોઇએ સાજરે અમે "ચદ્રમાંની સફર" નામ નાટ્ય પ્રયોગ જોવા નાટ્ય શાળાએ ગયા અમે મારા અરબ નોકર અલી-

જમાદારને સાથે લીધો અને પ્રયોગની સુંદરતાએ તે મારા કરતાં વધુ રાજી થયો. ચંદ્રમાનાં મહત્વનિક દશ્યો તેમજ બરફનો નાચ સર્વાંગ સંપૂર્ણ હતાં, મુખ્ય નાચનારી છોકરીઓનાં પગનાં આંગળાં ઉપરનો નાચ સારો હતો અને પ્રેક્ષક વર્ગ તેને મોટેથી વખાણતો હતો. મેં આજ પર્યંત એક પણ વખત બરફનું સાચું તોફાન જોયું નથી પરંતુ રંગભૂમિ ઉપર જોયેલું. બરફના તરતા ડુંગરાઓ વચ્ચેનું તોફાન ભારે ભવ્ય અને સુંદર હતું, હંસાવે એવું સંગીત ઘણું જુસ્સાદાર હતું અને ચાલતી સરકારની ઘણીએ રમુજ પડે એવી મજા કરવામાં આવી હતી. ચંદ્રમાની સરકાર એક કાચના મહેલમાં કારભાર ચલાવતી ધારવામાં આવેલ છે અને તે કોઇપણ દિવસ રાજાને એક ક્ષણ પણ આરામ આપતી નથી, પ્રેમ શું વસ્તુ છે તેનાથી તે તદ્દન અજાણ છે અને આ દર્દનો ચેપ એક મોટી તોપના ગોળાની મારફત ત્યાં આવી પડેલાં પૃથ્વી-વાસીઓ પાસેથી લાગે છે એવું ધારવામાં આવેલ છે. આ પછીના દેખાવો અને ઘોંટાળો સૌથી વધુ રમુજ પડે તેવા છે. દશ્યોની અસર મજાની હતી પરંતુ પ્રયોગ પોતે કંઇ બહુ શિક્ષણ-પ્રદ નહોતો. કારણ કે, મારા જેવા એક અજાણ્યાને તેમાથી લોકોનાં સામાજીક જીવન સંબંધે કંઇપણ માહિતી મળતી નહોતી. જુદી જુદી રંગભૂમિએ જવામાં આ એક મોટો મુખ્ય હેતુ હતો. લોકોની આદતો અને રિવાજોનું શિક્ષણ મેળવવાને તેમજ નીતિના સિદ્ધાંતો સમાજના જુદા જુદા વર્ગોમાં કટલે અંશે પળાય છે તે જાણવાને રંગભૂમિ એ સારામાં સારૂ સ્થાન છે. પ્રયોગ એકંદરે આનંદપ્રદ હતો, અને ચાલતી સરકારનું હાસ્યજનક-ચિત્ર રજુ કરવાના પ્રયત્નો પ્રેક્ષકોનો આદર પામ્યા હતા.

## ૨૩ મી મે.

એક બજયે વિક્ટોરિયાથી ઉપડતી, પ્રિન્સ આવ વેલ્સ સાથેની શાહી ટ્રેનમાં અમે ડર્બીની શરત જોવા એપ્સમ ગયા. મોરબીના ઠાકોર સાહેબ તેમજ બીજા મિત્રો સાથે અમને એકમાં સારાં સ્થાન મળેલ અને અહીંથી શરતના દેખાવ સારી રીતે જોઇ શકાય તેમ હતું. આ મારી માન્યતા પ્રમાણે, દેશમાં મોટામા મોટાં શરતના મેળાવડાઓમાંનો એક છે. દાવની કિંમત કોઇ કોઇ વખત અર્ધો લાખ રૂપીઆ અથવા તેથીએ ઉપર હોય છે આ વાર્ષિક તમાશામાં લોકો એવો તો બારીક રસ લે છે કે તે જોવા શહેર બધું ખાલી થઇ અહીં ખડું થાય છે. આ પ્રસંગની અગત્ય પાર્લામેંટે પણ સ્વીકારી છે અને ડર્બીના દિવસના માનમાં એકથી વધુ વખત તહેવાર પાળ્યો છે. હકિકત આ પ્રમાણે હતી, મને હર્ષ થાય છે કે લંડનમા અમારૂ આગમન આટલુ વખતસર થયેલ. સેંટ બ્લેઇઝ નામક એક ઘોડાએ શરતમાં જીત મેળવી. તે કંઇ માનીતા ઘોડાઓ પૈકીનો નહોતો એટલે ઘણાખરા પુસ્તકો બનાવનારાઓએ પૈસા ગુમાવ્યાં, અને આ મેદનીમાં એ કે ત્રણ દાવ જીતનારાઓ ટોળાબંધ લોકોથી ઘેરાઇ હેરાન થતા અમે જોયા. શરત માટે આ દિવસ મજાનો હતો અને અમે ટેકરી ઉપરથી આસપાસના પ્રદેશનો સુંદર દેખાવ પ્રત્યક્ષ કર્યો. પ્રેક્ષકોનું ટોળું ઘણુજ ઘટ્ટ હતુ. મેં લોકોના આવડી મોટી જમાવટ આગળ કદી જોઇ નહોતી, જોકે મારા ખ્યાલ પ્રમાણે હિંદી ટોળા ખુલતા રંગોની વિવિધતાને લીધે

આના કરતાં ઘણુંજ વધારે આકર્ષક દેખાય છે બધા ઉપરોક્ત ગેલ દાનતમા દેખાતાં હતા અને હોડને લગતા મામકાજ ઉપર મોટો શોર-બકોર મચાવી રહ્યા હતા ડાઉન્સ ઉપ ા મડ્યો કે બીજા કોઈ સ્થળોએ ગરમી તેમજ ધુળના કારણે અમે ગમત-રમત જોવા ન ગયા, પરતુ દુરથીજ મે વાળેથી ચાલતા ફુલ્લ ફાળકા તેમજ મોગ દીચમાઓ જોયા આ બાગતમા મને અંગ્રેજ અને હિંદીઓની તહેવાર ભોગવવાની ઢબમા ન જ ન વો ફેરફાર લાગ્યો બધા માણસો બહુ આનંદમા દેખાતા હતા અને આ મહા તહેવારનો જેમ બને તેમ વધુ લાભ લેતા દેખાતા હતા. એક વાગે અમે શાગિર્દ પાટેજ પાછા ફર્યા અમારે જે માર્ગ પસાર કરવાનો હતો તે બહુજ ધુળીયે હતો મને આશ્ચર્ય થાય છે કે આ મુસાફરોને મોટા ફટાકો આપતા ઉપ ને દૂર કરવાનુ સત્તાવાળાઓના ધ્યાનની બહાર કેમ રહી ઈ લાની અંદર આવી બાબત ઉપ અગર ગ્ખાય એ મારે માટે વિસ્મય કારક વાત હતી! આ ચૂગ આસપાસના દેખાવો નિરિક્ષણમા વિક્ષેપ આણે છે દ્રષ્ટિએ બીજી રીતે ઘણાજ મજાના છે નોખ ડની વાડો ઉપર હારબંધ ગામડાઓમાથી આવેલ માણસો ચ ચ્યા હતા અને પ્રિન્સ ઓફ વેલ્સ પસાર થતા તેમણે ખુશાલીના પોકારો કર્યા હતા

## ૨૮ મી મે

વહેલી સવારે અમે કાવેન્ટ ગાર્ડન-માર્કેટ જોવા ગયા આ એક દરેક પ્રકારના ફળો અને શાક ભાજીથી ભરપુર અતિવિશાળ સ્થળ છે મે કેટલીએક સુદર દ્રાક્ષ તેમજ પીચ ત્લેન તેમજ પેરીજ ગાર ચાખવાને કેટલાએક સ્ટ્રોબેરી તેમજ ચેરી ખરીદ્યા તેઓ આવેલ ગયા લાગિ હત મેં થોડાએક પુષ્પો ખરીદ્યા ફુલ વેચનાર છોકરીઓ બહુજ ઝડપથી મઝેના ગજરાઓ બનાવી આપે છે સુંદર ગજરાઓ અને તેમાએ નવ વધૂઓ માટે તેમના લગ્ન પ્રસગે લઈ જવા ખાતર બનાવેલ ગજરાઓ સૌથી વધુ ગમ્યા બપોરે અમે માછીના ધધા લગતુ પ્રદર્શન જોવા સાઉથ કેન્સીંગટન તરફ ગયા આ એક ફિસરે-રિ મહારાણી પ્રિન્સ ઓફ વેલ્સ તેમજ શાહી કુટુંબ તેમજ ઉમરાવ વર્ગના બી ાગ્ય ા આશ્રયવડે ભર્યુ ગયેલ મહાન સાર્વદેશિક પ્રદર્શન હતુ અગ્રેજ પ્રજાના ખાસ લક્ષણ એ છે કે સાર્વજનિક હિત સાથે સબંધ ધરાવતી દરેક બાબતમા દરેકે દરેક જણ બ રાજ પગી હમેશા વધતી જતી પ્રજાના નિર્વાહ માટે સૌથી વધુ આવશ્યક નિત્ત સાધનો અન ઉદ્યાગોની ખીલવણીમા પોતાની વિચારણાનો લાભ આપશે મત્સ્યહારી પ્રજા હોઇને પોતાના નદીઓ અને સમુદ્રોનુ નૈસર્ગિક દ્રવ્ય ખરાબીથી રક્ષાય છે કે કેમ! પોતાના ખાણા સ્વાદિષ્ટ, પથ્ય અને કરકસર યુક્ત છે કે નહિ તેમજ માછીઓ સારી દશામા છે કે નહિ તે જોવુ તેમના માટે ખાસ હિતાવહ હતુ પ્રદર્શનના ઉત્તેજકો ના મ્હોટા ઉદેશો આજ દેખાતા હતા પ્રદર્શનમા મુકાયેલ વસ્તુઓ દુનિયાના બધા ભાગો માથી મેળવવામા આવી હતી મને તેમા બહુજ રસ પડ્યો જીવનનૌકા ( લાઇફ-બોટ ) વિભાગ તેમજ ખાતુ જેમાં ખેવા સુકાને વહાણુ ચનાવવાને લગતી નવી શોધ-ખોળના નમૂનાઓ બનાવવામા આવ્યા હતા તે ખાસ દર્શનીય હતુ હિંદને સારૂ પ્રતિનિધિત્વ અ-

પાઉં જેતાં મનોરં થાય તેવું હતુ વિનતિ આવેલ મોટા તેમજ કાગળના નમુના જોઇને પણ હું આનંદાશ્ચર્યમાં પડ્યો હતો એમાંની કેટલીએક કાગળો કરોળીયાની જાળો જેટલી જ બારીક હતી આ પ્રદર્શન જોયા બાદ અમે અધિકારીને અંગે કેટલીએક મુલાકાતો આપવા ગયા સર બેરો એલીસ નીચાવ ... આગળ અમને કોઇનો પણ મેળાપ ન થયો સર બૅરો એલીએ મારી સાથે પ્રેમપૂર્વક વાતચિત કરી આલ્બર્ટ હૉલ પાસે અમે કેટલાએક મહાન મહતના મહાલયો પસાર કર્યાં ખરેખર, ગમે તે દિશામાં જતાં આવા ઘણાએ અમારી નજરે પડે છે અને મને આશ્ચર્ય થાય છે કે આ બધાને જોવા મને કદી વખત મળશે કે કેમ!

## ૨૫ મી મે

બપોરે નાસ્તો લીધા બાદ અમે ગાડીમા મહત્વના મુલાકાતો આપવાના કાર્યને આગળ ચલવવા નીકળ્યા. અને ટેમ્સ નદીના બંધારેલ કિનારા પર થઇ દિલ્લીની ટપાલ છુટી પડતી જોવાને તેમજ ટપાલ અને તારની ઓફીસનું ચાલતુ કામ જોવાને અમે જનરલ પોસ્ટ ઓફીસે ગયા એક હિકમત વાળો મચો જે દરેક મિનિટના ૨૦૦ શબ્દોના દરે સંદેશાઓ લખાય છે તેના ઉપર તારના સંદેશા લેવા તેમજ મોકલવાના કામ ઉપર ૧૦૦૦ ઉપરાન્ત જુવાનીઆઓ તેમજ છોકરીઓ અહીં કામે લગાડાયેલ છે આ કાર્ય એક કાગળની પટ્ટીની મદદથી થાય છે આ પટ્ટી પર અમુક રીતિએ કાણા પાડવામા આવ્યાં છે જેનો અર્થ મુળાક્ષરના અક્ષરો થાય છે આપણી વડે એક બીજા છેડે જયા સંદેશાઓ ઉકેલાય છે ત્યાં એક બીજા કાગળના ટુકડા ઉપર અમુક ટપકા તેમજ આડા લીટાઓ મુકાય છે અમે વાયુના દબાણ વડે ચલાવાતી નળીઓની ગોઠવણ પણ જોઇ આ નળીઓ દ્વારા લંડનના જુદા જુદા ભાગોમા સખ્યાબંધ લખાયેલા સંદેશાઓ ઝપાટાબંધ મોકલવામા આવે છે સંચાઓ ચલાવવા આવશ્યક વિજળિક પ્રવાહ આપનારી બેટરીઓ તેમજ એન્જીનવાળો ઓરડો પણ અમે જોયો ૭ વાગ્યા પહેલા ના અર્ધા કલાક દરમ્યાન ટપાલ ઓફિસમાં કાગળો લેવાનું કામ જોતા પણ અચંબો થાય તેમ હતું તેઓ ઢગલા બંધ આવ્યા અને આઠ ન વાગ્યા ત્યાં તો પોસ્ટ ઓફીસ ખાલી થઇ અને કાગળો બધા પોતપોતાને રસ્તે પડ્યા ટપાલ છુટી પાડનાઓ એક વરકર છે અને આ સંચી બાબત માત્ર નિયમન સયમનનેજ આભારી છે અમે 'નમ' પત્રોના સ્પષ્ટીકરણની ઓફીસમા ગયા અને કેટલાએક બનેજ અજાયબ જેવા ઉચ્ચારણ અનુસાર ઘના શિરનામાઓ જોયા બધા અધિકારીઓ અત્યત માયાળુ અને ઉપકારક સ્વભાવના હતા આ ખાતાના મી કૃકિટ તદ્દન અંધ હતા એ જાણી મને મોટુ આશ્ચર્ય થયુ તે બધાની આવી સરસ વ્યવસ્થા કરી શકયા હોઇ ભારે નાહેશ હોવા જોઇએ હું ધારૂ છુ કે કોઇની એક શારીરિક ઇંદ્રિ ખોડખાંપણવાળી હોય તેની ખામી મગજઇંદ્રિયે પુરી પાડવામા આવેલ હોય છે એટલુજ નહિ પરંતુ તેની બીજી કોઇ ઇંદ્રિય વધારે શક્તિ સપન્ન હોવાથી તે ખોડનો બદલો ઘણા વધારે પ્રમાણમા મળી રહે છે એ નિયમ છેક અસમાન નથી, કુદરત તેનુ પોતાનુજ સમતોલપણુ શોધે છે મી કૃકિટ સ્મરણ શક્તિનો ગ્રાહકતાનો એક અદ્ભુત નમુનો હોવો જોઇએ કારણ

તેને કેનન આકડાઓ સાથેજ કામ છે અને તે કામ તે, ચક્ષુરિંદ્રિયના સપૂર્ણ લાભ ઉઠાવનારા કોઇ પણ વિશારદના કરતા વધારે ચોક્કસતા પૂર્વક કરી શકે છે

સાજરે અમે એકલેસ્ટન સ્ક્વેરમા મી જીરાલ્ડ રિટ્ઝ જીરાલ્ડને ત્યા "એટ હોમ" ના મેળાવડામા ગયા અહીં મને હિંદના માજી ગવર્નર જનરલ અને અત્યારે પ્રધાન મડળ નીચે એક ઘણી જુમ્મેદાર જગો ઉપર કામ કરતા લૉર્ડ નોર્થબ્રુક પાસ મને ઓળખાર વામા આવ્યો અહીં મને ગવર્નરના પદ ઉપરથી ઉતરેલા સર મમુર રિટ્ઝ જીરાલ્ડ તેમજ સર રિચર્ડ ટેમ્પલ મળ્યા તેમને હુ પિછાનતો હતો આ સામાજીક મેળાવડામા તેમના મેળાપે મને બહુ આનદ થયો આ મેળાવડામા બીજા કેટલાએ મોટા પુરૂષો હાજર હતા

## ૨૬ મી મે.

સવાર વૃષ્ટિમય નીવડી નહિતર લૉર્ડ નોર્થબ્રુકના નિવાસ સ્થાનેથી જુદા જુદા સૈન્યોને એકત્ર થતા જોવા જવાનુ હતુ આ બાબત પડતી મુકવામાં આવ્યાથી અમે મોટો બઝાર અને ક્રિસ્ટલ-પેલેસ બઝાર જોવા ગયા અહીંથી મે થોડીએક વસ્તુઓ ખરીદી મે રસપૂર્વક જાણ્યુ કે અગ્રેજોએ પોતાના ઘણા બજારો માટે હિંદી "બઝાર" શબ્દ યોજ્યો છે આ તેમનો હિંદ સાથેના પરિચયનુજ પરિણામ છે મને વિશ્વાસ છે કે હિંદની ભાષા કરતા હિંદના મનુષ્યો પ્રત્યે તેમને વધુ ચાહના થશે, કારણ કે મને ખાત્રી છે કે જ્યાસુધી તેવી ચાહના નહિ થાય ત્યાસુધી હિંદના સૂખના દહાડા નહિ આવે અત્યારે તો સામાન્ય રીતે કહીએ તો, રાજા અને પ્રજા બન્ને એક બીજા તરે ઝાઝી સહાનુભૂતિ નહિ બતાવતા તેલ અને પાણીની માફક રહે છે. આ વાતુજ ખેદજનક છે, મને સુઝતો સારામા સારો ઉપાય એક એ છે કે રાજા અને પ્રજા બન્ને વચ્ચે એકજ પ્રકારની લાગણી હોવી જોઇએ રાજાઓએ પોતાના આરભમપણાનો ત્યાગ કરવો જોઇએ અને પ્રજાની દૂર રહેવાને બદલે અગાઉ કરતા વધારે છૂટથી તેમની સાથે ભળી જવુ જોઇએ આમા પહેલ રાજાએ જ કરવી જોઇએ અને હુ મારા દેશ બધુએના મારા જાતનડે ગમે તેવા નિરાશાવાદીને ખાત્રી આપી શકુ છુ કે આ પ્રયત્નોનો અર્ધમાર્ગે મેળાપ થશે બપોરે અમે કેટલીએક વધારે સત્તાવાર મુલાકાતો આપી અને પછી ગ્રેસ વેન્ટન હૉટલમા આવ્યા હવે અહીંજ કાયમ અમારો ઉતારો છે સાજરે અમે પરદેશ ખાતાની ઑફીસે એક સ્વાગતના પ્રસગને અગે હાજરી આપી આ એક ભારે ભભકાદાર મેળાવડો હતો બેવડી સીડી ઉપરનો પ્રવેશ ના ખડ સુજ શાહ પૂર્વક શણગારવામા આવ્યો હતો દેખાવના સૌંદર્યમા ઓર ઉમેરો કરતા સુદર રોપાઓ અને પુષ્પો તેના ઉપર બધે ઠેકાણે ગોઠવવામા આવ્યા હતા ગૅલરી અને સીડી ઉપર પુરા પોશાકમા સુપ્રસિદ્ધ વ્યક્તિઓ એકત્ર થઇ હતી સીડીના ટોચ ઉપરનો દેખાવ એક જાદુઇ દશ્ય જેવો લાગતો હતો સીડીને તળીએ બન્ડનુ સગીત ચાલતુ હતુ અને દરેક જણ તેજસ્વી તેમજ આનદી દેખાતો હતો કેટલીએક માનુઓએ દિરાજડીત સુદર આભૂષણો પહેર્યા હતા ખડો પસાર કર્યા બાદ મોરબીના ઠાકોર સાહેબને તેમજ મને નામ પ્રિન્સ અને પ્રિન્સેસ ઑફ વેલ્સ સમક્ષ રજુ કરવામા આવ્યા હતા પ્રિન્સે અમને બંનેને થોડાક માયા ભર્યા શબ્દો કહ્યા આ મેળાપથી હુ મ ખુશી થયો હતો

## ૨૭ મી મે.

અમે સવારમાં અવી જમાદારને સાથે લઇ બધાં પ્રાણીઓ જોવા "ઝુઓલૉજીકલ ગાર્ડન્સ" માં ગયા. પૃથ્વીપરના તમામ ભાગોનાં પ્રાણીઓનો અહીં એક મોટો સંગ્રહ છે. તેમની બહુજ સારી સંભાળ લેવાય છે. બધાં પ્રાણીઓ ઓછે કે વત્તે અંશે પોતાના સ્વાભાવિક રંગમાં હતાં વરૂઓજ માત્ર બીકણ અને ભયભીત દેખાતાં હતાં. પક્ષીઓએ તેમની આસપાસ બાંધેલ મર્યાદામાં માળા બાંધ્યા છે અને તેઓ નિશ્ચિંત અને સ્વસ્થ બન્યાં છે. આસ્ટ્રેલીય ના એક હસતા પક્ષીનું તદ્દન મોટેથી હસવું સાંભળતાં મને બહુજ ગમત પડી. ખુરશીઓ ઉપર બેઠેલા શીલોને— એક ઉંચાણવાળી બેઠક ઉપરથી પાણીમાં ડુબકી મારતાં પોતાના રખેવાળને ચાટતા તેમજ તેમા અનેક તરેહની રમતો કરતા જોઇને પણ મને ગમત પડી તેઓ માછલીના ટુકડાઓ બહુજ આનંદ પૂર્વક પકડી લેતી હતી તેમના દેખાવ માત્રથી તેમની સ્ફુરતી ભાગ્યેજ કોઇના ખ્યાલમા આવે જંતુઓનું ગૃહ પણ બહુજ જોવાજોગ હતુ કેશ તેમજ તેમાથી બહાર નીકળતા કીડાઓથી ભરપુર અનેક કાચનાં ચોકઠાઓ અહીં છે આજ ગૃહમાં કેટલાએક બહુજ અસામાન્ય એવા પેટે ચાલનાર પ્રાણીઓ તેમજ સુંદર સ્વર્ગીય પક્ષિઓ સુદ્ધાંત કેટલાએક બહુ રૂપાળા પક્ષિઓ છે. દિવસ સુંદર અને ગમ્મતવાળો હતો છોકરાં, રાત્નો સર્કસ અને હિપ્પોપોટેમસ તડકાનો ઉપભોગ લેવા બહાર આવ્યા હતા. આપણે જયા જઇએ ત્યા અગાઉ કદીપણ નહિ જોયેલ એવા પ્રકારના કોઇ પ્રાણી આપણુ લક્ષ ખેંચે છે અહીં આપણે તમામ પ્રકારના સિંહો અને વાઘો જોઇએ છીએ તેમના ખરા સ્વભાવનો પરિચય આપણને, તેમને ખાણુ અપાતી વખત થાય વાનરોનું ગૃહ પ્રેક્ષકોને બહુજ ગમ્મત આપે છે, તેમજ મૃગો, ઝીબ્રા, રીંછ, રેંડીયર હાથીના તેમજ ઘણા નવાઇ પમાડે તેવા શિકારી પશુઓ અહીં નજરે પડે છે પક્ષિ-ભવન એ આ સંગ્રહસ્થાનના એક સૌથી વધુ મોહક વિભાગ છે મેં ગીધ, ઑસ્ટ્રીચ, ફ્લેમીંગો અને બીજા ઘણા પક્ષિઓ પહેલીજ વાર જોયા. નાનામાં નાનાથી મોટામા મોટા સુધીનાં બધા પ્રાણીઓ માટે મોટી કાળજી અને સંભાળ આવશ્યક છે. વ્યવસ્થા ઉંચામા ઉંચા પ્રકારની છે કુદરતના ઇતિહાસના અભ્યાસીઓને આ સંસ્થા મોટી અનુકુળતાઓ આપે છે એક માણસ જીવનભર પૃથ્વીનુ પર્યટણ કરે તો પણ આટલી બધી જાતના પ્રાણીઓ જે અહીં એકજ સ્થળે એકત્ર થયેલા જોવામા આવે છે તે નહિ જોઇ શકે હું આ પ્રજાની સંસ્થાનો ગમે તેવો ઉગ્ર પ્રશંસક હોવા છતાંએ આપણા જાતના આનંદ માટે જંગલના પશુઓ અને પક્ષિઓને કેદમા પુરવામા આવે તેને ન્યાયયુક્ત માની શકતો નથી મનુષ્ય પોતે પોતાને સ્વાતંત્ર્યનો ચાહનાર કહેવરાવે છે અને છતાંએ તેની પોતાનીજ ગમ્મતને ખાતર પોતાથી ઉતરતી પંક્તિના પ્રાણીઓના સ્વાતંત્ર્ય ઉપર અંકુશ મુકવાના સ્વભાવવાળો છે! આજ સિદ્ધાંતને લઇને, જ્યારે છુટા હોય ત્યારે સંપૂર્ણ આનંદ ભોગવતાં જંગલના સુંદર પશુપક્ષીઓને પાંજરામા ગોંધવામા કોઇપણ મનુષ્ય વ્યાજબી છે કે કેમ! તે સંબંધે હુ શંકાયુક્ત છુ સાંજ અમે કિલબર્નમા મી સ્ત્રીવર અને તેમના પત્નીની સાથે વ્યતીત કરી.

## ૧૮ મી મે.

બે વાગે સેંટ જેમ્સના મહેલમા પાદશાહી લેવીના પ્રસંગે અમે હાજરી આપી. અહીં અમને ના. પ્રિન્સ ઑફ વેલ્સની સમક્ષ રજુ કરવામાં આવ્યા હતા. આવી રજુ વાત ના. મહારાણી પાસેની રજુઆતની તુલ્યજ ગણાય છે. ઉચ્ચ અધિકારવાળા ઘણા બધા અધિકારીઓને એકી સાથેજ રજુ કરવામાં આવ્યા હતા. રાજ મહેલના ખડો કિરમજી અને ગોલ્ડેરી બાનવાળા અનલસના જેવા કાગળો તેમજ ચિત્રો વડે ઘણીજ સુંદરરીતે શણગારવામાં આવેલ હતા. આ એક પુરાણું શાહી-નિવાસ સ્થાન છે; જો કે સન ૧૮૦૯ની મોટી આગ પછી તે જગ્યે ભાગે નવેસરથીજ બાંધવામાં આવેલ છે. પાદશાહી લેવીઓ હમેશાં અહીંજ ભરવામા આવે છે, અને આ પ્રસંગોએ રસ્તા ઉપર પ્રેક્ષકોની ખાચોખીચ ખડકાયેલ મેદાનની ઠઠ જામે છે. અમે પછી લૉર્ડ સેલીસબરી, સર રિચર્ડ ટેમ્પલ, મી એન્ડરૂ કેસલ્સ તેમજ બીજા કેટલાએક મોટા અધિકારીઓને મળવા ગયા. સાંજરે અમે હાઇડ પાર્કમાં ફરવા ગયા ઝાડો ઘણુંજ શોભાયમાન છે તેમજ રસ્તાઓની ગોઠવણ પણ સારી છે. હું કોઇ બીજા પ્રસંગે આ બગીચાને વધુ બારીકાઈથી જોવા આશા રાખું છું.

## ૧૯ મા મે.

અમે ૧૦ વાગે વ્હાઈટ હોલ ખાતે દરીઆઇ ખાતાની ઑફીસ જે લૉર્ડ નોર્થ બ્રુકનું અધિકારસ્થ અંગનુ રહેઠાણ છે ત્યાં જુદી જુદી ધ્વજાઓવાળાં સૈન્યોનું એકીકરણ થતું જોવા ગાડીમાં બેસી ગયા ગામડી સૈન્યોનુ તપાસના ક્રમપુરઃસર પસાર થવું તેમજ ટુકડીઓ એકત્ર કરવાને અંગે, નક્કી કરવામાં આવ્યા મુજબ તેમણે કરેલ વ્યુહ રચના એ એક ઘણુંજ દર્શનીય દશ્ય હતું. મને ઘોડાઓ તેમજ એક સરખો ભભકાબંધ પોષાક બહુ ગમ્યા. માણસો ઘણી દક્ષતાપૂર્વક ચાલતાં હતાં તેમજ બેન્ડને સંગીત ચાલતાં તેમજ સ્થીર ઉભતાં એક સરખું મજાનું હતું લૉર્ડ નોર્થબ્રુક બહુજ માયાળુ હતા અને તેમણે મને આ લશ્કરી તપાસ આરામ પૂર્ણરીતે જોઇ શકવાની તક આપ્યા માટે મને હર્ષ થાય છે. અમે પછી ગાડીમાં ઇંડીયા ઑફીસે ગયા અને અમારી સત્તાવાર મુલાકાતો ખતમ કરી. અમે માર્લબરો હાઉસ બકીંહામ પેલેસ, અને વેસ્ટમિન્સ્ટરહાઉસની મુલાકાત પણ શાહી મુલાકાત પોથીઓમાં અમારા નામ લખવા લીધી. માર્લબરો હાઉસ એ માર્લબરો ના પ્રથમ ડ્યુકના ઉપયોગ માટે બંધાયેલો એક પુરાતન ઐતિહાસિક મહેલ છે, અત્યારે તે પ્રિન્સ ઑફ વેલ્સની મિલકત છે તેમજ તેનું નિવાસ સ્થાન છે. બકિંહામ પેલેસ એ એક મોટું લંબચોરસ મકાન છે. ના. કૈસરેહિંદ મહારાણીનું તે ઉનાળાની ઋતુનું નિવાસ સ્થાન છે. એક મોટો બોલરૂમ આ મહેલની સાથેજ જોડવામાં આવેલ છે અને અહીં સરકારી બોલના મેળાવડા ભરાય છે. સાંજરે સરકારી બોલમાં અમે હાજરી આપી હતી. હીરા તેમજ સદ્‌ગૃહસ્થો અને બાનુઓના પોષાકની સુંદરતાએ મને ચકિત કર્યો. ના. પ્રિન્સ ઑફ વેલ્સનાં બાનુએ પહેરેલ હીરાઓ મને ખાસ પ્રશંસા યોગ્ય લાગ્યા. મોરબીના ઠાકોર સાહેબને તેમજ મને શાહી મંડળની બાજુમાંજ બેઠક મળી હતી અને અમે તેમનો

નાચ મહુજ રસપૂર્વક જોયો હતો અમે આ રાજ પુરુષોની સવારીની પૂઠે ખાણાના ઓરડામા ગયા, રાત્રિ-ભોજન્ય થઇ રહ્યા બાદ ના પ્રિ સ ઓફ વેલ્સ તેમજ તેમના બાનુ પોતાની નજીકના ઘણા માણસો સાથે માયા પૂર્ણરીતે વાતચીત કરતા હતા તેમની દયામય તેમજ પ્રેમમય રીતભાત જોઇ હુ મુગ્ધ થયો ખાણાના ખડની મધ્ય દિવાને દેખાતા સુવર્ણ થાળમા ચકારામય રોશની કરવામા આવી હતી અને તે ભારે દેદીપ્યમા ન માલો હતો અમે પછી આ ખડામા ફર્યા અને ઐતિહાસિક ચિત્રો જોયા આ મ્હેલ તેમજ તેની આસપાસના ભાગનો ખાર મે આજ દિવસ સુધીમા જોએલા દેખાવોમા સૌથી વધુ ભવ્ય હતો

સવારે અમે હાઇડપા ર્કના ખુણા ઉપર કોચીંગ ક્લબની બાગની આસપાસની ગાડી ની સફર જોવા ગયા દેખાવ બહુ રસયુક્ત અને ભવ્ય હતો આ એક પ્રચલિત સહેલ હઇને અમે અમારી સામે શોભાયમાન રસાલાની લાબી હારો તેમજ મૂલ્યવાન શણગારથી યુક્ત પશુઓથી જોડાએલ વાહનો જેમા મુખ્યત્વે કરીને પોતાના ઉચ્ચત્તમ આભૂષણો વડે સજ્જ્રેલ બાનુઓ બેઠેલ હતી– તે જોયા પ્રથમ ગાડીમા ના પ્રિ સ ઓફ વેલ્સ તેમજ બીજી નામાકિત વ્યક્તિઓ બેઠી હતી બીજી ગાડીમા પણ શાહી કુટુબની કેટલીએક વ્ય ક્તિઓ હતી છેલ્લી ગાડીને જોડવામા આવેલ ઘોડાઓ મને સૌથી વધુ ગમ્યા તેઓ ગામ ઠી ઘોડેસ્વા લશ્કરમા વપરાતા કોનસાના રગજેના કાળા હતા અમે રોટનરોમા પણ કેટ લાક ઘણા સુદર ઘોડાઓ જોયા, અને તેમનો અમુક ભાગ સવારી કરવા ઇચ્છનારાઓ માટે ખાસ રાખવામા આવતો હતો મને કાળાશ પડતા ભુરા રંગના ઘોડાઓ સૌથી વધુ પસદ છે પરતુ અહી બીજા રગો વાળા પણ કેટલાએક ઘણા સુદર ઘોડાઓ મે જોયા ૭ ના ૧ અમે લાર્ડ કિ ચનીને મળવા ગયા અને પછી ઇસ્લીગટન ખાતે ઘોડાઓ નુ પ્રદર્શન જોવા ગયા ઘોડાઓનુ કુદવુ ઘણીજ મજુજ પડે તેવુ હતુ ‘ નિટન ક્વીન ના મક એક ઘેડો એક પાચ આડાવાળો હતો ને તેમજ બીજુ ખબુ સુદર હમે ઠેકી ગયો તની શરત તો તને ખરીદી લેવા મારી ઇચ્છા છે સાજરે અમે લીસયન થીએટરમા મચ એડો એબાઉટ નથીગ’ નો નાટય પ્રયોગ જોવા ગયા હેન્રી અર્વીગ તેમજ મિસ એલન ટરીએ મુખ્ય પાઠ ભજવ્યો હતો આ આખો પ્રયોગ મહજ ચમત્કારિક રીતે ભજવવામા આવ્યો હતો દેવળમા હીરો ઉપર દોષારોપણ થતા વેદી ઉપરજ તેનુ મૂર્છાવશ થવુ એ દશ્ય બહુ જ અસરકારક હતુ શેક્સપીઅરના આથી પણ વધુ નાટકો ભજવાતા જોવાની મારી ઇચ્છા છે આને મે પ્રથમથીજ વાચેલા હઇ હુ સમજી શકુ છુ, અને બીજા નાટ કો જે મને અપરિચિત છે તેના કરતા એ આમા વધુ આનદ લઇ શકુ છુ એક નટ ત-રીકે મી અર્વીગ સબધમા મે ઘણુ વાચ્યુ હતુ અને તેથી તેને પોતાની ભૂમિકા ભજવતો જોતા મને આનદ થયો હતો

## ૩૧ મી મે.

સવારનો વખત મે હિદ માગેનો પત્રવ્યવહાર કરવામા ગાળ્યો બપોરે અમે મેજર ન્ટેર્સના બાળકોને જોવા હેમ્પસ્ટેડ તરફ ગયા હેમ્પસ્ટેડ એક બહુ મજાનુ સ્થળ છે અને ટેકરી ઉપરથી લડનનો બહુજ સરસ દેખાવ અમે પ્રત્યક્ષ કર્યો સાજરે અમે ઓરેલી

થીએટરમાં મી. બુકાનનના પુસ્તક "ગૉડ ઍન્ડ ધી મેન" ઉપરથી તૈયાર કરેલ "સ્ટૉર્મ બીટન" નામક નાટ્ય-પ્રયોગ જોવા ગયા. ઉત્તર ધ્રુવ પ્રદેશનાં કેટલાંએક દૃષ્યો બહુજ સારીરીતે દર્શાવવા-માં આવ્યાં હતાં પરંતુ અભિનય અમારા ધારવા કરતાં વધારે સારો નહતો. તેના રસોત્પાદક ભાગના આલેખનમાં અતિશયતાનો ભાસ થતો હતો અને તેને લઇ તે હાસ્યાસ્પદ બનતો હતો. મને આ નાટ્ય પ્રયોગ કરતાં મૂળ પુસ્તકજ વધુ પસંદ છે.

## ૧ લી જુન.

સવારે રસ્તે દુકાનો જોતાં અમે ગ્રોસવેનર પુસ્તકાલયમાં પગે ચાલતા ગયા. મેં ઘણીક સુંદર વસ્તુઓ જોઇ, અને ખરીદવા યોગ્ય લાગતી વસ્તુઓનું હું એક લિસ્ટ બનાવું છું. બપોરે અમે 'એક્વેરીઅમ'માં ગયા. અહીં ગમનનાં સાધનો અને તેમાંએ ખાસ કરીને દોરડાં ઉપર થતું કામકાજ લોકોને મોટું આકર્ષણ કરે છે. આ સાંજરે અમારો આ સ્થાને આવવાનો મુખ્ય હેતુ બ્રૉન્કો ઘોડાઓની હિકમતો જોવાનો હતો. કોલોરાડોના આ અશ્વોએ કરેલી કેટલીએક કરામતો જેવી કે પેટીને ખોલવી અને બંધ કરવી, રૂમાલ લઇ લેવો તેમજ એક પાસેથી બીજાને પસાર કરવો વગેરે બહુ સારી હતી. તેઓ કુતરાઓની માફક લાવતા અને લઇ જતા અને એક પાટીઆની જાંગીને બંન્ને છેડે રહી ઝુલાખાવાની રમત તેમજ ઢોળાણવાળી જગા પર એક પીપને ઉપર અને નીચે રોડવવું વગેરે કામ બહુજ રમુજ પડે તેવી રીતે કરતા હતા. ઘોડાઓ પોતે જરાએ દેખાવડા ન હોતા અને મારા ધારવા મુજબ તેમનું કામ મુંબઇમાં જોયેલ કુકના સર્કસમાં મેં જોયેલ કામના કરતાં ચડીયાતું નહોતું. અમે પછી હિકમતબાજ કબુતરોની કેટલીએક સાદી હિકમતો જોઇ, તેમજ એક બહુજ જાડી બાઇને એક સખ્ત દોરડાં ઉપર નાચતી જોઇ. અમે ધાર્યું કે આ દોરડું તુટી પડશે! દોરડાં ઉપરની રમતો મને કંઇ નવી નહોતી. હિંદમાં લગભગ ખુલ્લાં દોરડાં ઉપર નાચનારા નટોની વધારે નવાઇ ભરી તરકીબો મેં જોયેલ છે. આ લોકો શેરીઓમાંજ પોતાના તમાશા બતાવે છે અને પ્રેક્ષકોની એકાદ બે પૈસાની ખેરાત જેવી મદદ ઉપર પોતાનો નિર્વાહ ચલાવે છે. આ લોકો અત્યંત સાદા છે, તેમની જરૂરીઆતો અલ્પ છે તેમજ બહુ અલ્પથી પણ તેઓ સંતોષાય છે. જો તેઓ પોતાની કળાને કંઇક વધુ મહત્વ આપતાં શીખે તેમજ તેમના ઇંગ્લંડના ધધા ભાઇઓનુ અનુકરણ કરવાને કોશેશ કરી પોતાના ખેલો બંધ બારણે કરે-તેમજ બહારથી જરા વધારે સુધરેલો દમો કરે તો મને લાગે છે કે તેઓ અત્યારે કમાય છે તેના કરતા કદાચ વધારે પૈસા કમાય તેમજ તેમના સંબંધની લોકોની માન્યતામાં પણ સુધારો થાય અમે પછી જમીન તળેની રેલ્વે વાટે રિચમંડ આવ્યા ગીરદી ઘણી હતી અને રસ્તાના પ્રથમ ભાગમાં મારે તેમજ મેજર હેન્કોકને ડબ્બામાં ઉભા રહેવું પડયું. તેઓ એટલી ઝડપથી ગાડીમાંથી ઉતરી પડયા કે હું એક સ્ટેશનને લગભગ પાછળ રહી ગયા જેવું થયું. રિચમંડમાં મેજર હેન્કોકનાં પત્નીએ અમને બહુજ માયાપૂર્ણ સત્કાર આપ્યો. તે એક ભલાં વૃદ્ધ બાઇ છે અને તેમણે હિંદ સંબધે મારી સાથે બહુજ માયા ભરી વાતચીત કરી. રિચમંડ એક મનોહર સ્થાન છે "સ્ટાર અને ગાર્ટર હૉટલ" માંથી મળતો દેખાવ

અત્યંત સૌંદર્યપૂર્ણ છે. ટેમ્સ નદીના જમણા કિનારા ઉપર આ એક નાનકડું શહેર છે. અને લંડનવાસીઓનુ ઉનાળાની રતુનું એક આશ્રય સ્થાન છે. મને લંડન કરતાં અહીં રહેવાની બહુ ઇચ્છા છે, અને હું આશા રાખું છું. કે થોડો ઉનાળો વીત્યા બાદ અહીં રહેવા આવીશું. રિચમંડ પાર્કમાં અમે પગે એક ટુંકી સફર કરી અને કેટલાએક હરણ જોયાં. સેંકડો સુંદર ઝાડો વડે છવાયેલા લીલાં ઘાસનો મોટો વિસ્તાર બહુજ રળીયામણો દેખાય છે.

## ૨ જી જુન.

અમે સવારમાં થોડી એક વસ્તુઓ ખરીદવા પગે ચાલી ઑક્સફર્ડ સ્ટ્રીટ તરફ ગયા. બપોરે અમે મેજર હેન્કોકના દેવાસ નામક કોઇ મિત્રે આપેલ ગાર્ડન પાર્ટીમાં ભળવા, ગાડીમાં વિમ્બલ્ડન ગયા. રસ્તામાં અમે સર બાર્ટલફ્રીઅરને ત્યાં ગયા. પુટની અને વિમ્બલ્ડન વચ્ચેના રસ્તા ઉપર તેમને એક મોટું મકાન અને બગીચો છે. બગીચામાં અમે ચક્કર મારી અને સર બાર્ટલ તેમજ લેડીફ્રીઅર તરફથી અમને માયા ભર્યો સત્કાર મળ્યો. વિમ્બલ્ડનમાં, બપોર પછી અમે એક મનોહર બગીચામાં લૉન ટેનિસ રમ્યા. અહીંથી સરેની ખીણ તેમજ એપ્સમ ડાઉન્સ જ્યાં પ્રતિવર્ષ "ડર્બી" અને "ઓક" ની મોટી શરતો થાય છે— તેના ઉપર નજર પડે છે. સાંજ અમે મેજર હેન્કોકના જુના મિત્ર મી. કૉન્વે અને તેમના પત્નીના સહવાસમા વીતાડી. હેલીબરીથી આવેલ મેજર હેન્કોકના બે જ્યેષ્ઠ પુત્રો તેમજ તેની મોટી દિકરીઓ ત્યાં હતાં આ પ્રમાણે અહીં એક ગમતી મંડળ હતું અને ખાણું લીધા બાદ અમે રમતો રમ્યા.

## ૩ જી જુન.

સવારનાં આલ્બર્ટ મેમોરીઅલ જોવા અમે હાઇડ પાર્ક વચ્ચેથી ચાલ્યા. અહીં એક આરસની ઉંચી પડથી ઉપર, પ્રિન્સ આલ્બર્ટની કાંસાની ઢોળ ચડાવેલ આકૃતિ બેસાડવામાં આવેલ છે. આની આસપાસ બધી પ્રજાના ઉદ્યોગો, કાતરકામવાળી આકૃતિઓ દ્વારા બનાવવામાં આવેલ છે. આ આકૃતીઓનું કોતરકામ સુંદર છે અને જે મહાન અને ભલા પ્રિન્સના માનમાં આ સ્મારક ઉભુ કરવામાં આવેલ તેની તે યોગ્ય યાદી આપે છે, બપોરે અમે બેટર્સી પાર્ક જોવા ગાડીમાં ગયા. આ બાગ બહુ વિસ્તારવાળો અને મોટાં ખર્ચે રચાયેલ છે. અહીં આવવાનો અમારો મૂખ્ય હેતુ ગુમ થયેલ કુતરાઓનું ગૃહ જોવાનો હતો પરંતુ આ સ્થાન બંધ હતું. આથી અમારે તે જોવાને બીજા દિવસે આવવું પડશે.

## ૪ થી જુન.

નાસ્તો લીધા પછી તુરતજ અમે મેજર હેન્કોકના દિકરાઓનું તરવાનું કામ જોવા મેરીલબોનની નહાવાની જગ્યાએ ચાલીને ગયા અમે ઝુઓલોજીકલ બગીચામાં જોયેલા સીલોની માફકજ તેઓ તરતા હતા તેમજ પાણીમાં તેમના જેટલોજ આનંદ લેતા હતા અમે વળી એક તેમનાથી નાની ઉમરના છોકરાને તરવાનું શીખતાં જોયો. બાજુએ

ઉભેલ એક માણસે 'કંઇલ વાંસને બીજે છેડે વળગાડેલ એક રબ્બરના પડાનો તેને આધાર આપવામાં આવેલ, અને તે માણસ તેને એક માછલીની માફકજ ઝાલતો હતો. તરવાનું શીખવાની આ એક ઉત્તમ રીત દેખાય છે અને આ બાબત ઉપર આવું કંઇ શિક્ષણ લેવાની મને ઇચ્છા છે. હું ધારૂં છું કે રાજકોટની રાજકુમાર કાલેજમા પણ આવા તરવાના હોજની વ્યવસ્થા હોવી જોઇએ. તરવું એ એક કરતા વધારે કારણને ખાતર એક બહુજ ઉપયોગની કળા છે, મને બીક લાગે છે કે હિંદની ઉછરતી પ્રજામા આનો પ્રચાર ઓછો થતો જાય છે. આ ઉપરથી જ્યાં જ્યાં બની શકે ત્યાં તેના શોખને ઉત્તેજન આપવું આવશ્યક છે કેટલાએક માણસો ધારે છે કે તરવું એ કોઇપણ શિક્ષકની અપેક્ષા વગરની આપો આપજ શીખાતી કળા છે. હું આને તદન મળતો થઇ શકતો નથી, તે એક કળા હઇને, બીજી બધી કળાઓની માફક તેનો પદ્ધતિસર અભ્યાસ કરવો જોઇએ, અને આ કળા ઉપર લખાયેલ કેટલાએક પુસ્તકોમા દર્શાવેલા નિયમો ગમે તે વ્યક્તિ લાભપૂર્વક સ્વીકારી શકાય છે અમે પછી ગાડીમા બ્રિટિશ મ્યુઝીઅમ જોવા ગયા. આની અંદર કળા તેમજ વિજ્ઞાનના નમૂનાઓ, અસંખ્ય પુસ્તકો તેમજ પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોથી ભરેલી એક ગંજાવર લાઇબ્રેરી, એક સુંદર પ્રાણી–વિજ્ઞાનને લગતો સંગ્રહ વગેરે અપૂર્વ વસ્તુઓનો બહુજ બહોળો સંગ્રહ છે અને ત્યાંથી વધુ આનંદ પક્ષિઓ તેમજ તેમના માળાઓ જોતા થયો સ્વર્ગીય પક્ષિઓ તેમજ ગણગણાટ કરતા પક્ષિઓ જેમના સબંધે મે વાચ્યુ હતુ તે અહીં હતા મારાં આજ દિવસ પર્યંતમા જોયેલા પ્રાણીઓમા આ સૌથી વધુ શોભાયુક્ત હતા પ્રકૃતિ વિજ્ઞાનના બીજા નમુનાઓમાના ઘણાખરાને સાઉથ કેન્સીંગટન મ્યુઝીઅમ મા અહીંથી લઇ જવામા આવ્યા છે અને તેમને જોવાને અમારે ત્યા જવુ પડશે બપોરે અમે કેટલાએક મિત્રોને મળવા ઇલીંગ ગયા, અને સાંજરે હીઝ મેજેસ્ટીઝ થીએટરમા "ઇન્ડમ્ન" નામક નાટ્ય–પ્રયોગ જોવા અમે ગયા હતા અગ્રેજી રંગભૂમિ ઉપર મેં જે જોયા નાટ્ય–પ્રયોગોમા આ આગમા આગી ભાગનો એક પ્રયોગ હતો તે ઘણો જ મને રંજન કરનાર મને અત્યંત હર્ષ થયો હતો

## ૫ મી જુન

સવારમા અમે પગે ચાલતા બાગમા થઇને સાઉથ કેન્સીંગટન મ્યુઝીઅમ જોવા ગયા અહીં કળા અને કેળવણી સંબંધે પ્રતિમાઓ તેમજ નમૂનાઓનો એક કિમતી સંગ્રહ છે તેમજ ચિત્ર કળાને લગતો પણ સરસ સંગ્રહ છે અને સચાકામ તેમજ સગીતના સાહિત્યોમા બહુજ રસ પડ્યો અહીં બીજું એટલુ બધુ જોવા જોગ છે કે અમારે બીજે દિવસે તે જોવાને આવવુ પડશે બપોરે અમે મેજર હેન્ક્રોકના બાળકો સાથે મેડમ ટસા ડનુ મીણકામનુ પ્રદર્શન જોવા ગયા, અહીં મીણની બનાવેલી જીવત દેખાતી પ્રતિમાઓનો સંગ્રહ હતો. મીણકામ ખરેખર બહુજ સારૂ હતુ બીજા કોઇપણ કરતા મને "ચાવલી ઇંસ્નન" કહેવાતી પ્રતિમા વધુ ગમી, એકજ સ્થાને એકત્ર કરેલ આટલા બધા ગુનેગારોની ભિન્ન ભિન્ન પ્રકારની પદ્ધતિઓ જોતા આશ્ચર્ય થાય તેમ હતું મેં કહેવાતા "ભયકર ઓર

ડ" ની મુલાકાત લીધી, પરંતુ આ સંશોધનને લાયક મેં તેમાં કશુએ ન જોયું. આમાં દેહાંતદંડ પામેલ અપરાધીઓના કરમાઓ રાખવામાં આવેલ છે એ સિવાય તેના દેખાવમાં જરાએ ભય કરતા નહોતી. સાંજ અમે બંગાળાની હાઇકોર્ટના એક જડજ મી. સૈયદ હુશેન સાથે ગણી આ ગૃહસ્થ સાથે અમને આગબોટ ઉપરજ પિછાન થઇ હતી અને તેમના પ્રત્યે મને સારો ભાવ હતો.

## ૬ ઠી જુન

સવારમા મેં હિંદના કાગળો લખ્યા, બપોરે અમે સર બેરી એશીમે આપેલી એક લોન-ટેનિસ પાર્ટીમાં ગયા અને ત્યાં મને કેટલાએક જુના હિંદી પીછાણવાળાઓનો મેળાપ થયો બગીચો સુંદર છે, પરતુ ટેનીસની રમત નીરસ હતી અને મારી સાથી એક જુવાનબાઇ જરાએ રમી શકી નહિ. સાજરે અમે મેલિસબરીનાં માર્શનેસને ત્યાં એક સ્વાગતના મેળાવડામાં ગયા ઓરડાઓમાં બહુ ગીરદી હતી અને ભીંસાભીંસ જોતાં રમુજ પડતી હતી અમારે અહીં લગભગ એક કલાક ગાળવો પડયો. લૉર્ડ સૅલીસબરીએ મારી સાથે પ્રેમપૂર્ણ વાર્તાલાપ કર્યો અને ઘણાંએ માણસો મારી અથવા મારાં પહેરેલાં ઝવેરાતની પ્રશંસા કરવા રોકાયા આથી મને બહુજ ગમત મળી.

## ૭ મી જુન.

અમે એક ખાસ ટ્રેનમા સુવર્ણના પ્યાલા માટેની શરત જોવા આસ્કૉટ ગયા. સવારમાં થોડો વરસાદ પડયો હતો પરતુ બપોરે આકાશ સ્વચ્છ હતુ અને શાહી બેઠકો ઉપરથી અમે શરત બહુ સારીરીતે જોઇ શક્યા હતા. માત્ર ચાર ઘોડાઓજ મેદાને આવ્યા ડચ ચાવન નામક અશ્વ આનો માનીતો હતો અને બહુ દેખાવડો પણ હતો, પરતુ ટ્રીસ્ટન નામક એક બદસુરત ફ્રેંચ ઘોડાએ અર્ધ માર્ગ લગભગ મોખરે રહી સહેલાઇથી જીત મેળવી ભાગ્ય દેવીના ખેલ આવા છે! નફો નુકસાન, ફતેહ નિષ્ફળતાની બાબતમા દૈવજ ખરેખર મુખ્ય ભાગ ભજવે છે! અનુમાન કે અતિ શ્રદ્ધામા કંઇ વળતુ નથી! મેડોક અને શાહી હદમાં અહીં નહીં કરતા આનંદ પડતો હતો પ્રીન્સ અને પ્રીન્સેસ ઓફ વેલ્સ શરત શરૂ થયા પહેલા થોડીજ વારે ગાડી દ્વારથી શરતના સ્થાને આવ્યા હતા તેઓ હમેશની માફક તેજસ્વી અને ખુશ દેખાતા હતા અને તેઓ પસાર થતા લોકોના ટોળાએ એ મોટેથી હર્ષના પોકારો કર્યા હતા. અમે ખાણા માટે બહુજ વખતસર પાછા ફર્યા હતા અને સાંજે કોમેડી થીએટરમા "રિપ વાન વિંકલ" જોવા ગયા હતા મ આ કથાનાયકની વાત વાચેલ હતી એટલે અતર્ગત અભિનય બહુજ રસપૂર્વક સમજી શકો આસરામા ઉપર રંગીન પ્રકાશ વડે બદલાતા દશ્યો વાળુ અપ્સરાઓનુ દશ્ય ઘણુજ સુદર હતુ કેટલીએક નટીઓ અને તેમા ખાસ કરીને મિસ કોમાર્ટન ડારવીલ બહુજ ખુબસુરત હતી અને જે ગામડાની નખરાખોર છોકરીની ભૂમિકા ભજવતી હતી લાંબી ઉંઘ કરીને વૃદ્ધ માણસનું પોતાના વતનના ગામે બધુય બદલાયેલુ જોવા પાછા ફરવુ એ જરા ગમગીની ભર્યું હતુ આ પ્રયોગે મારા મનને એટલી તો સ્પષ્ટ ખાત્રી આપી કે મનુષ્યે સમયના પ્રવાહ સાથે

રહેવા કોશેશ કરવી જોઇએ નહિતર પાછળ રહી જતા તેને આખી દુનીઆ ઉંધી વળી ગયેલી તેમજ તેના જીર્ણું વિચારો સાથે જરાએ મેળ નહિ ખાતી માલુમ પડશે

## ૮ મી જુન.

નાસ્તા પછી તુરતજ અમે મિત્રમડળ સાથે ક્રિસ્ટલ પેલેસ ગયા દિવસ ખુશનુમા હતો, એટલે અમે બધા પ્રથમ તેની બાહ્ય જમીન તેમજ ભુલવણીમા ફરી વલ્યા અને પછી આ નરદમ કાચ અને લોખડના બનાવેલા મહાલયમા આવ્યા જુદી જુદી કચેરી ઓમા ગોઠવાયેલી રસપૂર્ણ વસ્તુઓથી તે ભરપુર છે મે એક મારા ખિસ્સામા મુકી શકાય તેવી અજબ જેવી લાકડી તેમજ બીજી કેટલીએક સામાન્ય વસ્તુઓ ખરીદી બીજી વસ્તુઓમા અમે હાથીદાત ઉપર યતુ (રિબન) પટ્ટીઓ બનાવવાનુ તેમજ મીઠાઇ બનાવવાનુ કામ જોયુ અમે વળી જોખાયા, વિજળીક અસર તળે આવ્યા તેમજ અમારા ફેફસાઓની શક્તિની કસોટી કરાવી મને નથી લાગતુ કે અમારામાના કોઇના સબધમા કઇપણ કહેવાપણુ હોય લગભગ બધો વખત બૅન્ડનુ સગીત ચાલતુ હતુ અને બહુજ સુંદર રીતે ગોઠવાયેલ ઉષ્ણ પ્રદેશના ઝાડો અને પુષ્પો ત્યાંથી ઉપર નીચે ફરતા આનદ પડતો હતો. સાઝરે અમે મેલોય થીએટરમા "આયોનેન્થ" જોવા ગયા પ્રથમ દેખાવ જેમા રગભૂમિ ઉપર પુલ વચ્ચે વહતી સાચા પાણી વાળી નદી હતી તે બહુ મજાનો અને યુક્તિપૂર્ણ હતો, તેમજ નદીમાંથી આયોલેન્થનુ ઉપર આવવુ એ પણ બહુજ કુશળતા પૂર્વક ભજવવામા આવ્યુ હતુ ઘડીઆળનુ ટાવર, તેમજ વેસ્ટ મિનિસ્ટર ખાતે પાર્લામેંટના મકાનો બતાવતુ છેલ્લુ દ્રશ્ય અદ્‌ભૂત રીતે સાચા જેવુ હતુ ગાયનો પણ આનદ આપે તેવા હતાં અને આખરના દેખાવમા બધી અપ્સરાઓએ પહેરેલા વિજળીક તારાઓ અત્યત આશ્ચર્યજનક અને સુદર હતા અપ્સરાઓની રાણી જેમના માથાઓને સ્પર્શતી તેમના ઉપર એકાએક થતો તારાઓનો દેખાવ એ ખાસ આનદપ્રદ હતો

## ૯ મી જુન.

૧૧ વાગે મી સર્ટિ ફ્રિઝ જીરાલ્ડનું મિસ બાયમર બૅશર સાથે થનાર લગ્ન જોવા ગાડીમા બેસી અમે સેંટ જેમ્સ પૅલેસના દેવળે આવ્યા આ મારે માટે એક બહુજ મજાનો અને નવાઇ જેવો દેખાવ હતો નવ વધુ તેમજ તેની આઠ કુમારિકાઓએ રેશમ અને સાટીનના સ્વેત વસ્ત્રો પરિધાન કર્યા હતા અને હાથમા પુષ્પોના શોભિતા ગજરાઓ ધારણ કર્યા હતા નવ વધુએ સફેદ જાળીનો બુરખો ઓઢયો હતો અને બહુ મોહક દેખાતી હતી, હિંદુ લગ્ન વિધિની સાથે સરખાવતા આ લગ્નવિધિ બહુજ ટુકી અને સાદી હતી હિંદુ લગ્નવિધિ વધુ સ્વાભાવિક રીતેજ અને વધુ રસપ્રદ તેમજ જો તેનો અર્થ બરોબર સમજવામા આવે તો દ્રાવક લાગે છે અમે પછી કન્યાના પિતાને ત્યા ગયા અને નવા પરણેલ જોડાને સુખેથી ગાડીમા જતુ જોયુ અહીં અમે મી મેકનાટનના પત્ની લેડી હાઉસના પત્ની અને પુત્રી, કેપ્ટન હમ્ફ્રી, મોરબીના ઠાકોર સાહેબ અને બીજા પુરાણા મિત્રોને મળ્યા. બપોરે અમે રસ્તામા માત્ર એકજ સ્થળે રોકાતી એક એક્સપ્રેસ ગાડીમા સેંટ લીયોનાર્ડ ગયા આ એક રાજકોટથી વઢવાણ જવા જેટલો લગભગ સાઠ

માઇલની લંબાઇનો એએક કલાકથી પણ ઓછા વખતમા થતો પ્રવાસ હતો અને માર્ગ મા થોડાએક ઉતારૂઓ લેવા ચોકીના રોકાતુ પડે તેના જેવી સફર હતી. મેજર હેન્કોકના બે નાના પુત્રો અમને સ્ટેશને મળ્યા અને સાજ અમે મેજર હેન્કોકના સસરા રેવરન્ડ મી હ્યુમન ત્યા ગાળી મી. હ્યુમે મારા પ્રત્યે બહુજ માયા બતાવી હતી.

## ૧૦ મી જુન રવિવાર

સવારમા હુ મેજર હેન્કોકના નાના દીકરાઓ સાથે પીયર તરફ ગયો વરસાદવાળી રાત્રી પછીની આ એક મજાની તાજી સવાર હતી, અને હવા બહુજ ખુશકારક હતી, સહેલગાહનુ આ સ્થાન માણસોથી ભરપૂર હતુ અને સર્વત્ર દેદીપ્યમાન અને આનદપૂર્ણ દેખાતુ હતુ બપોર પછી અમે ગ્રામ્ય પ્રદેશમા ગાડીમા ફરવા નીકળ્યા અને હોલીગટન આતે "ગ્રોવ" નામથી ઓળખાતા મી યંગના મકાનની મુલાકાત લીધી તે અમને પોતા-ની વાડીમા ફરવા લઇ ગયા અને તેમણે મને કેટલાએક સ્ટ્રોબેરી આપ્યા અમે અહીં સ-ફરજન તેમજ જમરૂખના નાના ઝાડો જોયા, તેમજ માર્ગમા પીચ, નેક્ટરાઇન, કરટ અને ગુઝબેરીના ઝાડો આવતા હતા અમે પછી હલેસા વડે ચાલતી હોડીમા ફરવા ગયા અને પહેલીજ વાર મે હલેસા મારવાનો પ્રયત્ન કર્યો હિંદુસ્થાનમા હલેસા મારવા એ રાજ્ય-કર્ત્તાના દરજ્જાને નહી શોભતુ મનાય છે, પરતુ મને તો તે એક બહુ આનદજનક વ્યયામ લાગે છે છતાએ બોટની સફર કરતા પહેલા કેમ તરવુ એ જાણવુ જરૂરનુ છે ઇંગ્લાડમા હલેસાવાળી બોટ ચલાવતા આવડવુ એ એક ભૂષણ મનાય છે લોકો સમુદ્રને એક પ્રકારનુ ક્રીડાસ્થાન બનાવતા દેખાય છે અને જેટલા આનદથી તેઓ પોતાના ક્રિકેટ-ના મેદાનોમા રમે છે અને ખેને છે તેટલાજ આનદપૂર્વક સમુદ્ર ઉપર પણ તેઓ રમત-ગમતનો આનદ લે છે બની શકેતો હલેસાનો અભ્યાસ પાડવાની મારી ઇચ્છા છે સેંટ લીનાર્ડ બહુ સુદર સ્થાન છે અને ખાસ કરીને વિક્ટોરીયા હોટેલની પાછળ ઢાળાથી બ-ધાયેલ બગીચો મને ગમ્યો

## ૧૨ મી જુન.

વહેલી ટ્રેનમા અમે કેમ્બ્રીજ જવા ઉપડ્યા અને એક વાગ્યા પછી તુરતજ ત્યાં પહોચ્યા હરભમજી અમને સ્ટેશન ઉપર મળ્યા અને તેમની ઓરડીઓમા અમે નાસ્તો લઇ બાઇબીકલની શરતો તેમજ પછી બોટની શરતો જોવા ગયા બન્ને બહુજ આનદ જનક હતી અને બપોર પછીનો સમય અમે આનદમા ગાળ્યો વિદ્યાલયોની પડોશમા બગીચાઓ અને ખેતરો ઘણાજ મજાના છે માર્ગની બન્ને બાજુ આવી સુદર તરૂ-પક્તિ-ઓ મે અગાઉ કોઇ દિવસ જોઇ નહોતી સાજનો સમય અમે હરભમજીની ઓરડીઓમાં એક-નાના-હવે પછી પદ્વી લેનાર એવા વિદ્યાર્થીમડળના સહવાસમા ગાળ્યો હરભમજીએ અમને છાયાચિત્રોનો કેટલોએક સુદર સગ્રહ બતાવ્યા આ સમયે બીજાઓ વીસ્ટની રમત રમ્યા તેમજ કેટલાએક ગપ્પા સપ્પા હાકી આનદપૂર્વક સાજ વીતાવી

## ૧૨ મી જુન.

નાસ્તો લીધા બાદ ટ્રિનિટી વિલિયમ સંગ્રહસ્થાનના ઘણાખરા ખરા તેમજ પ્રાર્થના સ્થાનો જોતાં વિદ્યાલયોને ફરતી ચક્કર મારી. પ્રાર્થના મંદિરો બહુજ સુંદરરીતે શણગારવામાં આવ્યા છે અને મને ગજાના મંદિરનો અંદરનો ભાગ ખાસ ગમ્યો. ટ્રિનિટી વિલિયમ સંગ્રહાલય આરસ પહાણનું બાંધેલું છે અને તેમાં ચિત્રો, બાવલાંઓ, પુસ્તકો તેમજ હસ્તલેખનો સંગ્રહ છે. તેમાં આ ઉપરાંત બહુ થોડું છે. અમે પછી શહેરની અંદર ફર્યા અમને તે નાનકડું તેમજ અયોગ્ય સ્થાન ઉપર આવેલું લાગ્યું. વિદ્યાલયના મકાનો બાદ કરતાં આ સ્થાનમાં જરાએ આકર્ષણ જેવું નહોતું અમોએ મુલાકાત લીધેલ સ્થાનોનાં મેં થોડાં એક છાયાચિત્રો ખરીદ્યા બપોરે વિદ્યાલયોની પાછળના બાગમાં લોન-ટેનિસ રમ્યા. દાજીરાજ અને વઢવાણવાળા કાળુભા આજરોજ મી. વાર્ડ સાથે અમારી હોટલે આવ્યા અને ખાણું લીધા બાદ અમે બધા મી. મૉરીસને ત્યાં હરભમજીએ આપેલ એક સ્વાગતના મેળાવડામાં ગયા. કહ્યુ એ મનમાં નહીં રાખતા કહું તો કેમ્બ્રીજે સામાન્ય રીતે મારા ઉપર બહુ છાપ પાડી નહિ કદાચ એમ પણ હોય કે તેની આસપાસ ગણિતશાસ્ત્રનું વાતાવરણ પ્રસરેલ હઇ તે મારાં કેક્સા ને શાસ્ત્રને માટે બહુ બોજારૂપ હતું.

## ૧૩ મી જુન.

અમે વહેલી ટ્રેનમાં કેમ્બ્રીજ છોડયુ અને થીએટર તરફ જતાં સરઘસમા ભળવાને બરાબર વખતસર એટલે સાડા અગ્યારે ઑક્સફર્ડ પહોચ્યા અહીં જાણીતી વ્યક્તિઓને માનદ-પદકો અપાવાના હતા અહીં આર્મેનીના ડયુક અને તેમનાં પત્ની તેમજ બીજા ઘણાંએ નામાંકિત માણસો હાજર હતા હુ લૉર્ડ નેપીયરને પડખે બેઠો હતો અહીં થયેલ ક્રિયાઓ જોઇ મને સાશ્ચર્ય થયુ ચેન્સલરને પોતાના શરૂઆતના ભાષણમા વિદ્યાર્થીઓ વારંવાર વિક્ષેપ નાખતા હતા અને ગેલેરીઓમાંથી બધી જાતની અવાજ પૂર્ણ ચેષ્ટાઓ કરતા હતા તેમની કેટલી એક ટીકાઓ જરા માર્મિક હતી અને બધાઓને હસાવ્યા હતા જાહેર વકતાએ લાટીન ભાષામા ભાષણ કર્યું હુ તે સમજી શક્યો નહી અને મને ખાત્રી છે કે અર્ધ માણસોની સ્થિતી મારા જેવીજ હતી આ ભાષણ અંગ્રેજીમા પણ થઇ શક્યુ હોત અને બધાથી સમજી શકાયુ હોત પરતુ મને લાગે છે કે બધા દેશોના પંડિતો અથવા ખરૂ કહીએ તો મિથ્યા પંડિતોમા પોતાના જ્ઞાનનો આડંબર બતાવવાની એક સામાન્ય પ્રથા છે. તોપણ માન સાભળવામા આવેલુ કે તે ભાષણ સુંદર રીતે અપાયુ હતુ ત્રણ અથવા ચાર પદવી ધરોએ પછી પોતપોતાના ઇનામી નિબંધો વાચ્યા અને તેમા પ્રથમ, ઘણી જાણીતી પ્રમાણભૂત વ્યક્તિઓ સામેના આક્ષેપોને લઇ બહુજ રસ પડે તેવો હતો, સ્મરણોત્સવનો દિવસ બહુ આનદપૂર્વક પસાર થઇ ગયો, જો કે મને લાગ્યા વગર ન રહ્યુ કે વિદ્યાલયના વિદ્યાર્થીઓનુ વર્તન, સક્ષેપમા કહેતા વિદ્યાર્થીઓને માટે અણછાજતુ હતુ શિક્ષાગુરૂઓની સામે વિદ્યાર્થીઓનુ આવુ તોફાની વર્તન હિંદમા એક ન માની શકાય તેવી વાત છે અને ત્યા ગુરૂઓ અને વિદ્યાર્થીઓ તરફથી દેવને અપાતા માનને મળતુજ માન આપવામા આવે છે. આ વિધિ પૂર્ણ થયા બાદ અમે “બધા આત્માઓના વિદ્યાલયે” ગયા, અને

પછી સૅંટ જોનના વિદ્યાલયની વાડીમા થતા ફ્રીમેસનોના ઉત્સવમા ગયા બગીચા બહુ સુન્દર છે અને હવા બહુજ આનદ આપે તેવી હતી મને આ મેતીના પ્રમુખની પાસે રજુ કરવામા આવેલ તેમજ ડૉ માર્કેલી, ડૉ ફાઉલર, ડૉ આકલેન્ડ, મી થેલી, સર વિલિયમ એન્સન તેમજ બીજા ઘણાઓની પાસે બપોરના વખતમા મારી પિછાન આપવામા આવી હતી કોપસ ક્રિસ્ટી વિદ્યાલયનાગા ડૉ ફાઉલર સાથે અમે સાજ ગાળી ડૉ બહુ માયાળુ અને સ્નેહાળ હતા

## ૧૪ મી જુન.

સવારનો સમય અમે વૈદકના રાજાએ નિયુક્ત કરેલા આચાર્ય ડૉ આકલેન્ડના સહવાસમા ગાળ્યો તેમણે મી. ન્યુમન તેમજ કેટલાએક બીજા એક એકથી ચડી જાય તેવા મોટા પુરુષો પાસ અમારી ઓળખાણ આપી નાસ્તો લીધા પછી, શેલ્ડોનીયન થીએટરમા સામાન્ય પદવીઓ અપાતી જોવા અમે ગયા પછી અમે સગ્રહસ્થાન જોવા ગયા અહીં વૈજ્ઞાનિક પદાર્થોનો સપૂર્ણ સગ્રહ હતો ડૉ આકલેન્ડ અહીં અમને પ્રેમપૂર્વક મળ્યા અને આ સસ્થામા ચાલતા અભ્યાસ તેમજ તેને લગતી પ્રયોગ શાળાઓ બતાવ્યા આમા વૈજ્ઞાનિક શોધખોળની દરેક શાખાના અભ્યાસ માટે દરેક પ્રકારની સગવડો યોજવામા આવેલ છે અને આ પ્રમાણે બધા વિષયો ઉપર સપૂર્ણ જ્ઞાન આપવાની વિદ્યાર્થીઓને બની શકતી સર્વ પ્રકારની અનુકૂળતાઓ આપવામા આવેલ છે વૈધામ વિદ્યાલયનો પ્રધાન અધિકારી મી થેલી સાથે કેટલોક સમય વ્યતીત કરી અમે વિદ્યાલયોની વાડીઓ તેમજ તેમના કેટલાએક ખડો અને પ્રાર્થના સ્થાનોની મુલાકાત લીધી આ સ્થાનો સુદરતામા કેમ્બ્રીજના કરતા પણ ચડીયાતા હતા બપોર પછી અમે મી કનીંગ સાથે જળ-વિહાર અર્થે નદી તરફ ગયા અને મી ક્લીવરે ચારવાલ જે એક ઘણીજ સુદર નદી છે તેની પાસેના બગીચાઓ અને વાડીઓ વચ્ચેથી મોટરને હલેસાવડે ચલાવી આ બહુજ મજાનુ અને આનદ આપે તેવુ હતુ સાજનો વખત અમે હેડીંગટન હિલ ખાતે રો મેસ્મી સાથે ગાળ્યો અહીં તેમને એક સુદર મકાન તેમજ વાડીઓ છે તે બહુજ માયાળુ હતા અને તેમણે મને કોઈક દિવસ ઓક્સફર્ડ આવી મારો અભ્યાસ પૂર્ણ કરવા માટે વિદ્યાનગરોમાના એક સાથે કેટલોએક વખત જોડાવાની સલાહ આપી

## ૧૫ મી જુન

સવારમા બાર વાગ્યા સુધી મે હિંદ માટેના કાગળો લખ્યા પછી હુ શ્યામજી પંડિતને ત્યા તેની સાથે ખાણુ લેવા ગયો ત્રણ વાગે અમે ફરીથી સગ્રહસ્થાનમા આવ્યા અને અહીં પ્રૉ ક્લીફ્ટને પ્રેમપૂર્વક, જ્યોતિષ વિજ્ઞાનના પ્રયોગો કરવાના બધાએ સાધનો અમને બતાવ્યા પછી હુ એક મિત્રને ત્યા કરવામા આવેલ જાપાની ચા પાર્ટીમા ગયો જાપાની ચા એ દુધ કે સાકર વિનાનો મદ ઉકાળો હોય છે તેને તૈયાર કરવાની રીત બહુ સાદી છે પહેલા ગરમ પાણી ઉકાળી તેને ચાના વાસણમા રેડી ઠડુ પડવા દે છે જ્યારે તે નવશેકુ થાય ત્યારે તેમા લીલી ચા ભીંજાવવામા આવે છે પછી આઠ નવટાક પ્રવાહી સમાઈ શકે એવડા નાના પ્યાલાઓમા તે પીરસવામા આવે છે ઉકાળો

જરાએ સારો નથી. ઘેર આવતાં અમે કેટલાંએક ઓક્સફર્ડનાં દશ્યો ખરીદ્યાં. સાંજ ઠંડી તેમજ વાદળાંઓવાળી નીવડી. ઇંગ્લાંડનાં સૌથી પ્રાચીન અને વિખ્યાત વિદ્યાનાં સ્થાન ઑક્સફર્ડની મુલાકાત સૌથી વધુ આનંદપૂર્ણ મુલાકાતોમાંની એક હતી. મને આ સ્થળ બહુજ ગમે છે. અને ત્યાં મેં જે જે જોયું છે તેમજ જે જે લાભ લીધેલ છે તેનાં સારામાં સારાં સ્મરણો હું મારી સાથે લઈ જઇશ.

## ૧૬ મી જુન.

અમે ઓક્સફર્ડ નવ બજ્યાની એક્સપ્રેસ ગાડીમાં છોડ્યું અને લગભગ દોઢ કલાકે પેડિંગ્ટન પહોંચ્યાં. બે બજ્યે અમે હેન્ગ્લરનાં સર્કસે ગયા, પણ તે બંધ માલુમ પડતાં નાસીપાસ થયા. પછી અમે 'રૉયલ અક્વેરીઅમ' તરફ ગયા અહીં એક અગર બીજું કંઇ કંઇ હમેશાં થયા કરે છે; અહીં અમે કેટલાએક નજર બંધીના ખેલો જોયા તેમજ કેટલુંએક દોરડાં ઉપરના નાચને લગતું ઘણું સરસ કામ જોયું. બહુજ ઉંચે બાંધેલ હિંચકાઓ ઉપર તેઓ કસરતના ખેલ કરતા હતા, તેમજ તેમની નીચે બાંધેલ એક મોટી ઝાળમાં તેઓ અવાર નવાર પડતા હતા. આમાંના બે તો તદ્દન નાના છોકરાઓ હતા. સાંજ પછી અમે પ્રિન્સેસનાં થીએટરમાં 'ધ સિલ્વર કિંગ' જોવા ગયાં. મને સૌથી વધુ ગમેલ નાટકો પૈકીનું આ એક હતું. નાટ્યની વસ્તુ બહુજ સાદી છે પરંતુ અભિનય ઘણોજ સારો છે. બધું સ્વાભાવિક દેખાતું હતું અને ઘણા કિસ્સામાં હોય છે તેમ જરાએ અતિશયતા તેમાં નહોતી.

## ૧૭ મી જુન

બપોરે અમે ક્યુ ગાર્ડન્સ તરફ ગયા. કેટલાંએક ઉષ્ણપ્રદેશની વનસ્પતિ માટેનાં ગૃહો સુવ્યવસ્થિત હતાં તેમજ બધાં સ્થાન ની સારી સંભાળ લેવાતી હતી. પરંતુ બીજા બાગો ની માફક મને તે ગમ્યું નહિ. પ્રત્યેક છોડ ને પોતાના નૈસર્ગિક વિકાસ માટે અનુકૂળ જમીન તેમજ આબોહવા હોય છે. જુદાંજ વાતાવરણમાં વર્તાં છોડને કૃત્રિમ ઉપાયો વડે ઉછેરવો તેમજ બળજોરી અને જુલમ વડે તેની પાસે ફળો પકાવવાં એ મારાં મનને પ્રશંસાપાત્ર ન લાગ્યું. વૈજ્ઞાનિક દૃષ્ટિએ તે એક ભલે મહત્વનું કાર્ય હોય, પરંતુ આ બધાં છતા તે સ્વ ભાવિક નથી. કુદરત અને કળા માટે મારા ખ્યાલ પ્રમાણે પોત પોતાનો નિર નિરાળાં કાર્યો નિર્માણ થયેલ છે. તે બંનેની વચ્ચે વ્યાજબી અંતર રાખવામાં આવે ત્યાં સુધીજ તેમની ખુબીઓ જળવાઇ રહે છે. કુદરતની પવિત્ર મર્યાદા ઉપર કળાને આક્રમણ કરવા દેવામાં આવતા મને બીક લાગે છે કે તે પોતાનું આકર્ષણ ગુમાવશે. પરંતુ લંડન અને તેની આસપાસના પ્રદેશોમાં મારા ટુંક નિવાસ દરમ્યાન મને જણાયુ છે કે, જેમ બને તેમ કૃત્રીમ ઉપાયો વડે કુદરતનું અનુકરણ કરવાની ઇચ્છા સર્વત્ર વ્યાપેલ છે. 'ક્યુ' ખાતેનાં ઉષ્ણ-ગૃહો એનાં સારાં ઉદાહરણ છે. પછી અમે મિસ નોર્થનો ચિત્રોનો સંગ્રહ જોયો તેનું પુષ્પોનું ચિત્રકામ બહુ સારૂં હતું પરંતુ તેનાં રંગ-ચિત્રો મને ન ગમ્યાં. બપોર પછીનો સમય વૃષ્ટિવાળો તેમજ ઠંડીવાળો હતો.

## ૧૮ મી જુન.

સવારે અમે ચાલીને ગ્રોસવેનોર પુસ્તકાલયે ગયા અને ત્યાંથી બોન્ડ સ્ટ્રીટમાં થઇ પિકાડિલી ગયા. આ એક મોટી ધંધા રોજગારવાળી શેરી લાગે છે. તેમાં સુંદર દુકાનો છે

જ તવંગર માણસોના ચાલતી પદ્ધતિએ બંધાયેલાં રહેઠાણો છે. અહીં મેં થોડી એક ડીડીઓ કરી અને પછી સેનધામ હોટેલે મારા મિત્ર વઢવાણના હાકોર સાહેબને ત્યાં . હાકોર સાહેબ આ દેશમાં મારીજ માફક એક માર્ગનાં પંખેરૂ જેવા હતા તેને તાં મને બહુજ હર્ષ થયો. પરભૂમિ ઉપર જ્યાં ચોતરફ અજાણ્યાં માણસોજ નજરે છે ત્યાં ગમે તેને પોતાના દેશીભાઈને જોઈને અનહદ આનંદ થાય છે. આ દેશીભાઈ ને એકંદર અપરિચિત હોય ! પરંતુ તેમની ભાષા, રીતભાત, પહેરવેશ, તેમજ વિચાર- માં પણ કંઈક એવું મળતાપણું હોય છે કે તે બન્નેના મનને પરસ્પર આકર્ષે છે. ધારૂં છું કે આ કંઈક અનિર્વચનીય જેવી પારસ્પરિક સહાનુભૂતિનુંજ પરિણામ છે. પરંતુ ભાગજ મને કંઈ ત્માત્ર અપરિચિત નહોતા. અમે એકજ સ્થાને વરસો સુધી સાથે રહ્યા . આથી તેમને તેમજ તેમના ભાઈને અવારનવાર મળતાં મન થતો આનંદ સારી તે કલ્પી શકાશે. બપોરે અમે એબરી સ્ટ્રીટમાં મી. મેક્નાટન અને તેમનાં પત્નીનાં કાને ગયા. અહીં મને હરભમજી મળ્યા અને સાંજનો સમય પણ અમે આનંદ- ર્વક ગાળ્યો.

## ૧૯ મી જુન.

સવારમાં અમે ઓક્સફર્ડ સ્ટ્રીટ તરફ ચાલ્યા અને ત્યાં એક ગોખાના ચિત્રો માટે તેમજ જુનું મારા પ્રવાસ દરમ્યાન મેં સંગ્રહેલાં છાયાચિત્રો માટે ફ્રેમ બે છાયાચિત્રોના આલ્બમો માટે મેં વરધી આપી. અમે ઓક્સફર્ડ સર્કસમાંથી પાછા, એક ઘણા માણસો બેસી શકે તેવી ચાર પૈડાની ગાડીની (ઓમ્નીબસની) ટોચ ઉપર બેસીને આવ્યા. આ એક મુસા- ફરીનો બહુજ આનંદજનક પ્રકાર હતો બપોરે અમે મેસ્કેલાઈન અને કુકના ખેલો જોવા ગયા. અમે ડેવનપોર્ટ ભાઈઓના જેવીજ તદબીરો બનાવી આ ભાઈઓની હિકમતો બહુજ અકળતાવાળી હતી, પરંતુ અહીંતો રમનારાઓ, અંધાર કોટડીમાં પુરાઇ છુટા થવા બદલે બીજા લોકોના હાથે બંધાવાને સ્થાને પોતપોતાનેજ હાથે બંધાયા હતા, અને આથી મારા ખ્યાલ પ્રમાણે ખેલની ખુબીને નુકશાન પહોચતુ હતુ. આ પછી રોનાનીમેળેજ વાગતા વાદ્યોનુ સંગીતનુ કાર્ય થયુ હતુ તેમજ તેના પડી અજવાળે અને અંધારે એમી પ્રેતવાહનના પ્રયોગો કરવામા આવતા પ્રેતો દેખાઇ પ્રેક્ષકોના માથા ઉપર ભ્રમણ કરતા દેખાતા હતા એક આપોઆપ હાલતી ચાલતી આકૃતીએ દેખીતી રીતે ન સમજી શકાય એવી રીતે લોર્ડ બીકન્સફીલ્ડનુ ચિત્ર દોરાય હતુ મારા માનવા મુજબ આ ચિત્ર અગાઉથી કાગળ ઉપર ચિતરેલુ હોવુ જોઇએ અને પછી વિજળિક અથવા તો રસાયણિક અસર તળે ધીમે ધીમે દેખાતુ કર્યુ હોવુ જોઇએ પરતુ આ સબધે હુ કઇ ચોકકસતા પૂર્વક કરી શકતો નથી ઘણાએ ભોળા માણસો આવી તરકીબોને કદાચ ચમત્કારીક માનતા હશે. પરંતુ હુ તો ચમત્કારમા માનવા વાળો નથી કારણ, દરેક બાબત અમુક નિયમો તેમજ સિદ્ધાંતોની રૂએ ચાલે છે આ કઇ બધાને જાન હોતુ નથી જ્યા સુધી કોઇપણ દૃશ્યમાન પદાર્થ આપણી સમજણના ક્ષેત્રની બહાર હોય છે ત્યા સુધીજ તેને આપણે ચમત્કારિક કહીએ છીએ પરતુ જે સિદ્ધાતો વડે તે ચાલે છે તેનુ ભાન થાય

અને ખુલાસો મળે ત્યારે તેનો ચમત્કાર ચાલ્યો જાય છે. સતત વિનિયોગ અને વ્યવસ્થિત અભ્યાસ દ્વારા આ શુભ સિદ્ધાંતોને પ્રકાશમાં લાવવા એ મનુષ્યની શક્તિની બહારનો વિષય નથી. બાબત આ પ્રમાણે હઇ મારા ધારવા પ્રમાણે "ચમત્કારીક" એ શબ્દ એક માત્ર દઢ સંસ્કાજ થાય છે.

## ૨૦ મી જુન.

સવારમાં મેં પત્રલેખન કર્યું. બપોરે હેન્ડન ખાતે વેલ્શ હાર્પ તરફ અમે ગાડી હંકારી અને તળાવ ઉપર હલેસાં વાળી બોટની સફર અર્થે ગયા. તળાવ એક સુંદર જળાશય છે તેમજ તેની આસપાસનો દેખાવ બહુજ શોભાયમાન છે. અમે બાટલીઓ તરફ રાઇફલ વડે ગોળી બહાર કરવાની તાલીમ પણ લીધી અને મે ત્રણ પ્રયત્નો બાદ એકને હુ તાકી શક્યો. આ એક બહુ મજાની તાલીમ છે પરંતુ માત્ર એક વિનોદના સાધન તરીકે હું ધનુર્વિદ્યાને વધુ પસંદ કરૂં છ એક સમય આ કળાજ આર્યાવર્તનું એક ગૌરવ હતું અને તે હજુએ કુંઅરી જાતિઓમાં કેળવવામાં આવે છે. અમારી પાસે હિંદે ઉત્પન્ન કરેલા સૌથી વધુ નિપુણ ધનુર્ધરોની એક મોટી નામાવળી છે, જેમના પરાક્રમો અદ્દભૂત છે—માત્ર પોતાની બાળકીના મસ્તક ઉપર રાખેલ સેબફળ તાકયું માટે (ઈંગ્લાંડનાં) લોકગીતમાં ગવાતા વિલિયમ ટેલનાં પરાક્રમો કરતાં પણ વધુ અદ્દભુત છે. શોકની વાત છે કે આ કળા નાશ પામતી જાય છે. તેથી પુષ્કળ વ્યાયામ મળે છે, છાતી પહોળી થાય છે તેમજ આંખો પણ કેળવાય છે. હુ તે સારી રીતે જાણું તેવી મારી મનોભાવના છે. સાંજે ફરી લેઇન થીએટરમાં "યુથ" (જુવાની) ન નાટ્ય અમે જોવા ગયા એક લશ્કરી વહાણની વિદાય તેમજ ઇજીપ્ત વાસીઓ અને અંગ્રેજો વચ્ચેનું યુદ્ધ જે દેખાવોમાં બતાવાયેલ તે બહુજ દ્રાવક તેમજ સુંદરરીતે યોજાએલા હતા. તુરંગનું દ્રશ્ય પણ બહુ મજાનું હતુ તેમજ કિલ્લાનો દેખાવ, જેમાં કેટલાએક નાના છોકરાઓની સેના ઉંચી ટોપીઓ સાથે કિલ્લામાંથી બહાર નીકળી પડી હતી તે પણ બહુજ ગમ્મત આપે તેવુ હતુ

## ૨૧ મી જુન.

અમે ડોરનો ચિત્ર-સંગ્રહ જોવા ગયા તેમજ પાઠશાળાની બીજી મુલાકાત લીધી ડોરનાં ચિત્રોનું કદ જોતા હું આશ્ચર્ય ચકિત થયો તેમાં જીવંત મનુષ્યના કદ કરતાંએ મોટાં ચિત્રો હતાં. વિષેશે મુખ્યત્વે કરીને રૂપકમયજ હતા કળાના નમૂનાઓ તરીકે તેઓ ખરેખર યોગ્ય હતા. પરંતુ ચિત્રોના વિષય મોટે ભાગે (ખ્રિસ્તી) ધર્મ શાસ્ત્રોને લગતા હઇ તેમની મારા ઉપર બહુ છાપ પડી નહોતી. આનશબાજીનો દેખાવ જોવા સાંજરે અમે ક્રિસ્ટલ પેલેસ ગયા તેને અંગે જીબ્રાલ્ટરના ઘેરાનો દેખાવ બનાવાયો હતો અને તેણે બહુજ અસર ઉત્પન્ન કરી હતી. કેટલાએક બીજા દેખાવો પણ ગોઠવવામાં આવ્યા હતા અને તેમા એક પતંગીઆની પૂંડે પડેલ સર્પનો દેખાવ બહુજ કુશળતા ભર્યો હતો. સંગેવર અને ફુવારાઓને રંગીન રોશની વડે પ્રકાશિત કરવામાં આવ્યા હતા અને તે બહુ સુંદર દેખાતા હતા દેખાવ તણખાઓના ધોધ સાથે ખતમ કરવામાં આવ્યો હતો અને

ને મોન્ટેરી જળધોધ જેવો દેખાતો અને બહુ લાંબો સમય ચાલ્યો હતો. આ આતશબાજી બહુ સારી હતી પરંતુ મેં જોયેલ કેટલીએક હિંદની આતશબાજી આના જેટલીજ સારી હતી તેમજ કેટલીક બાબતમાં આના કરતાંએ વધુ સારી હતી. હું સાચું કહું તો મને આતશબાજીનો દેખાવોનો બહુ શોખ નથી. મને તો તે પૈસાનો મોટો વ્યર્થ વ્યય લાગે છે.

## ૨૨ મી જુન.

અમે ટ્રેનમાં આર્મેનલ (આયુધાગાર) જોવા વુલવિચ ગયા, અમે જરા પહેલા પહોંચ્યા એટલે ટેમ્સ નદી ઉપર એક ટુંકી સફર મારવા નીકળ્યા. ટેમ્સ ગંગા અને સીંધુની સરખામણીમાં એક બહુજ નાનકડી નદી છે, પરંતુ આ બીનાએ તેણે મહત્વ મેળવ્યું છે કેઃ..........તેની

"વિશાળ છાતી, એકત્રિત જગતના ફરફરાટ ઉડતા ધ્વજને બનાવે છે." અમે ગોદીથી જરા આગળ એક પેનીબોટ (પેની એટલે એક આનો શી તરીકે લેતી) માં સફર કરી. ત્યાંથી એક ટ્રામવે દ્વારા અમે પાછા આવ્યા અને મેજર ટાલ્ટન તેમજ એક બીજા તોપખાનાના અધિકારીએ આ બધું બતાવ્યું. અમે કેટલીએક સૌથી મોટી ગંજાવર તોપો જોઇ. તેમના ગોળા અને શેલ લગભગ મારા જેવડાં મોટાં હતાં. લોખંડનો મોટો જથ્થો ભઠ્ઠીમાંથી કઢાઇ હથોડા વડે તેનો ઘાટ ઘડવામાં આવતો અમે જોયો. આ યાંત્રિક હથોડા ઇચ્છા પ્રમાણે જોરથી અથવા ધીમેથી પાડી શકાતા હતા. તોપોના ગોળાઓ, શેલ અને ગોળીઓ વગેરે દારૂગોળો બનાવવાને લગતી તેમજ તોપોની ગાડીઓ અને જમીન તેમજ દરીઆઇ યુધ્ધોનો સરંજામ બનાવવાને લગતી તમામ વિગતો પણ અમને બતાવવામાં આવી હતી. આ કારખાનું ઈંગ્લંડના સામર્થ્ય અને પ્રભાવનો જોનારને કંઇક ખ્યાલ આપે છે. યુદ્ધનો દરેક સરંજામ તેની કિંમતની જરાયે પરવા કરાવ્યા વગર અહીં બનાવવામાં આવે છે. વુલવિચનું શહેર કંઇ મોટું કે જાણવા જોગ નથી. મને તો તે બહુ ગલીચ અને ગંદું લાગ્યું. ડૉકયાર્ડ તેમજ આર્સેનલ (આખાં રાજ્યમાં આ માત્ર એકજ આર્સેનલ છે) આ એજ તેનાં આકર્ષક સ્થાનો હતાં. ગામ દેખાવે કંગાલ જેવું છે અને દેખીતી રીતે સામાન્ય માણસોથીજ વસાયેલ છે. સાંજરે અમે હે માર્કટ થીએટરમાં "ફેડોરા" જોવા ગયા. આ એક ફ્રેન્ચ કૃતિ છે અને તે દ્વારા યુરોપખંડ ઉપરનાં જીવનનો કંઇક ખ્યાલ આવ્યો. બીજી રીતે મેં જોયેલ બીજી કૃતિઓ જેવી આ કૃતિ ગમેલ નહિ.

## ૨૩ મી જુન.

બપોરે અમે મેજર હેન્કૉકના મિત્રો–મી. ફ્રાકસ અને તેમનાં સ્ત્રી–એમને ઘેર એક લૉન-ટેનિસની પાર્ટીમાં ભળવા ગાડીમાં બેસી ફીંચલી ગયા. ફિંચલી હીલ પહોંચતાં સુધી જમણી બાજુ હેમ્પસ્ટેડ અને ડાબી બાજુ હૅરો વચ્ચેથી પસાર થતી આ એક મજાની ગાડીની સફર હતી. ઘણાંખરાં ઘાસના ખેતરોમાં ઘાસ કપાતું હતુ અને બધાં ખેતરો એ કદમ લીલાં અને રળીયામણાં લાગતાં હતા ગુલાબનાં પુષ્પો તેમજ બીજી બધી જાતનાં પુષ્પોથી ભરપુર આ બહુજ મજાના બગીચામાં અમે ટેનીસ રમ્યા લીલાં ઘાસ ઉપર રમ-

તા બ જ આનદ મજે છે અને હિંદુસ્થાનમા પણ આપણે આવા મજાના સ્નાન ગોરાનાની વ્યવસ્થા કરી શકીએ એમ મારી ઇચ્છા છે માગ ધારવા પ્રમાણે તે અનત ઝ્નામિયન દ્વારા સમાળી શકાય છે ખાણુ લીધા બાદ અમે ટ્રાઇસીક્લની સ્ટેન ક વા નીકળ્યા ટ્રાઇસીકલ પર બેસવુ એ બહુ સહેલુ છે પ તુ તે ચલાવવાને મોટા બળની જ ર પડે છે બાઇસીકલ ઉપર બેસતા શીખવાનુ હુ વધારે પસદ કરૂં છુ, જે વધારે ઝડપથી જઇ શકે છે તેમજ વધુ આનંદ આપે છે જો કે મારે કહેવુ જોઇએ કે તેને અંગે ઉપતી પડવાનો વધારે સભવ છે છતાએ બેસનારની હિંમત તેમજ પ્રય ન દ્વારા ગ ભોનામાથી બચી શકાય છે

## ૨૪ મી જુન રવિવાર.

હુ બપોરની પ્રાર્થના સાભળવા વેસ્ટમિનિસ્ટર એબીએ ગયો સગીત મને બહુજ ગમ્યુ આરસના સ્થભો તેમજ સુદર રીતે રગાયેલ દિવાલો વ. આ દેવળ બહુજ ભવ્ય દેખાવ ધારણ કરતુ હતુ સ્નેહ અગર યુદ્ધમા માન અને નામના મેળવનાર વ્યક્તિઓનુ આ એક મહાન સમાધિ સ્થાન છે આને યોગ્ય રીતેજ 'કીર્તિ મદિર' કહેવામા આવે છે, અને અમે રવિવાર હોવા સબબ આ સ્થાન બારીકાઇથી જોઇ શક્યા ન હ્રતા તેમા આવેલ ઘણીએ જાણવા જોગ સ્મરણ ચિન્હો જોવા માટે અહીં ફરીથી આવવુ જોઇએ

## ૨૫ મી જુન

આજે ઑક્સફર્ડ અને કેમ્બ્રીજના મહાન ક્રીકેટ-મેચનો દિવસ હતો મુખ્ય બેઠકમા મને બહુ સારૂ સ્થાન મળ્યુ હતુ ઠેઠ બપોર લગી મન મેં બહુ રસપૂર્વક નીહાળી એ વામા ભારે વરસાદ તેમા વિક્ષેપ પા યા અને રમત બગાડી આવા મેચમા લોકો આટલો બધા રસ લે એ નવાઇ ભર્યું હતુ મેદાનમાં બધી બાજુ હજારો માણસો મતની દરેક પળના આતુરતા પૂર્વક નિહાળી રહ્યા હતા રમત જ્યાસુધી ચાલી ત્યાસુધી ઘણીજ સરસ હતી અને ફિલ્ડીંગની ચપળતા મને બહુજ વખાણવા જોગ લાગી જો કે મને પોતાને આ રમતનો બહુ શોખ ન હોતો આ રમતમા બેશક સખ્ત તાણુતાણ ચાલી હતી અને એક પક્ષની રન કરવાની પ્રશસાપાત્ર કોશશ તેમજ બીજા પક્ષની તેમને અટકાવવાની કોશિશ એવી તો ભારે હતી અને પોતાના નિયુક્ત સ્થાને ઉભેલો પ્રત્યેક જણ એવો બધો સાવધાન હતો કે મે કોઇ સ્થળે વાચેલુ કે એક મહાન સેનાધિપતિ લડાઇની કળા ક્રિકેટના મેદાન ઉપર શીખેલો હતો તે બાબત સ્પષ્ટપણે સમજાવી જરાએ મુશ્કેલ નહોતી મારા ધારવા પ્રમાણે અત્યારની ક્રિકેટની રમત એ હિંદમા પ્રાચીન કાળની 'ગેડી દડા'ની અતિશય માનીતી રમત જે જગવિખ્યાત શ્રી કૃષ્ણ તેમજ તેના સાથીઓ અસત હર્ષ પૂર્વક રમતા તેની એક નવીન આવૃત્તિ જેવી લાગે છે આજ રમત જો કે કઇ જુદા સ્વરૂપમા આજ પર્યંત છોકરાઓ હિંદના ઘણાખરા ભાગોમા રમે છે પરતુ તેના નિયમો તમ જ ક્રિકેટના જેવી આટલી સપૂર્ણ નથી છતાએ હિંદની બધીએ રમતોની ખુબી એ છે કે બહુ ખર્ચમા ઉતાર્યા વગરજ દરેક અગને પુરતી કસરત આપે છે તથા ઘરની તેમજ બહારની અગ્રેજી રમતોને મુકાબને ઘણીજ સસ્તી છે અગ્રેજી રમતો તા

તેમના બધા સરંજામને લઇ ઘણીજ ખરચાળ છે. દાખલા તરીકે બીલીયર્ડની નમુનુ પાછળ ઓછામાં ઓછું એક હજાર રૂપિયાનું ખર્ચ થાય છે અને તેથી સામાન્ય માણસો તેનો ઉપયોગ લઇ શકતાં નથી. બહુજ ખેદજનક બિના છે કે જુની હિંદી રમતો જપાટાબંધ લોપાતી જાય છે કેમ્બ્રીજમાં, મી મેકનાટન તેમજ તેમનાં પત્ની મને ત્યાં મળેલ તેમજ મેજર હેન્કોકને પણ ઘણાએ પુરાણા મિત્રોનો મેળાપ થયો હતો, સાંજના અમે કોર્ટ થીએટરમાં "ડાનાસિયેકસ" નો એક સુંદર પ્રયોગ જોવા ગયા જેમાં, સાચા પ્રેમનો વિજય તેમજ પરોપકાર વૃત્તિનાં અમને દર્શન થયાં હતા.

### ૨૬ મી જુન.

સવારે અમે, હાઉસ ઓફ કોમન્સ (આમની સભા) ટાવર ખાતેનો ઝવેરાતનો ઓરડો, તેમજ મેન્શન હાઉસ ખાતેના મુકરરમા માટે ગેહેકોને અંગે આજ્ઞાઓ લેવા ગાડીમાં ઇન્ડીયા ઓફીસે ગયા અમે બગીચાઓ વચ્ચે ચાલીને પાછા આવ્યા. આ સ્થાન બહુ ઠંડકવાળું તેમજ આનંદ આપે તેવુ હતુ. પરંતુ હાઇડ પાર્કના ખુણા પાસે અમે ગાજવીજ સાથેનાં ઝાંપટામાં સપડાયા ઈંગ્લાંડમાં વાંનો બધો વખત મેઘ રાજની આવી ચેષ્ટાઓ બહુજ સામાન્ય છે. હિંદમાં ચોમાસાંની ઋતુમાંજ આપણને વર્ષાનો અનુભવ થાય છે. આપણે બધી ઋતુઓ પુરેપુરી અને સારી રીતે ભોગવવાનો લાભ લઇ શકીએ છીએ, ત્યારે આ દેશમાં માત્ર એક પ્રકારની ઋતુ ચાલે છે અને બીજીઓ તો અનિયમિતપણે ટુંકા આંતરાઓએજ ભોગવાય છે પૃથ્વી ઉપર બીજો એક પણ દેશ નથી કે જ્યાં ઋતુઓ હિંદુસ્થાનની માફક એક સરખીજ વિભાગિત હોય હિંદમાં ગમે તે, એક યા બીજે સ્થળે ગમે તે પ્રકારની ઋતુ ભોગવી શકે છે. બપોર પછીનો વખત વૃષ્ટિમય હઇ અમે બહાર ન જઇ શકતાં, નિવાસ સ્થાનેજ રહ્યા અને હિંદના કાગળો લખ્યા.

### ૨૭ મી જુન.

સવારમાં અમે ક્ષ્મગવેના ક્રિકેટના મેદાને ઓક્સફર્ડ અને કેમ્બ્રીજના ક્રિકેટ મેચનો નિર્ણય જોવા ગયા ઓકસફર્ડે બીજા દાવમા બહુ સારૂ કામ કર્યું અને કેમ્બ્રીજે પહેલાનાં દાવમા આથીએ વધારે સારી ઋતુમાં મેળવેલ રનો જેટલાજ રનો મેળવ્યા, છતાંએ કેમ્બ્રીજે સાત વિકેટ સાથે સહેલાઇથી જીત મેળવી. ઓકસફર્ડના અગ્યાર વિદ્યાર્થીઓ નાસીપાસ થયેલ દેખાતા હતા અને બીજા દાવમા તેમની ફીલ્ડીંગ જોઇએ તેવી સારી નહોતી. બપોર પછી અમે જળ મિશ્રિત રંગોનુ નવુ પ્રદર્શન જોવા ગયા દિગંત ચિત્રો મને બહુ મજાનાં લાગ્યા, પરંતુ પ્રતિમાઓ તેવી નહોતી. પ્રતિમાનું આલેખન હમેશા તેલ મિશ્રિત રંગો વડે વધારે સારૂ થાય છે ,સાંજરે અમે સરકારી સંગીતના જલસામા હાજરી આપવા બકિંગહામના રાજ્ય મહેલમા ગયા અને ત્યા સારામા સારા ગણાતા ગવૈયાઓને અમે સાંભળ્યા દેશી સંગીતને મળતુ એક ગાયન મને ખાસ ગમ્યુ દેશી સંગીત માટે મને બહુ ભાવ છે, પસંદગી નાપસંદગીની બાબતમાં કઇ ચોક્કસ નિયમ બાંધી શકાતો નથી. પ્રત્યેકને પોત પોતાની રૂચિ હોય છે હુ પોતે યુરોપીય સંગીત કરતા હિંદી સંગીતને વધુ પસંદ કરૂ છુ, કારણ હિંદી સંગીત વધારે પ્રાચીન, વધારે શાસ્ત્રો-

કલા. અને એક શાસ્ત્ર તરીકે વધારે પૂર્ણતાવાળું છે. યુરોપીય સંગીત એક શાહી અને કલમ વડે દોરેલ ચિત્ર જેવું છે. અને તેમાં માત્ર નિરંકુશ રૂપ રેખાઓજ દર્શાવેલ છે, જ્યારે દેશી રાગ એક સંપૂર્ણ ચિત્ર જેવો છે અને તેમાં ઝીણામાં ઝીણી છાયા તેમજ રંગો સંપૂર્ણપણે બતાવવામાં આવેલ છે. હિંદી સંગીતનો, તેની કિંમત આંકવાને, અભ્યાસ કરવો જોઈએ તેમજ તે સમજવું જોઈએ. અવાજના વિવિધ જોડાણોનો અંતર્ગત સ્વરાનુક્રમ તેમજ હિંદી સંગીતનાં વખતો વખતના ખાસ આવશ્યક સાથ આપનારા સંગીત વાદ્યોનો સંપૂર્ણ સંવાદ પિછાનવાને યુરોપીય કાન ટેવાયેલ નથી. આ શાહી મેળાવડામાં "ગોડ સેવ ધી ક્વીન" (પ્રભુ રાણીને રક્ષો!) બહુજ મોહક ઢબે ગવાયું હતું.

## ૨૮ મી જુન.

આજનો દિવસ હેલીબરીનો વ્યાખ્યાનનો દિવસ હતો અને ત્યાં હાજરી આપવાને મેં મેજર હેનોકના પુત્રને વચન આપ્યું હતું. અમે ત્યાં ત્રણ વાગ્યે પહોંચ્યા અને ભાષણો લગભગ બે કલાક સુધી ચાલ્યાં. સંવાદો અમારી પોતાની રાજકોટની કોલેજના સંવાદો કરતાં સારા હતા પરંતુ બધી ગોઠવણો તેના જેવીજ સારી દેખાઈ નહિ તેમજ શિક્ષક પણ મી. મેક્નાટન કે મી. મેન્બીના જેવુ સારૂ બોલ્યા નહોતા. અમે પછી મેદાન ઉપર ચક્કર મારી અને છોકરાઓનાં શયનગૃહો જોયા. છોકરાઓની સારી સંભાળ લેવાતી દેખાઈ પરંતુ તેમના ઓરડાઓ અમારા રાજકોટના ઓરડાઓ જેવી સગવડવાળા નહોતા. સ્થાન પોતે ઘણું સુંદર છે અને ફરતી મજાની ઝાડી તેમજ વૃક્ષો છે. સાંજરે અમે 'લીકન્સ ઇન હોલ' ખાતે વેલંટીઅરોના બોલમાં ગયા. અહીં શિષ્ટજનોની ઠઠ જામી હતી. મી. સ્કોબલ અને થોડા બીજા હિંદના ઓળખીતાઓનો ત્યાં અમને મેળાપ થયો. હોલ બહુ વિશાળ અને ઉંચો છે અને નાચ માટે સારી અનુકૂળતાવાળો છે. એટલા બધા માણસોએ મને નાચમાં ઉતરવાની ઇંતેજારી બતાવી કે મારે છેલી બાજી "ક્વોડ્રિલ"ની પણ કંઇક તાલીમ લેવી જોઇએ હિંદમાં આ બહુ નવાઇ ભર્યું પગલુ ગણાય ત્યાં આ કળા થોડા એક ધંધાદારીઓ અને તેમાએ સ્ત્રી જાતિમાંજ રહેલી છે. ગમે તે કારણે નાચવાની કળા અપકિર્તિમાં પડી છે, પરંતુ મને દેશી નાચમાં ખાસ મજા આવે છે અવયવોની જુદી જુદી હીલચાલ જે એક પરદેશીને નીરસ જેવી દેખાય તે મારે મન મોહક અને અર્થપૂર્ણ છે. તેમાં ધ્વનિની કંઇ એવી મીઠાશ છે કે તેનો મારી માન્યતા મુજબ યુરોપીય નાચમાં અભાવ હોય છે. ખાણું લેવાના ખડની નજીકનો ભાગ પોવાલ ઢબે શણગારેલામાં આવ્યો હતો. અંગ્રેજી ઢબની વાંદરીયા નકલ કરનાર આપણા દેશી મિત્રો આમાંથી શિક્ષા ગ્રહણ કરી શકે છે. દરેક જણ બહુ આનંદમાં દેખાતો હતો અને થોડા વખત બેસી તેમનું નિરીક્ષણ કરતાં આનંદ મળે તેવું હતું.

## ૨૯ મી જુન.

બપોર પછી અમે ચેલ્સી હોસ્પીટલના ઉત્સવમા ગાડીમાં બેસીને ગયા. સ્ટેશ ઉપર રક્ષકોના બેન્ડનું સંગીત ચાલતુ હતું અને લીલા ઘાસવાળા મેદાન ઉપર ખુરશીઓ ગોઠવાઇ હતી. અહીં લોકો ડયુક ઓફ આલ્બેની તેમજ તેમનાં પત્નીનાં આગમનની રાહ

જોના અહીં તહીં ફરવાનો આનંદ લઇ રહ્યા હતા સખાવતને અંગે અમને પુષ્પો તેમજ બીજી ઘણી વસ્તુઓ ખરીદવાનો આગ્રહ થયો. આ એક સખાવતનો આનંદજનક માર્ગ હતો. ઇંગ્લાંડમા, જેઓ પરેખરી જરૂઆતવાળા હોય છે તેમજ પોતાના નિર્વાહ અર્થે કંઇ કામ કરવા તદન અશક્ત હોય તેમનેજ સખાવત આપવાની સભાળ લેવાય છે અને જેઓ મજબુત અને અંગ મહેનત વડે પોતાના નિર્વાહ પુરતુ કમાઇ શકે તેવા હોય તેમને માટે માગ ઉપર ભીખ માગવી એ ગુનાહિત ગણાય છે હિંદમા માર્ગના ભીખારીઓ ઘણી વખત બહુ તકલીફ આપે છે તેમને માટે હું ધારૂં છુ કે કંઇક આવો કાયદો જરૂરનો છે અપગ અને લાચારને સહાયતા આપવાની હું હમેશા તરફેણમા છુ સાજરે અમે 'ડીનોરા' નુ સગીત નાટ્ય જોવા ગયા પેરી આ સાજનો મુખ્ય ગાયક હતો અને તેણે ગાયેલ પડછાયાના ગીતની હસ પ્રેક્ષકોએ બહુજ વખાણી હતી ઘેર જતા રસ્તામા ગાજવીજનુ તોફાન થયુ હતુ જેને લઇ હવા ઠંડી થતા અમે સુખપૂર્ણ રાત્રી અનુભવી હતી

## ૩૦ મી જુન.

સવારમા અમે સર જોસેફ ફ્રેરરને મારો પગ બતાવવા ગયા તેમણે મને તે માટે કંઇ આયધવાળુ પાણી આપ્યુ તેમજ જેમ બને તેમ વધારે તેનો ઉપયોગ જારી રાખવા ની સલાહ મને આપી આ પ્રવાહી જરા ખરચાળ થયુ હતુ એટલે તેથી મને ફાયદો થવોજ જોઇએ। બપોર પછીનો સમય અમે રિચમડ પાર્કની નદી ઉપર વ્યતીત કર્યો અને ખાણુ લીધા પછી 'વ્હીસ્ટ' ની એક રતમ રમ્યા નવતતાને ખાતર, આવી આનંદમય શાન્ત સાજ પસાર કરતા મને આનંદ લાગ્યો

## ૧ લી જુલાઇ રવિવાર

હું પથારીએ પડ્યા અને દિવસનો મોટો ભાગ મારા પગને આરામ આપવામા ગાળ્યો બપોર પછી રસ્તામા મી કેસલ તેમજ કેન્સીંગટનમા કર્નલ વૉટસનના ભાઇને ત્યા થતા અમે ગાડીમા ફરવા ગયા

## ૨ જી જુલૈ.

અમે લડનમા ટાવર ની મુલાકાત સવારમા લીધી અને ત્યા શાહી ઝવેરાત તેમજ બીજી કેટલીએક રસવાળી શાહી વસ્તુઓ અમે પ્રત્યક્ષ કરી આ સ્થાન ઇંગ્લાંડના પુરાણા ઇતિહાસના અવશેષોથી ભરપૂર છે અને ખુદ ટાવરના ઘણા ભાગો જેવા કે— રાજદ્રોહીઓનો દરવાજો, બ્લોડી ટાવરનો ઓરડો જેમા રાજકુમારોને ગુગળાવી મારી નાખવામા આવ્યા હતા સફેદ ટાવર કાઉસીલ ચેમ્બર તેમજ ખાણાનો હૉલ કમકમાટી ઉપજાવે એવી ઐતિહાસિક ઘટનાઓની યાદ આપે છે અમે લગભગ લાખેક હથિયારોની વેડીઓથી ભરેલ શસ્ત્રાગર અને પછી બહુજ કુશળતાપૂર્વક તેમજ સુંદરરીતે ગોઠવાયેલા બખ્તરો તેમજ પ્રાચીન આયુધોવાળા અશ્વોના આયુધાગારની મુલાકાત લીધી અમે આ ટાવરની ટોચ ઉપર ગયા અને ત્યાથી લડન તેમજ નદીનુ નવીન અને રસપૂર્ણ દૃષ્ય અમારી નજરે

એકાદ છોકરાએ માન પમ ઉપર મદુ ચાલાકથી શસ્ત્ર પ્રયોગ કર્યો અને મને અગાઉ કરતાં ઠીક આરામ મળ્યો તદ્દન સારા થવા માટે મારે હજુએક વખત જવું પડશે રીજન્ટના બગીચામાં બાગ વિદ્યાને લગતી મંડળીની વાડીઓમાં થનાર વનસ્પતિ શાસ્ત્રના જલસામાં અમે બપોર પછીના સમયમાં ગયા બેન્ડ વગી રહ્યુ હતુ અને તે બહુ આનંદ આપે તેવુ હતુ. લીલાં ગૃહોમા વાસ ફળ તેમજ બીજા દાણા ઉષ્ણ પ્રદેશના ટોપા-અમે જોયા. મને કુશીયાના ફુલ-ઝાડો બહુ ગમ્યા અને ગોકળમાં તેમને દાખલ કરવાની મારી ઇચ્છા છે અમે પછી પાર્ક લેઇનમાં લેડી બ્રામીને ત્યા એક સ્વાગતના પ્રસંગે હાજરી આપી મને બધુ ઘર બનાવવામાં આવ્યુ ચિત્રો, જુના ચીનીખાનાં તેમજ બીજા અલંકારો વડે તે શણગારેલ હતુ તેમજ વિરામ-સામગ્રીઓ વડે સારી રીતે સજાવેલુ હતુ દિવાનખાનામાં મેડમ ટ્રેબેલી અને બીજા કેટલાએક પ્રખ્યાત ગાનારાઓએ અમારી પાસે ગાન કર્યું, અને અહીં રંગભૂમિ કરતા ઘણા વધારે લાભપૂર્વક અમે તેમને સાંભળી શક્યા સર થોમસ અને લેડી બ્રામી મારા પ્રત્યે બહુ માયાળુ હતાં.

## ૫ મી જુલાઈ.

વહેલી ટ્રેનમા અમે બોટની શરત જોવા હેન્લી ગયા સામાન્ય રીતે વિદ્યાલયોમાથી તેમજ કેટલીએક જાહેર નિશાળોમાથી વિદ્યાર્થીગણ-નાવિક તરીકે આમા ભાગ લે છે. દિવસના પ્રથમ ભાગ દરમ્યાન મેજર હેન્ડર્કાકે મારે માટે મુખ્ય બેઠક ઉપર સ્થાન મેળવ્યુ હતુ બપોરનો નાસ્તો લીધા બાદ, ટી ફ્રેડ્સ તેમજ તેમના સ્ત્રી-જેમનો પ્રેમ અમે દ્વિ-ચક્રીમા અનુભવ્યો હતો તેમની હોડીમા પાણી ઉપર ગયા આ એક મજાનો ખુશ્બો બ-પોર હતો શરતો બહુ મજાની હતી દેખાવ અતિશય સુંદર હતો અને આ બધાનો મેં આનંદ લીધો હતો

## ૬ ઠ્ઠી જુલાઈ.

નાસ્તો લીધા પછી તુરતજ અમે શ્વાનોનું પ્રદર્શન જોવા ગયા આ બહુજ જોવા-જોગ હતુ પરતુ હુ કુતરાઓની અકાયલી કિમત જોઇ દંગ થયો એક કુતરાની કિમત ૧૦૦૦૦ પાઉંડ તેમજ કેટલાક બીજાઓની ૧૦૦૦ પાઉંડ કિમત નક્કી કરવામા આવી હતી ઘણાખરા મેક્સીકની જાતના કુતરાઓની કિમત દરેકની ૬૦ પાઉંડ હતી મારે એ-કની ખરીદી કરવા ઇચ્છા છે પ તુ તેને હિંદની આબોહવા અનુકુળ થાય કે કેમ તે અ-બચે મને ખાત્રી નથી હુ જાણુ છુ કે કેટલીએક જાતના કુતરાઓને ઉષ્ણ પ્રદેશમા આબો-હવા માફક નથી આવતા બુલ-ડોગ કહેવાતા કુતરાઓ બહુજ કુરૂપ હતા, પરતુ જેમ વધારે કુરૂપ તેમ તેમ તેઓ વધારે કિમતી ગણાતા દેખાતા હતા ફોક્સ ટેરીઅરજાતના કુતરાઓ-નો એક મોટો સગ્રહ હતો, પરતુ તેમાથી કોઇ સારા પોતાના કુતરા કરતા વધારે સારો દેખાતો ન હતો સટ બર્નાર્ડ તેમજ ન્યુફાઉન્ડલેન્ડ જાતના કુતરાઓ બહુ રૂપાળા દેખાવ વાળા હતા. તેમની સફાઇ વગરની રૂવાટીની ગણનાને લઇ તે હિંદમા ન ફાવી શકે નહિતર મેસ્ટીફને બાદ કરતા બીજા બધા કુતરાઓ કરતા તેમને વધુ પસંદ કરુ છુ મેસ્ટીફ સામા-ન્ય રીતે વધારે દેખાવડો અને અમીરી દેખાવ વાળો છે અલબત દરેક કુતરાને પોતપોતા-ની ખાસિયત તેમજ ઉપયોગિતા હોય છે મે સટ બર્નાર્ડાઇન્ડ કુતરાઓની ઘણી વાતો વા-

ચેલી છે. આ ઓલાદ આલ્પ્સ પર્વતોમાંજ થાય છે અને તેને સાધુએ ભુલા પડેલ મુસાફરોને સહાયતા આપવા માટે કેળવે છે. ન્યુફાઉન્ડલેન્ડ કુતરો તેની મનુષ્ય પ્રત્યેની લાગણીને ખાતર જાણીતો છે તે જળચર કુતરા જેવો છે અને ઘણાંએ મનુષ્યોને ડુબતાં બચાવવાની શક્તિ વાળો છે. એવો કુતરો બેશક, એક બહુજ કિમતી સાથી થઇ પડે. મને કુતરાઓનો બહુ શોખ છે. સામાન્ય રીતે તેઓ બહુજ વફાદાર પ્રાણીઓ છે. હું ધારૂં છું કે– 'લોર્ડ બાયરને પોતાના કુતરાને અમર બનાવ્યો છે. તેણે કહ્યું છે કેઃ—તે

> "જીવન દરમ્યાન દઢમાં દઢ મિત્ર,
> આવકાર આપવામાં પ્રથમ– રક્ષણ કરવામાં સૌથી આગળ
> જેનું પ્રમાણિક હૃદય હજુએ તેના સ્વામીનુંજ છે
> જે માત્ર તેના માટેજ શ્રમ લે છે, યુદ્ધ લડે છે, હવે છે અને શ્વાસલે છે"

શ્વાન જાતિના એક સભ્યને અપાયેલું આ બહુજ ઉંચું માન છે. ખરેખર એ ખેદજનક વાત છે કે જ્યારે યુરોપમાં કુતરાઓની આટલી બધી સંભાળ લેવાય છે અને કિમત અંકાય છે ત્યારે હિંદમાં તેમનાજ કમનસીબ ભાઇઓ પેરીયા (રખડુ)નાં ગ્રામ્ય નામે ઓળખાય છે અને કેવળ નિરસ્કૃત તેમજ નધણીયાતા જેવા છે! હિંદી શ્વાનો સંપૂર્ણ તાલીમ પામવાને પુરતી શક્તિવાળા છે. વણજારા લોકોના રખેવાળ—કુતરાઓ તેમજ તિબેટના કુતરાઓ આ દેશમાંજ ઉત્પન્ન થયેલ ઓલાદના છે અને તેઓ પોતાના ધણીઓની અપ્રતિમ સેવા કરે છે, એટલે સંભાળપૂર્વકની ઉછેર અને ક્રમસર તાલીમને લઇ આ અત્યારે તિરસ્કૃત ગણાતાં પ્રાણીઓ—બહુ ઉપયોગી થઇ પડી લોકોની ગણનામાં તેનો દરજ્જો વધે એમાં કાંઇ આશ્ચર્યકારક નહોતું ધીમે ધીમે તેઓ અત્યારે શીકારને અંગે યોજાતા એ હાઉન્ડ, ભેરહાઉન્ડ અથવા બુલ-ટેરીઅર નામક શિકારી કુતરાઓનું સ્થાન લે તેમ કરવુ જોઇએ. બપોર પછી અમે બગીચા વચ્ચેથી ગાડીમાં ફરવા ગયેલા તેમજ સાંજરે ટલના થીએટરમા 'આટફુલ કાર્ડથા" અને "સ્ટેઇજડોરા" ના પ્રયોગ જોવા ગયા. "સ્ટેઇજડોરા" એ "ફેડોરા" ઉપરથી લખાયેલ એક હાસ્યજનક પ્રયોગ હતો અને 'સ્ટેઇજડોરા"ની ભૂમિકા ભજવનાર નટી મીસ. મેરી લીંડન આના બર્નહાર્ટ અને મીમીસ બર્નાર્ડ બીઅરને અનુકરણીય રીતે એક બાજુ મુકી દીધી. પોતાનાં પ્રેમપાત્રને બેસવા સિંહાસન ઉપર કુદવું. તેને અર્ધ ગુંગળાવી મારવો, તેનું કંઠાભૂષણ (ગલેબંધ–નેકટાઇ) તોડી નાંખવું તેમજ ઉમિંઓના અતિશયતા ભર્યા ઉછાળામાં તેનાં વસ્ત્રોને શ્વેત ભુકીથી ભરી મુકવાં વગેરે ઉપરાંત પણ કેટલુંક હાસ્યાસ્પદ કાર્ય તેણે કર્યું હતું ભોંય ઉપર તેના તરફડીયાં તેમજ પલંગો ઉપરની તેની ચેષ્ટાઓ સાચી ફેડોરાના અભિનય કરતાં પણ અતિશયોક્તિ ભર્યાં હતાં, અને અમને બધાને પેટ ભરીને હસાવ્યા હતા. "આટફુલ કાર્ડઝ" નો અભિનય બહુ સારો હતો અને મી. ટ્રુલે મૂખ્ય પાઠ ભજવ્યા હતા. મને આજ દિવસ સુધીમા જોયેલાં બીજા નાટ્યગૃહો કરતાં આ નાટ્યગૃહમા ખરેખર વધુ ગમત પડી હતી.

### ૭ મી જુલાઇ.

બપોર પછી અમે, સર બાર્ટલ ફ્રીઅરને ત્યા થતા, હરીફાઇ માટે થતુ લૉન–ટેનિસનુ દ્વંદ્વ જોવા ગાડીમાં વિમ્બલ્ડન ગયા, તેમણે અમને ૧૭ મી તારીખે ડ્યુક અને ડચેસ

એફ ક્રોનેટને પોતાને ત્યાં થનાર ગાર્ડન પાર્ટીમાં મળવા આમત્રણ આપ્યુ અમે મી નોફ્રોક અને ચાલતા સમયના કુશળ રમનારના નાનાભાઇ મી ઇ રેન્શો વચ્ચેની રમત જોવા બહુજ વખતસર પહોચ્યા રમત ઉત્તમ પ્રકારની હતી બન્ને રમનારાઓ બહુ સારી રીતે રમ્યા હતા પરતુ મને લેફ્રોક કરતા રેન્શોની રમતની ઢબ વધારે સારી લાગે છે બન્ને રેન્શો ભાઇઓને હરીફાઇ માટેની છેલ્લી રમત રમી કાઢતા જોવાની મારી બહુ ઇચ્છા છે રમત પૂર્ણ થયા પછી અમે ગાડીમા રિચમડ ગયા અને મેજર હેન્ડોના પત્ની સાથે આનદપૂર્ણ સાજ ગાળી વિમ્બલડન અને રિચમડ વચ્ચેની ગાડીની સફર બહુજ મજાની હતી અને તેમા મને ખરેખર બહુ મજા પડી હતી

## ૮ મી જુલાઇ રવિવાર.

બપોર પછી પાછા અમે રિચમડ ગયા મેજર હેન્ડોક અને હુ લગભગ કલાક બગીચામા ફર્યા અમે સખ્યાબધ હરણો જોયા તેઓ બહુજ તજેલા હતાં અને અમે તેમની નજીક ૫૦ વારની પણ અદરના અતર સુધી જઇ શકતા હતા આ હિંદી હરણો ઓ કરતા બહુજ જુદા પ્રકારના છે હિંદી હરણો આથી ઘણા વધારે રૂપાળાં હોય છે આપણને આટલા બધા નજીક આવવા દેખત તેમજ આપણી પાસે કોઇપણ પ્રકારના દુખની આશા નહિ રાખતા આ રક પ્રાણીઓને ગોળી વડે મારી નાખવામા કોઇપણ પ્રકારે મજા નથી શાકુતલમા મુનીએ રાજા દુષ્યત પ્રત્યે કરેલ મનોવેધક ઉદ્બોધન આ બાબત ભારપૂર્વક સ્મરણમા મુકે છે તે કહે છે કે —

> "પ્રભુ એવુ ન કરો કે આ ડાગયુક્ત અસ્ત્ર કોમળ પુષ્પોના ઢગ ઉપર અગ્નીની માફક બાણ હરણના નજીક શરીર ઉપર ઉતરે! તારા બોધરી તીરને એક નિર્દોષ હરણના ઉષ્ણ જીવન શોણિત સ્તતા વધુ યોગ્ય શિકાર મળતો નથી?
> મહાન રાજકુમાર! તારા હથિયારને પોતાના ભાથા ભેગ કર! તારા આયુધો માટે નિર્દોષને પીડા આપવા કરતા નબળાને રક્ષણ આપવાનુજ વધુ યોગ્ય છે!

આજ સિદ્ધાન્ત ઉપરથી હુ કબુતર પોપટ અને બીજા નિર્દોષ પ્રાણીઓને ગોળી વડે મારી નાખવાની અહેતુક પ્રથાને અતઃકરણપૂર્વક ધિક્કારુ છુ કબુતરોને ગોળીથી ઠાર કરવાનુ હિંદમા થોડાજ વખત પહેલા કેટલાએક યુરોપીઅનોએ એક ગમતના સાધન તરીકે દાખલ કર્યુ છે! લડનની નજીકના કોઇપણ સ્થળ કરતા રિચમડનો બગીચો ઘણોજ વધારે સુદર છે અને રિચમડમા આવી થોડા દિવસ રહી બગીચાના ઘોડા ઉપર બેસી ફરવાના સમયની હુ બહુજ આનદપૂર્વક રાહ જોઇ રહ્યો છુ અમે ટ્રેનદ્વારા લડન પાછા આવ્યા ટ્રેન એટલી બધી ચિકાર હતી કે દરેક ડબ્બામા ચાર પાચ માણસોને ઉભા રહેવુ પડયુ હતુ આ ગીરદી જોતા કઇક ગમત પડતી હતી અને અમારી સાથેના કેટલાએક માણસોએ આખો વાટ હસવુ જારી રાખ્યુ હતુ રવિવારના દિવસોએ ટ્રેનોમા બહુજ

ભરતી હોય છે. કારણ કે લંડનથી ઘણાં માણસો દિવસ નિર્ગમન કરવા તેમજ સાંજનો આનંદ લેવા રિચમંડ આવે છે.

## ૯ મી જુલાઈ.

પેડીંગટનથી ૧૨ વાગ્યે ઉપડતી ટ્રેનમાં ચેસ્ટન હેમ ગયા અને ત્યાં ચાર વાગ્યા પછી તુરતજ પહોંચ્યા. મેજર જમ્ઝીનીયન નડ અમને સ્ટેશન ઉપર મળ્યા અને હોટલમાં લઇ ગયા. અમે પછી મીસીસ નડની મુલાકાત લીધી આ એક માયાળુ વૃદ્ધ બાઇ છે અને ચેસ્ટન હામનાં જુનામાં જુનાં વતનીઓ પૈકીની એક છે, તેણે અમને આ સ્થાન સંબંધે લગભગ બધીએ હકિકત જણાવી. ચા લીધા પછી અમે બગીચામાં અને મોંટપીલીયર ગાર્ડન્સમાં ફર્યા. મોંટપીલીયર ગાર્ડન્સમાં અમે જોયેલ ટેનિસ રમવાનાં સ્થાનોમાંના સૌથી સુંદર સ્થાનો છે. અમે કેટલીએક બાનુઓને ધનુર્વિદ્યાની તાલીમ લેતી જોઇ. હિંદમાં આ પુરુષો માટેની રમત મનાય છે પરંતુ હિંદી સ્ત્રીઓ ઉપલા વર્ગ પૈકીની ઘણીજરી શરીરે નબળી હઇને મારા મત પ્રમાણે તેમને આવી કંઇક કસરતની જરૂર છે, જે દ્વારા તેમને ગમત મળવા સાથે તેમની તંદુરસ્તીમાં પણ સુધારો થાય. મારા માનવા પ્રમાણે તીરંદાજીની કળા એ સ્ત્રીઓના આનંદ માટે એક નિર્દોષ વિનોદ–સાધન છે. એકાદ સ્ત્રીને લગભગ દરેક વખત નિશાનને તાકતી મેં જોઇ, અને તેમને તાકતી જોતાં બહુ મજા પડતી હતી ચેસ્ટનહેમ એ એંગ્લો-હિંદીઓ (એંગ્લો ઇન્ડીયનો)નું એક મોટું માનીતું સ્થાન છે. બધા રસ્તાઓની બાજુએ વૃક્ષોની હાર આવેલી છે અને તેમની બહુ સંભાળ રખાય છે. છુટાં છવાયાં કેટલાંએક સુંદર મકાનો છે અને દૂર આવેલી ટેકરીઓ બહુ રળીયામણી દેખાય છે.

## ૧૦ મી જુલાઈ.

જસ્ટીસ મેકાર્થી કૃત "આપણા પોતાના સમયનો ઇતિહાસ" જેમાં મને બહુ રસ પડે છે તે વાંચવા ખાતર સવારનો વખત મેં ઘરમાંજ વ્યતીત કર્યો અને મેજર હેનકૉક કર્નલ લાટનના બાળકોને મળવા બહાર ગયા. અમે પછી વિહાર સ્થાન ઉપર ફરતા ફરતા સારામાં સારી દુકાનો તરફ ગયા અને મેં કેટલીએક ઘણી સુંદર વસ્તુઓ ખરીદી અમે કર્નલ સ્ટ્રટ તેમજ તેમનાં બહેનને મળ્યા. કર્નલ સ્ટ્રટે મને ઓળખ્યો અને તેણે ચેસ્ટનહેમનાં કેટલાએક સારાં છાયા–ચિત્રો પસંદ કરવામાં મને સહાયતા આપી તે રાજકોટ ખાતે પોતાની મેજેજ ફોટોગ્રાફ પાડવાનો બહુ શોખ ધરાવતા તરીકે મારા સ્મરણમાં છે બપોર પછીનો નાસ્તો લીધા પછી અમે વિદ્યાલય તરફ ગયા અને વિદ્યાર્થીઓને ક્રિકેટનો મેચ રમતા જોયા આ એક સુંદર વિદ્યાલય છે અને ત્યાં એક ઉત્તમ રમતગમતનું મેદાન છે જ્યાં વિદ્યાર્થીઓની ગમે એવડી સખ્યા રમી શકે છે અમે પછી મુખ્યાઇના એક જુના મીત્રીવીપન મી પીંગને આપેલ એક ગાર્ડન પાર્ટીમા ગયા તેનું માગ પ્રત્યેનું વર્ણન બહુજ માયાભર્યું અને સભ્ય હતું અમે સાડા ૭ વાગ્યા સુધી લૉન-ટેનિસ રમ્યા. ઘર બહાર રમાતી બધી રમતોમાં હું લૉન–ટેનિસ તેમજ રૅકેટસને સૌથી વધુ પસંદ કરૂં છું. કારણ તે પુષ્કળ આરોગ્યપ્રદ વ્યાયામ આપે છે આ બન્ને રમતોમા બહુ ઉમરના એ નથી તેમ બહુ મંદતા એ

નથી અને રમતા તેમજ રમાતી જોના બહુજ આનંદ થાય તેવી ખરેખરી ઉપભોગ્ય રમતો છે અમે પછી મીસીસ નટ્ટને ઘેર ગયા અને ત્યા આનંદમય સાંજ પસાર કરી.

### ૧૧ મી જુલાઈ.

નાસ્તા પછી અમે મીસીસ વૉટસન અને તેના બાળકો તેમજ સાંજ રહેતા જનરલ લૉને મળવા ક્લીફ્ટન ગયા જનરલ લૉએ અમને પોતાના મધપુડાઓ બતાવ્યા, જેમા બાજુની બારીઓમાથી મધમાખો પોત પોતાના કામમા પ્રવૃત્ત દેખાતી હતી મને લાગે છે કે આળસુ પણે દિવસો ગાળતા તેમજ કઇપણ ધંધો નહિ કરતા માણસો પોતાના દિવાનખાનાઓમા ઉદ્યમનુ આ ઉચ્ચત્તમ ચિન્હ રાખીને લાભ પામશે પોત પોતાના કામમા પ્રવૃત્ત આ પ્રત્યેક નાના જંતુનુ નિરીક્ષણ કરતા, ખચિત, એક બહુ બોધપ્રદ દશ્ય તેમની નજરે પડવાનુ તેમને આ બિના પ્રત્યક્ષ થશે કે ઉદ્યમનુ ફળ મધ જેવુ–રે મધથી-એ વધારે ગળ્યું છે। બ્રિફ્ટ। ચેલ્ટન હેમ જેવુ સુદર સ્થળ નથી છતાએ તેમા છોકરાઓ માટે એક મોટુ વિદ્યાલય તેમજ ઘણાએ સુદર રહેઠાણો છે સાજનો વખત અમે ચેલ્ટન હૅમ ખાતે મીસીસ નટ્ટ તેમજ તેના કુટુંબ સાથે ગાળ્યો, જે બધા અત્યત માયાળુ તેમજ હૃદયના સાચા ભાવ વાળા હતા

### ૧૨ મી જુલાઈ.

એક નાની ટટ્ટુની ગાડીમા રેલ્વેસ્ટેશનેજતારસ્તામાઅમે પિટવિલ ગાર્ડન્સતેમજ પપવાળા ઓરડાઓ તરફ ગાડી હકારી ગાર્ડન્સ બહુ સુદર છે અને તેમા એક નાનકડુ તળાવ છે આસપાસનો બધો પ્રદેશ બહુ સુદર અને આકર્ષક છે ચાર વાગ્યા લગભગ અમે લડન ઉતર્યા તેમજ સાજ સુધી અમે આરામ લીધો રાણીના મેન્શનમા ડોક્ટર વાલ્ટર તેમજ તેમના પત્નીએ આપેલા એક સુદર પોશાક વાળા મેળાવડા પછી અમે ગયા પોશાક બહુ વિચિત્ર અને આશ્ચર્યકારક હતા પુરાણ યુગના પોશાકો નથી વધુ સુદર લાગતા હતા પુરાણા ક્વેડીલના નાચ ઉપરાત અન્ય સગીત સાથેનો ક્વેડીલનો નાચ જોયો તે બહુજ મજાનો તેમજ મનોરજક હતો પરતુ આ મહુએ છતા આ અવનવા પોશાકોના મેળાવડાની ઉપયોગિતા હુ બહુ જોઇ શકતો નથી શા માટે આટલો બધો સમય પૈસા તેમજ ચાતુર્ય, એક સાંજના માત્ર ઉપરછલ્લા આનદને ખાતર શીવણ–કળા ઉપર ખર્ચવા તે મારી સમજણમા આવતુ નથી જે લોકોને મોજશોખ માણવાના સાધનો હોય તેમના મોજશોખમા અતરાય આણવાને હુ ખરેખર નથી ઇચ્છતો, પરતુ તેમા મળતો આનદ તેના ઉપર કરવામા આવેલ મહેનત તેમજ ખર્ચના પ્રમાણમાજ હોવો જોઇએ મોજશોખને ખાતરજ મોજશોખ ભોગવવામા જરાએ ભલુ નથી

### ૧૩ મી જુલાઈ.

ઇટન અને હૅરો વચ્ચેના ક્રિકેટ મેચનો એ પ્રથમ દિવસ હતો અને તે મજાની ખુલ્લી ઋતુમા બરોબર બાર વાગ્યે શરૂ થયો ઇટન પ્રથમ આવ્યુ અને મ. ત્યારથી ૨૩૧ રન કર્યા બપોર પછીની ઋતુ એટલી બધી મારી નહતી છતાએ હેરોએ સારી રમત રમી અને અત્યારે બંને પક્ષની રમત એક સરખા ઉતરે તેમ લાગે છે ટેનિસ–કૉર્ટ

પાને ઠુક સમય માટે ઉભા ગ્રેસ સ્ટેન્ડ ઉપરથી આ મેચ બહુ સારી રીતે જોઇ શકતા હતા મેદાન, ભભકાબંધ પોશાકવાળા માણસોથી ભરપુર હતુ અને ક્રિકેટની રમત માટે કદાપણ દરકાર નહીં કરનારને પણ ઘણો આનંદ અને ગમ્મત આપે તેવો હતો મેજર હેન્કોક કેટલાએક મિત્રોને મળ્યા તેમજ તેણે તેમની પાસે મારી ઓળખાણ આપી અમે ફરીથી મળવાની જરીપણ આશા નહોતી રાખી એવા અમારા આગબોટના સાથીઓ પણ અમને અહીં મળ્યા, ખરેખર, દુનિયા—એ માત્ર નાનકડુ સ્થાન છે

## ૧૪ મી જુલાઇ.

સવારે અમે મારો પગ બતાવવા ફરીથી પગના શસ્ત્રવૈદ્યને ત્યા ગયા મારા પગને હવે મારા ખ્યાલ મુજબ સપૂર્ણ આરામ થઇ ગયેલ છે અમે પછી ઇટન અને હેરોનો લોર્ડ્સ સ્ટેન ક્રિકેટ-મેચ જોવા ગયા રમતનો રંગ બે ગાજવીજ સાથેના વરસાદના તોફાનો એ બગાડયા હતો અને પહેલા દાવ પ્રમાણે આ રમતનો નિર્ણય ઇટનની તરફેણમા કરવા મા આવ્યો સાંજરે અમે વાઉડેવિલ થીએટરમા "ગાર્લીક્સ" નો નાટ્ય પ્રયોગ જોવા ગયા આ એક ગેરીકનુ પુરાણુ નાટક છે અને તે બહુ ખુબીદાર અને મનોરંજક છે મીસીસ સ્ટર્લીંગે મીસીસ મેલેપ્રોપના બમિકા ભજવી હતી અને તેણી મનાઓના ખોટા પ્રયોગો અતિશય રમુજી હતા મી વીલીઅમ ફેરેન સ્ટક પિતા તરીકે સર એન્થની એબ્સોલ્યુટનો પાઠ ભજવ્યો હતો અને તેના ગુસ્સાના ઉભરા તેમજ તેની ઉપભૂમિકાઓ પણ સામાન્ય રીતે બહુ મજાની હતી લીડીઆ લેંગ્વીશનો પાઠ લેનાર મિસ એમરી બહુ મજાની હતી અને બહુવખણાઇ હતી આવી નટીઓ રંગભૂમિ બહુ મોહક બનાવે છે અને લોક પ્રેક્ષક વર્ગનુ આકર્ષણ કરે છે પરંતુ આ પ્રથા હિતાવહ છે કે કેમ તે સબંધે અમે બહુ શંકા છે રંગભૂમિ ઉપર લભ્ય એવી નિરંકુશતા તેમજ છુટ સાથે બન્ને જાતિઓના વ્યક્તિઓ સાથે ખેલ એ મારા જુના વિચારના ઘણાખરા દેશીભાઇઓને પસંદ નહિ પડે

## ૧૫ મી જુલાઇ રવિવાર.

અમે હમેશ મુજબ બપોર પછીનો સમય રિચમંડ ખાતે ગાળવા ગયા ત્રણ વાગ્યા લગભગ ગાજવીજનું તોફાન થયુ અને તેણે હવાને ચોખ્ખી કરી અને દેખાવને હમેશ કરતા વધુ સુંદર બનાવ્યો સાંજના હદીવાળી નીવડી પણ તે મને માફક આવતી લાગે છે અને હુ નવો આનંદ અનુભવુ છુ મારા ખ્યાલ પ્રમાણે ઇંગ્લાંડની બધી જગાઓમા રિચમંડ એ વસવાટ માટે સારામા સારી જગ્યાઓમાની એક છે તેમા શહેર અને ગામડાનુ બન્નેનુ આકર્ષણ જોડાયેલુ છે

## ૧૬ મી જુલાઈ

સવારમા અમે લંડનમા ગાડીમા નીકળ્યા અને નોર્થબ્રુક ક્લબ તરફ જતા રસ્તા મા સર હેનરી થોમ્પસનને ત્યા તેમજ ગ્રોસવેનર ગેલરી મુલાકાતે જતા આવ્યા લંડ નના બીજી ઘણીખરી ક્લબોની સરખામણીએ બહુ નાની છે તેમજ તેમા બહુ ઓ છા ઓરડાઓ છે વખત જતા ક્લબ બીજે કોઇ સ્થળે આથી વધારે સગવડવાળુ

મકાન કલબ માટે બધાય અમે પછી નેશનલ ગેલરી તેમજ ટેમ્સની ટનલ (નદી નીચે જતો માર્ગ) ની મુલાકાત લીધી મને લેન્ડ સીયરના પ્રાણીઓના ચિત્રો બહુજ ગમ્યા બીજા ઘણાખરા ચિત્રો બહુ પ્રાચીન હતા એક ચિત્રકામ તરીકે તે બહુ સારા હતા પરતુ તેના વિષયોમા મને બહુ રસ પડ્યા નહોતો ટેમ્સની ટનલમા ને એક અજાયબ જેવી વસ્તુ હોવા ઉપરાત બીજુ રસ આપે તેવુ કઇ નથી તેમા બે ચણતર કામવાળા કમાનવાળા સમાતર માર્ગો છે તે ૧૨૦૦ ફુટ લાબી તેમજ બહુ સાકડી છે તેની પાછ- ળ લગભગ અર્ધ ક્રોડ રૂપીઆ ખર્ચાયા કહેવાય છે અસારે તેમા રેલવેદ્વારા જઇ આવી શકાય છે આની પડોશની શેરીઓ બહુ સાકડી ગદી અને અળખામણી છે અને અમે જ્યા રહીએ છીએ ત્યા લડનના પશ્ચિમ છેડાથી તદન ઉલટીજ દશા છે મારી એવી માન્યતા હતી કે પૃથ્વી ઉપરના બધા શહેરોમા વિશાળ અગ્રેજી સામ્રાજ્યનું પાટનગર લડન, એક સુદર વસવા યોગ્ય સ્થાન હશે એટલુજ નહિ પરતુ તેની ગલીઓ અને પેટા ગલીઓ ગલીચીથી તદન મુક્ત હશે ગમે તેમ હો પરતુ મારા જાતિ નિરીક્ષણના પરિણામ નિરાશાજનક હતા

## ૧૭ મી જુલાઈ.

સનરમા અમે માના છાયાચિત્રોના આલબમો જોવા તેમજ થોડી એક વસ્તુઓ ખરીદવા ઓક્સફર્ડ સ્ટ્રીટમા ચાલીને ગયા બપોર પછી અમે રાણીના ઇનામ માટેની ગાઇફલ વડે થનાર નિશાન બાજી જોવા તમજ સર બાર્ટલ અને લેડી ફ્રેયરે આપેલ ગાર્ડન પાર્ટીમા ઢયુ અને ડચેસ એક કેનોટને મળવા ગાડીમા વિમ્બલડન ગયા થોડોએક વરસાદ વરસ્યો પણ પછી પુરતુ સ્વચ્છ થતા અમે બાગમા ફરવા જઇ શક્યા અને ત્યા અમને અમારા ઘણા મિત્રોનો મેળાપ થયો સાજરે અમે લીસીયમ નાટ્ય ગૃહમા 'વેનીસ નો વેપારી' જોવા ગયા આ પ્રયોગ સુદરરીતે રગભૂમિ ઉપર રજુ કરાયો અને તે મારી બધી ધારણાઓ કરતા ચડી ગયો. મી હેન્રી અર્વીંગ અને મીસ એલન ટેરીએ ભૂમિકાઓ ઉત્તમ રીતે ભજાવી એટલુજ નહિ પરતુ બીજા પાત્રો પણ એક બીજા કરતા ચડી ગયા જ્યાએ શાઇલોક જમણી બાજુને સ્થાને ડાબી બાજુએ પહેરેલ જામીયો જોતા મને કઇ થોડી ગમત પડી નહોતી હિંદમા આવી ભૂલ બ ખરાબ ગણાય મુઢ હમેશા ડાબી બાજુ રાખવામા આવે છે ને આથી ઉલટી રીતે પહેરવામા આવે તો પાર્વાસ લોકોમા એવુ મનાય છે કે પટે નાર તેનો કેમ ઉપયોગ કરવો એજ જાણતો નથી દેખાવો અત્યત સુદર હતા આખરનુ દશ્ય (વીંટીવાળો દેખાવ) જેમા ચદ્રમાનુ અજવાળ બલ્લાક દિવસનું મળ સ્કુ દેખાય છે તેમા કઇપણ એવી ઉણપ નહોતી કે જેથી તે નૈસર્ગિક અને કળાયુક્ત ન દેખાય

## ૧૮ મી જુલાઈ.

કીંગ્ઝક્રોસથી ૧૦ વાગ્યાની એક્સપ્રેસ ગાડીમા અમે એડિનબરો જવા ઉપડ્યા અને ત્યા લગભગ ૭ વાગે પહોચ્યા મી ન. અને તેમના પત્નીએ અમને બહુ માયા ભર્યુ સ્વાગત આપ્યુ અને ગ્રેન્જ હાઉસ નામક પોતાના સુંદર મકાને લૉર્ડ ગ્રોવેન્મની ગાડીમાં

અમને લઇ ગયા અમારી એડિનબરો સુધીની અને ખાસ કરીને સ્કૉટલાન્ડની હદ અંદરની મુસાફરી બહુ આનંદજનક હતી દેખાવ ઇગ્લાંડના ઉત્તર ભાગ કરતા વધારે સારો હતો અને આ દેખાવ, ખચિત માફક આવે તેવો હતો સ્ને યોર્કને અટીન અમે મુસાફરી કરી હતી અને તેની આસપાસના દૃશ્ય બહુજ સુદર હતા

## ૧૯ મી જુલાઇ.

નાસ્તો લીધા પછી તુરતજ અમે શાહી ઇન્ફમરી (અપગ-ગૃહ)ની મુલાકાત લીધી મેં આ જાતની જોયેલ સસ્થાઓમા તે પ્રથમ હતી, અને તેની ઝાહોજલાલી ભરી વ્યવસ્થા જોઇ હુ ચકિત થયા અમે જોયેલા તેમને રાખવાના ગૃહોથી ઠેઠ રસાડા સુધીમાં બધુ એકદમ સ્વચ્છ છે આવડા મોટા ખાતામા સર્વત્ર આટલી સપૂર્ણ વ્યવસ્થા જાળવવાનુ કામ સહેલુ ન હોવુ જોઇએ અહીં લગભગ ૭૦૦ અપગો છે જેમને ખોરાક પૂરા પાડવાના તેમજ બીજી દરેક જરૂરીઆત પુરી પાડવામા આવે છે ૮૦ ઉપરાંત ડાક્ટરો આ સસ્થાની સભાળ લે છે તેમજ બિમારોની સારવારને અંગે તાલીમ પામેલ પરિચારિકાઓનો આ સસ્થાના અધિકારી-વર્ગમા સમાવેશ થાય છે આ પરિચારિકાઓને શીખવવાને તેમજ અંકુશ તળે રાખવાને કેટલીએક સ્ત્રી-નિરીક્ષકો છે, અને તેમનું કામ બરોબર થાય છે કે નહિ તે બાબતમા તેઓ દેખરેખ રાખે છે આવડી મોટી સસ્થાનું ખર્ચ અલબત બહુ મોટું છે અને તેના થોડા વિભાગો હજુ સુધી ભડોળના અભાવે ખાલી છે બપોરનો નાસ્તો લઇ અમે એડિનબરોના લૉર્ડ પ્રોવોસ્ટ સાથે રૉયલ-હાઇલેન્ડ ખાતે પ્રદર્શનમા હાજરી આપી કેટલાએક સવાદો બહુ મજાના હતા બધા ભાષણો અને તેમાએ ખાસ કરીને હેડ માસ્તર તેમજ લૉર્ડ પ્રોવોસ્ટના ભાષણો અત્યુત્તમ હતા પછી અમે સેંટ ગાઇલ્સના દેવળની મુલાકાત લીધી આને નાસ્તેરમાજ તેની પૂર્વ સ્થિતિમા મુકવામા આવેલ છે સ્કૉટલાન્ડના કેટલાએક પ્રાર્થના સ્થાનો કરતા આ કઇ વધુ સુદર નથી, છતાએ, સ્કૉટલાન્ડના લોકો આને માટે મગરૂરી ધરાવે છે અમે પછી મર્ચેન્ટન-નિશાળની મુલાકાત લીધી હેડ માસ્તરે અમને પ્રેમપૂર્વક બહુ માન બતાવ્યુ અને એક ઓરડો એવો બતાવ્યો કે જ્યા મેરી રાણી એક વખત સુતેલ કહેવાય છે અમે પછી થોડી વાર રહીને ક્રિકેટના મેદાન ઉપર ગયા, જ્યા એક મેચ રમાતો હતો અહીંથી પેન્ટલાન્ડની ટેકરીઓ ઉપરનો દેખાવ બહુ રળીયામણો દેખાતો હતો અને આ રીતે આ મ ગમનો દિવસ અમે ખતમ કર્યો હતો

## ૨૦ મી જુલાઈ.

નાસ્તો કર્યા પછી તુરતજ અમે વાર્ષિક સગીત પ્રદર્શનને લગતો પૂર્વપ્રયોગ સાભળવા જ્યોર્જ સ્કવેરમા આવેલ સ્ત્રીઓની પાઠશાળાએ ગાડીમા બેસીને ગયા પ્રથમ તો આઠ વિદ્યાર્થીનીઓએ આઠ પીયાનાઓ ઉપર એક ગીત બહુ સુંદર રીતે બજાવ્યુ પછી મોટી કન્યાઓએ એક બીજું ગીત બજાવ્યુ જે આના કરતા પણ વધારે જુસ્સાવાળુ હતુ આ પછી "નામન"ના સગીત-મિલનમાથી વિજય-પ્રયાણ ઉપરાંત બાળાઓએ એકી સાથે ગાવાનુ કામ ઉત્તમ પ્રકારે બજાવ્યુ હતુ શબ્દો અને સગીત શુદ્ધ વિશદ તેમજ

અમે વૃષ્ટિએ અમને અંદર ધકેલ્યા ત્યાં સુધી લોન-ટેનિસ પણ રમ્યા હતા. સાંજે અમે રમતો રમ્યા અને ઠેઠ મોડી રાત સુધી આનંદપૂર્ણ ગમ્મત મેળવી.

## ૨૧ મી જુલાઈ.

સવાર બહુ ઠંડી અને વૃષ્ટિવાળી હતી પરંતુ અમારી હોલીરૂડ પેલેસની મુલાકાતમાં અંતરાય રૂપ થઈ નહિ. આ બહુ જોવા જોગ સ્થાન હતું. અમને ચિત્તાકર્ષક લાગેલા અને સ્કોટલાંડના ઇતિહાસ સાથે સંબંધ ધરાવતી ઘણીએક કરૂણ ઘટનાઓની યાદ આપતા જુના ખંડો બતાવવા ઉપરાંત, ચાલતા સમયના સરકારી ખંડો પણ બતાવવામાં આવ્યા હતા, જેમાં બધાએ નવાઈ ભર્યા પુરાણા ચિત્રો અમે જોયા. દિવાલની જવનિકાઓ ઉપર અદ્ભૂત ભરત કામ હતું અને તે પૈકીની કેટલીએક સહુજ અનુરાગયુક્ત હતી. વળી સાંપ્રત ગિરિરૂપ થવા છતાએ બારીઓમાંની દેખાતું દૃશ્ય બહુ મજેદાર હતું. ચેપલ રોયલના રક્ષક મી. ડંકન એ રસને પ્રેમપૂર્વક મને આ સ્થાનનો ઇતિહાસ કહ્યો અને તેના થોડાં છાયાચિત્રો આપ્યાં. અમે પછી કિલ્લા તરફ ગાડીમાં ગયા અને ત્યાં સ્કોટલાંડના રાજ ચિન્હો તેમજ બીજા રાજ-જવાહીરો જોયા. કિલ્લા ઉપરથી આખા એડિનબરો અને "ફર્થ ઓફ ફોર્થ" જ્યાંથી થોડે દૂર હલતું નૌકાસમૂહ દેખાતો હતો તેનું સુંદર દૃશ્ય નજરે પડતું હતું. અમને મેરી ક્વીન ઓફ સ્કોટ્સના વસવાટનો એક નાનો ઓરડો બતાવવામાં આવેલ. ઓરડાઓમાંનો આ ચોથો હતો અને તેની શયન ખંડોની પસંદગી મને પ્રસંશાયોગ્ય લાગી કે કેમ તે માગથી કહી શકાતું નથી. સ્કોટલાંડના લોકો જેમને આવાં સ્મરણો સ્વાભાવિક રીતેજ બહુ પ્રિય હોય છે તેમને આ સ્થાનો માટે ખાસ ભાવ છે જે એક સામાન્ય મુસાફરમાં નથી હોઈ શકતો પરંતુ હું પોતાના દેશની પુરાણી વસ્તુઓ માટે હૃદયપૂર્વકની ચાહનાવાળા પ્રત્યેક મનુષ્યના અંતરમાં કામ કરતી તેમની લાગણીઓ બહુ સારી રીતે સમજી શકું છું. કિલ્લો પોતે પણ સહુ જોવા જેવો છે. જુના અને નવા એડિનબરો એનો ગાડીનો સફર પણ આનંદ આપે તેવી હતી. નવું અને જુનું શહેર "નોર્થ લોક" નામક ખીણથી વિભક્ત છે અને તેમને એક પુલથી સંયુક્ત કરેલા છે. બંને વચ્ચે દેખાવ આવે એવી વિલક્ષણતા છે. પ્રાચીન મકાનોની બાંધણી તેમજ નવાઓની શોભા જોઈ હું દંગ થયો. એડિનબરો દરરોજથી ભરપૂર છે અને તેમના અણીદાર શૃંગોને લીધે તેનો પ્રત્યેક ભાગ ચિત્રોપમ દેખાય છે. બપોર પછી અમે લોર્ડ રોઝબરીને "ફ્રીડમ ઓફ ધી સીટી" નો ખેતાબ આપવાને મળેલ ટાઉન હોલની સભામાં હાજરી આપી. તેમણે તેમજ લોર્ડ પ્રોવોસ્ટે સહજ મજાના ભાષણો આપ્યા. લોર્ડ રોઝબરી વખતે વખતે મજાક સાથે બોલ્યા હતા. શ્રોતૃગણ તેમના બધા ભાષણથી ખીલી રીતે બહુ ખુશી થએલ અને બેશક તે એક સૌથી બાહોશ અને લોકપ્રિય ઉમરાવ છે. સાંજે નિબરલ ક્લબમાં લોર્ડ રોઝબરીના માનમાં અપાયેલ ખાણા પ્રસંગે અમે લોર્ડ પ્રોવોસ્ટ મી. હેરીશનના અતિથિઓ હતા. પાછળથી ટુંકા અને હાસ્યરસ યુક્ત ભાષણો થયા હતા અને ત્યાર પછી અમે વેવર્લી માર્કેટ જ્યાં એક લશ્કરી બેંડ વાગતું હતું ત્યાં લોકોના ચતન વિહારની નિરીક્ષા કરવા

ગયા આ હેતુ સાથેજ અર્પાયેલ મારા જોયેલાં સ્થાનોમાં આ સ્થાન સહુથી મોટું હતુ અને તે જુદા જુદા પ્રકારનાં માણસોથી તદ્દન ભરપૂર હતુ.

### ૧૨ મી જુલાઇ.

અમે વહેલા ઉઠ્યા અને નાસ્તો લઇ, ગ્લાસગો તરફ જતી વહેલી ટ્રેન પકડવાને ૮ વાગે અમે ગ્રેન્જ હાઉસ છોડયુ એડિનબરો જેને કેટલાક "આધુનિક એથેન્સ" કહેવાનુ પસંદ કરે છે તેના નિવાસે સ્કોચ લોકોના ભલપણ અને આદરાતિથ્યનો, ખરેખર અમને સારો ખ્યાલ આપ્યો. અમે આવ્યા અને ગયા તે દરમ્યાન એક અગર બીજુ અમારી સતત સંભાળ લેતુ અને અમારી હાજતો પૂરી પાડતુ હતુ મી નટ તેમજ તેમના પત્નીએ અમારી સરભરા પાછળ બહુ શ્રમ લીધો હતો અને લોર્ડ પ્રોવોસ્ટ, મી. હેરીસનની સુજનતા તેમજ માયા અત્યંત સંતોષપ્રદ હતા આ ભલા માણસોએ મારો એડિનબરોનો પ્રવાસ બહુજ સુખપૂર્ણ તેમજ આરોગ્યપૂર્ણ બનાવ્યો હતો તેમના પ્રત્યે ઉપકાર પ્રદર્શિત કરવા મારી પાસે પુરતા શબ્દો નથી તેમની માયાનો બદલો વાળવાનો કોઇપણ માર્ગ મારે માટે શક્ય બને એટલુજ હુ ઇચ્છુ છુ અમે ગ્લાસગોની મેટ્રોપોલ હોટેલે લગભગ અગ્યાર વાગે પહોચ્યા એ એક મજાની હોટલ છે અને દરેક પ્રકારની સગવડથી ભરપૂર છે નાસ્તો લીધા પછી અમે વેસ્ટ એન્ડ બગીચા તરફ ચાલ્યા અને બપોર પછીનો સમય, દેખાવો જોવાનો આનંદ લેતા મનુષ્યોનુ નિરીક્ષણ કરવામા ગત કર્યો, વિદ્યાપીઠ, કેલ્વીન નદીની ખીણ, અને ઘણા દેવળો અને બીજા સાર્વજનિક મકાનો વડે સુશોભિત આસપાસના પ્રદેશ ઉપર નજર નાખતી એક ટેકરી ઉપર બહુ ભવ્યપણે આવી રહી હતી શહેર વચ્ચે પસાર થતી ક્લાઇડ નદીનો વાંકોચુકો પ્રવાહ અમે વહાણોના ડુગ્ગાથલો ઉપરથી પારખી શકતા હતા અને બીજે માર્ગે પાછા આવ્યા અને શહેરનો ઘણો ભાગ અમારા જોવામા આવ્યો

### ૧૩ મી જુલાઇ.

લોર્ડ પ્રોવોસ્ટે મહેરબાનીની રાહે અમને ગ્લાસગો બતાવવા શહેરના રાજ્ય-ગૃહાધિકારી મી નીકોલને અમારી સાથે મોકલ્યા સૌથી પહેલા અમે જોન એલ્ડરની કંપનીના વહાણ બાંધવાના કારખાના જોવા ગયા કાષ્ટના ચોકઠાઓમા અમે પાંચ મોટા વહાણોને અપૂર્ણતાની જુદી જુદી દશાઓમા જોયા અને પછી મોટી અમેરીકન સ્ટીમર કંપનીઓ પૈકીની એક 'ગાયન લાઇન કંપની માટે અહીં નવી બંધાતી આગબોટ 'ઓરેગન' ની અમે મુલાકાત લીધી આ એક ભવ્ય આગબોટ છે, અને તેમા બધાના મથાળા ઉપર એક ખાસ તુતક છે, જે આખી બોટ ઉપર છાપરા જેવુ દેખાય છે અને પછી, તેના એન્જીનો એટલે કલાકના ૨૪ નોટ (દરીઆઇ માઇલ) લઇ જઇ શકે તેવા ગજાવર બળ વાળા રાક્ષસો જોયા. આ પછી અમે કારખાનાઓમા ફર્યા અને વહાણના જુદા જુદા ભાગો જોયા બધુએ અહીં એવડા બધા મોટા પાયા ઉપર છે કે, દરરોજ આ સ્થાને ૬૦૦૦) ઉપરાંત માણસો કામે લાગે છે એ સાંભળી અમને આશ્ચર્ય થયુ નહિ પાછા ફરતા રસ્તામા અમે, કમભાગી "ડાફ્ન" જેમા થોડા વખત ઉપર બધા મા-

ખુનો નાશ પામ્યા હતા તેને જોઇ આ એક નિર્માલ્ય જેવી દેખાતી આગબોટ છે અને અમ
હમણાં જોઇ તેના ચોથા ભાગનુંજ તેનું કદ છે તેમાં અપાયેલ આગલા બધા માણસોના
ભોગ સંબંધે વિચારતાં ત્રાસની થાય છે ક્રૂર કાળ ગમે ત્યાં પણ પકડી પાડે છે, પછી તે
જળ હોય કે જમીન! આ ભયને નિવારવા માટેની મનુષ્યની બધી કરામતો હોવા છતાં
જ્યારે તેનો ગમગીની ભર્યો સમય આવે ત્યારે નાસી છુટાય તેમ નથી નાસ્તો
લીધા પછી અમે શહેરના કાચના કારખાનાઓની મુલાકાત લીધી તેના માલિક
મી જેમ્સ કુપરે અમારી સાથે ફરીને, ભઠ્ઠીમાં પ્રથમ કાચ બને ત્યાંથી તે દરેક આકાર
અને રંગમાં સંપૂર્ણ થતા સુધીની બધી ક્રિયાઓ અમને બહુજ સભ્યતાથી ખુલાસ-
વાર સમજાવી. કાચને ઝાંખા કરવાની જુદી જુદી ક્રિયાઓ, જે વાયુ શૂન્ય સ્થાનમાં
મોટા દબાણ નીચે રેતી વડે કરવામાં આવતી હતી કાચ ઉપર કોતરકામની ક્રિયા જે
ફરતા યંત્રોમાં કારીગરોને હાથે થતી હતી, કાચ ઉપર ચિત્રાલેખનનું કામ, જે બીજા કારીગરો
તેને અમુક તેજાબોની અસર તળે મુકતા પહેલાં, મીણના થર ઉપર ભાત પાડી કરી રહ્યા
હતા, તેને કાપવાનું કામ, જે જુદા જુદા અંશની સખ્તાઇવાળી ચકીઓની મદદથી કરવા-
માં આવતું હતું, તેને રંગ આપવાનું કામ, જે બહુધા રસાયણિક મિશ્રણોની મદદથી
થતું હતું, તેમજ તેને ફુંકીને ઘાટ આપવાની ક્રિયા— આ બધી ક્રિયાઓ અત્યંત રસાવહ
હતી મી કુપરે કેટલાએક કાચ અમને પોતાને ફુંકીને ઘાટ યુક્ત બનાવવા દીધો-
તેમજ બે પ્યાલાઓ અમારા માટે બનાવી દેવાનું વચન આપ્યું જેનો ઉપર મારો શિન્પે-
ચ કોતરાવવાનો હતો એકંદરે આ કારખાનું જોતાં મને બહુ આનંદ થયો, અને મેં એવી
ઘણીએ સુંદર વસ્તુઓ જોઇ કે જે આગળ ઉપર મને ખરીદી ગમે ચિત્ર લેખનની
ક્રિયા જે દ્વારા કાચ ઉપર સુંદર ભાત પાડવામાં આવતી હતી તે મને બહુજ ગમી પ્રથમ
કાચ ઉપર મધમાખના મીણનું આછું આચ્છાદન કરવામાં આવતું હતું, જેના ઉપર સોય-
વડે આકૃતિઓ દોરવામાં આવતી હતી પછી તેના ઉપર 'ફ્લુઅરસ્પાર" નામક એક
ખનીજ દ્રવ્યની ભુકી છાંટવામાં આવતી હતી, અને કાચને- તેના ઉપર ગંધકનો તેજાબ
રેડી તેની અસર તળે મુકવામાં આવતો હતો થોડાએક કલાક પછી, મીણને કંઇ મિશ્રણ
દ્વારા સાફ કરવામાં આવતું હતું અને આથી કાચ ઉપરની ભાત સ્પષ્ટપણે ખુલતી થતી
હતી અમે પછી એક પરોશમાજ આવેલ એક ચીનાઇ માટીના કામનું કારખાનું જોવા
ગયા, પરંતુ તેના માલીક તરફથી અમને કહેવામાં આવ્યું કે કારખાનું તે દિવસે બંધ
રાખવામાં આવ્યું છે અમે હવે પછી પારીસ પાસે સેવરનું કારખાનું જોવા ધારણા
રાખી ત્યાં આ પ્રકારનું કામ વધુ મોટા અને સારા પાયા ઉપર થાય છે. અમે હેવળ
અને નક્રોપાલીસ પાસે થઇને ગાડીમાં અમારા નિવાસે આવ્યા, અને આ રીતે એકજ
દિવસમાં ગ્લાસગો, જોઇ શકાય તેટલું જોયું અને તે વ્યાપાર અને ઉદ્યોગમાં બીજા ઘણા
શહેરો કરતા ચડી જતું- બહુ વસ્તિવાળું તેમજ સમૃદ્ધ શહેર લાગ્યું પરંતુ આ છતાંએ -
કુદરત અને કળાએ સંયુક્ત થઇ જેટલું બન્યું તેટલું મોહક બનાવેલ- એડિનબરો જેટલું
મને તે ગમ્યું નહિ એકમાં શાંતિ અને વિદ્યાનો વાસ છે ત્યારે બીજામાં ધાંધલ અને વ્ય
વસાયની ધમાલ ચાલી રહેલ છે ખરતા તારાની ત્વરાએ નીરખેલા શહેરો ઉપર એકદમ

મત આપવો એ અલબત અયોગ્ય ગણાય પરંતુ જે ખ્યાલ હુ સાથે લાવ્યો છુ તેનોજ માત્ર મે ઉલ્લેખ કરેલ છે. કોઈપણ માણસ, કોઇ સ્થળ સંબંધે સાચો મત આપી શકે તે પહેલાં તેણે તે સ્થળે લાંબો વખત વસવું આવશ્યક છે.

૨૪ મી જુલાઇ.

અમે વહેલી ટ્રેનમાં બેલોચ જવા ગ્લાસગોથી ઉપડયા અને લોક લોમંડના સરોવર ને મોખરે આવેલ ઇન્વર્સનેઇડ જવા આગબોટમાં બેઠાં. આ એક ઘણુંજ સુંદર સરોવર છે અને તે આખા ગ્રેટબ્રીટનમા મોટામાં મોટું ગણાય છે. તેમાં ભવ્યતા અને સૌંદર્યનું કંઇ અવનવુ મિશ્રણ છે. જળ આરસા જેવુ નિર્મળ છે અને તેને સંખ્યાબંધ મનોહર ટાપુઓ ભાલ પ્રદેશ ઉપરના ચાદલાના જેવી શોભા આપી રહ્યા છે. સ્થાનની ભવ્યતામાં તેના સૌંદર્યના રક્ષકો તરીકે આનંદ જનક નિર્ભયતાથી ચોતરફ ઉભેલ ટેકરીઓ કંઇ ઓર અભિવૃદ્ધિ કરે છે. ઇન્વર્સનેઇડથી સ્કૉટના "સાગરની સુંદરી" નાં સ્થાન લૉક-કેટ્રાઇન" તરફ ગાડીમાં ગયા. ત્યાંથી આગબોટ વાટે ટ્રોસાકસ અને ટ્રોસાકસથી ગાડીમા કેલન્ડર ગયા આ બધો પ્રવાસ મેં આજ દિવસ સુધીમા જોયેલ દ્રષ્યોમાં મોથી વધારે સૌંદર્ય પૂર્ણ દ્રષ્યો વચ્ચેથી કર્યો હતો. આ બધાનુ સર વૉલ્ટર સ્કૉટ જેના ગ્રંથોથી સર્વ સુપરિચિત છે તેણે એટલુ તો તાદ્રષ્ય આલેખન કર્યું છે. કે હુ પોતે મારી અપકવ અને અપૂર્ણ ભાષામા તે આલેખવાનો પ્રયત્ન નહી કરૂ. ટ્રોસાકસ પાસેનો લોકકેટ્રાઇનનો ભાગ તેમજ ઇનવર્સનેઇડ નજીકનુ લોક લોમંડનુ મથાળુ એ ભાગો મને બહુજ પસંદ પડ્યા હતા. સવારે વાદળાઓ હતા પરંતુ બપોર પછીનો વખત સુંદર અને ઉજ્વળ હતો અને ટ્રોસાકસ અને કેલન્ડર વચ્ચેના સરોવરોનો અત્યંત મનોરમ દેખાવ અમારી દ્રષ્ટિએ આવતો હતો કેલન્ડર અમે આવીને બ્રેક્લીનના ધોધ જોવા ગયા હતા તેમનુ સૌંદર્ય અવર્ણનીય હતુ અને આવા દ્રષ્યો વચ્ચે માત્ર ત્રણ દિવસજ ગાળવાને બદલે ત્રણ [illegible] અથવા બની શકે તો ત્રણ વરસો પણ ગાળવા મારી પૂર્ણ ઇચ્છા છે અમે [illegible] રહ્યા હોત તો ઠીક થાત આથી આવા સ્થાનો માટે અમે વધારે વખત આપી [illegible]

૨૫ મી જુલાઈ.

પ્રભાત બહુ રમ્ય હતુ, અને તેથી અમે 'લોકરે' માટે ઉપડતાં પહેલાં [illegible] સફર મારવા નિકળ્યા. શહેરના પાછળ ઉંચાણ વાળી જગ્યાએ અમે [illegible] આસપાસના પ્રદેશનો સુંદર દેખાવ અમારી નજરે પડયો ટેકરી [illegible] પાઇન' ગ્રૅાચફર, પહાડીબીચ તેમજ તેમની નીચે ઉગેલ મજાની વન[illegible] જૂથો વચ્ચેથી જતો હતો શિખર ઉપર જતા અમે એક ઘાસવાળા [illegible] તેનુ બીજી બાજુનુ ઉત્તરણ ફર્ન અને હીથરના રોપાઓ વગ[illegible] અમને ઉગતા જગએ ઓછી ગમ્મત પડી ન હોતી. આ [illegible] આવો સ્વદેશપ્રેમ જોતા મને વિસ્મય થતુ નથી [illegible] સુંદર પ્રદેશોમાનો આ એક છે અલ્પાહાર વાળ્યા પછી [illegible] જવા તેમજ સાથી આગબોટમા કેન્મોર જવા ઉપડ્યા [illegible] મનને તે લોકલોમંડ કે લૉક-કેટ્રાઇનનાં જેવુ [illegible]

એ સંત મનોહર વાટિકાઓ વચ્ચે થઈને અમે કીન્મોરથી એબરફેલ્ડી ગાડીમાં ગયા એ બરફેલ્ડીથી ટ્રેન પકડી અમે પિટલોક્રી આવ્યા અને અહીં બધા તરફથા, સુસમાચારવાળા હિંદથી આવેલી બેવડી ટપાલ મારી રાહ જોતી મને માલુમ પડી.

## ૨૬ મી જુલાઈ.

સવારનો બધો વખત હું કાગળો લખવામા રોકાયો બપોર પછી અમે ફાસ્કેલી આનેનાં મી બટલરનાં સુંદર મેદાનો વચ્ચે થઇ કીલીક્રિંકી પાસ તરફ ગાડીમાં ગયા મી બટલરે સ્કોટલાંડની ઢબે પોતાનાં મકાનના બારણામા અમારૂ સ્વાગત કર્યું અને ત્યાંથી જતાં અમારી પાસે સલામતી લેવડાવી આટલે દૂર આવવાની તકલીફનું સાટુ કીલીક્રિન્કી નો ડુંગરી માર્ગ જોતા વળી જતુ હતુ પુન તેમજ "સૈનિકનો કુદકો" (મો-જર્સલીપ) અને "રાણીની બેઠક" ઉપરથી તેનો નજર આવતો દેખાવ એકદમ મોહક હતો જેમ જેમ સ્કોટલેંડનું હુ વધારે નિરીક્ષણ કરૂ છુ તેમ તેમ મને તે વધારે સૌદર્યયુક્ત લાગે છે અમારા રસ્તામા આવેલ નદીઓ તેમજ બધા સરોવરોનુ જળ પીટ નામક વનસ્પતિવાળી ડુંગરાળ જમીન- જેના ઉપર હીથરનો છોડ થાય છે તેને લઇ ઘેરા ભુરા રંગનું લાગે છે છતાએ તે ઓછુ રંગીયામણુ લાગતુ નથી, અને રંગની વધારેમા વધારે વિલક્ષણતા વેગવાન જળપ્રવાહો તેમજ ધોધોમાં દેખાતા શીશોમા જોવામાં આવે છે અમે પછી બ્લેર એથોલ' તરફ ગાડીમા ગયા પરતુ કીલીક્રિંકીના માર્ગની પેલીમેરનો દેખાવ, નયન મનોહર દેખાયો અમે ખાણુ લેવા પાછા પીટલોક્રી આવ્યા અને પછી ગ્લાસગો જવા ઉપડ્યા અને ત્યા સુતા આ દેશમા મે જે જે જોયુ અને અનુભવ્યુ તેની સારામા સારી છાપ મારા મન ઉપર પડી છે સ્કોટલેન્ડ બહુ રળીયામણો દેશ છે અને ત્યાનો વસવાટ ઇંગ્લાડના કરતા પણ વધારે સુખાવહ છે પર્વત-શ્રેણી અદરના સરોવરોનુ અપ્રતીમ સૌંદર્ય એ તેનુ ખાસ આકર્ષક છે પ્રકૃતિએ પોતાનો બધો જાદુ ઉદાર હાથે તેના પર વેરેલ છે લોકો બહુજ સત્કારશીલ છે અને કેટલીએક બાબતોમા સ્કોટલાડના લોકોના ખાનગી તો તેમજ સામાન્ય રીતે મારા દેશ બધુઓ તેમજ ખાસ કરીને પુરાણા શૂરવીર રાજપુતોની ખાસિયતોમા મને અદ્ભુત સામ્ય લાગ્યુ પોતાના કુટુંબિક રમતોને તેઓ આ સક્તિપૂર્વક વળગી રહેનારા છે મારા ધણાખરા દેશી ભાઇઓની માફક ચાલતા સમય કે દૂરના ભવિષ્યકાળ કરતા ગયા વખતના ભૂતકાળના સબંધમા બહુ લાગણી અને ઉત્સાહ પૂર્વક વાતો કરવી તેમને બહુ ગમે છે લોકો પોતાની આદતોમા બહુ સાદા તેમજ બહુજ ખુલ્લા દિલવાળા મને દેખાયા ઇંગ્લાડ અને સ્કોટલેન્ડ એ બન્ને દેશોના મને મળેલ ઉપરછલાં જ્ઞાન ઉપરથી બન્નેની તુલના કરતા મારે કહેવુ જોઇએ કે સ્કોટલેન્ડ એ એક વિદ્યા સંપાદન તેમજ જીવનના શાન્ત ઉદ્યોગો માટેનુ સ્થાન છે, અને ઇંગ્લાડ એ એક અવિરત કાર્ય સપાદન તેમજ વ્યાપારને લગતા સાહસને અનુકૂળ સ્થળ છે એકને સરોવરના શાંત અને અક્ષુબ્ધ જળની સાથે અને બીજાને સમુદ્રના ઉછળતા મોજાઓ સાથે સરખાવી શકાય

## ૨૭ મી જુલાઈ.

લીડઝ અમે બપોરના ચાર વાગે લગભગ પહોચ્યા રેવરન્ડ મી સ્મીથ નામના

મેજર હેન્કોકના એક મિત્ર અમને ત્યા મળ્યા અને અમને પ્રેમપૂર્વક કાપડનુ એક કારખાનુ જોવા તેડી ગયા તેના માલેક મી. સ્ટાક્સે બહુજ સભ્યતાપૂર્વક બધુ કારખાનુ અમને જાતે બતાવ્યુ અને છેક કાચા ઉનને સાફ કરવાથી માડી છેક સુંદરમા સુંદર કાપડ તૈયાર થાય ત્યા સુધીની બધી ક્રિયાઓ અમને ખુલાસાવાર સમજાવી સામાન્ય રીતે ઉનને પ્રથમ જોઇતો રગ આપવામાં આવે છે અને પછી તેને તેલમા બોળવામા આવે છે. પછી તેને ડેવિલ' નામક યત્રમાં નાખવામા આવે છે અને તે દ્વારા તેના ફાડીને તેના નાના નાના કટકાઓ થઇ જાય છે અને પછી એક બીજા ઓરડામા લઇ જવામા આવે છે અને ત્યા ભારે કરામત ભર્યાં યત્રો વડે પીંજાય છે અને ધડ થાય છે અને આખરે દોરાઓના સ્વરૂપમા બહાર આવે છે આ દોરાઓને પછી કાતી વધારે બારીક કરવામા આવે છે જુદા જુદા રગોના દોરાઓને પછી કાપડના મોજના પ્રમાણમા પટોદ્વારા વણવામા આવે છે દોરાઓને પછી શાળોમાં લઇ જવામા આવે છે અને ત્યા જુદા જુદા નમુનાનુ બહુ કુશળતા ભર્યુ વણાટ કામ થાય છે. બધુ વણાટ કામ એક સરખાજ સિદ્ધાત વડે થાય છે અને તેથી તેનુ વર્ણન અસ્થાને છે, પરતુ નમુનાઓને જુદા પાડવા માટે ઘણી એક જાણવા જોગ હિકમતોની શોધ કરવામા આવેલ છે કાપડ તૈયાર થયા પછી તેમાથી તેલનો અશ ખેચી લેવા આમોનીયા તેમજ બીજા રસાયણિક પદાર્થોની અસર તળે મુકવામા આવે છે તેને વળી ધોવામા આવે છે તેમજ નિતારવામા આવે છે અને પછી મિલમાથી સપૂર્ણ થઇ બહાર પડવા પહેલા તેને વરાળમાથી પસાર કરવામા આવે છે ઘણુ ખરૂ ઉન આસ્ટ્રેલીયા અને અમેરિકાથી આવે છે ત્યાનુ ઉન ઇગ્લાડ કરતા વધારે બારીક તેમજ વધારે સસ્તુ છે ઘણુ ખરૂં સચાકામ કારખાનાની છોકરીઓ સભાળે છે અને જોઇતી વસ્તુઓ સપૂર્ણ સ્વરૂપમા બહાર પાડવા માટે આ કારખાનાઓમા કોઇ પણ પ્રકારની ઉણપ નથી અગ્રેજ માલ આગલી બધી પૂર્ણતાએ પહોચવાનુ કારણ વ્યવસ્થાની સપૂર્ણતાજ છે

## ૨૮ મી જુલાઈ.

નવ વાગે અમે મેસર્સ ગ્રીનવુડ અને બેટ્લીનુ કારખાનુ જોવા નીકળ્યા અહી સચા કામ બનાવવામા આવે છે સચાકામ બનાવતા સચાકામને વર્ણવતા એટલુ સમજાવુ જોઇએ કે તેના પ્રત્યેક ભાગ પ્રથક બનાવવામા આવે છે, અને સાદામા સાદી બાબતો જેવી કે સ્ક્રુ અને મોટી સખ્યામા વપરાતી નાની નાની વસ્તુઓ બનાવવાનું સાચાકામ બહુજ આશ્ચર્યકારક છે સ્ક્રુ બનાવવાનો સચો સહુથી વધારે રસ પડે તેવો હતો તે પોતાની મેળે ચાલતો હતો અને તે અમુક લબાઇના લોખડ ઉપર કોઇએ પણ સ્પર્શ કર્યા વિના કામ કરતો હતો બીજા ઘણાએ પોતાની મેળે ચાલતા યત્રો હતા જે સોપેલ કામ પૂર્ણ કરતા હતા અને પૂર્ણ થયેલ છે એ સૂચવવા ઘટડી વગાડતા હતા એટલે વસ્તુત તેઓ ઓલના સિવાય બધુ કરતા હતા અહી બનતી ઘણી વસ્તુઓમા—નાર્ડનફેલ્ટ તોપો તેમનો દારૂગોળો બનાવવાનુ બધુ સચાકામ વિજળિક યત્રો સ્ક્રુઇંગ મશીનો, કાતવાના સચા તેમજ શાળો માટે તૈયાર થતા તાણાને ગાંઠો પાડવાનુ એક નવાઇ જેવુ સચાકામ હતા આ ઉપરાત અમે હથોડે ટીપવાના વહેરવાના તેમજ લોખડને જુદા જુદા ઘાટમા

## ૨૨ મી જુલાઇ

થોડા વખત ઉપર થયેલ ડાયને માઇટનાં કાવતરા સાથે સંબંધ ધરાવતા કેદીઓ ઉપરના આરોપો ગ્રેન્ડ જ્યુરી સમક્ષ સર જેમ્સ ફીટ્રનને સંભળાવતા સાંભળવા અમે ૧૧ વાગ્યે સેંટ જ્યોર્જના હોલમાં બેસતી ન્યાય સભામાં હાજરી આપી. તેમણે રાજ્યદ્રોહનો મહાપરાધ, ખુનની કોશીશ તેમજ બીજા ગુનાઓના આ કેદીઓ ઉપરના આરોપોને બહુજ સ્પષ્ટપણે સમજાવ્યા. બીજા કેટલાએક કિસ્સાઓ સંબંધે, પણ તેમણે જ્યુરી સમક્ષ હકિકત રજુ કરી, અને અમે ન્યાય સભામાંથી ગયા પહેલાં બે કિસ્સાઓનો ન્યાય થતો સાંભળ્યો. કામ ચાલતાં અગાઉની કેટલીએક શરૂઆતની વિધિઓ મને બોજા રૂપ તેમજ અનાવશ્યક લાગી, જો કે મને કહેવામાં આવ્યું કે કાયદાનું ગૌરવ આ રીતે જાળવવું એ સારૂં મનાય છે. પરંતુ મારા ધારવા પ્રમાણે હિંદમાં, સાદી દલીલો વાંચવા તેમજ બીજાં બણગાં ફૂંકવા કરતાં ન્યાયની સાદી બજાવણીજ પુરતી માનવામાં આવે છે. જ્યુરીની મદદથી થતું ન્યાય શાસન આ દેશમાં ન્યાય તોળવાનો એક લોકપ્રિય પ્રકાર મનાતો દેખાય છે. હિંદમાં આ પ્રથા વધારે વિસ્તાર પૂર્વક દાખલ કરવામાં આવે એ જોવાની મારી ઇચ્છા છે. મારા દેશભાઇઓ અસંખ્ય જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતીઓમાં વિભક્ત થયેલા છે. એ એક સુવિદિત બિના છે આ જ્ઞાતિઓનો ઓછામાં ઓછું દિવાની હિમાઓનો નિર્ણય કરનાર તરીકે ન્યાયની મદદનીશ સંસ્થાઓ તરીકે ઉપયોગ થવો જોઇએ. સામાન્ય રીતે આવનાં પ્રત્યેક જ્ઞાતિમાં તેનાં અગ્રેસરોથી થતા બધા પ્રકારના ગેરવર્તન અટકાવવા પાત્ર મુખીઓ અને તેમાં એક પટેલ કે પ્રમુખવાળી એક સમિતિ હોય છે. કેટલાએક કિસ્સાઓમાં પ્રમુખનું સ્થાન વંશપરંપરાગત ઉતરતું આવે છે તેમજ કોઇ કોઇ સ્થાને ચુંટણી દ્વારા અપાય છે. અગાઉના સમયમાં તે બહુ મોટી સત્તા ભોગવતાં પરંતુ અત્યારે તો માત્ર તેના અવશેષ જોવામાં આવે છે. જો બદલાયેલ પરિસ્થિતિને અનુકૂળ સત્તા જુદી જુદી જ્ઞાતિઓને આપવામાં આવે; જો જુદી જુદી જ્ઞાતિના નાતિલાઓએ ચુંટેલી સમિતિઓનો સરકાર તરફથી સ્વીકાર કરવામાં આવે અને જો આ સમીતિઓને અમુક દિવાની અને ફોજદારી કિસ્સાઓ ચલાવવાની સત્તા અપાય તો પછી હું ધારૂં છુ કે ન્યાય આપવાનુ કામ બહુ સરળ થઇ પડે, કોર્ટે ચાલવાનુ કામ બહુ ઘટે તેમજ ન્યાયનું શાસન બહુ સસ્તુ અને ઉતાવળું થાય. સત્તા માત્ર ત્યારેજ વચ્ચે પડે કે જ્યાર બંન્ને પક્ષો એકજ જ્ઞાતિના હોય પક્ષો જુદી જુદી જ્ઞાતિઓના હોય ત્યારે પંચાયત અથવા સમાધાન સમિતિ જેવી જુની તેમજ દેશમાંજ ઉત્પન્ન થયેલી પ્રથાનો લાભ પૂર્વક ઉપયોગ કરી શકાય. આ એક બહુ ભોળાના સ્થાનિક સ્વરાજ્યની દિશામાં એક મહાન પગલુ ભર્યુ ગણાય. મારા મત પ્રમાણે ન્યાય આપવાની આ જુની પદ્ધતિને સચેત કરવા માટે દરેક પ્રકારનુ ઉત્તેજન આપવું જોઇએ. સેંટ જ્યોર્જનો હોલ એક સુન્દર મકાન છે અને અદાલતની બધી વ્યવસ્થા બહુજ સગવડભરી તેમજ સંપૂર્ણ હતી. સાંજરે અમે એક ઉતાવળી ટ્રેનમા લંડન જવા ઉપડયા અને લગભગ પાંચ કલાકમા બહુજ આરામપૂર્વક અમે ત્યાં પહોંચ્યા લીવરપુલ દુનીઆના લગભગ બધા દેશો સાથે વ્યાપાર ચલાવતુ એક બહુજ મોટું વાણિજ્યવાળું શહેર દેખાયુ.

૧ લી ઑગસ્ટ.

સવારમાં અમે મારી પ્રવાસનાં છાયાચિત્રોનાં આલ્બમો જોવા ચોલીને ઑક્સફર્ડ સ્ટ્રીટમાં ગયા. અત્યારે કેટલાએક ગ્રંથોનો તેમાં સમાવેશ થાય છે, અને તે હવેપછી જોવામાં બહુંજ આનંદ મળશે. અમે પછી મારી ફોટોગ્રાફ લેવરાવવાની વ્યવસ્થા કરવી, વિકો અને ગ્રેવ નામક ફોટોગ્રાફરોને સોં ગયા. બપોર પછી અમે વિક્ટોરીઆ બગીચો જોવા ગયા. ફુલ ઝાડોનાં સ્થાન અહીં બહુ સુંદર રીતે ગોઠવવામાં આવ્યાં છે પરંતુ વૃક્ષો લંડનના બીજાં બાગો જેટલાં સુંદર નથી. આ બાગ ગરીબ વર્ગોનાં બાળકોથી ભરેલો હતો અને તે લંડનની શેરીઓમાંથી આવી આનંદ લેવાનું તેમના માટે એક સારૂં સ્થાન હતો. બગીચાની મધ્યમાં એક ફુવારો છે અને આસપાસમાં આરામ અને શારીરિક કસરત માટેની જગ્યાઓ છે.

૨ જી ઑગસ્ટ.

સવારમાં હું મારો ફોટોગ્રાફ લેવરાવવા ગયો. તેમણે બારિક વખત મારો ફોટોગ્રાફ લીધો એટલે તે સારોજ થવો જોઇએ. બપોર પછી અમે મી. હ્યુમ બારીસ્ટર-ઍટ-લોની સાથે નવી ન્યાયની અદાલતો જોવા ગયા, અને તેમણે અમને બધું બતાવવા માટે બહુ તકલીફ લીધી. મકાન મને જરા આંટી ઘુંટીવાળું લાગ્યું અને કદાચ કાયદાની આંટીઘુંટીઓ સાથે સરખાવતાં બરોબર બંધ બેસતું હતું! કોરટે ચડવાનાં વલણવાળા લોકો માટે આ એક મજાની ચેતવણી છે. તેમાં પ્રવેશ કરવો એ બહુ સહેલુ છે પરંતુ તેમાંથી સહીસલામત તેમજ ફતેહમંદ થઇ બહાર આવવું એ શંકાસ્પદ તેમજ મુશ્કેલ છે! મને લાગે છે આમાં માણસો કરતાં શિરસ્તો વધારે દુષિત છે, અને તેની મંદતાને લઇ મુકદ્દમો ઘણી વખત મનુષ્યને કંટાળો આપે એટલો બધો સમય લંબાય છે. મનુષ્યકૃત કાયદા તેમને ગમે તેટલી ઝીણવટ અને કુશળતાવડે ઘડવામાં આવે તોપણ તેમાં હમેશ અપૂર્ણતા રહેવાની. આ કાયદા માત્ર ન્યાય આપવાનાજ સાધન તરીકે નહિ પરંતુ જેમ બને તેમ સરળતાપૂર્વક ન્યાય આપવાનું સાધન થવા જોઇએ. મારા ધારવા મુજબ કસાયેલ નિષ્પક્ષપણાં તેમજ પ્રમાણિકપણાવાળા તેમજ પુરેપુરા વિશ્વાસપાત્ર ન્યાયાધિશની ડહાપણયુક્ત મુનસફી ઉપરજ ન્યાયનુ કાર્ય છોડવાથી આ હેતુ સધાઇ શકે છે.

૩ જી ઑગસ્ટ.

સવારમાં અમે બોન્ડ સ્ટ્રીટમાં રૂપાનું કામ કરના મી. કલાકને ત્યાં ખરીદી કરવા ગયા અને મેં મારા મિત્રો માટે કેટલીએક સુંદર ચેરોની પસંદગી કરી, હું પછી ટ્રંકોને ત્યા ચંપી કરાવવા ગયો અને મને તે બહુજ આનંદજનક તેમજ તાજગી આપતુ લાગ્યુ. બપોર પછી અમે ખોવાયેલ કુતરાઓનુ ગૃહ જોવા ગાડીમાં ગયા. તે શરમાવે એવી ખરાબ હાલતમાં હતુ. વ્યવસ્થા મારા ધારવા જેટલી સારી નહોતી અને મને લાગ્યા મુજબ ઘણાખરા કુતરાઓ અત્યંત દુઃખી દેખાતા હતા. મારી સમજ મુજબ આ એક સખાવતી સંસ્થાજ હતી અને મારી માન્યતા પ્રમાણે આ જાતની સંસ્થાનોમા કુતરાઓની બહુ સારી સંભાળ લેવાય છે કારણ તે દ્વારા કંઇ નફો ઉપાર્જન કરવ નો હોય છે, આ ઉપરથી આ સંસ્થાની હાલત તેના વ્યવસ્થાપકોને માટે જરાએ શોભાસ્પદ નથી. અહીં

કાપવાના સખ્યાબધ યંત્રો જોયા જોરાવર સચાકામનકે ચોખડ જાણે માખણ કે પનીર કેમ ન હોય! એટલી સહેલાઇથી કપાતુ હતું તુલવિયમા મે જોયેના ઘણાખરા અચાકામને મે ઓળખ્યુ બપોર પછી અમે ટ્રેનમા ઇલ્કલી ગયા અને ત્યાની ઉચ્ચ ભૂમિ ઉપર ચડ્યા અહીં હવા આલ્હાદ આપે તેવી ચીનગ અને તાછ હતી આ ભૂમિ સ્કૉટલાડના બીડાના જેવી ફર્ન અને હીધરના રોપાઓને ઢકાયેલી હતી અને પડોશના શહેરોના મા_ણસોથી ભરેલી હતી, જેઓ આ સ્થાન ઉપર નાના ઝાખ ।એ ઉપર થતાં બીલબેરી અને ક્રેનમેરી એકત્ર કરતા હતા આ એક બહુ સ્વાસ્થ્ય દાયક તેમજ આનન્દદાયક નાનકડી સફર હતી અને મને તેમાં બહુજ આનદ મળ્યો હતો મારે જણાવના ભુલવુ નહી જોઇએ કે સાજ અમે લીડઝ કલબે મી સ્મીથની સાથે ગાળી તેમજ તે ભાઇ દરેક સ્થાને અમારી સાથે અવ્યા હતા લોકો મારા પ્રતે કેટલા માયાળુ છે અને મારે માટે કેટલી બધી તકલીફ ઉઠાવે છે એ જોના આશ્ચર્ય થતુ હતુ મેજર હેનકૉક જ્યા જાય ત્યા મિત્રો ઉભા કરે છે અને તેમના વગર અમે આટલા આનદપૂર્ન તેમજ આથીએ અર્ધુ અમે ન જોઇ શક્યા હોત

## ૨૯ મી જુલાઇ ન્યૂકૅસલ.

ઓછામા ઓછી ત્રણ વખત ગાડી બદલાવીને અમે ગ્રામ્ય પ્રદેશ વચ્ચે થઇ લિવરપુલ આવ્યા લીડઝ એ એક મોટુ શહેર દેખાયુ તે મુખ્યત્વે કરીને ઉનના કાપડની બનાવટને માટે પ્રખ્યાત છે કાચુ ઉન મોટા જથ્થામા હિંદ તે જ બીજા દેશોમાથી મગાવવામા આવે છે ખુદ હિંદમાજ સઘરઠ ભરી ચ્યાનીએ કાઇ સાડસિક વ્યાપારી મડળી આ આવા કારખાના ઉઘાડે તો બહુ સારૂ હિંદમાથી કાચો માલ દેશાવર મોકલવાનો તેમજ ત્યાથી બદલાયેલ સ્વરૂપમા તેને પાછો લાવવાના ખર્ચનો ખ્યાલ કરો આ કાચા માલ ઉપર તેનો ઉપજ કરનાર દેશ જ્યા મજુરી બહુ સસ્તી હોય છે તેની અદરજ કાર્ય કરવામા આવે તો બધુ ખચ બચાવી શકાય મારા મત પ્રમાણે હિંદના મુડીવાળાઓ પોતાના નાણા આથી વધારે સારી રીતે નહિ રોકી શકે ચોક્કસ ફતેહ મેળવવા માટે આ કાર્યને અગે થોડો સમય બહારની સહાયતાની અપેક્ષા રહેશે જ્યાસુધી હિંદી વણાટનો ધંધો પોતાના બહારના હરીફો સામે સારી રીતે ટક્કર ન ઝીલી શકે ત્યાસુધી સરકારે ખાસ ખ્યાલ મુજબ બહારથી આયાત થતા માલ ઉપર ૨૫ ટકા આયાતજકાત કર લેવો જોઇએ હિંદી ઉદ્યોગો પરદેશના તેવા ઉદ્યોગો સાથે હરીફાઇમા ઉતરવાને શક્તિમાન થાય એટલે આ કર દૂર કરી શકાય છે હુ કઇ પ્રખર સરક્ષકનીતિ વાદી નથી પરતુ ખચિત એટલુ તો માનુ છુ કે જે સમયે હિંદના ગૌરવરૂપ ઉદ્યોગો વધારે અનુકુળ સજોગોમા બનાવાયેલી વિદેશી વસ્તુઓના બળવાન ધોધમા નિર ધારપણે તણાતા જાય છે તે સમયે હિંદમા અપ્રતિબદ્ધ વ્યાપાર પદ્ધતિ દાખલ કરવી એ ગોગ્ય નથી ઇગ્લાડ શરૂઆતમાજ અબાધિત વ્યાપાર–નીતિને અનુસર્યું હોત અને એક શતક પહેલા વિદેશીમાલ ઉપર સરક્ષક–કરો નહિ નાખ્યા હોતતો આજે તે દુનીયાનો સૌથી વાણિજ્ય-પ્રધાન દેશ થયો હોત કે નહિ તે સબધે મને શકા છે હુ વખતને માટે પણ કોઇપણ દેશના ઉદ્યોગોને રક્ષણ આપવુ એ તે દુર્બળ દેશને બળ પ્રાપ્ત કરવા તેમજ તેના આતરિક સાધનોને ખીલવવા પુરતો સમય

આપનાર બરાબર છે. આ પ્રમાણે કર્યા પછીજ અપ્રતિબદ્ધ નીતિ ફાયદાપૂર્વક યોજી શકાય છે.

**૩૦ મી જુલાઈ.**

બપોર પહેલાં અમે વૉકર આર્ટ ગૅલરી, ફ્રી લાઇબ્રેરી, ડર્બી મ્યુઝીઅમ, પોલીસ અને સેંટ્રલ ફાયર સ્ટેશન, ટાઉન હૉલ અને એક્સચેન્જ ન્યુસરૂમની મુલાકાત લીધી તેમજ લીવરપુલના મેયરને ત્યાં ગયા. વૉકર આર્ટ ગૅલરીનાં ચિત્રોમાં "મરના સુધી વફાદાર" નું ચિત્ર મને બહુ ગમ્યુ. તેમાં એક આગલાગેલ સ્થાનમાં એક સંત્રીને ઉભેલો બતાવવામાં આવ્યો છે ગને આ ચિત્ર ગમ્યુ પરંતુ મને આ બળી મરનાર સંત્રીનું ડહાપણ ન ગમ્યું. તે પોતે બચી શક્યો હોત એટલુજ નહિ પરંતુ આગ બુઝાવવાનો પ્રયત્ન કરી પોતાની ફરજ વધુ સારી રીતે અદા કરી શક્યો હોત. અને "નેલ્સનનાં મૃત્યુ" નું ચિત્ર પસંદ પડયું. તે બહુ કુશળતા પૂર્વક ચીતરવામાં આવ્યું છે. સંગ્રહસ્થાન ઓક્સફર્ડનાં સંગ્રહસ્થાન જેવુ આકર્ષક નથી. તે બહુ નાના પાયા ઉપર છે એટલે અમે બધા વર્ગની વસ્તુઓ એકદમ જોઇ શક્યા. ફ્રી લાઇબ્રેરીમાં એક મજાનો ગોળ વાંચવાનો ઓરડો તેમજ એક વિશાળ વાંચનનો ઓરડો છે અને લોકોને સામાન્ય રીતે વર્તમાનપત્રો મફત વાચવા મળે છે. તે લોકોથી ભરેલ હતો અને એને તેઓ કેળવણીના આ પ્રકારની કદર સારી રીતે પીછાણનાં દેખાતાં હતાં. અમે પછી પોલીસ અને સેંટ્રલ ફાયર સ્ટેશને ગયા અને ત્યાં કેપ્ટન બાઉરે હાથથી ચાલતાં તેમજ વરાળથી ચાલતા બંબાઓ વડે બળતા મકાનોના મથાળા ઉપર પાણી કેમ નંખાય છે તે અમને બતાવવા પ્રેમ પૂર્વક પોતાનાં માણસોને કવાયતમાં ઉતાર્યાં. વરાળ વડે ચાલતા બંબામાંથી નળ વાટે નીકળતુ પાણી એટલુ જોરદાર હતુ કે તે એક આદમીને પાણી પછાડી શકે. કેટલાએક આગ બુઝાવનારાઓ મકાનોના છાપરા પર ચડી ત્યાંથી પાણી ફેરવાનું કાર્ય કરતા હતા. બારીઓ પાસે રખાયેલ નીસરણીઓ પાસે ઉપર પણ તેઓ અપારાબધ ચડયા અને બે માણસો અને બે છોકરાઓને તેમાંથી ખેચી કાઢી જાણે ખરેખર આગ લાગી હોય તે રીતે તેમને બરોબર તેની બે રાખેલ હાથળીઓ ઉપર પડતાં મેલતા હતા. ખરેખર અમને આભારી કરવા ખાતર એક પણ મકાનને બાળી નાખવા સિવાયનુ બધુ કામ તેઓએ કરી બતાવ્યુ! અમે પોલીસોની કોટડીઓ તેમજ ઓફીસોની મુલાકાત લીધી અને પછી ગાડીમાં ટાઉન હોલ તરફ ગયા. લોર્ડ મેયરે પોતે તેના બધા ભાગો બતાવ્યા. બોલનો ઓરડો તેમજ સ્વાગતનો ઓરડો તેમજ બકીંગ હમ અને સેંટ જેમ્સના મહેલોના ઓરડાઓ બાદ કરતા મેં આજ દિવસ સુધીમાં જોયેલ બીજા ઓરડાઓ કરતાં વધારે સુંદર હતા. ટાઉન હોલમાં થઇને અમે ચાલતાં એકસચેન્જન્યુસરૂમ જોવા ગયા આ એક મજાનો ખંડ હતો અને ધંધામાં બહુ મશગુલ માણસોથી તે ભરેલો હતો. બપોર પછી અમે ગોદીઓ અને ગોદામો જોવા ગયા અને તે એટલી બધી વિશાળ હતી કે તેની પાસે મુબઇની પ્રીન્સની ગોદી કંઇ વિસાતમા નહિ, મુબઇની ગોદી જેવી અહીં આ ઉપરાન ગોદીઓ છે. અમે છેવ્ટે દીવાદાંડીની મુલાકાત લીધી દીપકને ફરતી પહેલદાર કાચની એવી સરસ રચના કરવામાં આવી છે કે જેમાં યોગ્ય દિશામાં કિરણોનું એકી કરણ થાય છે.

પુરાએલ કેટલાએક કુતરા ખરીરીતે ઘણા દેખાવડા અને ઉચી ઓલાદના છે. પરંતુ અહીં લેવાતી તુચ્છ જેવી સંભાળને લઇ તેમનાં રૂપ અને ગુણનો લોપ થતાં બહુ વાર લાગતી નથી. આ સ્થાનેથી કુતરા બહુ સોંઘી કિંમતે મળી શકે છે. પરંતુ અહીંથી ખરીદી કરવી એ ઘણી વખત ઉચિત હોતું નથી. કારણ ખરીદનારને ખરીદવાનું પ્રાણી હડકવા કે કોઈબીજા વ્યાધીથી મુક્તછે કે નહિ તેની ખાત્રી હોઇ શકતી નથી. હડકવાનાં ચિન્હો ઘણા લાંબા વખત સુધી ગુપ્ત હોય છે. સાંજરે અમે એવન્યું નાટ્યગૃહમાં એડસિનર્ટૂપ જોવા ગયા. તેઓ બહુજ ચેરકુરી ભર્યાં હતાં અને અમને બધો વખત બહુ ગમ્મત આપી હતી.

## ૪ થી ઑગસ્ટ.

અમે સવારે, મારે જોઇતા કુતરાઓની ખરીદી સંબંધે ગોઠવણ કરનાર કુતરા વેચનારને મલ્યા. મને કુતરાઓનો બહુ શોખ છે, કારણ કે કુતરાએ બધાં પ્રાણીઓમાં મનુષ્યનો સારામાં સારો સાથી છે. તે એક ચતુરાઇ અને એકનિષ્ટાના નમુનારૂપ છે. મનુષ્ય પ્રતેનું તેનું વર્તણ દૃષ્ટાંતરૂપ છે. વરૂ ચિત્તા વગેરે માંસભક્ષી પ્રાણીઓના હુમલા સામે પોતાના માલ (ઘેટાંનાં ટોળાં)નુ રક્ષણ કરવાના કાર્યમાં તેમને યોજનાર, હિંદના ભરવાડને મન તેમની સેવા અમુલ્ય છે. ઘણાખરા કિસ્સામાં આવા એ ભરવાડી કુતરા અથવા કોઇ વખતે તો માત્ર એકજ આ વિકરાળ પ્રાણીઓ પૈકીનાં એકને પૂરો પડે છે. એક યોગ્ય તાલીમ પામેલ સારો કુતરો, પોતાના માલેકનો પ્રાણ ન બચાવી શકે તો તેની સાથેજ પોતાનાં જીવનનો ભોગ આપે છે તે હમેશ ધણીના શ્રમ અને ભયમાં ભાગ પડાવવા તત્પર હોય છે અને બધી રીતે તે એક બહુજ નિમકહલાલ પ્રાણી છે. બહુજ શોકની વાત છે કે હિંદ–જ્યાં હિંદુ–પુરાણોના દેવોએ પણ આ જાતિની સેવાની કદર એક સમય કરી હતી. ત્યાંજ આ જાતિ પ્રતે અત્યંત બેદરકારી બતાવવામા આવે છે! મને આશા છે કે વખત જતાં લોકો તરફથી તેમની ઘટતી સંભાળ લેવાશે. અત્યારે તો તેની બિનકેળવાયેલ દશામાં દરેક દયાળુ ગૃહસ્થે ફેંકેલ ટુકડાઓ ઉપર તે નભે છે. અમે પછી લૉન ટેનિસ રમવા ગાડીમાં વિંબલ્ડન ગયા અને ત્યાં બહુજ આનંદ પૂર્ણ સાંજ વિતાડી.

## ૫ મી ઑગષ્ટ રવિવાર.

બપોર પછી અમે એક ઓમ્નીબસમા નોકરો તેમજ સરસામાન સાથે રિચમંડ ગયા. નિવાસ સ્થાન બદલવાની આ એક બહુ આનંદ આપે તેવી ટેવ છે સાંજરે અમે નદીના તટ ઉપર ફરવા ગયા અને લોકોને બોટની સહેલ કરતાં અને આનંદ અનુભવતાં અમે જોયા. લંડન જો કે પૃથ્વી ઉપરનું મોટામા મોટું તેમજ સૌથી વધારે સમૃદ્ધ શહેર છે અને બધા પ્રવાસીઓને આકર્ષતુ સ્થાન છે, છતાં એ અમારો ત્યાંનો વસવાટ એટલો લાંબો હતો કે અમારે માટે સ્થાન–બદલો આવશ્યક બને મનુષ્યનું મન એકજ વસ્તુથી કદી સંતોષાતુ નથી સ્વભાવે ચંચળ હોઇને તે કંઇક બીજી માટે આતુરતા પૂર્વક વલખાં મારે છે અને તે વસ્તુ તે પ્રાપ્ત કરે કે તરતજ તે મારેનો તેનો બધો મોહ દુર થાય છે. સાચુંજ કહ્યું છે કે—

"શૌર્ય યુદ્ધમાંજ સમાયેલું છે; નહિ કે શિરપાત્રમાં!"

આપણે એક વસ્તુ માટે આતુર હોઇએ છીએ, એમ ધારીને કે તેની પ્રાપ્તિ આપણને અસંત આનંદ આપશે. આપણે તે મેળવીએ છીએ, અને ક્ષણભર સંતુષ્ટ થઇએ છીએ, પરંતુ આનંદ એક સરખોજ રહેતો નથી; તે ધીમે ધીમે ઓછો થતો જાય છે.

### ૬ ઠ્ઠી ઑગષ્ટ.

આજે બૅંકનો તહેવાર છે, એટલે સરકારના હુકમથી અપાયેલો જાહેર તહેવાર છે, અને શેરીઓ આનંદ મેળવવા માટે ઉત્સુક લોકોથી ભરપૂર છે. નોકરોને, જાણીતા દોરડાં ઉપર નાચનાર બ્લોડીનનો ખેલ તેમજ એક બલુન ચડાવાતું જોવા મોકલ્યા અને અમે પોતે લૉન-ટેનિસ રમવા ગાડીમાં વિમ્બલડન ગયા. બપોર બહુ ખુશનુમા હતો ત્યાં અમે કર્નલ લાટશ તેમજ તેનાં બાળકોને મળ્યા અને ઘણીએ ગમ્મતપૂર્ણ રમતો રમ્યા. મારે લખતા ભૂલવું ન જોઇએ કે ઈંગ્લાંડની તહેવાર માણવાની પ્રથા તેમજ હિંદની તહેવાર ભોગવવાની પ્રથામાં કંઇક ફેર છે. ઇંગ્લંડમાં, કામ-ધંધામાંથી નિવૃત્તિતેમજ ગમ્મત-રમતના દિવસ તરીકેજ તહેવારની ગણના થાય છે. હિંદમાં તે એક કંઇપણ અપવાદ વગર કોઇ દેવ અથવા દેવીને અર્પણ થયેલ પવિત્ર દિવસ હોવા સાથે આનંદ અને ઉત્સવનો દિવસ હોય છે. એકમાં કંઇ જુના તેમજ શિરસ્તો દેખાય છે ત્યારે બીજામાં વધારે પવિત્રતા તેમજ સહૃદયતા છે.

### ૭ મી ઑગષ્ટ.

સવારમાં અમે રિચમંડ પાર્કને ફરતી, તેનો બધો વિસ્તાર જોઇ શકાય તેટલા ખાતર તેની મર્યાદાની થડોથડ રહીને ઘોડા ઉપર સફર કરી. બધુંએ બહુ સુંદર છે પરંતુ તેની કિંગ્સ્ટનની બાજુ મને સૌથી વધારે પસંદ પડી અહીં બ્રેકન તેમજ ઝાડ તળે થતા નાના રોપાઓ બહુ ઉગ્યા હતા, તેમાં સખ્યાબંધ હરણાંઓ અમે રમતાં જોયાં. જમીન સવારી માટે નરમ હોઇને ઘોડાઓ પોતાની સારામાં સારી ચાલ ચાલવા આતુર હતા. એટલેબધે લાંબે વખતે હું ઘોડા ઉપર બેસું છું કે મને ફરીથી ઘોડા ઉપર સવારી કરતાં આનંદ થાય છે. બપોર પછી અમે નદી ઉપર ગયા અને હલેસાં મારવાની તાલીમ લીધી. મને આશા છે કે હુ તેનું કંઇક શિક્ષણ મેળવીશ ભરતીને લઇ એક હિંદ જઇ આવેલ ગૃહસ્થ- જેમણે મારી સાથે હિંદુસ્તાનીમાં વાત કરી હતી તેની માલીકીની એક નાની આગબોટ સાથે બંધાઇ અમારે માર્ગનો અમુક ભાગ કાપવો પડ્યો હતો નદી ઉપર બધું શીતળ અને આનંદપ્રદ હતુ.

### ૮ મી ઑગષ્ટ

વહેલી ટપાલમાં મને હિંદી કાગળોનો મોટો જથ્થો મળ્યો અને બધી સવાર તેમના પ્રત્યુત્તર આપવા પાછળ ગાળી. બપોર પછી હું મેજર હેનેકાના દિકરાઓ સાથે બાઇસિકલનો પાઠ શીખવા ગયો. મેં આને અંગે ઠીક પ્રગતિ કરી છે અને મને આશા છે કે થોડાજ સમયમાં હુ જાતેજ તેના ઉપર સવારી કરવા શક્તિવાન થઇશ. સાંજ વૃષ્ટિ અને ઠંડીવાળી હતી, એટલે મારા પત્રો પૂર્ણ કરવાને હું અંદરજ રહ્યો હજારો માઇલ દૂર રહેતાં

સગાંઓ અને મિત્રો તરફથી મળતા પત્રો દ્વારા હમેશાં અત્યંત સ્વાસ્થ્ય મળે છે. ટપાલ-ની ઉત્તમ વ્યવસ્થાને લઇ આપણને વીશજ દિવસમાં તેમના પ્રેમ અને લાગણી ભર્યા સંદેશાઓ મળે છે. તેમને વાંચતાં આપણે લખનારાઓનાં સાનિધ્યમાં હોઇએ તેવું લાગે છે. દૂર આવેલ ઘરમાં શું શું ચાલી રહ્યું ને તેનાં માનસ-ચિત્રો આપણે રચી શકીએ છીએ. મનુષ્યની કલ્પના-શક્તિ આવે સમયે જે કાર્ય કરે છે તેવું કાર્ય બીજે કોઇપણ સમયે કરતી નથી. જો સમાચાર અસ્વસ્થકર નહોય તો તો ઠીક; અને જો તે થી ઉલટું હોય તો બળતો મેલ આવતાં સુધી આશા અને આતુરતાના કોમળ પાશમા બદ્ધ થઇને રહેવું પડે છે. વસ્તુસ્થિતિ આ પ્રમાણે હઇ, ઇંગ્લાંડથી મેઇલ એક દિવસ પણ મોડો આવે તો, હિંદમાં વસતા અંગ્રેજોને થતી મોટી ચિંતા હું બહુ સારી રીતે સમજી શકું છું.

## ૯ મી ઑગસ્ટ.

સવારે અમે ફરીથી બગીચામા ઘોડા ઉપર ગયા. અમને તેમાં બહુજ આનંદ પડ્યો. બપોર પછી અમે મેજર હેન્કોકના વૃદ્ધ પત્ની સાથે ગાડીમાં ફરવા નીકળ્યા કિંગસ્ટન ખાતે વિમ્બલ્ડન હોમને ફરતી અમે ચક્કર મારી. આ એક મજાની સહેલ હતી. સાંજરે અમે વાઇસરોયના સમિતિમા જવા ચુંટાયેલ નાણાં પ્રકરણી સભ્ય સર ઓકલેન્ડ કાલ્વીને નોર્થ બ્રુક ક્લબમાં આપેલ ખાણાના પ્રસંગે હાજરી આપવા ગાડીમા લંડન ગયા. લૅાર્ડ નોર્થ બ્રુક તેમજ સર ઓકલેન્ડ કોલ્વીને બહુજ રસદાર ભાષણો કર્યાં. મારા ઘણા મિત્રો અને ઓળખીતાઓ ત્યાં હતા અને સાંજ મેં બહુ આનંદપૂર્વક ગાળી. ખાણા પછી અપાતાં ભાષણોનો ચાલ જેવો રસયુક્ત છે તેવોજ અજાયબી ભર્યો છે. સારૂં જમણ લીધા પછી માણસને રાજકીય વિષયો પરત્વે લાંબી અને ગંભીર ચર્ચાઓમાં ઉતરવા કરતાં ક્ષુલ્લક બાબતો ઉપર આનંદભર્યા ગપાઓ હાંકવાને સ્વાભાવિક પ્રેરણા થાય છે. આવે પ્રસંગે બોલનારને બોલવામા બહુજ સભાળ રાખવી પડે છે કારણ તિક્ષ્ણ કાન અને ઝડપી આંગળીઓવાળા છાપાઓના ખબરપત્રીઓ ભાષણનો અક્ષરે અક્ષર નોંધી લે છે. પરંતુ મારા ધારવા પ્રમાણે મહાવરો પડતાં આ કર્મ બહુ મુશ્કેલ ન થાય મેં કેટલાએક બ્રાહ્મણોના જમણવારોમાં જોયું છે કે જ્યારે જમણ પુરૂ થવા આવે ત્યારે આ વિદ્વાન ગૃહસ્થો જુદા જુદા સંસ્કૃત ગ્રંથકારોના શ્લોકો બોલવામા એક બીજા વચ્ચે ચડસા ચડસીમા ઉતરે છે આ સારો રિવાજ સ્મરણશક્તિ તેમજ વિદ્યા પ્રત્યેનો રસ કેળવવાને અંગે બહુ સારૂ કાર્ય કરે છે. આપણે પણ કઇ આવીજ પ્રથા વડે વક્તૃત્વ કળાને ઉત્તેજન આપવા અર્થે કંઇપણ વધારે કરી શકીએ તો સારૂ થાય

## ૧૦ મી ઑગસ્ટ.

મેં, મારા કેટલાએક મિત્રોની માયાનો પ્રતિકાર કરવા વેબ્રીજ ખાતે એક નાનકડી મિજબાની આપી, અમે એક ઓમ્નીબસમાં વેબ્રિજ તરફ ગયા અને સેંટ જ્યોર્જની ટેકરી પાઇનના વૃક્ષો અને હીથરના છોડોની વચ્ચે ખાણુ લીધું અમે પછી ફરનના રોપાઓ વચ્ચે ધીંગામસ્તી કરી અને તેમાં બહુજ ગમ્મત પડી. બધાં બાળકો સંપૂર્ણ આનંદ લેતાં દેખાતાં હતાં અને આ પ્રમાણે અમે એક બહુજ આનંદમય દિવસ ગત કર્યો હતો પણ

આલ્હાદજનક હતી અને ગાડીમાં ત્યાં જવા તેમજ ત્યાંથી પાછા આવવાની સહેલગાહ આ પર્યટનનો સૌથી વધુ આનંદદાયક અંશ હતો. લંડનથી સહેલાઇથી પહોંચી શકાય તેવો આટલો બધો સુંદર પ્રદેશ જોતાં આશ્ચર્ય થાય તેમ હતું. સ્ટીસ કોટેજની પૂર્વ તરફના આ સુંદર બગીચામાં કેટલાએક ભાગોએ મને સ્કોટલેન્ડ તેમજ તેનાં ઘાસવાળાં મેદાનોની યાદ આપી વનભોજન માટે આથી વધારે સારૂં સ્થળ ભાગ્યેજ પસંદ કરી શકાય.

### ૧૧ મી ઑગસ્ટ

હોટેલની નજીક મી. ગ્રેહામના એક મઝાના બગીચામાં અમે જનરલ રૂપરનાં બાળકો સાથે સવારનો બધો વખત લોન-ટેનિસ રમ્યા. બપોર પછી વિમ્બલ્ડન ખાતે અમે ફરીથી રમ્યા. આ રીતે અમે નહેવારની માફકજ અહીં સમયનો ઉપયોગ કરી રહ્યા છીએ. આવી ઘર બહાર રમાતી રમતો મનને વખતો વખત જુદી દિશાએ વાળે છે. આ એક હમેશના અનુભવની વાત છે કે આપણું મન ભાગ્યેજ શાંતિ ભોગવે છે. તે હમેશાં પોતા માટે કંઇ મનગમતા ખોરાકની શોધમાં હોય છે અને જ્યારે તે નથી મળતો ત્યારે તે પોતાનેજ ભક્ષ કરવાનું આદરે છે. અવારનવાર તેને આવી નિર્દોષ રમતોમાં રોકી રાખવું એ તેને કામમાં રાખવાનો ખરાબ માર્ગ નથી. આ રમતોથી બેવડો હેતુ સધાય છે. તેઓ મનને ખરાબ પ્રવૃત્તિઓ તરફ વળતું અટકાવે છે અને તેનીજ સાથે તેઓ શરીર અને મનની સુધારણાને અંગે મોટી સહાયતા આપે છે.

### ૧૨ મી ઑગસ્ટ રવિવાર.

બીજો એક ઉજ્વળ અને ઉષ્ણ દિવસ હું સવારમાં મેજર હેન્કોકના પુત્રો સાથે ફરવા ગયો અને તે પોતે દેવળમાં ગયા. અમે પિટરશેમ વચ્ચે થઇ નદી તરફ ગયા અને બીજેજ માર્ગેથી પાછા આવ્યા. અતિશય ગરમીને લઇ બહુ દૂર જઇ શકાય તેમ નહોતું. બપોર પછી અમે ઘોડા ઉપર બેસી બગીચા વચ્ચે થઇ વિમ્બલ્ડન કોમન તરફ ગયા. અહીં ઘોડાને પૂરવેગે દોડાવવા માટે એક સુંદર ખુલ્લી જગ્યા છે. સાંજરે અમે જનરલ રૂપરને ત્યાં ગયા અને પછી નદી તરફ એક ટુંકી સફર મારી, આ રીતે અમે આ ઉનાળાનો લાંબો દિવસ આનંદપૂર્વક ખતમ કર્યો.

### ૧૩ મી ઑગસ્ટ.

અમે વહેલી ટ્રેનમાં ગોદીઓ તેમજ લોખંડે મઢેલી મનવારો જોવા પોર્ટસમાઉથ જવા ઉપડયા. દરિયાઇ સેનાધીપતિનો એક મદદનીશ અધિકારી અમને સ્ટેશન ઉપર મળ્યો અને પ્રથમ અમને એક નૌકા નાશક યંત્રવાળી બોટ(ટોરપીડો-બોટ) 'પોલીફીમસ' તરફ લઇ ગયો તે એક કેપ્ટન મે નામક અધિકારીના અધિકાર તળે હતી. કેપ્ટન મે એ અમને જુદું જુદું સંચાકામ પ્રેમપૂર્વક સમજાવ્યું. આ એક સીગારના આકારનું એક નવાઇ ભર્યું વહાણ છે. અને તેનો લગભગ ૭/૮ ભાગ જળની સપાટી તળે છે. તેનાં તુતકો શેલ કે ગોળા સામે ટક્કર ઝીલી શકે તેવા બનાવવામાં આવેલ છે છતાંએ તે દુશ્મનના મારમાંથી બચવામાં બીજાં બધાં કરતાં પોતાના ઝડપીચાલ ઉપરજ વધારે આધાર રાખે છે. ટોરપીડો કોર્નીંગ ટાવરમાંથી એક વિજળિક-યંત્ર વડે પાણીની સપાટી તળેજ છોડવામાં

આવે છે. તેમની અંદર ખીચોખીચ ભરેલ હવાવાળી ચાલના સંચાઓ તેમને જળમાં ગતિ આપે છે. આ બધું યંત્ર બહુજ કિમતી છે, પરતુ દુશ્મનનાં એક પણ વહાણને ઉડાડી મેલવામાં તે ફત્તેહમંદ થાય તો તેની સરખામણીમાં મારા ધારવા મુજબ છેક નજીવું છે. 'પોલીફીમસ' મો ઉપરાંત પાણી ન પ્રવેશી શકે તેવા ખંડોમાં વિભાગિત છે એટલે તેને ડુબાડી દેવી એ કંઇ સહેલીવાત નથી. તેના જુદા જુદા ખંડોમાં એન્જીનોની બે જોડીઓ ગોઠવવામાં આવેલ છે એટલે જો એક બોટક તો બીજી તેને પુરવેગે ચલાવવાને પુરતી શક્તિ ધરાવે છે. તુતકનો ભાગ બોટોના હુમલાઓથી નોર્ડનફેલ્ટની યાંત્રિક તોપો વડે રક્ષાએલ છે અને એકંદરે તે એક બહુજ ભયંકર પ્રકારનુ વહાણુ છે. આમ છતાં પણ મારે કહેવું જોઇએ કે એક બહુજ બેડોળ દેખાવનુ વહાણ છે અને તેમાં રહેવું બહુજ અસગવડના ભર્યું છે. અમે પછી "સુલતાન" નામક એક મોટી મનવાર પર ગયા. કેપ્ટન કરેકાન હાઉ તેના કમાંડર હતા. આ એક ભવ્ય વહાણુ છે અને તેમાં ૧૮ ટનના વજનની તોપો ગોઠવામાં આવી છે. યુદ્ધ પ્રસગે તેમનો કેમ ઉપયોગ થાય તે બનાવવા આમાની એકને અમારી રૂબરૂ ચલાવવામાં આવી. આવી ગંજાવર તોપોને ફેરવવાને કરેલ હિકમત એવી તો કુશળતા ભરી છે કે બહુ થોડાજ માણસો વડે તેમને ચલાવવાનુ કાર્ય થઇ શકે છે. બધી કવાયત આજ્ઞા સુચક શબ્દોને બદલે નિશાનીઓ દ્વારા બહુ શાંતિ પૂર્વક કરવામાં આવી હતી, કારણ આજ્ઞાના શબ્દો યુદ્ધ પ્રસગે સંભળાવા ન જોઇએ. અમે પછી આ વહાણુ ઉપર ફર્યા અને અલેકઝાન્ડીઆ ઉપર તોપના મારાના પ્રસગે ઇજીપ્તની તોપોએ તેને કયાં નુકશાન પહોચાડયું હતું તે અમને બતાવામા આવ્યુ. આ યુદ્ધ પ્રસંગે બે માણસો મરાયાં હતાં તેમજ કેટલાએક જખમી થયા હતાં. પરતુ તોપો ઉપરનાં માણસો મુકાબલે સહી સલામત હતા. આ આખી મનવાર ભારે જબ્બર અને હેરત પમાડે તેવી છે. અને મે અત્યાર સુધીમાં જોયેલ મનવારોમા સારામાં સારી છે. લોખંડી મનવારોના આવા કાફલાઓને લઇ ઇંગ્લાંડ સમુદ્ર ઉપર સ્વામિત્વ ભોગવે એમા નવાઇ જેવુ નથી એડમિરલ સર. જે અને લેડી હોર્નબી સાથે કેટલોએક સમય ગાળ્યા બાદ અમે ઉપર કિલ્લાવાળી મનવાર "ડેવેસ્ટેશન" ની મુલાકાત લીધી અહીં ગોળાઓના માર સમે ટક્કર લે તેવા લોખંડી શિખરો તળે તોપોનું કાર્ય ચાલે છે અને સંચાકામની મદદથી તોપોની સાથે આ શિખરો પણ ફરે છે તેપો સચાકામ વડે બહુજ હિકમત ભરી રીતે ભરાય છે એટલે તેમની ઉપર કામ કરનાર માણસને શારીરિક શ્રમ છેક નહિ જેવોજ પડે છે, આ ગજાવર તોપોને ધરી ઉપર એટલી બધી સંપૂર્ણતાવડે સમતોલ રાખવામાં આવેલ છે કે આવડો મોટો બોજો જાણે માત્ર એકજ માણસ એક નાનો હાથો ફેરવતાં ઉંચો નીચો કરી શકે છે. જો હવે પછી કોઇપણ કાળે ઇંગ્લાંડને બીજા કોઇ યુરોપનાં રાજ્ય સાથે નૌકાયુદ્ધ થાય તો આ ગજાવર મનવારો કેટલે અંશે ફત્તેહ મેળવે છે તે જાણવામાં મને અત્યંત રસ પડશે. અમે પછી ગઝા બનાવવાનું સંચાકામ જોયું, જે અમને કરામતવાળું તેમજ રસ આપતુ માલુમ પડ્યું આમાં અપૂર્ણતા અમને એકજ લાગી અને તે એ કે કેટલુએક સચાદ્વારા બની શકતુ કાર્ય હાથ વડે કરવુ પડતુ હતુ. અમે પછી બધી ગોદી ઉપર ફર્યા અને બધી જાતના વહાણો જોયા આમા હિંદી લશ્કરી વહાણોનો પણ સમાવેશ

થતો હતો અને તેમને દરીઆઈ મુસાફરી માટે સમારવામા આવતા હતા તે કે અહીં વાણિજ્યને લગતો માલ એટલો બધો નહોતો જ્યારે આ ગોદીઓ લીવરપુલની ગોદીઓ કરતા વધુ જોવા જોગ હતી અને તેમા વધારે હાહયુક્ત ગોઠવણી હતી સાંજરે અમે બાગ વચ્ચે હવેસાવાળી બોટમા ગોસ્પૉર્ટની હેસ્લર હોસ્પીટલ તરફ ગયા આ એક મજાનુ અને મોટુ મકાન હતુ ખાણુ લીધા પછી અમે ડક્કા તરફ બેન્ડ વાજનું સાંભળવા ગયા અને આ પ્રમાણે આ વ્યવસાયપૂર્ણ દિવસ પુરો કર્યો

## ૧૪ મી ઑગસ્ટ.

સવા મા અમે વાઇટના ટાપુને થોડો ઘણો જોવા રાઇડ તરફ ગયા તે એક બહુજ સુંદર સ્થાન છે અને તેનો દેખાવ મે ઈંગ્લાંડમા જોયેલા કોઇ ભાગ કરતા સ્કૉટલાંડને વધારે મળતો આવે છે તેને ઈંગ્લાંડની વાડી કહેવામા આવે છે તે વાસ્તવિકજ છે અમે દ્વીપના આંતર્ભાગ ગાડીમા ટુંક સફર કરી અને અમને તે બ. ગમ્યા ત્યા જતા અને આવતા કરવી પડેલ ટુકી દરીઆઇ સફરમા પણ મને બહુ આનં પડ્યો પવન તાજો હતો અને બારામા હોડીઓ અને બીજાં વહાણોની અવર જવર જોવા બ. મનોહર દ્રશ્ય નજરે પડતુ હતું પૉટ માઉથ અને તેની પાડોશમાં એકંદ્રુ બધુ જોવા જેવુ છે કે અહીં થોડાએક દિવસો ગાળુ તો ઠીક પરતુ મને વ રે વખત મળતા સુધી મારે ખામોશ પકડવી પડ ે અમે બપોરે રિચમંડ પાછા આવ્યા અને આ રીતે આ આનં ભર્યો નાનો પ્રવાસ પૂર્ણ કર્યો.

## ૧૫ મી ઑગસ્ટ.

સવારમા હુ મારા મિત્રો મારીની બેટો બેગી કરવા મેજર હેન્કૉક સાથે આર્મી અને નેવી કો-ઑપરેટીવ સ્ટોર્સ તરફ ગયો મે કેટલીએક ઘડીઆળો, પોચીઓ, વીંટીઓ તેમજ બીજી કેટલીએક વસ્તુઓ ખરીદી અમે પછી સ્ટોર્સના બીજા ખાતાઓ વચ્ચે નીકળ્યા અને ત્યાથી લૉન-ટેનીસનો સામાન, કેટલીએક બહુ મજાની છ્ડીઓ, ગમતોના સાહિત્યો, તેમજ એક લેખન-સાહિત્યની પેટી મે ખરીદ્યા પરતુ મારે જોઇતી બધી વસ્તુઓ જોવા અમને વખત ન હોવાથી અમારે અહીં બીજી વખત આવવુ પડશે બપોરના મે પત્રો લખ્યા અને સાંજ લંડનથી આવેના મી કૉન્વેના સાથમા ગાળી રિચમંડ જોના લોકોને હમેશા હર્ષ થાય છે, અને તેથી કોઇપણ માણસ માટે એકાદ દિવસ મિત્રોને નોતરવાનુ આ એક મજાનું સ્થાન છે અનમત પાટનગરના ઠનની સાથે સરખાવતા આ સ્થાન ઠેક નજીક છે, પરતુ હજારો લંડનવાસીઓ સ્થાન મલ્લા માટે અહીં આવે છે મારી માન્યતા પ્રમાણે આનું કારણ એ છે કે પ્રત્યેક માણસ સમાજમા તે ગમે તેવુ ઉચુ સ્થાન ભોગવતો હોય છતા, પોતાના ભાગ્યથી અસતુષ્ટ છે બીજાઓ તેને બહુ ભાગ્યશાળી કહે પરતુ તે પોતે, વારવાર તેના સુખની અદેખાઇ કરનારાઓ કરતા પોતાને ઓછો સુખી માનવાની આદતવાળો છે આ બતાવી આપે છે કે મનુષ્ય સપૂર્ણ સુખ મેળવના પાછળ વલખા મારી રહેલ છે એ સ્થાનેથી તે મેળવી શકાય એ તત્વજ્ઞો માટે ઉકેલના જેવા પ્રશ્ન છે

## ૧૬ મી ઑગસ્ટ.

મારે ખરીદવા જોગ ઘોડાઓ છે કે નહિ તે જોવા અમે સવારે ટેટરસાલના તબેલા ઓ તરફ ગયા. કર્નલ લાટ્સ એકાદ પસંદ કરવામાં મને મદદ કરવા અમને ત્યાં મળ્યા પરંતુ મને ત્યાં એકે ઘોડો પસંદ પડયો નહિ એક ટોપલીના જેવી ગુથણી વાળી કંઇક મજાની ગાડી મેં જોઇ અને તેના જેવી એક નવી મારે મારા નાના ભત્રીજા ભાઉભા સારૂ લેવા ઇચ્છા છે અમે ફરીથી આર્મી અને નેવી સ્ટોર્સની મુલાકાત લીધી અને ત્યાંથી કેટલાંએક સુંદર યાંત્રિક રમકડાંઓ, કેટલીએક મજાની સવારી મારેની સોટીએ અને એક બેરોમીટર મેં ખરીદ્યાં. સાંજના અમને વળતે રોજ રાણીને મળવા ઓસ્બોર્ન જવા સંબંધના તાર મળ્યા. આ એક મોટું માન છે અને આ આમંત્રણ મેં બહુજ હર્ષ પૂર્વક સ્વીકાર્યું, પોતાની બધી પ્રજાનાં હૃદય ઉપર રાજ્ય ચલાવનાર કૈસરે હિંદ મહારાણીનાં દર્શન કરવા એ મારા હૃદયની એક મોટી આકાંક્ષા હતી. મારા વાંચેલા ઇગ્લાંડના ઇતિહાસની તુલના કરતાં હું ધારૂં છું કે ઇંગ્લાંડનાં કોઇ પણ રાજાએ તેના અત્યારના રાજ્યકર્તા કરતાં વધારે માન અને વધારે પ્રેમ સંપાદન કરેલાં નથી તે ભલાઇ અને કુલીનતાનો એક આદર્શ છે. હિંદમાં રાણી એક અજાન વસ્તુ છે. અને લોકો તેમને માત્ર નામથી તેમજ ચિત્રો દ્વારાજ ઓળખે છે. જ્યાંએ તેમનો સૌથી વધુ પ્રશંસા યોગ્ય સદ્ગુણ પોતા ઉપર રાજ્ય ચલાવનાર રાજા પ્રત્યેનો વફાદારી અને વળગણ છે એગ મારા દેશ-બંધુઓ તરફથી તેમના ઉપર હમેશા હજારો આશિર્વાદો વરસાવવામાં આવે છે.

## ૧૭ મી ઑગસ્ટ.

વહેલી ટ્રેનમાં અમે વાટર્લુ સ્ટેશને જવા ઉપડયા અને ત્યાં અમને લોર્ડ કિમ્બર્લી, મી. હરાલ્ડ ફિટ્ઝ હરાલ્ડ કેપ્ટન હમ્ફ્રી, મી. બર્ડન અને મોરબી અને વઢવાણના ઠાકોર સાહેબો મળ્યા, અને બધા સાથે ઓસ્બોર્ન આવ્યા. અમારી સગવડના માટે એક ખાસ સલુન ગાડી અને એક ખાસ આગબોટ રાખવામાં આવેલ હઇ અમે ત્યાં બહુ સુખરૂપ પહોંચ્યાં અને સર હેન્રી પોન્સનબી, લોર્ડ કાવીસ તેમજ બીજા ઉચ્ચાધિકારીઓએ અમારો સત્કાર કર્યો. અમને પછી તરતજ મહારાણી પાસે લઇ જવામાં આવ્યા. મહારાણી બહુજ કૃપાળુ હતાં અને તેમણે મારી અંગત બાબતો સંબંધે મારી સાથે બહુ માયા ભરી રીતે વાતચીત કરી મેં તેમના છાયા ચિત્રો ઉપરથી જુદાજ દેખાવવાળી વ્યક્તિને જોવા આશા રાખી હતી. આ છાયા ચિત્રો જેવાં તે છે તેવાજ નથી હોતા. તેમનો ચહેરો અતિશય માયા ભર્યો છે અને મારી જોયેલી ઘણી ખરી અંગ્રેજ બાનુઓના કરતાં તે કદે નાનાં છે અમે પછી ખાણું લીધું. આ ખુદ મહારાણી સાથેજ ખાણું લેવા જેટલુંજ માનપ્રદ માનવામાં આવે છે અને આ મોટાંમાન માટે ઘણાંએ અંગ્રેજ ઉમરાવો મોટી આકાંક્ષા ધરાવે છે. અમે પછી શાહી વાહનોમાં લગભગ ત્રણ વાગે અહીંથી ઉપડયાં. મને આ સ્વાગતથી એકંદરે અંત્યત સંતોષ થયો. અને મને ખાત્રી છે કે મારો સગાંઓ હિંદમાં આ બિના સાંભળીને એટલોજ સંતોષ પામશે.

### ૧૮ મી ઑગસ્ટ.

મેજર હેન્કોકના બાળકો સાથે સવારમાં હું વિંડસર કૅસલ જોવા ગયો. તે એક ભવ્ય મહેલ છે અને ટેમ્સ નદીના કાંઠા ઉપર બહુ સુંદરરીતે સ્થિત થયેલો છે, તે બહુજ કિમતી અને રસ આપે તેવા ઐતિહાસિક અવશેષોથી ભરપૂર છે, ઓરડાઓ બહુ સુંદરરીતે શૃંગારાયેલાં છે અને તે દરેકમાંથી નજરે પડતો આસપાસના પ્રદેશનો દેખાવ તેમની પોતાની મોહકતામાં બહુ વધારો કરે છે. તેને સંભાળનાર અધિકારી મી. હીથરે બહુ શ્રમપૂર્વક અમને જોવા જોગ બધુંએ બતાવ્યું. મને આ આખો મહેલ બહુજ ગમ્યો. અમે પછી શાહી ઘોડારો જોવા ગયા. તેમને બહુ સુંદરરીતે સંભાળવામાં આવે છે, જો કે મારી માન્યતા પ્રમાણે તે મારી પોતાની ઘોડારો કરતાં વધારે સારી નહોતી. મને ઘોડાઓ બહુ ગમ્યા નહિ તેમનો મોટો ભાગ એસ્કોન ખાતે હતો તેમજ સ્કોટલાંડમાં આવેલાં બાલ મોરલને પથે હતો. મહારાણી ટુંક વખતમાંજ ત્યાં જવાનાં છે. ગાડીઓ જોઈને હું તદ્દન હતાશ થયો. મને તે અસારના ઉપયોગ માટે વધારે પડતી ભારે અને જુની ઢબની દેખાણી. અમે પછી વિંડસર અને ઇટનની વચ્ચે થઇ ડફિલ્ડ હાઉસ તરફ ગયા. આ મી. જુલીઅનનું ગ્રામ્ય નિવાસ સ્થાન છે અને ત્યાં એકાદ બે દિવસ રહેવાનું મીસીસ રોસ તરફથી અમને માયા ભર્યું આમંત્રણ મળ્યું હતું. આ એક મનોહર સ્થાન છે. બપોર પછીનો બધો વખત અમે લૉન ઉપર ટેનીસ રમ્યા, અને ખાણું લીધા પછી અમે ફરીથી બગીચામાં બેઠાં. સ્થાન બહુ સુખપ્રદ હતું ને બેસનારને હિંદમાં ગાળવામાં આવતા દિવસોની યાદ આપતું હતું.

### ૧૯ મી ઑગસ્ટ રવિવાર.

સવારમાં મેં ઘરમાંજ રહી લાઇબ્રેરીમાંથી જડેલી એક બહુજ રસવાળી નાનકડી ચોપડી વાંચી તેમાં વાદળી અને પરવાળાંની ઉત્પત્તિ તેમજ બીજાં જળચર પ્રાણીઓ સંબંધે મજાનું વર્ણન હતું અને મને તેમાં બહુજ રસ પડ્યો. બપોર પછી અમે મી. કોલમેનનાં નિવાસ સ્થાન સ્ટોક પાર્ક તરફ ફરવા નીકળ્યા આ એક સુંદર ઝાડી તેમજ મોટા વિસ્તારવાળું સ્થાન છે. ગામડાંઓ તરફથી અહીં આવતા રસ્તાઓ બહુ સુંદર છે. રસ્તે અમે વિંડસર કૅસલ જોઇ શકતા હતા અને પડોશનો પ્રદેશ અત્યંત રમણીય હતો. ગ્રામ્ય જીવનની અપૂર્વ શાંતિ એ આપણાં ધાંધલવાળાં જીવનમાં એક બહુજ આનંદજનક ફેરફાર છે. મારા ખ્યાલ મુજબ, આજ કારણસર હિંદના પ્રાચીન મહા પુરુષો પોતાનો ઘણોખરો વખત હીમાલયમાંજ ગાળતા અને ત્યાં તત્વજ્ઞાન, વિજ્ઞાન, કળા તેમજ સાહિત્યોના સંબંધમાં બહુજ વિદ્વત્તાપૂર્ણ ગ્રંથો શ્રમપૂર્વક લખતા અને આ ગ્રંથોએ દુનીયા ભરના વિદ્વાનોને મુગ્ધ કર્યા છે; અને તેની કદર ઘોરણસર તેમનો અભ્યાસ કરનારાઓજ પિછાણી શકે છે. આવા એકાંત સ્થાનો મનન અને મનની નિવૃત્તિ માટે બહુજ અનુકૂળ છે આ આનંદ આપણને ઘોંઘાટ અને ધાંધલ વચ્ચે અપ્રાપ્ય છે.

### ૨૦ મી ઑગસ્ટ.

સવારમાં સારા કુતરાઓ જોવા અમે લંડન ગયા, પરંતુ તેમાં માત્ર બેજ આવ્યા હતા અને તે પણ મારે જોઇતા હતા તેવાજ નહોતા. અમે પછી બેકર સ્ટ્રીટના ઝવેરી

એડમંડને ત્યાં ગયા અને ત્યાંથી કેટલીએક બંગડીઓ તેમજ મારાં દિવાનખાનાં માટે કેટલીએક સુંદર પરચુરણ વસ્તુઓ ખરીદી. પછી અમે મારા ભત્રીજા માટે લેવાની એક ટટ્ટુથી હંકાતી ગાડીની શોધમાં કેટલાંએક ગાડીઓ બનાવવાનાં કારખાનાંઓની મુલાકાત લીધી પરંતુ મને પસંદ પડે એવી એક પણ મળી નહિ. પછી અમે રીજંટ સ્ટ્રીટમાં ક્રીમરની રમકડાંની દુકાને ગયા અને ત્યાંથી જાહેર વ્યક્તિઓનાં કેટલાંએક મઝાનાં છાયા-ચિત્રો તેમજ મારે જોઈતી કેટલીએક બીજી નજીવી વસ્તુઓની ખરીદી કરી. વિંડસર બગીચામાં થઈને ગાડીમાં સહેલ કરવા અમે ત્યાંથી વખતસર પાછા આવ્યા. અમે ૩ જા જ્યોર્જનાં અશ્વારૂઢ બાવલાં પાસેથી જતા હતાં. માર્ગ ઉપર ગાડીની બહાર મારી વેસ્ટ પાર્કમાં થઈને ઘેર આવ્યા. શહેરમાંથી પસાર થતાં રસ્તામાં અમે વિંડસર અને ઇટનનાં કેટલાંએક છાયા-ચિત્રો ખરીદ્યાં, અને ખાણું લેતાં પહેલાં લૉન-ટેનીસની રમત રમી સાંજ ખતમ કરી.

## ૨૧ મી ઑગસ્ટ.

આજે હેન્કૉકનાં પત્ની તેમજ બાળકો અમને આવી મળ્યાં અને અમે સ્ટોક પાર્ક વચ્ચે થઇ બર્નહૅમબીચીઝ તરફ ગાડીની સુંદર સહેલગાહ માટે નીકળ્યા. દિવસ ઉષ્ણ હતો અને હરણો બગીચામાં પાણીની અંદર ઉભાં હતાં જ્યારે બીજાં કેટલાંએક છાંયડા તળે પડેલાં હતાં અને બહુ સુખી અને સ્વસ્થ દેખાતાં હતાં.

"રાંકડાં મૃગો મનુષ્યમાં વિશ્વાસ કરવાને ટેવાયેલાં
અમારો અવાજ ભયભીત થયા વગર સાંભળે છે".

આ પ્રદેશ અત્યારે તેની સુંદરમાં સુંદર દશામાં છે. અમે જે ઝાડી વચ્ચેથી પસાર થયા તે કદાચ ઇંગ્લાંડમાં સુંદરમાં સુંદર હતી, જોકે સ્કૉટલૅન્ડની ઝાડીઓ કરતાં તેમાં અર્ધું પણ સૌંદર્ય નહોતું. બપોર પછી અમે લૉન-ટેનીસ રમ્યા અને સાંજની ટ્રેનમાં બધાં સાથે રિચમંડ આવ્યાં. અમારી ડફિલ્ડ હાઉસની મુલાકાત અમારી આજસુધીની સફરોમાં વધારેમાં વધારે આનંદપ્રદ સફરોની કારીમાંની એક હતી.

## ૨૨ મી ઑગસ્ટ.

સવારે હું મેજર હેન્કૉકના દિકરાઓ સાથે રિચમંડનાં તરવાનાં સ્થાનોએ ગયો. અને તેમનું તરવાનું કામ જોવામાં મને મજા પડી. બપોર પછી અમે ટેડીંગટન લૉક સુધી નદીમાં હલેસાં વાળી બોટની સહેલ કરી. નદીના તટને શોભાવી રહેલ વૃક્ષો તેમજ વાડીઓ અતિશય રમણીય હતી. અમે હંસનાં ટોળાંઓ પાસેથી પસાર થયા અને તે બધા મને કહેવામાં આવ્યા મુજબ રાણીની માલીકીનાં હતાં અને તેમની ચાંચ ઉપર શાહી-ચિન્હ હોવાનું કહેવાય છે. આ બહુજ રૂપાળાં પ્રાણીઓ છે અને નદીને બહુજ શોભા આપે છે. અહીં તહીં નદીનાં શાંત અને અરીસા જેવાં સ્વચ્છ જળમાં તેઓ "હંસ અને તેનું પ્રતિબિંબ એમ બેવડાં તરે છે." અને આ એક ખચિત, બહુજ ચિત્તાકર્ષક દૃષ્ય છે. હિમાલયના હંસ જેમનું રૂપ અપ્રતિમ મનાય છે-તેમને મેં નહિ જોયેલ હઇ તેમની અને આ હંસોની હું બરાબર સરખામણી ન કરી શકું. જુવાળની સામે હલેસાં વડે હંકારવાનું કામ મુશ્કેલ છે, પરંતુ હું હવે જોરદાર હલેસાં મારી શકું છું અને મને તેમાં આનંદ પડ્યો.

## ૨૩ મી ઑગષ્ટ

કુતરાઓ જોતા અમે પાછા લંડન આવ્યા અને આ વખત મને નિરાશ થવું ન પડ્યું. ખરેખર મારે માટે પસંદ કરાયેલ કુતરાઓને જોઇ મને બહુ આનંદ થયો. એક મહીના બાદ તેઓ ઇંગ્લાંડ છોડશે અને હું ગોંડલ પાછો ફરૂં ત્યારે તેમને ત્યાં સહીસલામત જોવાની મને આશા છે. બે મજાના ગ્રે હાઉન્ડ (ભુરા રંગના શિકારી કુતરાઓ) છે અને એક રૂપાળી મેસ્ટીફની જાતની કુતરી અને તેનું કુરકુરીયું છે. જો માત્ર તેમને અતિશય ગરમીનો ત્રાસ ન પડે તો મને ખત્રી છે કે તેઓ મને હિંદમાં હમેશાં બહુજ આનંદ આપનાર સાધનરૂપ થઇ પડશે. મેં પછી ઝવેરીઓને ત્યાંથી તેમજ સ્ટોર્સમાંથી ખરીદવી રહી ગયેલ એવી વસ્તુઓ લઇ લીધી અને હવે મારે એવીજ વસ્તુઓ ખરીદવાની રહી છે કે ગમે ત્યારે હું તેમને મેળવી શકું છું. બપોર પછી મેં આગલી રાત્રે મળેલ હિંદના કાગળોના ઉત્તરો આપ્યા.

## ૨૪ મી ઑગસ્ટ.

બાઇસીકલનો બીજો પાઠ શીખવા હું સવારમાં મેજર હેનિકાકના જ્યેષ્ઠ પુત્ર સાથે નીકળ્યો. મને એક સારી પછાટ લાગી, પરંતુ તે મારે માટે એટલું બધું ખરાબ નહોતું અને હવે થોડાજ વખતમાં એક સારા બેસનાર થવા મેં દૃઢ નિશ્ચય કર્યો છે. થોડી એક પછાડો મને ખાળી શકશે નહિ એક કુશળ ઘોડેસ્વારનુ કથન મેં વાંચેલ તે મારા સ્મરણમાં છે. તે એ છે કે "કાઇએ સીતોતેર વખત પડ્યા વગર સારા ઘોડેસ્વાર થવાની આશા રાખવી નહિ". આ કથન બાઇસીકલની સવારીને તેમજ દરેક પ્રકારના નવા પ્રયત્નને લાગુ પડી શકે છે. થોડીએક નુકશાન વગરની પછાડો સવારને પોતામાં વિશ્વાસ ઉત્પન્ન કરવાનું બહુ સારૂં કાર્ય કરે છે, અને તેટલે દરજ્જે તેઓ સહાયક થાય છે. છતાંએ મને ખાત્રી છે કે એક સારા બાઇસીકલના સવાર થતાં પહેલાં મારે ૭૭ વખત પડવું નહિ પડે ! અને જ્યારે જ્યારે હું પડીશ ત્યારે એ વિચારે આશ્વાસન લેવા પ્રયત્ન કરીશ કે માણસ ઉઠવા માટેજ પડે છે અને ફરી પડવા માટેજ ઉઠે છે. બપોર પછીનો વખત અમે ફરીથી નદી ઉપર ગાળ્યો. આ રૂતુ દરમ્યાન અહીં એટલી બધી બોટો હોય છે કે બધુ આનંદમય અને ચેતનાયુક્ત લાગે છે. અહીં ઘણાં ખરાં માણસો વૃક્ષો તળે માછલાં પકડતાં હોય છે અથવા નાસ્તાપાણી કરતા હોય છે. હવા શીતળ અને મજા આપે એવી છે અને મને આસપાસ જે બધું ચાલી રહ્યું છે તેનું નિરીક્ષણ કરતાં બહુ આનંદ પડે છે.

## ૨૫ મી ઑગસ્ટ.

સવારમા અમે ઘોડા ઉપર ફરવા નીકળ્યા. આથી મને હમેશાં આનંદ પડે છે જે ઘોડા ઉપર હું સવાર થયેલ તે મજાનો હતો. તેનો અને સામાન્યરીતે બધા ઇંગ્લાંડના ઘોડાઓની એક રમુજ ભરી ખાસીયત જણાવવાનુ મારે ભુલવુ ન જોઇએ. રસ્તા ઉપર ઘોડો તાજો માજો હોઇને જરા અધીરો થઇ હેરાન કરવા લાગ્યો. મેં તેને હિંદી ઘોડાઓના કાનને પરિચિત "ધુચ" "ધુચ" ના અવાજ વડે શાંત કરવા પ્રયત્ન કર્યો પરંતુ આથી તે ઘોડાએ વધારે તોફાન આદર્યું. હું "ધુચ" "ધુચ" કર્યેજ ગયો અને તેમ તેમ

તે વધારે તોફાની થતો ગયો. આખરે, આ અંગ્રેજી ઘોડા ઉપર હિંદની અશ્વ જાતિના કરતાં આ શબ્દ પ્રયોગની વિપરીત અસર થતી જોઇ તેનો ઉપયોગ બંધ કરવો પડયો. અંગ્રેજી-અશ્વો "વાઉન્હો" એમ કહેવાથી શાંત થાય. જો હિંદના અશ્વને "વાઉન્હો" એમ કહેવામાં આવે તો તે મને બીક લાગે છે કે તે ગુસ્સા ભર્યો ભાગશે. શબ્દોની શક્તિ આવી છે અને તે પશુઓના ઉપર પણ અસર કરે છે. મી. ફોકસ તેમના પત્ની તેમજ તેમના બે પુત્રો બપોર પછીનો વખત તેમજ સાંજ અમારી સાથે ગાળવા અહીં આવ્યા તેઓ માયાળુ લોકો બહુ માયાળુ અને મળતાવડાં હતાં અને મને તેઓ બહુ રૂચતાં હતાં.

## ૨૬ મી ઑગસ્ટ, રવિવાર

બપોર પછી અમે નદી ઉપર હલેસાં મારતા "ક્યુ-ગાર્ડન્સ" તરફ ગયા, અને ત્યાં વૃક્ષો નીચે આમ તેમ ઘુમ્યા. સંખ્યાબંધ માણસો આજ જીવનનો આનંદ લઇ રહ્યાં હતાં કેટલાએક તડકો ખાતાં હતાં, તેમજ કેટલાએક છાંયડામાં આમ તેમ પડયાં હતાં અને આ રીતે ખતમ થવા આવતા રહ્યા સહ્યા ઉનાળાનો જેમ બને તેમ વધુ લાભ લઇ રહ્યા હતાં. સાચેજ પાંદડાંઓ વૃક્ષો ઉપરથી ખરવાની શરૂઆત થઇ ચુકી હતી અને આ આવતી પાનખર ઋતુના આગમનની નિશાની હતી. આ એક મનુષ્ય માટે સાચું બોધપ્રદ ઉદાહરણ છે. જીવનની કોઇ પણ સ્થિતિ સારી વા ખરાબ ચિરકાળ ટકી શક્તિ નથી. ફક્ત સમયે એક પછી એક એમ આવતી ઋતુઓની માફક તે પરિવર્તન પામે છે. આપણું ભાગ્ય પોતાની ધરી ઉપર ફરતાં પૈડાંની માફક બદલાયા કરે છે. બાલ્યવસ્થાની વસંતા ને અંતે યૌવનનો ઉનાળો આવે છે. પછી વૃદ્ધાવસ્થાની પાનખર ઋતુ અને આખરે મૃત્યુ રૂપી શિયાળો આવે છે અને બધા ઉપર પોતાનો શીતમય હાથ મેલે છે.

## ૨૭ મી ઑગસ્ટ

સવારમાં હું બાઇસીકલનું શિક્ષણ લેવા ગયો અને મને લાગે છે કે હવે હું તેના ઉપર લગભગ એકલોજ જઇ શકું છું મેજર લોઇડ બપોરે અમને મળવા આવ્યા મારી સગીર અવસ્થા દરમ્યાન ગોંડળનો અધિકાર સંભાળનાર આ પહેલાજ અધિકારી હતા. અને તેમને ગોંડળ સાથે સંબંધ ધરાવતી બધી બાબતો સાંભળવામાં બહુજ રસ પડયો હતો. મેં તેમને મારૂ ગોંડળ આલ્બમ બતાવ્યું. જેમાં તેણે યોજેલા ઘણાંખરાં મકાનો નાં ચિત્રો હતાં. તે ખાણા માટે રોકાયા અને અમે બહુ આનંદમય સાંજ પસાર કરી.

## ૨૮ મી ઑગસ્ટ.

અમે સવારમાં મારો સંપૂર્ણ પોષાક તેમજ ઝવેરાતનાં આભૂષણો જેમને મારી હિંદ માટે થોડા સમય ઉપર ખરીદાયેલ વસ્તુઓ સાથે મોકલવાના હતાં તેમને બધાવવા લંડન ગયા. અમે પછી સુમીની સગીત વાદ્યોની દુકાને ગયા અને ત્યાંથી એક મજાનું નાજુક અમેરીકન હારમોનીયમ મેં ખરીદ્યું. તે વગાડતા શીખવાની મારી ઇચ્છા છે તે એક પ્રમાણમાં સારૂ વાદ્ય છે. પરંતુ તેમાં સીતાર અને સંગીતમાંથી મળતા મધુર ધ્વનિની ખુબીઓ મળવી મુશ્કેલ છે. અમે બપોર પછીની કિંગસ્ટન અને સર્બીટન તરફની ગાડીની સફર માટે વખતસર પાછા આવ્યા. બગીચા વચ્ચે અને નદીના તટ ઉપર, દિવસ દરમ્યાન ઉકળાટ

વાળી હવા છતાં, બધું તાજગી વાળુ અને શીતળ હતું. સાંજના અમને હિંદના પત્રો મળ્યા. તેમાં કર્નલ બાર્ટનની જગ્યાએ કર્નલ વેસ્ટની પોલીટીકલ એજન્ટ તરીખે થયેલ નિમણુક સંબધે જણાવવામાં આવ્યું હતું.

## ૨૯ મી ઑગસ્ટ.

સવારનો બધો વખત મે નાના હેન્કોકો સાથે બાઇસીકલ ઉપર, બોટમાં તેમજ બેડમિંટન રમવામાં ગાળ્યો. અમે બહુ ગમ્મત પૂર્ણ દિવસ ગાળ્યો અને હું આ રૂતુમાં બહુ થાકયા વગર ગમેતેટલો પરિશ્રમ સહન કરવા શક્તિમાન છું એમ મને લાગે છે. મને ખરેખર તે માફક આવે છે, કારણ મને સારી ભુખ લાગે છે અને બધાં કહે છે કે, હું બહુજ તન્દુરસ્ત દેખાઉં છું. ઈંગ્લાંડના આબોહવા અત્યારે હિંદના આબોહવાને ઘણે અંશે મળતાં આવે છે. દિવસના ભાગમાં ગરમી બહુ સખ્ત હોય છે. કેટલાએક દિવસો બહુજ ઉષ્ણ હોય છે. ઉષ્ણતા માપક યંત્ર ગરમી ઓછી બતાવતું હોવા છતાંએ ગરમી વધારે લાગે છે, કારણ ઘરમાં ઓરડાઓ બહુ નાના હોય છે અને લોકોનો પોષાક બદલાયેલ રૂતુ માટે વધારે પડતો જાડો અને ગરમ હોય છે. સવારમાં હું સેંટ જ્યોર્જની હોસ્પીટલમાં ગયો અને ત્યાં સર જોસેફ ફેરરના એક પુત્ર મી. ફેરરને મળ્યો. તે મને કેટલુએક શસ્ત્રોપચારનું કાર્ય બતાવવા પ્રેમપૂર્વક તેડી ગયા. શસ્ત્રોપચાર કંઇ બહુ મહત્વનો નહોતો, છતાંએ મને તેમાં બહુ રસ પડ્યો હતો અને હજુએ વધારે જોવાને માટે હું દરેક તકનો લાભ લઇશ. મને વૈદ્યકના ધંધા માટે ખરેખર ભાવ છે. હું વારંવાર ડાકટર થવાની ઇચ્છા રાખું છું, એટલા માટે કે જે વ્યાધિઓ મનુષ્ય દેહની સાથેજ લાગેલા છે તેમાંથી ગરીબ મનુષ્યોને રાહત આપવાનો આત્મ-સંતોષ મળે. જો ચિકિત્સક પોતાના સ્વાર્થ કરતાં બિમારના હિત પ્રત્યે વધુ દરકાર રાખે તો વૈદ્યનો ધંધો સૌથી વધારે સખાવતવાળો છે. દુનિયાં ઉપર એવો એક પણ ધંધો નથી કે જેને અંગે વૈદ્યના ધંધા જેટલું પરોપકાર-વૃત્તિ અજમાવવાનું વધારે મોટું ક્ષેત્ર હોય. આરોગ્યની સંભાળ એ પ્રથમ આવશ્યકતા છે અને તેના ઉપર જીવનનો બધો આનંદ અવલંબે છે આ હેતુ સાધવાનો દાવો કરતી કોઇપણ કળા, મનુષ્ય જાતિ ઉપર ઉંચામાં ઉંચા આર્શિર્વાદ વરસાવે છે બપોરે અમે બેડમિંટન રમ્યા અને પછી મજાની ઉનાળાની હવામાં નદી તરફ ગયા. અહીં ઘણાએ ઉત્સાહપૂર્ણ જુવાનોને તરતા અને આનંદ લેતા જોયા.

"આ એક આરોગ્ય માટે શુદ્ધત્તમ વ્યાયામ છે,
ઉનાળાની ઉષ્ણતામાં તે માયાભર્યો તાજગી આપનાર છે."

છતાં, નાના અને મોટા બધાએ અંગ્રેજ તારાઓમાં ચાલતી એક વાંધા પડતી પ્રથાની નોંધ લેતાં મને દિલગીરી થાય છે નદીમાં ભુસ્કો મારતા પહેલાં તેઓ બધાં કપડા કાઢી નાખી તદ્દન નગ્ન થાય છે. મારા દેશ ભાઇઓ આને બિભત્સતાની પરાકાષ્ટા માને, સભ્યતા અને અસભ્યતા એ ભલે દ્રઢ શબ્દો હોય પરતુ દુનીઆભરની સુધરેલ પ્રજાના વિચારોની બહુમતીએ જે બિભત્સ ઠરેલ છે તે બિભત્સજ છે

પોતાના સમયના ઇતિહાસ ' નું ચોથું પુસ્તક પુરૂં કર્યું અમેજી શાસનની સારી પદ્ધતિ સમજવામા તેણે મને મોટી સહાયતા આપી છે કારભાર પદ્ધતિ, પ્રમાણમા સારામા સારી છે મારા મતને તે મહાભારત અને તેની પછીના કાળમા પ્રચલિત પદ્ધતિની થોડાજ ફેરફારવાળી આવૃત્તિ લાગે છે અલબત આ બન્ને પદ્ધતિઓમા ભેદ છે અને ઘણુ મોટા ભેદ પણ છે મુખ્ય ભેદ એ છે કે ઇંગ્લાંડમા રાજાની સત્તા મર્યાદિત છે ત્યારે હિંદમા અસલ રાજાની સત્તા અબાધિત હતી પૂરેપુરી સત્તા વગ નો રાજા તેની ગ દ સનાતના અર્થમા સ્વતંત્ર નથી અને તાબાની પ્રજાના માન અને વફાદારી પુરેપુરા પ્રમાણમા તે ભાગ્યેજ મેળવી શકે એમને અમર્યાદ રાજસત્તાની ટ નરૂણમા છુ. હિંદના પ્રાચીન સમયમા આ જાતના કારભાર ઉપર વ્યવસ્થાનુરૂપ અકુશો નહિ હતા એમ માનવામા ભૂલ છે રાજા, કુળવાન, સત્યનિષ્ઠ, પવિત્ર તેમજ ન્યાય સાચાર્થિક જ્ઞાન, નૈતિક તત્ત્વજ્ઞાન તેમજ બ્રહ્મજ્ઞાન એમા પૂરી રીતે નિષ્ણાત એવા માણસને પોતાના પુરોહિત અથવા આધ્યાત્મિક માર્ગ દર્શક તરીકે નીમતો રાજા ખોટે માર્ગે જતો હોય ત્યારે હમેશા તે તેને ચેતાવતો તેમજ સાચો માર્ગ બતાવતો આથી તે તેનો નીતિ-શિક્ષક બનતો, તે રાજા નોજ પ્રજાજન હઇ તેનાજ રક્ષણ તળે હતો કારભારને અંગે સહાયતા આપવાને રાજાને અષ્ટ મંત્રીઓની એક કારોબારી સમિતિ હતી આ મંત્રીઓ પોત પોતાના કાર્યમા પ્રવીણ હોવા ઉપરાંત ખાનદાન, વફાદાર, રાજા ના વર્તનઓ તેમજ શાસ્ત્રોમા પારગત હતા આ ચાલતા સમયના મંત્રીમંડળ જેવુ એક હતું જનહિતને લગતી તેમજ અગત્યની બાબતો વિચારવાન રાજા તે ઉપરાંત ચૂંટેલી જન સભા અથવા લોક સમિતિને એકત્ર કરતો ચાર મુખ્ય વિભાગો તેમજ સમ્યમાથી તેની ચુંટણી કરવામા આવતી અને સભ્યોની સખ્યા ...વિભાગના પ્રમાણમા ૮ થી ૧૦૮ સુધી થતી આ લોક સમિતિ અથવા આમ સભા સમયની જરૂરીઆત પ્રમાણે ... મહીને એક મહીને અથવા પખવાડીએ બોલાવવામા આવતી ઉમરાવ અથવા વરાસ ધરાવનાર વર્ગ પણ આ સમિતિમા પ્રતિનિધિ રહેતા અર્થાત્ રાજાની મુખ્ય નેમ અને હેતુ પ્રજા ઉપર ન્યાય અને ઉદારતા વડે રાજ્ય ચલાવવાનો તેમજ તેમને ધર્મ અને સત્યના માર્ગ ઉપર દોરી બધી રીતે તેમને સતોષવાનો હતો આથીજ રાજા પ્રજાનો રક્ષક કહેવાતો જો રાજા કઇ ભૂલ કરતો તો તે ... નગીમા પ્રાયશ્ચિત કરવુ પડતુ જો તેનાથી કઇ ગભીર અપરાધ થઇ જાય તો તેને બમણી સખત પ્રાયશ્ચિત કરવુ પડતું તેમજ જો તેનાથી કઇ અક્ષમ્ય અપરાધ થાય તો પુરોહિત બધા મંત્રીઓ તેમજ લોક સભાની સમતિથી તેને ગાદી ઉપરથી ઉઠાડી તેના જયેષ્ઠ પુત્રને તેના સ્થાને બેસાડતો પદભ્રષ્ટ રાજાને અકુશમાં રાખવા મુકવામા આવતો અને બીજી રીતે તેના શરીરને પવિત્ર માનવામા આવતુ હતુ તેને કદી બેડીઓ નાખવામા આવતી નહી ચાબુક વડે માર મારવામા આવતો નહિ તેમજ તેનુ અંગ છેદન કે વધ કરવામા આવતો નહી કારણ કુદરતની સર્વોચ્ચ શક્તિનો તે પ્રતિનિધિ હતો ઇંગ્લાંડમા તેને ઇશ્વરનો અભિષિક્ત કહેવામા આવે છે આવા બધા અકુશો હોવા છતા રાજા એ બધી સત્તાનું કેન્દ્ર હતા અને તેના વિચાર લોકોના ભલાને અર્થેજ કરવામા આવતા મારા મત પ્રમાણે ચાલ અમેજી રાજ્ય બંધારણ અનુસાર

રાજા ખરેખરી સત્તા બહુ થોડીજ ભોગવી શકે છે. હિંદીઓના મન ઉપર આની અસર હિતકારક નથી થતી. પ્રથમ તો, દેશની બહાર વસતી સરકાર હિંદમાં પરંપરાથી ચલી આવતી પ્રથાએ બદ્ધ થએલ વતનીઓને બહુ રૂચતી નથી. લોકોની વફાદારી અપ્રતિમ છે, પરંતુ અજ્ઞાન જન સમુદાયના મોટા ભાગને તેમનો રાજા કોણ છે એની પણ ખબર નથી. વાઇસરૉય અને ગવર્નરો ખરતા તારાની માફક આવે અને જાય છે અને લોકોને આથી એ મોટા અચંબામાં નાંખતા જાય છે. પોતાની વફાદારીનો કંઈક રેડવા માટે તેમને કંઇ પણ સાધન જોઇએ છે. દૂર વસતી સરકારને કંઇક ફાયદા તેમજ ગેરફાયદા પણ છે. પરંતુ લોકોનાં મનની અજબ જેવી વફાદાર પ્રકૃતિ જોતાં જો કૈસરે-હિંદ મહારાણી પોતાનો વિંડસર ખાતેનો નિવાસ છોડી મુંબઇ અથવા કલકત્તા રહેતાં હોયતો હિંદ અને ઈંગ્લાંડ બન્નેને એ કેટલું બધું લાભપ્રદ થાય? જો તે એમ કરે તો તેનાં રાજદ્વારી ડહાપણની અવધિ થઇ ગણાય! બપોર પછી અમે અમારી બહુજ માયા રાખનાર મી. દેવાસ અને તેમનાં પત્નીને છેલ્લી સલામ કરવા ગાડીમાં વિંબલડન ગયા. રિચમંડ પાર્કનાં વૃક્ષોની ઘણી ખરી ડાળીઓ પવને ઉડાડી મેલી છે અને આખું સ્થાન સામાન્ય રીતે સારી રૂતુમાં દેખાય તેના કરતાં તદ્દન જુદુંજ દેખાય છે. બધાં હરણાંઓ પાણીએ તરબોળ દેખાતાં હતાં અને ઝાડી અને ઝાંખરાંઓમાં લપાતાં હતાં અને તે દ્વારા હિમમય વૃષ્ટિ અને વાયુથી તેમને કંઇક રક્ષણ મળતું હતું. સાંજે અમે ચેસની રમત રમ્યા.

## ૩૦ સપ્ટેમ્બર.

અમે પ્રથમ ગયા ત્યારે નહીં જોઇ શકેલા કેટલાક ભાગો જોવા સવારમાં અમે ફરીથી માછીના ધંધાને લગતુ પ્રદર્શન જોવા ગયા. માછલી અને પક્ષીઓનાં ભરેલાં ખોખાંઓ મારી માન્યતા પ્રમાણે પ્રદર્શનનો સુંદરમાં સુંદર ભાગ છે અને શંખલાંઓ પરવાળાંઓ તેમજ બીજી દરીઆઇ નવાઈઓનો સંગ્રહ બહુજ સુંદર હતો. અક્વેરીયમ બ્રાઇટનના જેવું સારૂં નથી, તેમજ તેમાં માછલાંની એટલી બધી જાતો નથી. ગલેરીના મધ્યમાં દરીઆઇ રાક્ષસોના નમુનાઓ બહુ નવાઇ ભર્યા હતા. હિંદી-વિભાગ ત્યાંની બતાવેલ વસ્તુઓથી ભરપુર હતો એ મારે કહેતા ભુલવું ન જોઇએ. બંગાળાની માછીમારની હોડીઓ અને હોડકાંઓ ઉપરાંત માછલાંનાં ભીંગડાઓનો બનાવેલ એક ગંજીફો હતો. દક્ષિણ બગાળામાં સામાન્ય એવી માછલાં પકડતી બિલાડીના પણ કેટલાક નમુના હતા. મુબાઇ તરફથી કરાંચીની બગર તેમજ એક માછીનું ઝુંપડું બનાવવામાં આવ્યાં હતાં. મદ્રાસ તરફથી જાત જાતની માછલીઓનો સંગ્રહ બનાવવામાં આવ્યો હતો. આ પ્રદર્શનમાં દુનિયાના લગભગ બધા ભાગોમાંથી થોડા યા વધારે નમુનાઓ હતા. અને દરેકને માટે અલગ સ્થાન રાખવામાં આવ્યુ હતુ. આ બધાં ઉપર ઉપરછલ્લો દૃષ્ટિપાત કરવો એ પણ અશક્યવત હતું. મને હર્ષ થાય છે કે હુ આ પ્રદર્શનને બીજી મુલાકાત આપી શક્યો, અને હજુએ મને લાગે છે કે ઘણી ખરી વસ્તુઓ વગર જોયેલી રહી ગઇ હોવી જોઇએ. માછીના ધંધાને લગતુ આ સાર્વદૈશિક-પ્રદર્શન લંડનમાં બહુજ લોકપ્રિય દેખાય છે, કારણ હજારો માણસો તેને જોવા જમા થાય છે.

## ૪ થી સપ્ટેમ્બર.

નાસ્તો લઇ અમે લંડન ગયા અને બેકર સ્ટ્રીટ બજારમાંથી ભાવુભા માટે એક સુંદર ટટ્ટુ-ગાડી ખરીદી અમે મારા કુતરાઓ પણ જોવા ગયા તેમના વેચનાર તરફથી તેમને નમાળપૂર્વક રાખવામાં આવે છે અમે પછી બર્લીંગટન આર્કેડ તરફ કેટલાક કૃત્રીમ પુષ્પો ખરીદવા ગયા તેઓ બહુ આબેહુબ છે અને ગમે તેવો પુરૂષ તેમને જોઇ છેતરાય તેમ છે મે વળી એક પિસ્તોલ અને એક બહુ મજાનું લોકેટ ખરીદ્યા, અને પછી હું પગના ગ ઉપચારક મી સ્ટીંગને ત્યાં છેલી વાર સલાહ લેવા ગયો સાંજરે અમે નદી ઉપર હનેસા વાળી બોટની સફરે ગયા મને દિલગીરી થાય છે કે મારે કેટલાએક મિત્રોને છોડી તુરત માજ જવું પડશે આવતા અઠવાડીઆમાંજ અમે આ દેશ છોડવાના છીએ

## ૫ મી સપ્ટેમ્બર.

મી શ્રીટસ ઇરાહડને છેલી સલામ કરવા તેમજ તેમના અમાપ પ્રેમના સદ્‌ભાવને ખાતર તેમનો ઉપકાર માનવા અમે લંડન ગયા, ખાણું લીધા પછી અમે એરેલ્હીના નાટ્ય ગૃહમાં "લંડનની શેરીઓ" નામક એક નાટ્ય-પ્રયોગ જોવા ગયા આ એક મજાનો પ્રયોગ હતો રંગભૂમિ ઉપર સાચે સાચો આગ લાગ્યાનો દેખાવ આપવામાં આવે છે અને તેની ગોઠવણ કંઇ એવી, જરાએ નુકશાન વગરજ, બહુ કુશળતાપૂર્વક કરવામાં આવે છે ઇંગ્લાંડ છોડ્યા પહેલાં હું આ પ્રયોગ જોઇ શક્યો તે માટે મને હર્ષ થાય છે

## ૬ ઠ્ઠી સપ્ટેમ્બર.

અમે રિચમંડ પાર્ક વચ્ચે થઇ ગાડીમાં હેમ્પટન કોર્ટ તરફ, આ રાજમહેલ અને બગીચાઓ જોવા ગયા તે સઘળુંજ સંપૂર્ણ અને શોભાયુક્ત હતા બગીચામાં એકજ ગ્રીન-ગૃહમાં આવેલી એકજ દ્રાક્ષની વેલ ઉપર ૧૩૦૦ ઉપરાંત દ્રાક્ષના ઝુમખાઓ હતા મે તેનુંજ નકશીદાર ચિત્ર તેમજ મહેલ અને તેના આસપાસના ભાગના કેટલાએક ફોટા-ચિત્રો ખરીદ્યા અમે કિંગ્સ્ટન અને ટ્વીકનહેમ વચ્ચે થઇ પાછા ફર્યા અને ખરે આ રીતે ઘણોખરો સુંદર પ્રદેશ નિહાળ્યો આ જાતની સહેલગાહો બહુ સુખપ્રદ હોય છે

## ૭ મી સપ્ટેમ્બર

મે સવારમાં મારા હિંદ માટેના પત્રો પૂર્ણ કરી ટપાલમાં નાખ્યા, અને પછી મેજર હેન્કોકના મોટા દિકરા સાથે ફરવા નીકળ્યો સાંજરે ડ્રાઇડનમાં પિનાફોર નામક નાટ્ય-પ્રયોગ ભજવાયો હતો મને આ પ્રયોગ તેમજ ખાસ કરીને જેમેફાઇનના ગાયનોએ મને ગમ્મત આપી નૌકા-સેનાધિપતિ સર જોસેફે ખચિત બહુ આનંદ આપ્યો હતો કોઇ કોઇ સ્થળે અભિનય ખામી ભર્યો હતો હું એનેજ સારો અભિનય માનું છું કે જે સ્વાભાવિક અને જીવન-સદૃશ હોય અને દંભયુક્ત કે અતિશયોક્તિ ભર્યો ન હોય નટોએ આપણા દૈનિક-જીવનમાં લોકોની વાસનોને આનંદ તેમજ શિક્ષણ આપે તેવી રીતે રંગભૂમિ ઉપર રજુ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ કારણ કે સારા નૈતિક નાટકો, મારા મત પ્રમાણે સારામાં સારા સુધારણાના સાહિત્યો છે સામાજીક-જીવનની અપૂર્ણતા-

ઓ તેમજ સ્વેચ્છાચારો તેઓ કુતૂહલપૂર્વક ખુશા-લેરી શકે છે અને સદ્દગુણને શરૂઆતમાં ગમે તેવો સતાવવામાં આવે તોપણ અંતમાં તે વિજયી નીવડે છે અને દુર્ગુણ અને અનીતિ હમેશાં નાશ તેમજ નર્ક તરફજ દોરી જાય છે. તેમાં રહેલુ સત્ય પ્રેક્ષકોનાં મન ઉપર ઠસાવી શકે છે. તેમણે પ્રેક્ષક ગણમાં, નૈનિક દૃષ્ટિએ જે સારૂં હોય તેના પ્રત્યે પ્રશંસા તેમજ જે સમૂળું ખરાબ હોય તેનાં પ્રત્યે ઘૃણાની લાગણી પ્રેરવી જોઇએ. પોતાની નાટ્ય વિષયક શક્તિને આ માર્ગેજ વાળવી એ નટોનું ધ્યેય હોવું જોઇએ. જો તેઓ આ કાર્યમાં કુતેહમંદ ન થાય તો તેઓ પોતાના ધંધાને એબ લગાડે છે. શિક્ષણ વગરનો માત્ર આનંદ તદ્દન નકામો છે. આ દેશમાં મેં જોયેલ ઘણાં નાટકોમાં આ અપૂર્ણતા મે જોઇ છે. સામાન્યરીતે દેખાવો મોટાં ખર્ચ તેમજ કારીગરીપૂર્વક તૈયાર કરવામાં આવે છે. માનવ બુદ્ધિવડે શોધાતાં શોભાનાં બધા પ્રકારનાં સહાયક સાધનોવડે રંગભૂમિને શણગારવામાં આવે છે. અભિનય ઘણીએ વખત બહુ મોહક તેમજ આનંદપ્રદ હોય છે પરંતુ નૈનિક-તત્વનો તેમાં કાંતો અભાવ હોય છે અને કાંતો તે બહુ અલ્પ કે ગૌણ ભાગજ ભજવે છે

## ૮ મી સપ્ટેમ્બર.

સવારે અગ્યાર વાગ્યા લગભગ અમે રિચમંડ છોડી પૅડીંગ્ટન હૉટેલનાં અમારાં જુના નિવાસ સ્થાને આવ્યાં. અહીંથી અમારે સોમવારે આખરી પ્રયાણ કરવું વધારે સગવડતા ભર્યું હતું. રિચમંડ છોડતાં ત્યાં મેં ઘણા ખરા મિત્રો બનાવ્યા હઇ મને જરા ગ્લાની થાય છે પરંતુ મને બીક લાગે છે કે રિચમંડ અને લંડન ખાતે અમે જોઇએ તે કરતાં વધુ સમય ગત કર્યો છે અને હવે બાકી રહેયો વખત અમે યુરોપખંડ ઉપરની મુખ્ય જગ્યાઓ જોઇ શકીએ તેને માટે બહુ ટુંકો છે અમારે અમારી યાદીમાથી ઘણાંએ સ્થાનો બાદ કરવાની જરૂર પડશે, બપોરે હું મેજર હેન્કોકના પુત્રો સાથે વેસ્ટમિનિસ્ટર ખાતેનાં શાહી અક્વેરીઅમ તરફ ગયો અહીં ગમ્મત માટેની છેલ્લામાં છેલ્લી નવાઇ ભરી વસ્તુઓ અને જોઇ. ગાતો તેમજ અમારી વચ્ચે હાલતો ચાલતો રાક્ષસ અમે જોયો. એક ગારૂડવાદીએ (Vautriloquist) કેટલાંએક પુતળાઓને બહુ રમુજ પડે તેવી રીતે બોલાવ્યા. એક બીજા માણસે જાતજાતના પક્ષિઓ તેમજ પશુઓના અવાજની નકલ કરી પરંતુ તે મેં હિંદમાં સાંભળેલ કેટલાંએક દેશીઓની નકલ જેવી સારી ન હોતી. હમેશની માફક કેટલાક દોરડાં ઉપર નાચનારા તેમજ અંગ કસરત કરનારાઓ હતા પરંતુ તેઓ હિંદી ખેલાડીઓથી ચડીયાતા ન હોતા. હિંદમાં ઘણાંએ એવા છે કે તેઓ આના કરતાં પણ વધારે સારા ખેલ કરી શકે છે પરંતુ રંગભૂમિ, ટેબલ, ખુરશીઓ તેમજ બાહ્ય આડંબરના સાધનો વગર ખેલનાર એ ગરીબડાં હિંદીની કોઇ દરકાર કરતુ નથી. તે પોતાના ખેલો ખુલ્લી શેરીઓ વચ્ચે કરે છે. ગુપ્ત-ખેલમાં કેવું આકર્ષણ રહ્યુ છે તે તેને હજુ શીખવાનું છે.

## ૯ મી સપ્ટેંબર રવિવાર.

સવારમાં અમે શ્વાન-ગૃહની મુલાકાત લેવા ચાલીને ગયા અને ત્યાં એક મેસ્ટીફ-કુતરી સિવાયના બધાં કુતરાંઓ અમને સારી હાલતમાં માલુમ પડ્યા. કુતરીને આકરી

થઇ આવી હતી પરંતુ મને આશા છે કે તે થોડાજ વખતમા સારી રહ જશે બપોર પછી અમે બેટરસી પાસેના ટેમ્મ નદીના બાધેલ કાઠાઓ તરફ ગયા અને હાઇડ–પાર્ક વચ્ચે થઇ સામાન્ય રીતે લડન અને ત્યાના વાસીઓના છેલ્લા દર્શન કરતા અમારા સ્થાને પાછા આવ્યા સાજના અમે ફરવા ગયા અને આનદ લીધો આ સહેલગહ મને હમેશા સ્મરણમા રહેશે કારણ કે તે બહુજ આનદજનક હતી ઘેર આવ્યા એટલે અમે ઈગ્લાડ ને કાયમ માટે છોડવાની તૈયારીઓમાં ગુથાયા હુ આવ્યો જોયુ અને મેં આનદ ભોગવ્યો મારી લાબા સમયથી સેવાયેલ આકાક્ષા ફળીભૂત થઇ આ જગતની તવારીખમા આવો અગત્યનો ભાગ લેનાર પ્રખ્યાત દેશના સબધમા શુ અભિપ્રાય હુ સાથે લઇ જાઉં છુ તેના ટુંકી નોધ અહી આપુ તો ઠીક બુદ્ધિના વિષય ઉપર બોલતા તેમના કુટુબીઓ અમેરીકન્ગોજ બાદ કરતા ઇગ્લાડના લોકો એ આખી દુનિયાની સૌથી વધુ પ્રગતિમાન પ્રજા છે. ખત સાહસ શક્તિ અને ઉદ્યમ એ અગ્રેજોના પ્રધાન લક્ષણો છે કોઇ પણ પોતાના ભાગ્યથી સતુષ્ટ નથી મહત્વાકાક્ષા બધાને ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવા ઉશ્કેરી રહી છે ઉદ્યોગ સર્વત્ર વ્યાપેલ છે એક મહાન બુદ્ધિ વિષયક શરત ચાલી રહેલ છે અને પ્રત્યેક એક બીજાથી આગળ જવા પ્રયત્ન કરી રહેલ છે આ સદ્ગુણ અનુકરણ કરવા યોગ્ય છે સામાજીક દ્રષ્ટિ બિંદુએ બોલતા મારા દેશ બધુઓએ અગ્રેજો પાસેથી બહુજ ઓછુ લેવા જોગ છે એમ હુ માનુ છુ અગ્રેજ સમાજના કેટલીએક રીત ભાત અને રીત રિવાજ બેશક બહુ સારા છે અને લાભપૂર્વક યોજી શકાય તેમ છે દાખલા તરીકે એક અગ્રેજ સ્ત્રી, એક હિંદી ઓ ત હિંદી સસારમા ભોગવે છે તેના કરતા અગ્રેજી ગૃહસંસાર મા વધારે માન ભર્યો દરજ્જો ભોગવે છે હિંદી સ્ત્રીઓને વધારે છુટ અપાય એમ હુ ઇચ્છુ છુ, પરતુ જેટલે દરજ્જે એક અગ્રેજ સ્ત્રી તે ભોગવી શકે છે તેટલે દરજ્જે નહિ પ્રાચીન કાળમા સ્ત્રી જાતિ જેટલી સ્વતત્રતા ભોગવતી તેટલીજ જો તેમને આપવામા આવે તો તે આપણો હેતુ સાધ । માટે પુરતુ થશે સ્ત્રીઓને પોતાના ઘરોની ચાર દિ વાલોમા શા માટે ગોધવી તેમજ ઘુઘટો તાણ્યા વગર શા માટે બહાર જવા ન દેવી, તેને મટે કઇ પણ કારણ, ખરેખર, હુ જોતો નથી. તેનીજ સાથે એક હિંદી મહિલા, નાચ વાના ઓરડામા ગમે તે જુવાન પુરૂષના હાથમા હાથ ઘાલી નાચે તે જોવા પણ મારી ઇચ્છા નથી જોકે એમ માને છે કે હિંદી સ્ત્રીઓને કઇપણ અધિકાર નથી, તેમના મ નની ભ્રમણા દૂર કરવાનુ મારે ન ભુલવુ જોઇએ ઘરગતુ બાબતોમા તેજ દોરનાર આ ત્મા છે, જો કે કોઇ કોઇ જાતિઓમા તેમને નહિ જેવીજ માનવામા આવે છે જે સ્થા ન માટે તે યોગ્ય છે તે સ્થાન અવશ્ય તેને અપાવુ જોઇએ આગ્લ મહિલાઓ તેમની હિંદી બહેનો કરતા એટલે દરજ્જે સુખી છે કે તેમને સાસુઓ અને નણદો તરફનાં જગાએ ત્રાસજનક દુખ વેઠવાં પડતા નથી હિંદની માફક ઈગ્લાડમાં સયુક્ત કુટુબની પ્રથા નથી માણસ પરણે કે તરત માબાપથી અલગ રહે છે અને તેને પ્રેરણા રૂચી અને શક્તિ અનુસાર પોતાની ઘર વ્યવસ્થા કરવા દેવામા આવે આ એક હિંદુ ગૃહમા અવારનવાર જોવામા આવતા સાસુ અને વચ્ચેના હમેશના ઝઘડાઅને લોહી ઉકાળાને અશક્યવત્ બનાવવાનો એક પ્રત્યેક સામાજીક પ્રશ્નમાહિંદી મહિલાના ખવજનેબ_ માન અપાય છે

ધાર્મિક ક્રિયા તેની સંમતિ કે સહકાર વગર થઇ શકતી નથી. મનજેના પ્રસંગે તેના મતને વધુ વજન અપાય છે. શોકની વાત એટલીજ છે કે પ્રાચીન કાળમાં તેની માતાઓ જેટલી કેળવાયેલ હતી તેટલી અત્યારે તે કેળવાયેલ નથી. હિંદી સ્ત્રીઓને જુની ઢબે કેળવણી અપાવી જોઇએ. હું ઉમ્મર લાયક છોકરીઓ કે જુવાન બાઇઓને નિશાળે મોકલવાની તરફેણમાં નથી અગાઉના વખતમાં કન્યાશાળાઓ કે મહિલા વિદ્યાલયો નહોતાં. આ છતાંએ આપણો સ્ત્રી વર્ગ ઓછો કેળવાએલ નહોતો સ્ત્રીને આવશ્યક કેળવણી પિતા, માતા, ભાઇ, પતિ અથવા કોઇ બીજાં સગાંઓ દ્વારા મળતી અને આ કેળવણી માતા તરફથી પુત્રીને એક પ્રકારના વારસા તરીકે મળતી માતાજ પુત્રીની સાચી શિક્ષિકા હતી. તેને ધર્મપરાયણ, પવિત્ર અને વિનયી બનાવનારાં કેટલાંક ધર્મ પુસ્તકો તે વાંચી અને સમજી શકે એટલાં પુરતું તે માતૃ ભાષા અને સંસ્કૃત ભાષાના અક્ષરો લખી વાંચી શકે એટલુ શિક્ષણ અપાતુ અને આ ઉપરાંત પ્રાર્થના-ગીતો ગરબાઓ, લગ્ન-ગીતો, શીવણ કામ, રસોઇ, પૂજા, ઘર વ્યવસ્થા તેને શીખવવામાં આવતાં સાદાં અંક-ગણિતનો પણ તેના શિક્ષણક્રમમાં સમાવેશ થતો. પતિની આજ્ઞાને પુરેપુરી વશવર્તી થવાની તેની પ્રથમ ફરજ તેનાં મન ઉપર ઠસાવવામા આવતી હતી. આ પ્રકારની સ્ત્રી કેળવણીનો હજુસુધી હિંદમાં લય થયો નથી. કેટલાંએક કુટુંબોમાં તે હજુએ પ્રચલિત છે. તેને મોટા વિસ્તારમાં પુનર્જીવિત જોવાની મારી ઇચ્છા છે. બાળ-લગ્નની પ્રથાને હું નાપસંદ કરૂં છું બાળકી લગ્ન એ શું છે તે સમજવા પુરતી પુખ્ત ઉમ્મરની હોવી જોઇએ હું તો એટલે દરજ્જે સલાહ આપું છુ કે તેમને પોતાના પતિને પોતાની મેળેજ પસદ કરવા દેવો જોઇએ. આ રિવાજ પુરાણા ક્ષત્રીઓમા પ્રચલિત હતો. પરંતુ બ્રાહ્મણ અને બીજી જ્ઞાતિઓના માર્ગમા ધર્મ આડો આવતો હઇ હું આ કોમળ જમીન ઉપર પગ માંડવા હિંમત નહિ કરૂં. (આ કોમળ વિષય ઉપર વધારે કહેવા હું હિંમત નહિ કરૂં ) મને, લખતાં આનંદ થાય છે અંગ્રેજ લોકો બહુ- લગ્નની પ્રથાની વિરૂદ્ધ છે. આ એક બહુજ નુકશાનકારક રિવાજ છે અને કેટલીએક હિંદી-જાતિઓ તેને વળગી રહેલ છે એ બહુ ખેદજનક છે અંગ્રેજ લોકોની લગ્ન-વિધિ બહુ સાદી તેમજ સમજી શકાય તેવી હોય છે ત્યારે મારા દેશ-ભાઇઓની વધારે ગુંચવણ ભરેલી હોય છે, પરંતુ આ છતાંએ જો તેને બરોબર સમજાવામા આવે તો તે વધારે બંધનકર્તા તેમજ અસરકારક જે વાત એ છે કે હિંદુ લગ્નવિધિ સસ્કૃત ભાષાદ્વારાજ થય છે અને લોકોનો મોટો ભાગ અત્યારે તે સમજી શકતો નથી આ લગ્ન વિધિ તેની સાથે વધુમા વધુ સંબંધ ધરાવતા, વર અને કન્યાને માતૃ ભાષામાજ સમજાવવામાં આવે તો બહુ યોગ્ય થાય વિધવા-વિવાહની બાબતમા હું બહુજ ચાલતી રૂઢીની તરફેણના વિચાર વાળો છુ અને આ સ્થાને તેના સબંધે વધુ લખવા મારી ઇચ્છા નથી અંગ્રેજ લોકોના જમણ લેવાની પદ્ધતિ મને ગમે છે બધુએ એકદમ સ્વચ્છ તેમજ અવાજ કે ઘોંઘાટથી મુક્ત હોય છે તમારી ઇચ્છા ઉપરાન્ત વધુ ખવડાવવાનો તેમા આગ્રહ થતો નથી. ઇંગ્લાંડના લોકો પોતાના હલકામાં હલકા નોકર પ્રત્યે પણ વિનયવાળા હોય છે. પરંતુ અજાણ્યા માણસો પ્રત્યેનું તેમનુ વર્તન કંઇક અતડાઇ ભર્યું હોય છે. જ્યા સુધી કોઇને તેમની પાસે ઓળખાવવામા ન આવે ત્યાં સુધી તેની સાથે તેઓ એક

શબ્દ પણ બોલતા નથી. આ બાબતમાં હિંદીઓની બધાએ સાથે હળીમળી જવાની આદત બહુ વખાણવા જોગ છે. ટોપી બાદ કરતાં હું અંગ્રેજોના પોષાકને પસંદ કરૂં છું. તે વધારે સગવડતાવાળો અને વધારે છુટડો છે. અંગ્રેજ લોકો સામાન્ય રીતે કેળવાયેલા છે. કેળવણીએ દેશમાં બહુ ત્વરીત પ્રગતિ કરી છે અને સમાજના ઉંચ અને નીચ બધા વર્ગોમાં તેણે પગ પેસારો કર્યો છે. હિંદમાં પરિસ્થિતિ આ પ્રમાણે નથી. ત્યાં કેળવણીના ફાયદા માત્ર પૈસાદાર વર્ગજ ભોગવે છે. બેશક બન્ને દેશોના સંજોગો જુદા છે. ઇંગ્લાંડમાં દરેક માણસ પોતાને વધુમાં વધુ ફાવતો ગમે તે ધંધો કરી શકે છે. હિંદમાં થોડે યા ઝાઝે અંશે ધંધાઓ વંશપરંપરાગત ઉતરતા આવે છે. આ વર્ગોમાં કેળવણીનો પ્રચાર ધીમે ધીમે તેમજ સંભાળપૂર્વક કરવો જોઇએ અને તેનો હેતુ તેઓને પોતપોતાના ધંધા ફતેહમંદીથી ચલાવવામાં કેળવણીને એક સહાય આપનાર સાધન બનાવવાનોજ હોવો જોઇએ. ઉંચી કેળવણી ઉંચા અને વચલા વર્ગોને અપાવી જોઇએ તેમજ તેને દરેક પ્રકારનું ઉત્તેજન અપાવું જોઇએ, કારણ તેના વડેજ હિંદ બીજાં રાષ્ટ્રોની પંક્તિમાં આવી શકશે. અત્યારે રાજકીય બાબતોમાં ઇંગ્લાંડ ચડીયાતું છે એ એક નિર્વિવાદ વાત છે. આખી દુનીઆના બધા વિસ્તાર ઉપરની તેની ખ્યાતિનું ગુપ્ત કારણ આજ છે. બીજે સ્થાને આ સંબંધમાં મેં ટુંક ઉલ્લેખ કરેલ છે. આના સંબંધમાં હું માત્ર એટલુંજ કહેવા ઇચ્છું છું કે રાજપ્રકરણના ક્ષેત્રમાં ઇંગ્લાંડે મેળવેલ ઘણાં લાભોનો લાભ જેની સાથે પોતાનું ભાગ્ય સંકળાયલું છે તે હિંદના લાખો અબોલ મનુષ્યોને જરાયે અવિશ્વાસ રાખ્યા વગર આપે. સરકારી ઉંચામાં ઉંચી જગ્યાઓ હિંદનાજ લાયક બાળકોને શા માટે આપવામાં નથી આવતી એ બાબત સમજમાં આવવી મુશ્કેલ છે. મુગલોના અમલ અંગ્રેજી રાજ અમલ જેટલો લોકપ્રિય નહોતો છતાંએ તેણે આવો ભેદ રાખ્યો નહોતો. કેળવણીના વિસ્તરવા સાથે કેળવાનારાઓના હૃદયમાં નવી આકાંક્ષાઓ જન્મે છે. એક આપવું અને બીજું ન આપવું એ બીજને બાળી તેને ન ઉગવા દેવા બરાબર છે, અરધાં શતક પહેલાં અપાતુ પક્ષાતપણાંનું બહાનું આ સમયે જ્યારે કેળવાયેલ હિંદીઓ હજારો અને દસ હજારોની સંખ્યામાં મળી શકે છે ત્યારે નભી શકે તેમ નથી. મારા ધારવા પ્રમાણે અંગ્રેજી પાર્લામેંટમાં હિંદના પ્રતિનિધિત્વ અને પુરતુ પ્રતિનિધિત્વ આપવાનો, અથવા વધારે વ્યાજબી તો એજ છે કે અંગ્રેજી પાર્લામેન્ટનાં બંધારણ તેમજ સિદ્ધાંતોને અનુસરતી તેની પોતાની પાર્લામેન્ટ આપવાનો સમય આવી લાગ્યો છે. આ તેની અંધકારમાં સુપ્ત પડેલી શુભ શક્તિઓનો ઉપયોગ કરવા જેવું થશે. લોકોનાં હૃદયમાં મુળ ઘાલેલી સાર્વભૌમ સત્તાને તે નબળી બનાવવાને બદલે મજબુત બનાવશે. લોકો ઉપરના નિરર્થક બોજાઓ દૂર કરવા જોઇએ, કરનું પ્રમાણ ઘટાડવું જોઇએ અને વહિવટનું ખર્ચ, જેમ બને તેમ મોટા પ્રમાણમાં દેશીઓને નીમી ઘટાડવું જોઇએ. અલબત્ત, કરકસર અને કારભારનું કાર્યસાધકત્વ એકમેક ઉપર આધાર રાખનારાં છે, પરંતુ હું ધારૂં છું કે હવે બાહોશ દેશીઓની કઇ ખોટ નથી. સાર્વ-ભૌમ સત્તા અને દેશી રાજ્યો વચ્ચેનું અંતર ઘટાડવું જોઇએ અને તેમની વચ્ચેનાં મૈત્રી અને હેત વધુ ગાઢ બનાવવાં જોઇએ. બન્ને વચ્ચેનો પરસ્પરનો સબંધ દંતકથાવાળાં પેટ અને ઇન્દ્રીઓ જેવો હોવો જોઇએ. હિંદના સપૂર્ણ ઉદ્ધાર માટે બન્નેએ સંયુક્ત થઇ એક સાથે કાર્ય કરવું જોઇએ લોકો પ્રત્યેનાં વર્તનને અંગે વિશ્વાસનું પ્રમાણ

વધારવું જોઇએ. કારણ, આ વિશ્વાસજ તેઓનાં હૃદયમાં સાચે સાચી વફાદારીની લાગણી જાગૃત કરશે. હિંદમાં ઇંગ્લાંડનું સાચું કાર્ય તેને ઉદ્ધાર કરવાનુંજ છે. આ કાર્ય લોકોના હકો તેમજ લાગણીઓને માન આપવાથી તેમજ તેની સાચે સાચી જરૂરીઆતોનો અભ્યાસ કરી તે પુરી પાડવાથીજ સધાઇ શકે તેમ છે. ધાર્મિક દૃષ્ટિએ જોતાં મારે માનવું પડે છે કે ઇંગ્લાંડમા સ્ત્રીઓ પુરૂષો કરતાં વધુ ધાર્મિક વલણવાળી છે. તેઓ વિચારમાં એહીકવાદી થતી જાય છે. હિંદમાં સ્ત્રીઓ પુરૂષો કરતાં વધારે ધર્મપરાયણ તેમજ વધારે વહેમી છે. હું ક્રિશ્ચિયન અને હિંદુ એ બન્ને ધર્મોના ગુણ-દોષની સરખામણી કરવાની હિંમત નહિ કરૂં. હું એ કાર્ય તેમ કરવાને બધી રીતે લાયક માણસોને સોંપુ છુ. આ વિષય પરત્વે હું એટલુંજ કહેવા ઇચ્છું છું. કે મનુષ્ય. પોતાના ધર્મની આજ્ઞાઓને શ્રદ્ધા પૂર્વક માન આપશે અને પાળશે તો તે સુખી થશે. બને ત્યાં સુધી બીજાઓની ધાર્મિક લાગણી દુઃખવવાથી તેણે દુર રહેવું જોઇએ. અંગ્રેજી-અમલ આટલો બધો લોકપ્રિય છે તેનું મુખ્ય કારણ એજ છે કે તે લોકોની, ધાર્મિક ભાવનાઓને માન આપે છે.-આ સબંધમાં તેની સામે એક સામાન્ય ફરિયાદ છે, અને તેને જેમ બને તેમ ઉતાવળે દુર કરવામાં અંગ્રેજ રાજકર્તાઓનું કર્ત્તવ્ય છે એટલુજ નહિ પરંતુ તેમાં તેનો લાભ પણ સમાયેલ છે. હિંદના રાજાઓને લોક-સંમતિથી "ગૌ-પ્રતિપાલ" નો ઇલકાબ મળેલ છે. કારણ કે ગાય એ હિંદમાં સૌથી વધારે પવિત્ર પ્રાણી મનાય છે. અને કોઇને તેમનો વધ કરવાની છુટ નથી ગૌવધ એ એક બહુજ ભયંકર પાતક છે. ખોરાકને માટેજ હજારો ગાયોનો વધ કરવો એ હિદુઓના હૃદય ઉપર એક બહુ ઉંડો ઘા માન્વા બરોબર છે, એમાં જરાપણ નવાઇ જેવું નથી. આ બાબતમાં અંગ્રેજોનો ખ્યાલ ગમે તે હોય, પરંતુ હિંદમાં ગૌવધ ચાલવા દેવો એ રાજ્યકીય દ્રષ્ટિએ ખોટું છે. મને જણાવતાં દિલગીરી થાય છે કે, અંગ્રેજ રાજકર્તાઓ આ સહેલાઇથી સુધરી શકે તેવી ભુલને ખાતર, છતાયેલ જાતિઓમાં કડવાશ ભરી ખરાબ લાગણી ઉત્પન્ન કરે છે. ગાય એક બહુજ ઉપયોગી પ્રાણી છે અને આપણને ખોરાક પુરો પાડે છે તેનું છાણ પણ પવિત્ર મનાય છે અને જુદી જુદી રીતે વપરાય છે. એક જીવતી ગાય, મરાયેલ ગાય કરતાં ઘણો લાભ જ્યાન તેમજ વધારે મોટી સંખ્યાને ખોરાક પુરો પાડે છે . એથી મોતાનાં ઇંડા મુકતી મુરઘીને મારી નાખવામાં ડહાપણ નથી. આ પ્રમાણે આર્થિક સિદ્ધાંતો અનુસાર ગૌવધ ગેરવ્યાજબી છે. ખેતીવાડીને લગતાં કારણોને લઇને પણ તે એટલોજ ગેરવ્યાજબી છે. હિંદમા જમીન ખેડવાના કામમાં બળદોનોજ ઉપયોગ થાય છે અને ખેડુત વર્ગોનુ તે સાચું ધન છે. ગાયોનો વધ કરો એટલે તમે બળદોની સંખ્યા ઘટાડો છો, વસ્તુ સ્થિતિ આજ પ્રમાણે છે. છેલ્લાં વર્ષોમાં બળદોની કીમતમા બહુ વધારો થવા પામ્યો છે તેનુ કારણ એ નથી કે તેમની જરૂરીઆતો વધી છે, પરંતુ તેમની સંખ્યા ઘટી છે, એ છે. ખેતીને ગંભીર નુકશાન થાય છે અને હિંદ એ ખેતીપ્રધાન દેશ હઇ તેના ઉપર તે એક મોટી આપત્તિ છે. આ વિષય ઉપર મને જેટલુ લાગી આવે છે તેટલુ હુ નથી કહેતો. હુ તેકોઇ બીજા પ્રસંગ ઉપર બાકી રાખું છુ. હુ બ્રિટિશ સરકારના મન ઉપર એજ ઠસાવવા ઇચ્છુ છું કે ગાય એક નિર્દોષ, રાંક અને ઉપયોગી પ્રાણી છે એટલુંજ નહી પરંતુ લોકોનો મોટો ભાગ જેને પવિત્ર માને

છ તેનો વધ ચાલવા દઇ એક હિંદીય પ્રજાની ધાર્મિક લાગણીને દુખવની એ એક ગભીર જવાબદારી ભુલ છે બ્રિટિશ હિંદમા ગાય વધ કરાવામા કઇ મોટો ભોગ આપવો પડે તેમ નથી તેમના માસનો આહાર કરનારાઓને કઇક અગવડતા થશે પરતુ તેને સાટે ફાયદાઓ થશે કે માત્ર એકજ ઝપાટે પ્રજાની એક આખી કોમના હૃદયો તે જીતી શકશે હુ આતુરતા પૂર્વક આશા રાખુ છુ કે આ બાબત યોગ્ય સ્થાને ધ્યાનમા લેવાશે

એક દેશની નૈતિક હાલત સબધે કઇ પણ ખાત્રી પૂર્વક કહેવુ એ મુશ્કેલ છે કારણ નીતિ અને અનીતિ એ રૂઢ શબ્દો ગણાય છે જેને એક પ્રજા નીતિયુકત કહે છે તેને બીજી અનીતિયુક્ત કહે છે એટલુજ કહેવુ પુરતુ છે કે ઇંગ્લાડમા હુ એવા માણસો ને મળ્યો છુ કે જેને આખી દુનિયા સમક્ષ નીતિના આદર્શ તરીકે મુકી શકુ આજ કથન બીજા દેશને પણ આવીજ રીતે લાગુ પાડી શકાય છે પરતુ જ્યાસુધી તેમને જોવાની તક મને મળેલ નથી ત્યા સુધી આ સબધમા મારે મૌન ધારણ કરવુ પડશે મા રી પાસે સાધન કે શક્તિ નથી કે જેથી કરી હુ તત્વજ્ઞાનના ક્ષેત્રમા ઇંગ્લાડનુ શુ સ્થાન છે તેની જાતે તુલના કરી શકુ મે તેના મિલ અને હેમિલ્ટન વાચ્યા છે પરતુ મારા પોતાનાજ દેશના પ્રાચીન તત્વજ્ઞોમાના કેટલાએક સબધે મે જે તુલના કરેલ છે તેનાથી તેમનુ સ્થાન મને ઉચુ લાગ્યુ નથી હિંદ તત્વજ્ઞાનની છ શાખાઓ સબધે જે થોડ એક મે વાચેલ છે તે ઉપરથી એટલુ તો હુ હિમત પૂર્વક કહી શકુ છુ કે હિંદી ઋષિઓ બહુજ સમર્થ વિચારકો હતા અને દુનિયાભરના વિચારકો મા તેઓ ઉચામા ઉચુ સ્થાન લેવાને યોગ્ય છે પરતુ આવી ગભીર બાબતો ઉપર મારો મત આપી શકુ તે પહેલા મારે ખામોશ રાખવી જોઇએ અને અનુભવ મેળવવો જોઇએ

ઇંગ્લાડના સાક્ષાત્કાર ટાણે મારા ઉપર જે સસ્કાર પડેલ છે તે સક્ષિપ્તમા આ પ્રમાણે છે તેમની તરફથી મને મળેલ બહુજ પ્રેમ અને સત્કાર ભરી સભાળને ખાતર હુ તેમનો વ્યક્તિગત તેમજ સમષ્ટિગત હૃદય પૂર્વક આભાર માનુ છુ મારા પોતાના દેશ બધુઓ બાદ કરતા કદાચ દુનિયા ઉપર કોઇ પણ પ્રજા ઇંગ્લાડવાસીઓ જેવી માયાળુ અને ઉદાર નથી જ્યા જ્યા હુ ગયો ત્યા ત્યા મને લાગણી અને સ્નેહ ભર્યો સત્કાર મળેલ છે આ બધા માટે હુ મારો આભાર માનુ તેટલો ઓછો છે હુ દિલગીરી સાથે ઇંગ્લાડની રજા લઉ છુ મારા ઇંગ્લાડ ત્યાગ કર્યા પછી તેની ફરી મુલાકાત લેવાની તેમજ ત્યા વધારે લાબો સમય રહેવાની ઉમેદ વધારે આશા રાખુ છુ

અમે પ્રથમ નક્કી કરેલ તેનાથી બે દિવસ મોડા લડન છોડ્યુ અને પારીસ જવા ૧૦ વાગે વિક્ટોરીઆ સ્ટેશનેથી ગાડીમા બેઠા અને ત્યા લગભગ સાજના આઠ વાગે પહોચ્યા ખાડી વચ્ચેનો પ્રવાસ બહુજ સરલ હતો તેમજ કેલે પછીની મુસાફરી પણ મનગમતી હતી ઇંગ્લાડથી જો કે ફેર નહિ હોવા છતા અમે પસાર કરેલ દેશ તેનાથી એકદમ મને ભિન્ન લાગ્યો મોટા ખુલ્લા મેદાનો અને વાડીની તાજગી મને લાગ્યા જોએલ બીજા કોઇ પણ દેશ કરતા હિંદનુ વધારે સ્મરણ આપ્યુ હતુ પોતે તેમજ તેમનો

પોશાક પણ અંગ્રેજ લોકો કરતાં મને વધારે કંગાલ અને ઉતરતા પ્રકારનાં લાગ્યાં તેઓ વળી ઓછાં ચંચળ અને પોતાના કામમાં સુસ્ત જેવાં લાગ્યાં. આ કદાચ લોકોની ભોગ-વિલાસની આદતનું સ્વાભાવિક પરિણામ છે. ફ્રેંચ લોકોની સુખોપભોગ પ્રત્યેની ચાહના અપ્રતીમ છે. ભોગ વિલાસ પ્રત્યેનો અમર્યાદ ભાવ વ્યક્તિઓ તેમજ પ્રજાઓ ઉપર પણ હતવીર્ય બનાવનારી અસર કરે છે. ઘણાંએ સમૃદ્ધ રાજ્યોને તેણે એકદમ પડતીમાં આણ્યાં છે. ઇતિહાસનો વાંચનાર, બાદશાહી-રોમ, ગ્રીસ, ઇરાન, અને બીજાં સામ્રાજ્યોનું અધઃપતન આજ કારણે થએલું સહેલાઇથી પારખી શકશે. અને આ છતાંએ, થોડી પ્રજાઓજ આવી ઉગ્ર ઐતિહાસિક ઘટનાઓ ઉપરથી શિક્ષા ગ્રહણ કરવાની દરકાર રાખે છે. મને બીક લાગે છે કે ફ્રાન્સ તેમજ ઇંગ્લાંડ પણ કંઇક અંશે આ ભય તરફ ઘસડાતાં જાય છે. હું ઇચ્છું છું કે તેઓ પોતપોતાની સ્થિતિ વધુ સ્પષ્ટપણે જોઇ શકે.

## ૧૨ મી સપ્ટેમ્બર.

નાસ્તો લીધા પછી તુરતજ અમે લુવ્રના મહેલનાં ચિત્ર-મંદીરની મુલાકાત લીધી અને ઘણાં ખરાં ચિત્રોનું રંગ કામ જોઇ મને બહુજ પ્રસન્નતા થઇ. પરંતુ સામાન્ય રીતે બોલતાં ચિત્રોના વિષયો મને બહુ રસાવહ ન લાગ્યા. મને નંબર ૨૫૧ નું ચિત્ર બહુજ ગમ્યું. અમે પછી ગાડીમાં "આર્ક ડ ટ્રાયમ્ફે દ લેટોઇલ" તરફ ગયા અને તેનાં શિખર ઉપરથી પારીસનો સુંદર ઉપરછલો દેખાવ અમે પ્રત્યક્ષ કર્યો પહોળી શેરીઓની બન્ને બાજુ ઝાડોની હારો, જુદી જુદી પગથીએ સવારીના માર્ગ તેમજ વાહનોને આવવા જવાના માર્ગ મને બહુજ સુંદર લાગ્યા. બધા મુખ્ય રસ્તાઓનું આ કેન્દ્ર છે અને અમે આમાના એકાદ રસ્તે ગાડીમાં "બ્વા દ બુલોન" ગયા અને ત્યાં ધોધની પડોશમાંજ આવેલ એક ઉપાહારગૃહ માં અમે કંઇક ઉપાહાર લીધો ધોધ બહુજ સુંદર છે અને આખો બગીચો લોકરૂચિને અનુસરતી ચલાવાના, સ રી માટેના, તેમજ વાહનો માટેના માર્ગોની ગોઠવણીવાળો હતો. તેના કેટલાએક ભાગો બહુ સંકડાશવાળા હતા એટલે તેથી તેનું સૌંદર્ય કંઇક અંશે લોપાતુ હતું. છતાં એકંદરે આ બહુજ મજાનો બગીચો છે. ઉનાળાના સમય દરમ્યાન તેની દરેક દિશામાં ફરહર કરવા માટે આ એક રમ્ય સ્થાન હોવું જોઇએ. અત્યારે તો તે જરા પાનખર ઋતુના જેવો દેખાય છે અને તેમાં માણસોની બહુ આવજા નથી બીજી રીતે પારીસનુ આ એક અતિ પરિચિત વિહાર સ્થાન છે અને હાઇડ પાર્ક કરતા છગીએ વધુ ગણો તેનો વિસ્તાર છે. અમે પાછા ફરતાં રસ્તામા મહાન પારીસ પ્રદર્શન માટે પ્રથમ વપરાયેલ મહાલય "ટ્રોકેડેરો"ની મુલાકાત લીધી 'શાં દ માર' ની સામે તે એક આગળ પડતાં સ્થાન ઉપર છે અને તે બહુજ ભવ્ય દેખાય છે. છતાંએ મારે કહેવુ જોઇએ કે તેની પાસેની ચાર લીલી આકૃતિઓ તેના દેખાવને બહુ બગાડે છે સાંજરે અમે હિપ્પોડ્રામ ગયા અને ત્યા અમે આજ દિવસ સુધીમા જોયેલ ગમતો કરતા ઘણીજ ઉંચા પ્રકારની ઘણી એક ગમતો જોઇ એક સ્ત્રી ખેલાડીયે એક મકાનની ટોચ ઉપરની બેઠક ઉપરથી એક જાળમાં ભુસકો માર્યો. આ જાળ તેનાથી લગભગ સો ફુટ નીચી હોવી જોઇએ. વળી તે હીચકા ઉપરથી ઉછળી તેમજ ઉંચી બેઠક ઉપરથી કુદીને નમાવી સકાય તેટલે અંતરે હવા-

માં લટકતી બીજી બાજુના હાથે પકડાઇ હતી. બીજો એક પુરૂષ જાતીનો ખેલાડી ગોળ મીડી જેવી જમીન ઉપર એક મોટા દડાં ઉપર તેની ઉપર ચડયો હતો અને ઉતર્યો હતો. કેટલાંએક ઘોડાઓના ખેલો પણ થયા હતા પરંતુ તે અમે વિલ્સનનાં સરકસમાં જોયા હતા તેવા ન હોતા. નડતરો આળંગીને જવાની શરત પછી ખેલ ખતમ થયો. આ શરત અને તેમાંએ ખાસ કરીને તેનો છેવટનો ભાગ, જેમાં દોડનાગઓની ગતિને રોકવાને યુક્તિ પૂર્વક ગોઠવેલી મોટી ઝાળોમાંથી પસાર થવાનાં તેમનાં ફાંફાં બહુ આનંદ પમાડે તેવાં હતાં હિપ્પોડામ એક ભવ્ય મહાલય છે અને તેમાં ૮૦૦૦ ઉપરાંત પ્રેક્ષકો સમાઇ શકે છે અને મારી માન્યતા પ્રમાણે ત્યાં દર રાત્રીએ આવાજ સારા ખેલો કરવામાં આવે છે.

સવારમાં અમે રાજ-મહેલો અને બગીચાઓ જોવા ગાડીમાં વરસાઇલ ગયા. ચિત્રાલય, મોટાં અતિહાસિક ચિત્રોથી ભરપૂર છે અને તેમા આલ્ટીઆ તેમજ ક્રિમીઆમાં થયેલ છેલ્લી લડાઈઓનાં ચિત્રો બહુજ ભવ્ય છે રંગકામ સુંદર અને જીવંત જેવુંજ છે અને ચિતરાએલ દેખાવો અતિશય સુંદર છે. લડાઇનાં ગમે તેવા પ્રકારનાં વર્ણનો જેટલો ખ્યાલ આપી શકે તેના કરતાં વધારે સારો ખ્યાલ આ ચિત્રો આપે છે અને તેમને જોતાં મને બહુજ આનંદ થયો. પરંતુ આ આનંદની લાગણી અમિશ્રિત નહોતી. કારણ કે મારી નજર આગળનાં ચિત્રોમાં જેઓ માત્ર નજીવી રીતેજ પ્રતિબિમ્બિત થયેલ છે તેવી સાચે સાચી લડાઇઓમાં હજારો કિમતી જાનોનો ભોગ અપાયો હશે તેમજ તેને અંગે પૈસાનો મોટો દુરૂપયોગ થયો હશે. ઘણીએ વખત ઉપર એમ પણ બને છે કે લડાઇ ન્યાય યુક્ત કારણોને ખાતર લડવામાં આવે છે. અને તેમ છતાંએ જેઓ લડવાનોજ ધંધો કરે છે તેમને પણ લડાઇના ત્રાસ પરત્વે વિચારતાં હમેશ ગ્લાની થાય છે. અમે પછી રાજ્યનાં વાહનો જોયાં. તેઓ બહુજ મોટા સરંજામવાળાં હતાં અને તેમનો ઉપયોગ માત્ર રાજ્યની સવારીઓ પ્રસંગેજ થતો હતો. વરસાઇલસમાં ફ્રેન્ચ સેનેટ અને સભાનાં સ્થાન છે અને તે પારીસથી માત્ર દશજ માઇલ દૂર છે એવડી નર-પંક્તિઓવાળા માર્ગમાં થઇને ત્યાં જવાય છે. સેવર્સથી પારીસ પાછા ફરતાં માર્ગમાં અમે મે સૈંતુ ચીનાઇ-માટીકામનુ કારખાનું જોયું. આ ઉદ્યોગની જુદી જુદી શાખાઓ અમને બતાવવામાં આવી ચિત્રકામએ તેની બનાવટનો વધારેમાં વધારે મુશ્કેલીવાળો ભાગ હતો અને તેની ફત્તેહપૂર્ણ બનાવટ માટે કારીગરોને બહુજ બુદ્ધિ અને ધીરજ વડે કાર્ય કરવુ પડતુ હતુ પૃથ્વી ઉપર સાગમા સારી કહેવાતી 'ગોબ્લેન ટેપન્ટ્રી' ના ધાગવામા આવતા, ચિત્ર-યુક્ત પડદાના ચાર ટુકડાઓ પણ અહીં હતા તેઓ અત્યંત સુંદર છે અને મે તેના જેવા હજુસુધી કોઇપણ સ્થળે જોયા નથી અમે શોભાયુક્ત કળશો અને બીજી વસ્તુઓના કેટલાએક અસત સુંદર નમુનાઓ જોયા. તેઓ એટલીબધી સુંદરરીતે બનાવવામા આવેલ છે કે તેમાના કેટલાએક ખરેખર ૫૦,૦૦૦ ફ્રેન્ક ઉપરાંતની કિમતના છે. આ પૈકીનો તેના ઉપર બે આકૃતિઓનાં ચિત્રકામવાળો એક કળશ બહુજ સુન્દરપણે ચિતરવામાં આવ્યો હતો આજરે અમે દુકાનો જોવા, ચાલીને 'પેલેસ રોયલ' તરફ ગયા, દુકાનોમા બહુ મજાની રોશની છે અને તે બહુ સરસરીતે ગોઠવાએલી છે. અમે જાત જાતનુ ઝવેરાત જોયુ અને લંડનમાં જોયેલા

કરતાં મને આ જોઇને વધારે આનંદ થયો. પારીસ રાત્રીએ બહુજ શોભાયમાન દેખાય છે. પહોળા માર્ગો ઉપર માઇલો સુધી પ્રકાશવંત દીપકાની લાંબી પંક્તિઓ અને તેની સાથે દુકાનોની આંજી નાખે તેવી રોશની હમેશાં આખાં શહેરને દીવાળીના જેવોજ દેખાવ આપે છે. લંડનની કોઇપણ શેરીને પારીસની એકે શેરી સાથે સરખાવી શકાય તેવી નથી, અને આ બન્ને શહેરોમાં આટલીબધી ભિન્નતા જોતાં મને એકદમ આશ્ચર્ય થાય છે. સૌંદર્યની બાબતમાં પારીસ લંડનથી ઘણું ચડીઆતું છે.

## ૧૩ મી સપ્ટેમ્બર.

આજે અમે સેંટ ચૅપલનું દેવળ, નોટર–ડેમનું મુખ્ય દેવળ, ન્યાયની કોરટો અને મૉર્ગની મુલાકાત લીધી, સેંટ ચેપલ એક બહુ પ્રાચીન દેવળ છે અને બહુ ભભકાદારરીતે શણગારાયેલું છે. નોટર-ડેમનું દેવળ બહુ મોટું અને ભવ્ય છે અને તે આખા યુરોપમાં ગોથિક– શિલ્પકળાના સુંદરમાં સુંદર નમુનાઓ પૈકીનું એક છે. બધાં દેવળો બહુજ શોભાયમાન છે, અને મારાં ઇંગ્લાંડમાં જોયેલાં બધાં દેવળો કરતાં વધારે સુંદરરીતે શણગારાયેલાં છે. સાર્વજનિક મકાનોના સંબંધમાં પણ મને એવોજ ભાસ થયેલ છે અને નાટ્યગૃહો, હોટેલો અને ઉપાહારગૃહો પણ મારાં બીજે સ્થળે જોવાએલાં કરતાં ઘણાજ વધારે ઠાઠ અને રસપૂર્વક શણગારાયેલ છે. પારીસની હૉટેલો સામાન્યરીતે રાજ–મહેલોના જેવીજ છે. અમે પછી ગાડીમાં "શૅમ્પ્સ એલીસીઝ" માં થઇને પારીસના ઘેરાનું સર્વદિગ્દર્શક ચિત્ર જોવા ગયા. "શૅમ્પ્સ એલીસીઝ" એક યા બીજા પ્રકારની મજા માણવાને આતુર માણસોથી ભરપુર હતાં. સાંજરે અમે બૅર્ન હૉટેલમાં ખાણું લીધું અને પછી ઇડન થીએટરમાં ગયા. અમે "એક્સેલ્સીયર" નામક એક પ્રયોગ જોયો અને તેમાં ઘણું નૃત્ય તેમજ કેટલાએક મનોહર દેખાવો અમારા જોવામાં આવ્યા. પારીસમાં વિહાર–સ્થાનોની કંઇ ખોટ નથી, ૩૦ ઉપરાંત નાટ્યગૃહો છે તેમજ એક મોટું હિપ્પોડ્રોમ અથવા સર્કસ છે, ઘણી વખત આવાં વિહાર સ્થાનો મનને આરામ આપવા માટે ખાસઆવશ્યક હોય છે. પોતાનું કાર્ય તે વધારે સારીરીતે કરી શકે એટલા ખાતર તેને કંઇ અનુકૂળ થાય તેવો ફેરફાર જોઇએ છે.

## ૧૪ મી સપ્ટેમ્બર.

આજે અમે મૅડેલીન, ઇન્વેલાઇડસ જ્યાં નેપોલીઅનની સમાધિ છે, પૅન્થીઑન, લક્ષેમ્બર્ગનો મહેલ અને બાસ્ટાઇલ કૉલમ જોવા વખત મેળવી શક્યા. મૅડેલીન એક ચાલતા જમાનાનું દેવળ છે પરંતુ તેની બાંધણી સુંદર છે. તેની આસપાસ બાવન સ્થંભોની હાર છે અને દિવાલોના ગોખના અંદર પવિત્ર પુરૂષોની પ્રતિમાઓ છે. તેનો આંતર્ભાગ આથીએ વધારે ભવ્ય છે. નેપોલિયનની આરામગાહ ખરેખર જોવા લાયક છે. તે સુંદર કોતરકામવાળું આરસપહાણનુંજ કામ છે, આ આખી સમાધિ પાછળ ૩૬ લાખ રૂપિયાનું ખર્ચ થયેલું કહેવાય છે. લક્ષેમ્બર્ગનો મહેલ એક ભારે ભભકાદાર મહેલ છે. તેની ચટોચક, વૃક્ષોની હારોવાળા માર્ગોની ગોઠવણીવાળી વિસ્તિર્ણ વાડીઓ છે, અને તેને લઇને આ એક મનપસંદ વિહાર–સ્થાન બનેલ છે. મહેલમાં, ચિત્રો અને બાવલાંને લગતાં કોતર-

કામને જોઇ મને અત્યંત આનંદ થયો હિંદમાં આવી વસ્તુઓ ભાળતાં કેટલું બધું આશ્ચર્ય થાય! સાંજરે અમે સંગીત નાટ્ય ગૃહમાં ગયાં. આ નાટ્ય-ગૃહનો શણગાર એક રાજ મહેલના જેવોજ છે. અને તેની ચિત્રકામ વાળી છતાં તેની સુંદર રીતીઓ તેમજ પટસાળોની શોભા મને આ ગૃહના આંતરભાગથીએ વિશેષ ગમી. પ્રયોગ અતિશય સુંદર હતો અને તેના અંતમાં ધરતીકંપનો દેખાવ આવતો હતો. ઇંગ્લાંડમાં મેં જોએલ નૃત્ય તેમજ નાટ્ય દૃશ્યો કરતાં અહીં જોવામાં આવેલાં બહુજ ચઢીઆતાં હતાં. આ નાચમાં જુદી જુદી જાતના તરેહવાર રંગોના પોષાકમાં સજ્જ થયેલી બસોથી ત્રણસો જુવાન છોકરીઓ, ઘટતા અભિનય સહ સંગીતની સાથે નાચતી હતી, અને કંઇ અપૂર્વ અસર ઉત્પન્ન કરતી હતી. તે સાથે મારે એમ પણ કહેવું જોઇએ કે આ નૃત્ય એક કળા તરીકે બહુ ઉચ્ચ પ્રકારનું નહોતું. આ કળા હિંદમાં જેટલે દરજ્જે કેળવાયેલ છે તેટલે દરજ્જે અહીં કેળવાએલ નથી. હિંદમાં નાચનો ધંધો કરનાર-છોકરીનું કામ ઘણું વધારે મુશ્કેલીભર્યું તેમજ વધારે સુંદર છે. વળતી સવારે પારીસ છોડવાનો વિચાર કરતા અમે અમારે ઉતારે આવ્યા. અરે! આ વિચાર કેટલો દુઃખદ છે! મેં પીરસેલ વાનીઓની વાસ પણ ભાગ્યેજ લીધી હશે એટલામાં તો તે ઉપડી ગઇ! પારીસને મેં થોડુંઘણું જોયું એથી મારી તેને વધારે જોવાની ઇચ્છા પ્રદીપ્ત થઇ છે. કમભાગ્યે અમારી પાસે સમય બહુ થોડો રહ્યો છે મને લાગે છે કે અમે લંડન અને રિચમંડમાં રહેવાની મુદત ટુંકાવી હત તો ઠીક થાત અને તેથી અમે ફ્રાન્સનાં કેટલાએક મુખ્ય નગરો અને તેમાંએ ખાસ કરીને પારીસ કંઇક વધુ નિવૃત્તિપૂર્વક જોઇ શકત. આ સ્થાનની સુંદરતાથે હું મુગ્ધ થયો છું. શેરીઓ પહોળી અને સ્વચ્છ છે તેમજ રાત્રી દરમ્યાન સંપૂર્ણ રોશનીયુક્ત હોય છે. જોકે હું લોકોની ભાષાથી અજાણ્યો છું. છતાં મને તેમની રીતભાત કંઇ વધારે સભ્યતાવાળી પરંતુ એક સામાન્ય અંગ્રેજ કરતાં કંઇ ઓછી નિખાલસ દેખાય છે. તેઓની હડપચી ઉપરની દાઢીઓમાં તેમની બધી ખંધાઇ આવી જતી લાગે છે. મારા મતનો અલબત સંભાળપૂર્વક સ્વીકાર કરવાનો છે કારણ, ફ્રાન્સનાં કહેવાતા શિષ્ટ જનો કરતાં મારે હૉટેલનાં માણસોના વધારે પ્રસંગમાં આવવું પડ્યું છે. કદાચ દુનિયાં ઉપર થોડાંજ શહેરો હશે કે જેમાં પારીસના જેટલાં વિહાર-સ્થાનો ઉપસ્થિત થયાં હશે. લોકો બહુ મોજી તેમજ આનંદને ચાહનારાં છે. તેમનો મુદ્રાલેખઃ—

> "જ્ઞાની પુરૂષો, પોતાનાં જ્ઞાનનો ખજાનો ભલે ઠલવી નાંખે,
> તોપણ આનંદના કરતાં વધારે આકરો નીતિ-શિક્ષક એક પણ નથી"

એ દેખાય છે. હું આશા રાખું છું કે તેઓ જે આનંદમાં મશગુલ છે તેની કવીએ કલ્પેલી નીતિ-પથપર લાવનારી અસર તેઓનાં મન ઉપર થાય. જે આનંદ ક્ષણિક જેવોજ છે તેની પાછળ મોટી માથાકુટ કરવી નકામી છે. સાચો આનંદ એજ છે જે કદી ઘટતોજ નથી. એકજ પિતાએ સરજેલ પ્રાણીઓ પ્રત્યે શાંતિ અને શુભેચ્છાને લગતાં ચિંતનમાંજ તેનો સમાવેશ થાય છે. આ આનંદ રાજા અને રંક બંનેને પ્રાપ્ય છે અને પ્રયત્ન દ્વારા મેળવવા જેવો છે. તે શાશ્વત છે.

### ૧૫ મી સપ્ટેમ્બર.

અમે વહેલી ટ્રેનમાં બ્રુસેલ્સ જવા ઉપડ્યા અને બપોરનાં સંગ્રહસ્થાન તેમજ નોટર્‌-ડેમનું દેવળ જોવા જઇ શકીએ એટલા વખતસર અમે ત્યાં પહોંચ્યા. સંગ્રહસ્થાનનાં ચિત્રોમાં સૌંદર્ય કરતાં આશ્ચર્યકારક તત્વ વિશેષ હતું, તેમજ પારીસનો ચિત્રસંગ્રહ જોયા પછી તેમાં મને કંઇ પણ ખાસ આકર્ષક નહોતું લાગ્યું. નોટર-ડેમનું પ્રાર્થના-મંદીર એક શોભાવાળું મકાન છે અને શહેરનાં સુંદરમાં સુંદર સ્થાનો પૈકીનું એક છે. સાંજરે અમે ઇડનનાં નાટ્યગૃહમાં ગયા અને ત્યાં તરેહવાર તમાશાઓ જોયા. બધાં કરતાં એક ખુશીદાર રોશનીયુક્ત ફુવારો જેમાં કેટલાંએક ફરતાં પુતળાઓ ગોઠવવામાં આવ્યાં હતાં તેમાં મને વધારે આનંદ મળ્યો. પાણીની બદલાતી સેરોના બદલાતા રંગોની બહુજ આનંદજનક અસર થતી હતી. અહીં કેટલાએક જંગલીઓ, મદારીઓ તેમજ દોરડાં ઉપર નાચનાર નરો પણ હતા. કેટલાએક સરસ પુતળાં નચાવનારાઓ તેમજ સારી રીતે તાલીમ પામેલા કેટલાએક ખેલાડી કુતરાઓ હતા. આવા આનંદ આપનાર દેખાવો સારા અને ઉપયોગી છે. જ્યારે કંઇ સારા વ્યવસાયના અભાવે મન વ્યાકુળ થાય તેમજ જ્યારે તે શ્રમિત થયેં અને વધુ પડતા કામના બોજાની અસર તેને લાગવા માંડે ત્યારે આ દેખાવો મન ઉપર એક શક્તિ આપનાર ઔષધના જેવું કાર્ય કરે છે. બીજી રીતે પણ તેઓ ઉપયોગી છે. મનુષ્યનુ મન હમેશાં ચંચળ છે અને તે હમેશા કંઇં નવુ નવું ઇચ્છે છે. કેટલીએક ઇચ્છાઓ એવી છે કે તે "ખરાબ સંકલ્પદ્વારાજ જન્મ પામે છે" તેઓને કદી પંપાળવી જોઇએ નહિ પરંતુ દબાવવીજ જોઇએ જે ઇચ્છાઓ નિર્દોષ પ્રકારની હોય તેને તો સંતોષવીજ જોઇએ કે જેથી કરી તેઓ મનને વધારે વખત ન સતાવે. "રકેચ-બુક' નો નામાંકિત લેખક સાચુંજ કહે છે કે:— "દરેક ઇચ્છા, સંતોષમાંજ લુપ્ત થાય છે." જ્યારે ઇચ્છાઓ આ પ્રમાણે ઓછી થાય ત્યારેજ મનને જોઇતો આરામ અને આનદ આપો આપજ પ્રાપ્ત થાય છે, કારણ, મારા માનવા મુજબ, એ એક નિર્વિવાદ વાત છે કે જે માણસની ઇચ્છાઓ થોડી છે તે, જે માણસની ઇચ્છાઓ ઘણી છે તેના કરતા, પોતાને ઘણો વધારે સુખી માને છે.

### ૧૬ મી સેપ્ટેમ્બર.

આજનો દિવસ અમે વૉટર્લુનું રણક્ષેત્ર જોવા માટે ગાડીની સફરમાંજ ગાળ્યો. આ ગામ બ્રુસેલ્સની નૈઋત્યે આઠ માઇલ ઉપર આવેલુ છે. બેલ્જીયન ટેકરીના મથાળા ઉપરથી લડાઇમાં યોજાએલી જુદી જુદી લશ્કરી ટુકડીઓ સાથે સંબંધ ધરાવતા સ્થાનો અમને સમજાવવામાં આવ્યાં. આ બધુ ભારે રસમય હતુ. અમે સૉઇનીસ, આર્ડેન્સ અને બૉઇસ ડી કેમ્બ્રેસના જંગલોમા થઇ ગાડીમા અમારાં નિવાસ સ્થાને પાછા આવ્યા ઉંચાં વૃક્ષો વચ્ચેથી જતી લાંબી અને ઉંડાણવાળા ભાગ ઉપરની તરુ-પંક્તિઓ બહુ સુંદર હતી, અને આથમતા સૂર્યે તેમનો દેખાવ બહુજ રમણીય બનાવ્યો હતો સાંજે અમે કર્નલ વૅલીંગટન તેમજ તેમનાં પત્ની તેમજ કુટુંબ સાથે ગાળી ને બધા બહુ માયાળુ હતા અને અમે બ્રુસેલ્સના સંબંધમાં ઘણી ઘણી વાતો કરી, અને તે બધુ જોવા પુરતો મને વખત હોત તો બહુ સારૂ થાત? બ્રુસેલ્સનાં લોકો મેં અત્યાર સુધીમા

જોએલા યુરોપનાં બીજા દેશો કરતાં વધારે દેખાવડાં મને દેખાયાં. તેઓના ચહેરા ઘાટીલા તેમજ પુટડા છે.

## ૧૭ મી સપ્ટેમ્બર.

આજે અમે ઠેઠ હોમબર્ગ સુધી સળંગ મુસાફરી કરી, અમે કોલાન ખાતે બે કલાક સુધી રોકાયા હતા અને આથી અમને ત્યાંનું દેવળ જોવા પુરતો વખત મળ્યો હતો. આ એક ભારે ભવ્ય બાંધકામ છે, ઇંગ્લાંડમાં તેના જેવું એક પણ નહોતું. તે લગભગ ૭ શતકો પહેલાં શરૂ કર્યું હતું અને હજુ તે સંપૂર્ણ થવાનું છે. અલબત કામ બહુ ધીમે ધીમે ચાલ્યું હોવું જોઇએ. ગમે તેમ હો. પરંતુ આ મહાલય અતિશય મોટા પ્રમાણમાં બાંધવામાં આવે છે. અહીં અમે કેટલાંએક છાયા–ચિત્રો ખરીદ્યાં અને પછી બૅાનથી, ફ્રૅન્કફૅાર્ટ સુધી રાઇન નદી ઉપર પ્રવાસ કર્યો. કમ ભાગ્યે મારા જેવા, મર્યાદિત સમય દરમ્યાનજ ઘણુંખરા યુરોપને જોવાને આતુર પ્રવાસીને કોઇપણ સ્થાને લાંબો વખત રોકાવું એ અશક્યવત છે, નહિતર થોડા દિવસ આ પ્રદેશોમાં રહેવાની મારી ઇચ્છા છે. દિવસ દરમ્યાન રાઇન નદીની આસપાસનો દેખાવ બહુજ આનંદપ્રદ કહેવાય છે. પરંતુ અમારે તે સાંજ દરમ્યાન ઓળંગવી પડી. ચાંદનીની અસર મને, ખરેખર, બહુ મોહક લાગી હતી.

## ૧૮ મી સપ્ટેમ્બર.

સવારનો વખત અમે કાર્સાલના ઓરડાઓ તેમજ સુંદર વાટિકાઓ જ્યાં ખનીજ-દ્રવ્યોવાળા ઝરાઓ આવેલા છે ત્યાં અહીં તહીં ફરવામાં ગાળ્યો. એકાદ ઝરાનું પાણી મેં પી જોયું અને મને તે મીઠું લાગ્યું અમે ઘણા અંગ્રેજો લૅાન્ડ ટેનીસ રમતા તેમજ માર્ગો ઉપર અહીં તહીં ફરતા જોયા. પરાયા દેશોમાં આપણે જે કહીએ તે સમજી શકે એવાં માણસો જડી આવતાં બહુ નિરાંત થાય છે. અમને કંઇપણ મુશ્કેલી ન નડે એ હેતુએ અમે જો કે યુરોપની બધી ભાષાઓ થોડીઘણી જાણનાર એક બોમીઆને અમારી સાથે રાખ્યો હતો, છતાં તે બધો વખત અમારી સાથે ન રહી શકતો તેમજ દુભાષીઓની મારફત વાતચીત કરવાનું હમેશાં સગવડતા ભર્યું નહોતું. ફ્રાન્સ અને બેલજીઅમ ઇંગ્લાંડની વધુ નજીક હોવા છતાં ત્યાં કરતાં જર્મનીમાં અંગ્રેજી ભાષા વધારે બોલાતી હતી એ, મને એક આશ્ચર્યકારક વાત લાગી. ઋતુ દરમ્યાન અહીં દિવસમાં ત્રણ વખત બૅન્ડ વાગે છે અને સ્થાન માણસોથી ભરપુર હોય છે. બપોર પછી અમે સાલબુર્કની રોમન–છાવણી તરફ ગાડીમાં ગયા. અમે બીજેજ માર્ગે રૂમ્સ, ફર, માઉન્ટન–ઍશ અને બહુજ ઉંચાઇ ઉપર થતાં એક પ્રકારનાં બીચનાં વૃક્ષોની ઝાડીમાં થઇ અમારાં નિવાસ–સ્થાને આવ્યા. આ જંગલોની અંધકારમય ઘટા તેમને બહુ શીતળ અને આનંદ આપે તેવાં બનાવની દેખાતી હતી.

## ૧૯ મી સપ્ટેમ્બર.

આજનો દિવસ પણ અમે ગઇ કાલની માફકજ ગત કર્યો, માત્ર હરણનાં અને કેટલાએક જર્મન ગામડાંઓ વચ્ચે થઇને એક બહુ મજાની સફર કરી. જર્મન શહેનશાહ તેમજ તેમના શાહીપરોણાઓ સમક્ષ ૨૧ મી તારીખે થનાર ૮૦,૦૦૦ માણસોની મહાન

લશ્કરી કવાએત માટે પસંદ કરવામાં આવેલ સ્થાન પાસેથી પણ અમે પસાર થયા. આખી દુનિયાં ઉપર સૌથી વધુ લડાયક ગણવામાં આવતી જર્મન પ્રજાના સૈનિકોની લાંબી હારો હું નહિ જોઇ શકું એ ખાતર મને દિલગીરી થાય છે, આવાં કૃત્રીમ યુદ્ધો અને તાલીમની છાવણીઓ જોવામાં સાચે સાચા યુદ્ધો જોવા કરતાં પણ વધુ રસ પડે છે. કારણ, એક કુશળ સેનાધિપતિ જે કુનેહભરી સૈન્યરચના કરી શકે છે તેને, સાચી લડાઇના રક્તપાત કે ત્રાસ વગર જોવાની તેમાં પુરેપુરી તક મળે છે. તે એક સુંદર ખુલ્લો પ્રદેશ છે અને બહુ ફળદ્રૂપ દેખાય છે, રસ્તા ઉપરનાં એપલનાં ઝાડો ફળ વડે એટલાં બધાં લચી રહ્યાં છે કે તેમની ડાળીજ કાપી લેવી પડે છે, અને તેઓ બહુ મજાનો દેખાવ આપે છે. સાંજરે ખાણું લીધા પછી અમે લ્યુસર્ન જવા માટે ઉપડ્યા અને ત્યાં વખતે રોજ નાસ્તો લેવાના વખતે પહોંચ્યા.

## ૨૦ મી સપ્ટેમ્બર.

લ્યુસર્ન અમે નાસ્તા માટે કંઇક મોડા પહોંચ્યા, અને પછી ગાડીમાં સરોવરના કિનારા ઉપર થઇને સ્ટાસરેટ નામક સ્થળે ગયા. એક બાજુ પર્વતાવળી તેમજ બીજી બાજુ સરોવરનાં ઉંડા આસમાની જળ, અવારનવાર બદલતાં મનોહર દૃશ્યો આપતાં હતાં. ઉંચા પર્વતો બરફથી ઢંકાયેલા હતા અને નજીકની સરોવર આસપાસની પર્વતાવળીની પાછળ ભવ્યપણે ઉભા હતા, તેમજ સરોવરનાં જળમાં પ્રતિબિંબિત થતા હતા. આ અત્યંત રમણીય લાગતું હતું. મેં સ્વિટ્‌ઝર્લેંડનાં સરોવરો વિષે વાંચ્યું હતું. આ દેશ પોતાનાં સુંદર સરોવરો માટે વિખ્યાત છે. પરંતુ તેમને નજરે જોતાં, મેં વાંચીને બાંધેલો ખ્યાલ ઘણોજ ઉણપ વાળો લાગ્યો. દૃશ્યો અત્યંત મોહક છે. અમે થોડાએક આરામ માટે પાછા અમારા નિવાસે આવ્યા, અને પછી ચાલીને ધન ખડકમાં કોતરી કાઢેલ એક રાક્ષસી કદનો સિંહ જોવા ગયા. આ સિંહ ફ્રેંચ રાજ્ય ક્રાંતિ દરમ્યાન, પોતાના માલેક-રાજાને બહાદુરી પૂર્વક બચાવતાં પડેલ સ્વિસ-રક્ષકોના સ્મરણ માટે ઉભો કરવામાં આવેલ છે. અમે પછી દેવળની મુલાકાત લીધી. તેમાં કંઇ ખાસ નોંધવા યોગ્ય નહોતું. માત્ર એક "ઓર્ગન" નામક વાદ્ય ત્યાં વાગતું હતું અને તેનો ધ્વનિ મકાનના પ્રમાણમાં બહુજ મોટો હતો. ક્રીસ્ટલ પેલેસ અથવા એવાં કોઇ બીજા મકાનમાં આ ઓર્ગન બહુ સારો અવાજ આપે સાંજરે અમે શ્વાઇઝર હોફ હોટેલ બહાર બૅન્ડ સાંભળવા ગયા, અને તે કંઇક આનંદ આપે તેવું હતું. (જો કે હું તેનો રાગ ઓળખી શકતો નહોતો તો પણ તેની અસર આનંદ જનક હતી.) મનને મૃદુ તેમજ ઉત્કૃષ્ટ બનાવી તેને આશાએશ આપવી તે સંગીતનું કાર્ય છે મને સ્વભાવિક રીતેજ દેશી સંગીતનો શોખ છે. એક શાસ્ત્ર તરીકે મેં આજ દિવસ સુધીમાં સાંભળેલા કંઠ્ય અને વાદ્ય-સંગીતમાં બીજા બધાં સંગીત કરતાં તે દેશી સંગીત પૂર્ણતાની વધારે નજીક છે. કહેવાય છે અને તે સાચું છે કે બધાં માણસોમાં શરીરે અને મને નિરોગી અને આરામના બધાં સાધનોથી સંપન્ન એક રાજા સૌથી વધારે સુખી છે, પરંતુ જે માણસ સંગીતને તેના સાચા અર્થમાં સમજે છે અને જાણે છે તે આવા રાજા કરતાંએ વધારે સુખી છે. એક ગાયક જે આનંદ અનુભવે છે તેનો ખ્યાલ તેનેજ આવી શકે છે. "વેનીસના વેપારમાં" લોરેન્ઝો સંગીતમાં રસ વગરના માણસ પ્રત્યે જરા સખ્ત છે, તે કહે છે કેઃ—

"જે માણસ સંગીત પ્રત્યે લાગણી વગરનો છે.
જેને મધુર ધ્વનિનો સંવાદ પીગળાવી શકતો નથી
તે રાજદ્રોહ, દાવપેચ અને લુંટફાટ માટેજ–વધારે યોગ્ય છે."

આ બોલનાર કેટલે અંશે વ્યાજબી છે તેની દરેક માણસ જાતેજ તુલના કરી લેશે.

## ૨૧ મી સપ્ટેમ્બર.

સવારમાં અમે મેગન તરફ ગાડીમાં ગયા ઉનાળાનો વખત ગાળવામાં આનંદ પડે એવાં કેટલાએક બહુ સુંદર નાનાં ગૃહો પામેથી અમે પસાર થયા. પાછા ફરતા રસ્તામાં થોડો એક વરસાદ પડ્યો, અને મને બીક લાગે છે કે સારી ઋતુ જે આલ્પ્સ ઉપરના પ્રવાસ માટે અમારે માટે બહુજ આવશ્યક છે. તેનો અંત આવ્યો લાગે છે. અમે વિટઝનાઉ જવા માટે લગભગ બે વાગે આગબોટમાં ઉપડયા, અને થોડાજ વર્ષો પહેલાં બંધાયેલી એક અજાયબ જેવી રેલ્વે દ્વારા અમે ગીરી ઉપર ચડયા. તે એક બહુજ ઉભા ચડાવ ઉપર ચડે છે, અને ટ્રેનની સલામતીને ખાતર મધ્યમાં રખાયેલ એક ત્રીજા પાટા ઉપર એક દાંતા વાળુ પૈડું ફરે છે. ઉપર જવા માટેજ વરાળની શક્તિનો ઉપયોગ કરવામાં આવે છે, નીચે ઉતરતા સીલીન્ડરમાં એકત્ર કરવામાં આવેલ વાયુ વડે તેના વેગને નિયમિત કરવામાં આવે છે. રેલ્વે અને આગબોટ બન્નેમાંથી મળતાં દ્રષ્યો ભવ્ય હતાં જેમ જેમ ઉંચા ચડીએ છીએ તેમ તેમ દેખાવ વધુ અને વધુ ભવ્ય થતો જાય છે. નીલ ગગનની કિનારી જેવાં લાગતાં આલ્પ્સ પર્વતનાં હિમમય શિખરો અત્યંત મનોહર દેખાય છે. મેં ધાર્યું હતું કે સ્કોટલાંડનો પ્રદેશ સૌથી વધારે સુંદર છે પરંતુ અહીંનો પ્રદેશ બહુજ મોટાં પ્રમાણમાં તેવો છે અને કદાચ હિમાલયનો પ્રદેશ બાદ કરતાં તેની કોઇ પણ સાથે. મારા ધારવા મુજબ, સરખામણી થઇ શકે તેમ નથી. હિમાલયનો પ્રદેશ કોઇક દિવસ જોવાની હું આશા રાખું છું પર્વતનાં શૃંગો ઉપર ફરતાં અમે ધુમ્મસમાં અટવાઇ ગયા, અને અમે આશા રાખ્યા મુજબના દેખાવો ન જોઇ શક્યા મને બીક છે કે જો રાત્રી દરમ્યાન હવામાં કંઇ ફેરફાર ન થાય તો સવારનો સૂર્યોદયનો દેખાવ અમારી નજરે પડવાનો સંભવ ઓછો છે. આ ગ દ્રષ્ટાંતે અંગે મૃત્યુ લોકનો માનવી પોતાથી નીચેના વર્ગનાં પ્રાણીઓ ઉપર સત્તા ભોગવતો છતો તદ્દન નિરૂપાય છે. ચરાચરમાં વ્યાપ્ત ઇશ્વરની સત્તા આગળ તે પોતાની તુચ્છતા અનુભવે છે સમજશક્તિની બધી ગડાગો છતાં મનુષ્ય કુદરતને અંકુશ તળે આણી શકે તેમ નથી. માત્ર ઇશ્વરજ તેને નિયત્રિત રાખે છે. મનુષ્ય જે એક કુદરતના સૂક્ષ્મમાં સૂક્ષ્મ અંશ જેવો છે અને કંઇક તે દ્વારાજ ઉદ્ભવ પામે છે. તે તેને સંપૂર્ણ રીતે જાણવાની ધૃષ્ટતા કેમ કરી શકે? આ અને આવા વિચારો એ મારી પ્રાતઃકાળના દ્રશ્યો જોવાની આતુરતાને વ્યાજબી અંકુશમાં રાખી. સંધ્યા અતિ રમણીય હતી.

## ૨૨ મી સપ્ટેમ્બર.

સવાર બહુ સુંદર અને સ્વચ્છ હતુ અને અમે આલ્પ્સ પર્વતની શિંગીના અવાજે જાગી પાંચ વાગ્યા પછી તુરતજ સૂર્યોદય નિહાળવા નિકળી પડ્યા. સંધ્યાબંધ

પ્રવાસીઓ આ ગિરિશૃંગ ઉપર ખાસ કરીને પ્રાતઃકાળે અવનવી શોભા ધારણ કરતાં સર્વ દિગ્દર્શક દૃશ્યો જોવા એકત્ર થાય છે. દૃશ્ય બહુ રમ્ય હતું પરંતુ ભગવાન ભાસ્કર દૂરનાં વાદળોમાં અદૃશ્ય રહેતાં અમે તેમનાં પૂરી કળામાં દર્શન ન કર્યાં. અને કહેવામાં આવ્યું કે આવે સમયે બધાએ હિમગિરિઓ ગુલાબી રંગ ધારણ કરે છે બધાં સરોવરો આટલી બધી ઉંચાઇએથી બહુ નાનાં દેખાય છે. લ્યુસર્નનું શહેર એક ગામનાં રમકડાં જેવું દેખાય છે અને સરોવર ઉપરની આગબોટો પાણી ઉપર તરતી માછીઓ જેવી લાગે છે હવા શીતળ હતી અને દિવસ માટે પોષાક પરિધાન કરવા પહેલા વહેલી ચાલવા પાછા આવતાં આનંદ પડયો હતો. નવ વાગ્યા પછી તુરતજ અમે હોસ્પેન્ટલ જવા ઉપડ્યાં આર્થ સુધી ઉતર્યાં અને પછી અલ્બોર્ફ અને ગેશનન વચ્ચેથી પસાર થતી એક સામાન્ય રેલ્વેમાં મુસાફરી કરી. ગેશનનથી અમે એક ગાડીમાં "ડેવીલ્સ બ્રીજ ઉપર થઇ હોસ્પેન્ટલ ગયાં. બહુજ ભવ્ય દૃશ્યો વચ્ચે થઇ અમે પ્રવાસ કર્યો હતો જો કે રસ્તામાં અમારે પસાર કરવા પડેલ ઘણાએ લાંબા પર્વત ખોદીને બનાવેલ માર્ગોએ ઘણી વ્યખન વિક્ષેપ નાંખ્યો હતો. આ દૃશ્યોની ભવ્યતાનું વર્ણન લેખિની દ્વારા આપી શકાય તેમ નથી તેમજ તેનો જરાએ ખ્યાલ કોઇપણ પ્રકારના ચિત્રકામ કે છાયાં ચિત્રો દ્વારા મળી શકે તેમ નથી. કુદરતે આ ગિરિપ્રદેશ ઉપર પોતાનું બધુંએ સૌંદર્ય ઠલવ્યું છે. રેલ્વે, પર્વતની બાજુએ કંઇક ચઢણવાળા માર્ગોએ થઇ એક અત્યંત સુંદર સરોવર પાસે આવે છે. પહાડના કેટલાએક ભાગમાં સર્પાકાર ભોંયરાંઓમાં થઇ રેલ્વે ઉપર જાય છે અને તેમાંથી બહાર આવતા જે સ્થાનેથી નીકળેલ હોય તેની ઉપરનાજ ભાગમાં આવેલ હોય છે. પછી, આજ રીતે પર્વતમાં પુનઃપ્રવેશ કરવાની જરૂર પડે ત્યાંસુધી તે ઉંચી પર્વતાવલીમાં ચાલી જાય છે જેમ જેમ આપણે આગળ જતા જઇએ તેમ તેમ આ હિમગિરિઓ વધુ અને વધુ સૌંદર્યયુક્ત દેખાતા જાય છે આવતી કાલે તેમના એક ભાગ ઉપર થઇ હોનનાં હિમક્ષેત્રે જવાની અમારી ધારણા છે. અત્યારેજ અમે દરિયાની સપાટીથી ૫૦૦૦ ફુટ ઉંચાઇએ છીએ અને આબોહવાનો ફેરફાર ઉલ્લાસ પ્રેરક અને આનંદપ્રદ છે. હોસ્પેન્ટલ પહોંચ્યા પછી અમે પડોશની ટેકરીઓ ઉપર ફરવા ગયા. અહીં ,અમને આલ્પ્સ પર્વત ઉપર થતા ગુલાબ તેમજ બીજાં પુષ્પો અને યોર્કશાયરમાં અમે જોયાં હતાં તેવાં બિલ-બેરીઓ માલુમ પડ્યાં અમને ધીમે ધીમે રેકી ટેકીને નીચે આવતાં ગમ્મત પડી અને પછી અમે હોટેલ પાસેના પહાડી જળ ધોધનું નિરીક્ષણ કર્યું. અમે સેંટબર્નાર્ડ કુતરાઓ જોવા ન જઇ શક્યા તેને માટે મને દિલગીરી થાય છે. આ કુતરાઓની ચાલાકી સંબંધે મેં ઘણાં ઘણા રસપૂર્ણ વૃતાંતો વાચ્યાં હતા.

## ૨૬ મી સપ્ટેમ્બર રવિવાર.

સવારમાં થોડો વરસાદ પડયો તેમજ બહુ ધુમસ હઇને રસ્તાના દેખાવો અમે જોઇ શકીએ એટલા પુરતુ વાતાવરણ સ્વચ્છ થશે એવી આશાયે ભગભગ બારવાગ્યા સુધી અમે અમારા પ્રયાણમા વિલંબ કર્યો. આ વખતે આની આશા રાખવામાં અમે ન છેતરાયા, કારણ સારાં ભાગ્યે અમે ફુર્કાપાસ ચડયા એટલામાં દિવસ પ્રકાશિત થયો અને અમને તેનાં શિખર ઉપરથી હિમગિરિઓનો સુંદર દેખાવ નજરે પડયો. અમે અહીં ઉપાહાર લીધો, અને પછી હોન ગ્લેશ્યર (હિમ પ્રવાહ) તરફ ઉતર્યા. આ એક હદ સુધીમાં

મારાં જોયેલામાંનું સૌથી વધુ અજાયબી ભર્યું નૈસર્ગિક દ્રશ્ય હતું. બે પર્વતો વચ્ચેના આ આખી વિસ્તારવાળી ખીણ જામી ગયેલ બરફથી ભરેલી હતી, અને આ બરફ ભાંગેલો તેમજ બધે મોટી ફાડોવાળો હઇને બહુજ અજાયબી ભર્યો દેખાવ આપતો હતો. આ ખીણ અંદરનો બરફ-મેલો દેખાય છે. જો તે ગિરિ-શૃંગો ઉપર દેખાય છે તેવોજ સફેદ હોય તો બહુજ રમણીય દેખાય. હું ધારું છું કે હિમ-ક્ષેત્ર સ્વચ્છ અને તાજું હોય ત્યારે સફેદજ હશે પરંતુ પૃથ્વી ઉપરની પ્રત્યેક વસ્તુ પરિવર્તનશીલ છે. સ્થૂલ અને સૂક્ષ્મ બધી વસ્તુઓમાં પ્રતિક્ષણે થતાં પરિવર્તન જાણનાર અને જોનાર નિર્વિકાર-શક્તિ શિવાય કશુંએ પરિવર્તનથી મુક્ત નથી. અમે આ હિમરાશી ઉપર ચાલ્યા અને બરફની ગુફાઓ જોઇ. આ-માંથી પીગળતો બરફ વહે છે અને હોન નદીનો પ્રવાહ શરૂ થાય છે. અમે બરફમાં કાતરી કાઢેલ એક કૃત્રીમ ગુફામાં પણ પ્રવેશ કર્યો તે બહુજ નવાઇ જેવી છે અને તેની અંદરનો પ્રકાશ બીજે કોઇપણ સ્થળે જોવામાં આવે તેનાથી ભિન્ન પ્રકારનો આછા લીલા રંગોનો છે. અમારા હોટેલ તરફના માર્ગે બરફના અમુક ભાગ ઉપર વચ્ચેથી અમે ચાલ્યા. ઠંડી બહુજ હતી અને રસ્તા ઉપરનાં નાના પાણીના ખાબોચીયામાં બરફ બંધાતો અમે જોઇ શક્યા.

## ૨૪ મી સેપ્ટેમ્બર.

અમે મેરેન્જન જવા માટે હોન ગ્લેશીયરથી ઉપડ્યા. પ્રવાસનો મોટો ભાગ ઘોડા ઉપર કર્યો અને રસ્તામાં ગ્રિમ્સેલ, હેન્ડેક, ગટીંજન અને ઇમ્હોફના ગામડાઓ વચ્ચેથી પસાર ગયા. ગ્રિમ્સેલ પાસ ઉપર ચડ્યા પછી રસ્તાનો મોટો ભાગ આર નદીના પ્રવાહની અડોઅડ અવર્ણનીય સૌંદર્યયુક્ત પ્રદેશ વચ્ચે થઇને જતો હતો. રસ્તાના પ્રથમ ભાગમાં જમીન ઉપર બરફ છવાયો હતો પરંતુ ખીણમાં ઉતરતાં ગરમી કંઇક વધારે હતી. હેન્ડેક અને પર્વતની દરેક બાજુએ પડતા બીજા જળધોધ બહુજ સુંદર હતા અને બરફ ખડક અને ઝાડપાન એકજ પ્રકારનો દેખાવ આપતાં છતાં બહુ આકર્ષક હતા. ઝાડો બાજે ભાગે એકજ જાતનાં હતાં. મારા ખ્યાલ મુજબ, બ ફની મર્યાદા ઉપર પણ ઝાડો ઉગતાં હોય તો દેખાવ વધારે શોભાવાળો લાગે. પરંતુ કુદરતની વ્યવસ્થામાં કદાચ તેઓ નિરર્થક ધારવામાં આવ્યાં હોય. ગ્રિમ્સેલથી એક મજનું શેમોયનું ચામડું મેં ખરીદ્યું અને આગળ ઉપર સ્વીટ્ઝર્લાંડમાંજ થતી થોડીએક વધારે વસ્તુઓ ખરીદવાની મારી ઇચ્છા છે.

## ૨૫ મી સપ્ટેમ્બર.

આજે મહાન શાયડેક પાસ ઉપર થઇને રસ્તે હિમક્ષેત્રોની મુલાકાત લેવા અમે ગ્રીન્ડલવાલ્ડ પહોચ્યા. આ હિમક્ષેત્રો અમે જોયેલાં હોનના હિમક્ષેત્ર જેવા મોટા ન હોતા. ગ્રીન્ડલવાલ્ડ એક નાનું ગામ છે અને ત્યાંની વસ્તી આશરે ત્રણ હજાર માણસોનીજ હશે છતાં એ આસપાસના લોકોનું તે ગ્રીષ્મ-ઋતુનું માનીતું નિવાસ-સ્થાન હોય એવું દેખાય છે. બધી બાજુએ ફરતાં હિમ-ગિરિઓ આવેલા છે અને આ પર્વત શ્રેણીનો દેખાવ જોઇ મૂકપણે મેં સાનંદાશ્ચર્ય અનુભવ્યું. આ ગામના વસનારાઓ પોતાના હમેશના શ્રમને લઇ સુદૃઢ અને આરોગ્ય પૂર્ણ દેખાતાં હતાં અને આરોગ્ય એ આનંદનુ અનિવાર્ય અંગ છે. આ ગામની પડોશમાંજ અમે પ્રથમ જોયું હતુ તે કરતાં વધુ ઉંડું અને ઘેરા આસમાની રંગવાળું બીજું બરફનું ભોંયરૂં જોયુ.

## ૨૬ મી સપ્ટેમ્બર.

આજે અમે લિટલ–શાયડેક અને મેન્ગને આલ્પ્સ ઉપર લૉટરબ્રુનેન તરફની કુચ જારી રાખી. વેટરહોર્નને તળે એક નાનકડી હોટલમાં અમે ઉપહાર લીધો અને અહીંથી જંગફ્રૌ, સિલ્બરહોર્ન તેમજ કેટલાએક-હિમક્ષેત્રો અમે જોઇ શક્યા. અમે બે કે ત્રણ નાના હિમ–સમૂહો, પડતા ખડકોના જેવોજ અવાજ કરતા ખીણમાં પડતા જોયા. અમારા આનંદ માટે બે કે ત્રણ સ્થળે આલ્પ્સની રણશિંગીઓ વગાડી પર્વતોમાં પ્રતિધ્વની ઉત્પન્ન કરતા હતા. પડછંદા લાંબા તેમજ ગભ્મન આપે તેવા હતા, અને જાણે કેમ:—

આ ગિરિ–પંક્તિઓમાં કોઇ સ્વર્ગ હોય, જ્યાં સંગીત–પ્રિય આત્મા,
જે, પૃથ્વી ઉપર લય પામ્યો છે, તે પુન. જાગૃત થતો હોય ”

એવું લાગતું હતું. એક સ્થળે પર્વતમાળામાં ઉચે બેવડો પડછંદો પડ્યો હતો અને તે અત્યંત સુંદર અને વિસ્મય-કારક હતો. લૉટરબ્રુનેન એ જંગફ્રૌ અને સિલ્બરહોર્ન તળે પર્વતોની વચ્ચે આવેલી એક ઉંડી ખીણ છે, જેના ઉપર, અમે આવ્યા પછી તુરતજ, આથમનો રવિ પોતાનાં સુંદર કિરણો ફેંકી રહ્યો હતો.

## ૨૭ મી સપ્ટેમ્બર.

સવારમાં અમે મ્યુરેન નામક સ્થાન જોવા પર્વતોમાં ગાડીમાં બેસી ગયા અને ત્યાંથી ખીણથી થોડીએક ઉંચાઇએ આવેલ બીજાજ માર્ગે અને પાછા ફર્યા, જંગફ્રૌથી આગળ પર્વત શ્રેણીનાં હિમાચ્છાદિત શિખરો ઉપરથી ઘણોજ સુંદર દેખાવ અમારી નજરે પડ્યો. તેમજ રસ્તે કેટલાએક ઘણાજ સરસ જળધોધ અમે પસાર કર્યા. સાંજનાં ગાડીમાં અમે ઇન્ટરલેકન ગયા. થિન્ઝ અને બ્રન્ઝનાં સરોવરોની વચ્ચે તે આવેલું છે. છેલ્લાં અઠવાડીયાંથી અમે મોટા પર્વતો અને પર્વત–માર્ગો વચ્ચેથી મુસાફરી કરીએ છીએ. ગોંડળનાં માણસોને તેનો કંઇ ખ્યાલ આ ઉપરથી આવી શકશે. ધારો કે આખો કાઠિયાવાડનો પ્રદેશ, ચોમાસાં પછીના ગિરનારથી ત્રણ ગણા મોટા પર્વતોથી છવાયેલો છે અને તેમનાં શિખરો હિમાચ્છાદિત છે. ગિરનાર આ છતાં જુદા જુદા પ્રકારની વનસ્પતિથી ભરપૂર છે અને તેને લઇ એકજ પ્રકારની વનસ્પતિવાળા સ્વીટ્ઝર્લૉન્ડના પર્વતો કરતાં વધારે રળિયામણો છે અમે ઇન્ટાલેકનમાં આવ્યા પછી તુરતજ સખ્ત વરસાદ પડ્યો. ઘોડાઓ ધીમા અને નિ-માંલ્ય જેવા હોવા છતાં મને ગાડીની સફરમાં બહુ મજા આવી. કારણ, ગમે તેમ પણ ટ્રેનની મુસાફરી કરતાં ઘણું સારૂં હતું. ટ્રેનની મુસાફરી જરાએ આનંદપ્રદ નથી.

## ૨૮ મી સપ્ટેમ્બર.

નાસ્તો લીધા પછી અમે ફરતા થિન્ઝના સરોવરને કિનારે આવ્યા અને ત્યાં થોડીવાર બેઠા. પાણી લીલાશ પડતા રંગનું છે અને સરોવરની આસપાસનો ભાગ અત્યંત મનોહર છે. સરોવરને ફરતા મોટા ખડકો અને પર્વતો આવેલા છે. ગામમાં થઇને આવતાં અમે કેટલાએક છાયા ચિત્રો ખરીદ્યાં. આ ચિત્રોમાં લગભગ બધાં હોટેલો અને દુકાનોનાંજ છે. આ બધા ઝાઝે ભાગે કાષ્ટનાંજ બાંધેલાં છે, સ્વિટ્ઝર્લૉન્ડ વચ્ચેથી પસાર થતાં કોઇ પણ સ્થાને વધારે સારા પ્રકારનાં વધુ ખાનગી મકાનો મારી નજરે નહિ પડવાથી મને

આશ્ચર્ય થયુ અમે લગભગ એક વાગ્યે થન જવા ઉપડયા સરોવરને અમે એક નાની આગબોટ દ્વારા ઓળગ્યુ આ આગબોટ બે કે ત્રણ નાના સ્થાનોએ રસ્તામા ઉભી રહી હતી મારે જણાવતા ભુલવુ ન જોઇએ કે આગબોટમા બેસતા પહેલા થોડી એક મુસાફરી ટ્રેનમા કરવી પડી હતી આ બહુ અગત્યતાભર્યું છે થન પાસે ગાડીમાથી મારી નજરે પડેલુ દ્રશ્ય મે કોઇ પણ વખતે જોયેલા કરતા સારામા સારૂ હતુ થન એ ફરતા જગ્યાથી ૮ કાપેલા પર્વતથી રક્ષાયેલા બહુજ સુદર સ્થાન ઉપર આવેલુ છે બપોર પછી અમે ગાડીમા તોપખાનાના બરાકો તેમજ આયુધાગારની પેલીમેર ફરવા ગયા. કેટલાએક જગ્યાઓ અત્યત સુદર છે મે બેશક વધારે સુન્દર જગ્યો હિમક્ષેત્રો અને ટેકરીઓ વગેરે જોયેલા છે પરતુ આ સ્થાને નજરે આવતુ આ બધાનુ સયુક્ત દ્રશ્ય ખરેખર અત્યત સુન્દર હતુ

## ૨૯ મી સપ્ટેમ્બર.

સવારમા અમે શહેરમા અહિં તહિં ફર્યા અને થનના માટી કામના થોડા એક નમુનાઓ ખરીદ્યા અમે પછી બજાર વચ્ચેથી પસાર થયા ઍહી જુદા જુદા પ્રકારના જથ્થાબધ ફળો જેમા દ્રાક્ષ, પીચ, એપલ, થીયર પ્લમ, ગ્રીનગેજ તેમજ બીજા સામાન્ય પ્રકારના ફળોનો સમાવેશ થતો હતો અને તે મોટા જથ્થામા વેચાતા હતા ૧૨ વાગે અમે બર્ન જવા ઉપડયા કલાકથી થોડાએક વધારે સમયની ટ્રેનની મુસાફરી બાદ અમે સ્વિટ્ઝર્લાંડની રાજ્યધાનીના નગરમા પહોચ્યા બપોરના થોડાએક વરસાદ પડયો છતાએ અમે તેનુ સંગ્રહસ્થાન જોવા બહાર નીકળ્યા બર્નનુ નૈસર્ગિક સૌદર્ય કોતરકામ અને હોટેલો બાદ કરતા તેના બીજા બધા સ્થાનોની માફક તે બહુજ નિર્જીવ હતુ પક્ષીઓના શરિરના ખાખાઓ એવી રીતે ભરવામા આવ્યા હતા કે તેનાથી વધારે ખરાબ મારી કલ્પનામાં ન આવી શકે અમે પછી શહેરના મોટા ભાગ વચ્ચેથી ચાલ્યા આ શહેર નવાઇભરી અને વિચિત્ર રીતે બધાયેલુ છે, એક યુરોપના દેશના પાટનગરના પ્રમાણમા તે બહુ મોટુ દેખાતુ નથી, છતા તેનુ સ્થાન સુન્દર છે અને તે ઝપાટા બધ વધતુ જતુ કહેવાય છે તેની વસ્તી નવાનગરથી વધારે નથી પરતુ યુરોપખડના બધા દેશના પાટનગરો કઇ લડન અને પારીસ જેવડા મોટા નહોઇ શકે

## ૩૦ મી સપ્ટેમ્બર રવિવાર.

અમે જીનીવા જોવા માટે ઉપડતાં પહેલા, હોટેલની શડમા આવેલા સાર્વજનિક બગીચામા અહિં તહિં ભ્રમણ કર્યું અમને અહીંથી નદી તેમજ તેની ઉપર મોડા વખત ઉપર બધાયેલ લોખડના પુલનો સારો દેખાવ નજરે પડતો હતો આ એક ભવ્ય અને મજાનુ બાધકામ હતુ, તેમજ પુષ્કળ જળમાર્ગ આપતા બે તાક દ્વારા તે નદી ઓળગતુ હતુ મારા મત પ્રમાણે જો માત્ર એકજ તાક રાખવામા આવ્યો હત તો આ પુલ હજુએ વધારે સુદર દેખાવ આપત અગ્યાર વાગ્યા પહેલાં થોડાક વહેલા અમે જીનીવા જવા ઉપડયા, અને લગભગ એક વાગ્યે લૉસેન પહોચ્યા અહીથી જીનીવાના સરોવરનો પ્રથમ દેખાવ અમારી નજરે પડયો તાજો

પવન વાઈ રહ્યો હતો અને તે દરીઆના જેવો લાગતો હતો. જરા આગળ જતાં તેનો આપીએ સુંદર દેખાવ નજરે આવતો હતો. તેના આગલા ભાગમાં વૃક્ષો, આંગણામાં દ્રાક્ષો-ની વેલીઓવાળાં ઘરો અને તેથી દુર ઉંચી પર્વતાવળી આવી રહ્યાં હતાં. આ પહેલાં મને ખ્યાલ નહોતો કે આ સ્વચ્છ અને શાંત સરોવર આટલા બધા વિસ્તારવાળું સરોવર હશે. તે બીજના ચંદ્રમાના આકારનું છે અને તેનાં જળ પારદર્શક આસમાની રંગનાં છે. અમે ચાર વાગ્યા લગભગ જીનીવા પ્હોંચ્યા અને અહીં હિંદના કાગળો અને વર્તમાનપત્રો અમને મળ્યાં. ખાણું લીધા પછી અમે ફરવા નીકળ્યા, પરંતુ થોડો વરસાદ પડતાં તેમજ અંધારૂં થતાં દુકાનો કે આ સ્થાનનાં કારખાનાંઓ અમે બહુ ન જોઇ શકયા. આ અમારે કાલ માટે બાકી રાખવું પડશે.

## ૧ લી ઑકટોબર.

સવારમાં અમે શહેર જોવા નીકળ્યા. કેટલીએક દુકાનો બહુ લલચાવનારી હતી અને મેં એકાદ દુકાનેથી જમાદાર માટે એક સુંદર ઘડીઆળ ખરીદી. બપોર પછી અમે વર્મો સુધીની આગબોટની સફર કરી અને સરોવરને કાંઠે કાંઠે ચાલતા પાછા આવ્યા. સરોવરની આરપારનો આલ્પ્સ પર્વતનો દેખાવ બહુજ સુંદર હતો, પરંતુ મોંટ બ્લેકનું શિખર વાદળાંઓને લઈ અદ્રશ્ય હતું. સાંજરે અમે નાટ્ય ગૃહમાં "લાહુજેનોટસ" જોવા ગયા. પારીસ તેમજ બીજાં સ્થળોએ જોયેલા અદ્‌ભુત પ્રયોગોને લીધે આ અમને સારૂં લાગ્યું નહિ! કારણ ખુલ્લુંજ છે. કારણ ગુણવાચક શબ્દોનું પ્રત્યેક સાથે સંબંધ ધરાવતું પ્રથમ મૂલ્ય હોય છે. આપણે એક વસ્તુને આપણે જ્યાંસુધી તેનાથી વધારે સુંદર ન મળે ત્યાંસુધી સારામાં સારી કહીએ છીએ. આપણને જ્યારે તેથીએ વધારે સારી વસ્તુ હોવાનું જ્ઞાન થાય છે ત્યારે પ્રથમ વસ્તુ આપણી દ્રષ્ટિએ સારામાં સારી ગણાતી મટે છે આજ સિદ્ધાંત ઉપર તેમજ નીચે અમિત હદ સુધી ઘટાવી શકાય છે. પ્રકૃતિનો આ એક બહુજ સુખકારક સિદ્ધાંત છે. હમેશાં ચાલ્યા કરતી ચડતી અને ઉતરતી પંક્તિઓની પરંપરા વગર જીવન કેવળ બોજારૂપ થઇ પડે. આપણે એક માણસને બીજા કોઇની સરખામણીમાં મોટો કહીએ તો આ બીજો તેનાથી નીચેની પંક્તિનાં માણસોમાં તેવોજ મોટો ગણાય છે. તેમજ પ્રથમ "મોટો" પુરૂષ તેનાથી ચડીયાતી પંક્તિનાં માણસોમાં છેલ્લા "મોટા" પુરૂષ જેવુંજ સ્થાન ભોગવે છે. એક વિચારક સાચુંજ કહ્યુ છે કે— 'પ્રત્યેક મનુષ્ય જો પોતાની નીચે દ્રષ્ટિપાત કરે તો પોતે સમૃદ્ધ હોવાનું તેને ભાન થશે તેમજ જો પોતાથી ઉંચે જુએ તો આજ મનુષ્યને પોતે રંક છે એવું ભાન થશે.'' વસ્તુસ્થિતિ આ પ્રમાણે હતને અમને આ પ્રયોગ ન ગમ્યો તેમા કંઇપણ નવાઇ નહોતી. કારણ અમે બીજે સ્થળે તેનાથી વધારે સારા પ્રયોગો જોયા હતા. નાટ્ય-ગૃહનું સંગીત કંઇક સારૂં હતું.

## ૨ જી ઑકટોબર.

અમે એક ઘડીયાળ બનાવાનું કારખાનું જોવા ગયા. ઘડીઆળના નાનાં નાનાં ચક્રો, તેમજ બીજા સામાન બનાવવાને ઉપયોગમાં આવતું સંચાકામ પણ તેવુંજ બારીક હોય છે અને કારખાનાંમાં કામ કરનાર માણસોને પોતે શું કરે છે તે જોઇ શકે એટલા ખાતર સૂક્ષ્મદર્શક

કાચ મ્હેરી કામ કરવું પડે-છે. આ ચટ્ટા અને સ્ક્રુની કિંમત જે ધાતુનાં તે બને તેની તેટલાંજ વજનની ધાતુની કિમત કરતાં સેંકડો ગણી વધારે હોય છે કુશળ કારીગરને હાથે તેના ઉપર થયેલ સંસ્કાર તેનાં મૂલ્યમાં કેવી વૃદ્ધિ કરી શકે છે તેનું આ ઉદાહરણ છે. અમે કેટલીએક ઘડીઆળો મહિનાંઓ, દિવસો અને ચંદ્રની કળાઓ ઉપરાંત મિનિટ અને પા કલાકના ટકોરા પાડવા સાથે ઘડીઆળનું સામાન્ય કામ બજાવતી જોઇ. પછી અમે સંગીતની પેટીઓ બનાવવાનું કારખાનું જોવા ગયા આ કારખાનું વધારે સાદું છે. ગાતાં પક્ષિઓ બહુ ચાલાકીભર્યાં છે અને તેમાંનું એક ખચિત ઘણું સરસ હતું. સુશ્ર સંગીતની સામગ્રીઓ જેવીએ બાટલીઓ, ખડીઆ, શણગાર સજવાના સાહિત્યોના કબાટો અને મેજનો બીજો શણગાર વગેરે બહુજ વિવિધતાવાળી વસ્તુઓ અહીં હતી. મેં હિંદ લઇ જવા માટે એક સુંદર પેટી ખરીદી. બપોર પછી અમે નગરનું સંગ્રહસ્થાન જોવા ગયા. આ ખરેખર ઘણું નિર્માલ્ય જેવું હતું. તેમાં થોડાંએક ચિત્રો અને પુતળાંઓ હતાં. અમે પછી સન ૧૮૭૧માં ફ્રેન્ચ લોકોએ સ્વિટ્ઝર્લૅંડ ખાલી કર્યાને લગતું એક સર્વદિગ્દર્શક ચિત્ર જોયું. આ ચિત્રકામ હતું પરંતુ અમે પારીસમાં જોયું હતું તેનું તે સારૂં નહોતું. અમે પછી શહેરની પડોશના ભાગોમાં ફરવા ગયા. ત્યાં કેટલાંએક મોટાં મકાનો છે પરંતુ તેમને સુંદર ન કહી શકાય. છતાં નદી ઉપરના સંખ્યાબંધ પુલો દૂરથી સારા દેખાતા હતા. પાણી આશ્ચર્યકારક રીતે સ્વચ્છ છે, અને દરેક સ્થળે તળીયું સ્પષ્ટપણે દેખાઇ આવતું હતું. અને તે એક અરીસાના જેવું કાર્ય કરતું હતું.

### ૩ જી ઑક્ટોબર.

આજે અમે નવ બજે આગબોટમાં ઉપડી જીનીવાથી બ્રિગ્નીની મુસાફરી કરી. જીનીવાનાં સરોવરને કાંઠે આવેલાં મુખ્ય સ્થાનોએ સ્ટીમર ઉભી રહેતી હતી અને આથી તેમનો બહુજ સુંદર દેખાવ અમે જોઇ શકતા હતા. બીજાં બધાં કરતાં મૅાસેન અને શિલોન મને ગમ્યાં અને શિલોન પાસેનાં ઉચ્ચ શૃંગો ઉપર બરફવડે ઢંકાયેલાં ફળનાં વૃક્ષો મેં પ્રથમજ જોયાં. લગભગ અઢી વાગ્યે મૅાવરેટ પહોંચી ત્યાંથી ર્‌હોનની ખીણમાંથી પસાર થતી ટ્રેનની મુસાફરી કરી અમે સાડા છ વાગ્યે બ્રિગ પહોંચ્યા. બંને બાજુનો દેખાવ પર્વતમય હતો અને કોઇ કોઇ સ્થાને તે અતિ ભવ્ય હતો. અમે પહોંચ્યા ત્યારે કંઇક ઠંડી હતી તેમજ કાલેપણ મારા ધારવા મુજબ આલ્પ્સ ઓળંગતાં અમને આથીએ વધારે ઠંડી સહેવી પડશે. મને આશ્ચર્ય થયું કે વિજળીક તારની ગોઠવણ સ્વિટ્ઝર્લૅંડનાં લગભગ બધાં ગામોમાં છે અને નાનામાં નાની હોટેલોમાં પણ, વિજળિક ઘંટડીઓ ગોઠવવામાં આવી છે. મારા ધારવા મુજબ આ ઘંટડીઓ બહુજ સાદી અને સગવડતા ભરી છે, અને મારી માન્તા મુજબ કોઇ પણ મોટું મકાન તેમના વગરનું ન રહેવું જોઇએ. વિજળીના ઉપયોગ પરત્વે આ નાનકડો દેશ ઈંગ્લાંડ કરતાં પણ વધી જાય છે. મને લાગે છે કે ઈંગ્લાંડમાં તેનો ઉપયોગ વિસ્તરવો જોઇએ.

### ૪ થી ઑક્ટોબર.

અમારે સીમ્પ્લોનપાસ અને ડોમોડોસેલો ઉપર થઇ બહુજ લાંબો ગાડીનો પ્રવાસ કરવાનો

હઇ અમે વહેલી સવારે અહીંથી ઉપડયા. અમારો ગાડીવાન બહુ બટકબોલો અને ગમ્મતી હોઇને અમે આ અંતર બહુ સહેલાઇથી કાપી શક્યા. પાસમાં અર્ધે રસ્તે આવતાં અમારે બરફના તોફાન સાથે બાથ બીડવી પડી. તોફાન જેમ જેમ આગળ ગયા તેમ તેમ વધતું ગયું અને આખરે તેણે એક સ્વરૂપ પકડયું કે તેથી અમારી આસપાસ આંધી પ્રસરી અને રસ્તા ઉપર ઉંડો બરફ છવાયો. સીમ્પ્લોન પાસના શિખર ઉપર બહુ ઠંડી હતી અને નાની નાની નદીઓની બાજુએ તેમજ કાંઠા ઉપર હિમકણો લટકી રહ્યાં હતાં. બધાં વૃક્ષો અને ઝાંખરાંઓ ઉપર બરફનો થર જામ્યો હતો અને તે બહુજ શોભા આપતો હતો. હવા માફક ન આવે તેવી ઠંડી હતી છતાંએ આવું દ્રષ્ય જોવાની તક મળતાં મને હર્ષ થયો હતો. સુભાગ્યે અમે એક નાનાં ગામડામાં પહોંચી અને ખાણું લઇએ એટલામાં બરફ સ્વચ્છ થયો, અને દૂર નજર ને પડે એટલું અંધારૂં થતાં સુધી બાકીના બધા માર્ગ ઉપર અતિશય સુંદરતાવાળાં દ્રષ્યો અમે પ્રસન્ન કરી શક્યા તેમનું વર્ણન કરવાની કોશેશ કરવી વ્યર્થ છે. માત્ર નજરે જોયાંથીજ તે સમજી અને પીછાની શકાય. શેરો વધારે બરફ અમારા માર્ગમાં અંતરાય રૂપ થઇ પડત પરંતુ તેમ નહિ થતાં તે અમને ગમ્મતનું સાધન થઇ પડયો અને સામસામા બરફના ગોળાઓ ફેંકતા અમે આખી વાટે આનંદ કરતાં આવ્યા. અમે બહુ મોડા પહોંચ્યા, અને ગરમાગરમ ખાણું લેતા તેમજ થોડા કાગળો લખ્યા બાદ પથારીમાં પડી ગરમી મેળવતાં અમે બહુ આનંદ અનુભવ્યો.

## ૫ મી ઓકટોબર.

ડોમો ડોસાલાથી ભ્રેવેનો સુધી અમે આનંદમદ અને અને સરસતા ભરી ગાડીની સહેલ કરી અને ભ્રેવેનો, ખાણું લીધા પહેલાં સરોવર ઉપર હલેસાં મારવા નીકળી શકીયે એટલા વખતસર પહોંચ્યા સરોવર બહુજ મનોહર છે અને તેને સામે કિનારે આવેલ પાલિન્ઝાનું શહેર તેમજ પાછળ આવેલી હિમાચ્છાદિત પર્વતમાળ એક અત્યંત રમ્ય ચિત્ર દ્રષ્ટિ સમીપ ખડું કરે છે. આ દ્રષ્યનાં સૌંદર્યમાં સૂર્યાસ્ત કંઇ ઓર ઉમેરો કરે છે. સરોવરની શોભા મુખ્યત્વે કરીને તેની જળ સપાટી ઉપર સ્થિત થયેલ નાના નાના ટાપુઓને આભારી છે. યુરોપમાં આથી એ સુંદર અમારે હજુ કંઇ જોવાનું છે કે નહિ તે વિચારતાં મને આશ્ચર્ય થાય છે. અત્યારથીજ હુ આ પ્રદેશ અને તેના વસનારાઓમાં મોટો ફેરફાર જોઉં છું. ઇટાલીયનો અમે જોયેલ માણસો કરતાં વધુ કદાવર, ઘેરારંગના અને વધારે દેખાવડા છે. અને તેઓ પોતાને માટે બહુ બણગાં ફુકવાની આદતવાળા છે ઇટાલીના દ્રાક્ષના મંડપો અમે જીનીવા પાસે જોયા હતા તેનાં કરતાં વધારે રળિયામણા છે અને સ્પેનીશ ચેસ્ટ નટ અને મલબેરીનાં ઘણાખરાં ઝાડો આજે મેં પ્રથમજ જોયાં.

## ૬ ઠ્ઠી ઓકટોબર.

કંઇક ભૂલ થતાં આજે અમે ધાર્યા કરતાં જુદેજ રસ્તે પ્રવાસ કર્યો અને લેવેન્ટોથી પોર્ટો જવાને બદલે મેગીઓરી સરોવરની બધી લંબાઇ પામે થઇ લુગ્રેહો અને ત્યાંથી ગાડીમાં પોર્ટો ટ્રેસન અમે ગયા માગ ધારવા પ્રમાણે આ ભુલ શ્રેયસ્કર નીવડી અને અમે આ રસ્તે પ્રવાસ કરતાં ઘણાખરા સુંદર દેખાવો પ્રત્યક્ષ કર્યા. પોર્ટો ટ્રેસનથી અમારો

ભર્યો લાગે છે. રાજ્યવ્યવસ્થા સંયુક્ત પ્રજાસત્તાક રાજ્યો વડે ચાલે છે અને તેને અંગે બે સામમિઓ છે. આ સમિતિના સભ્યોની ચુંટણી લોકો કરે છે, આ પ્રકારની રાજ્યવ્યવસ્થા સારામાં સારી છે એમ હું માની શકતો નથી. એક પ્રજાસત્તાક રાજ્ય, તેની પરિસ્થિતિ તપાસતાં, એક જન્મથીજ ઇશ્વરે નિર્મેલ રાજાની માફક લોકોનાં હૃદયનાં ઉંડાણમાં વફાદારીનો સાચાં હૃદયનો અને સુખકારક ભાવ જાગૃત કરવો અશક્ય છે, અને વફાદારીના પ્રથમ સિદ્ધાંત ઉપરજ રાજ્યવ્યવસ્થાની સ્થિરતાનો આધાર છે. આથી મને બીક છે કે લોક સત્તાના બિનવફાદારી ભર્યા પવને ઉંધે માર્ગે ધસડેલો આ "સ્વાતંત્ર્ય સમાનતા અને ભ્રાતૃભાવ" ના પૂજારીઓને કડવા અનુભવને અંતે જુની વ્યવસ્થા તરફ પાછા ફરવું પડશે. આ સરોવરોના પ્રદેશને છોડતાં પહેલાં મારે કહેવું જોઇએ કે મેં આરા ડુંગરો અને ખીણોનાં ભ્રમણદ્વારા અત્યંત આનંદ અનુભવ્યો છે.

## ૮ મી ઑક્ટોબર.

અમે એક હોડી લઇ અમારી મેજે હલેસાં મારતા સરોવરના પૂર્વ છેડા પર આવેલાં એક રેસોનીયર નામક સ્થાને આવ્યા, અને અહીં ઉતરીને સ્પેનીશ ચેસ્ટનટનાં વૃક્ષો વચ્ચે ફરવા ગયા. તેઓ વધાં ફળોથી લચી રહેલ હઇ બહુ સુંદર દેખાતાં હતાં, અને અમે કેટલાંએક ફળો ખાધાં અમને તે બહુ મજાનાં લાગ્યાં. અમે કોમો જવા માટે બપોરની આગબોટ પકડવા માટે વખતસર ઘોડા ઉપર બેસી પાછા મેનેજ્યો આવ્યા, અને આનંદપ્રદ પ્રવાસને અંતે લગભગ સાડા છ વાગ્યે અમે કોમો પહોંચ્યા. ઇટલીની વાટિકાઓમાં લીંબુનાં વૃક્ષોનું સૌંદર્ય જોઇ હું દંગ થયો. આ દ્રાક્ષની વેલોની માફક જાળીદાર મંડપો ઉપર ચડાવવામાં આવ્યાં હતાં. તેમને તેમજ યુરોપનાં બીજાં કેટલાંએક વૃક્ષો અને રોપાઓને ગોંડળમાં દાખલ કરવાની મારી ઇચ્છા છે. બ્લોમફીલ્ડનાં પત્ની તેમજ તેમનાં બહેન જે જીનીવાથી અમારી સાથે આવ્યાં હતા. તે મેનેજીઓમાં અમારાથી છુટાં પડયાં હિંદમાં ડૉ. બ્લોમફીલ્ડ અને તેમનાં સ્ત્રી સારીરીતે મારા સ્મરણમાં હતાં અને તેમને ફરીથી મળતાં મને આનંદ થયો હતો. કોમોની નજીક આવતાં ઘણાં ખરાં ગામડાંઓ અમે પસાર કર્યા અને સરોવરનો આ છેડો મેં જોયેલાં બીજા કોઇપણ સરોવર કરતાં વધારે ગીચ વસ્તિવાળો મને દેખાયો.

## ૯ મી ઑક્ટોબર.

આજે હેન્કોકનાં પુત્રી તેમજ તેમના પીતરાઇ અમારી પાસેથી ઇંગ્લાંડ જવા ઉપડ્યાં. અમે પોતે પણ મિલાન જવા માટે તુરતજ ઉપડયા અને ત્યાં લગભગ બે વાગ્યે પહોંચ્યા. અને બપોર પછીનો સમય દેવળ જોવામાં ગત કર્યો. મારા સાંભળવા પ્રમાણે ઇટાલીનું તે મોટામાં મોટું દેવળ છે અને તેમાં ગોથિક શિલ્પકળાની બધી સમૃદ્ધિ અને ભવ્યતા દૃષ્ટિગોચર થાય છે. તેમાં સો ઉપરાંત અણીદાર શિખરો છે અને હજારો બાવલાંઓ છે. શિખરોની ટોચ ઉપરની આકૃતિઓનું સુંદર કોતરકામ અમે વધારે સ્પષ્ટતાથી જોઇ શકીએ એટલા ખાતર અમે દેવળનાં શિખર ઉપર ચઢ્યા. તેઓ બહુ સુંદર છે, અને આખું બાંધકામ સફેત આરસ પહાણનું હઇ અત્યંત ભવ્ય દેખાય છે. કદાચ કોલોનનું દેવળ બાદ કરતાં

મારા જોયેલાં ઘણાખરાં દેવળો કરતાં મને આ દેવળ માટે મનમાં બહુજ પ્રશંસા ઉદ્ભવી. કોલોનનું દેવળ કેટલીએક બાબતોમાં આનાથી ચડીયાતુંછે ત્યારે કેટલીએક બાબતોમાં તે આનાથી ઉતરતું છે. અમે પછી ગાડીમાં ફરવા ગયા અને ખાણાં પછી અમે ગ્રેન્ડ આર્કેડની મુલાકાત લીધી. તેમાં ભૂજાની રોશની કરવામાં આવી હતી અને અમે બહુ મજેદાર રીતે ગોઠવાયેલ દુકાનો પ્રત્યે દ્રષ્ટિપાત કર્યો. દુકાનોનાં કૂજોમાં મરચાં અને કેપ્સીકમ, કેપ ગુઝબેરી અને વેગણાં જોતાં મને આશ્ચર્ય થયું. ખેતરોમાં પણ હિંદનું અનાજ જોયું હતું. આ બતાવી આપે છે. કે અહીંના આબોહવા ઘણીખરી હિંદની વનસ્પતિ ઉગી શકે એટલાં પુરતાં ઉષ્ણ છે.

## ૧૦ મી ઑાકટોબર.

સવારમાં અમે મિનાલને. ફરતિ ગાડીની સફર કરી. અને નાટ્ય ભૂમિની મુલાકાત લીધી. આ બહુ સુંદર અને વિશાળ છે. અમે જ્યારે તે જોઇ ત્યારે તેમાં સમારકામ ચાલતું હતું. તેમાં ફરતી ખંડોની ૭ પંક્તિઓ છે અને દરેક પંક્તિમાં બત્રીશ ખંડો છે. આ નાટ્યગૃહમાં બધાં મળી ૧૨,૦૦૦ પ્રેક્ષકો માટે સગવડતા છે. મિલાન એક બહુ આબાદ થતું જતું શહેર છે. એમ્બ્રોસીયેનમાં મેં જોયેલાં કેટલાંક ચિત્રો ભારે સરસહતાં,અને આ શહેર તેનાં સર્વોત્કૃષ્ટ શિલ્પ કામ માટે મશહુર છે. ઐતિહાસિક ખ્યાતિવાળું આ પુરાણું નગર છે અને તેની શેરીઓની સ્વચ્છતા અને તેમની રાખવામાં આવતી વ્યવસ્થા મને બહુ ગમ્યાં. અમે લગભગ બે વાગ્યે વેનિસ જવા ઉપડયા. રસ્તે બ્રેશીયા અને વેરોના વચ્ચે આવેલાં ગાર્ડાનાં સરોવર સિવાય કંઇ ખાસ નોંધવાજોગ ન હતું, અને અમે વેનિસ પહોંચ્યા ત્યાં તો અંધારૂં થઇ ગયું.

## ૧૧ મી ઑક્ટોબર.

સવારમાં અમે ડોજનો મહેલ જોવા ગયા. ઐતિહાસિક ચિત્રોથી તે ભરેલો હતો. આમાં મને ઓછો રસ હઇ, વસ્તુતઃ આ મહેલમાં વખાણવા જોગ કંઇપણ ન હોતું. એક ખંડ સારો હતો. ઓરડાની આખી દિવાલ જેવડું મોટું મેં એક ચિત્ર જોયું ચિત્રકારને તે સંપૂર્ણ ચીતરતાં આઠ વર્ષો લાગ્યાં હતાં. અમે પછી દુકાનો જોઇ અને બપોર પછી આર્મીનીયન મઠ જોવા અમે ગયા. અહીં અમે છત્રીશ ભાષાઓમાં છપાયેલી એક પ્રાર્થનાની ચોપડી જોઇ આ ભાષાઓમાં ગુજરાતી ભાષા ન હોતી. સાંજરે અમે ચાંદનામાં ગોંડોલા નામક લાંબી અને સાંકડી હોડીઓની અવર જવરનું નિરીક્ષણ કરતાં અહીં તહીં ફર્યાં. વેનિસ એક અજાયબ જેવું સ્થાન છે. તે એક નાની નદીના મુખ આગળ છીછરાં ખારાં પાણીમાંના દ્વીપસમૂહ ઉપર બાંધવામાં આવ્યુ છે, એટલે તેની લગભગ બધી શેરીઓએ જળ માર્ગો છે અને લોકો કેજ કે ઓમ્નીબસ ગાડીઓમાં જવાને બદલે આ ગોંડોલા કહેવાતી હોડીઓમાં આવે જાય છે. ફરવા કે સવારી કરવા માટે એકે માર્ગ નથી, અને છે તે એક દ્વીપ ઉપરજ આવેલ છે લોકોને આવી વિચિત્ર રીતે કામકાજને અંગે ફરતાં જોતાં આનંદ આવતો હતો. મને નિરાંતિએ આ શહેર જોવા તીવ્ર ઇચ્છા છે.

## ૧૨ મી ઑકટોબર.

અમે પ્રથમ સેંટમાર્કનું દેવળ જોવા ગયા. છત અને દિવાલો જડાવ કામથી બહુ શ્રમપૂર્વક શૃંગારવામાં આવ્યાં છે. આની અસર ચિત્રકામ જેવી સારી થતી નથી; એટલે

આ શ્રમ પાછળ મને ઘણોજ સમય નિરર્થક ગત કરવામાં આવેલો દેખાય છે. આવા ખરાબ પાયા ઉપર તેનું બાંધકામ થયેલ હઇ અહીંની ફરસ–બંધીમાં ફાટો પડી છે અને દર દિશાયે તે ખુંચતી જાય છે. મેં હમણાંજ કહ્યું તે મુજબ આખું વેનિસ કાદવની સપાટી ઉપર બંધાયું છે. અમે પછી દેવળનીજ બહાર આવેલા સ્મરણ સ્થંભ ઉપર ચડયા અને અહીંથી આખાં શહેરનો ઉપરછલો દેખાવ જોયો. આ શહેર મેં ધાર્યું હતું તેટલું વિસ્તારવાળું નથી. અમે પછી ચિત્રાલય અને જડતર કામ અને કાચનાં કારખાનાઓની મુલાકાત લીધી જડતર કામ સાદું અને રસાવહ છે. મોતીની બનાવટ બાદ કરતાં આ કારખાનું અમે ગ્લાસગોમાં જોયેલા કારખાનાને મળતું હતું પણ કાચોની બનાવટ બહુ રસ પડે તેવી હતી. નાના મણકાઓ બનાવવા માટે પીગાળેલ કાચને વચમાં પોલાણ રાખી લાંબી લંબાઇએ પસાર કરવામાં આવે છે અને તે એક નળીના જેવો આકાર ધારણ કરે છે. આને પછી નાના નાના ટુકડાઓમાં કાપી કાઢવામાં આવે છે, અને પછી તેનાં છિદ્રોને જાળવી રાખવા ખાતર તેને અગ્નીથી બળી ન જાય તેવી મરોડીના મિશ્રણ સાથે ભેળવવામાં આવે છે પછી તેમને લોહના પીપ અંદર નાખી ફરીથી ભઠ્ઠીમાં મુકવામાં આવે છે અને તેમને અંદર ફેરવવામાં આવે છે. પછીથી તેમાંથી મરોડી ખંખેરી નાંખવામાં આવે છે અને તેઓને બજારમાં મુકવા યોગ્ય બનાવવામાં આવે છે. પછી અમે સાર્વજનિક બગીચામાં ગયા. તે કંઇક નિર્માલ્ય જેવું સ્થાન હતું.

## ૧૩ મી ઑકટોબર.

વેનિસની કેટલીએક ગેરીઓમાં અમે ફર્યા અને ફ્લોરેન્સ જવા માટે ઉપડતા પહેલાં થોડાએક ફોટોગ્રાફ ખરીદ્યા. વેનિસનું અદ્દભુત સ્થાન જોઇને ખરેખર હું મુગ્ધ થયો છું. મહાન નાટ્ય કવીએ દોરેલાં "વેનિસના વેપારી"થી હું સારી રીતે પચિચિત હતો એટલે આ વિખ્યાત નગર જોવામાં મને બહુ રસ પડયો. શેરીઓમાં ચાકીઓ પાથરેલી છે, પરંતુ તેઓ બહુ સાકડી છે અને માંડ ત્રણ કે ચાર ફુટ પહોળી હશે પરંતુ આખા શહેરમાં જળ માર્ગોની ગુંથણી છે અને તેઓજ તેના આંતરિક વ્યવહારનાં ઉત્તમ સાધનો છે. નાની શેરીઓમાં પાણી ત્રાસદાયક રીતે ગંધ મારે છે, અને કોઇ આ સ્થાનને બહુજ અનારોગ્યવાળુ પણ માને પરંતુ સુભાગ્યે તેમ નથી કંઇ એક યા બીજી અસર આ ગંદા પ્રવાહની અસર નિર્મૂલ કરે છે, ઐતિહાસિક ખ્યાતિવાળું આ એક પ્રાચીન નગર છે અને તે ઘણા ઘણા ધણીઓના હાથમાંથી પસાર થયુ છે. મધ્યકાલીન યુરોપખંડનું તે એક અત્યંત સમૃદ્ધ શહેર માનવામા આવે છે. પરંતુ મનુષ્યોની માફક શહેરને પણ વારો આવ્યે ઉથલ પાથલ માંથી પસાર થવુ પડે છે અને આ પ્રમાણે તેની શક્તિ ક્ષીણ થવા સાથે તેના વ્યાપાર અને ઉદ્યોગમાં પણ ઘટાડો થવા પામેલ છે અને અત્યારે તેની બધીએ મહત્તા તેના પૂર્વ ઇતિહાસનાં સ્મરણોમાંજ સમાયેલી છે. કેમકે એક વખત તે—

> "બધી મોજમજાનુ આનંદ પ્રદ સ્થાન હતુ,
> દુનિયાના ધમાચકડી ભર્યા ઉત્સવનું સ્થાન તે હતુ; ઇટાલીનું તે ઢાંકણ હતુ,
> આનંદનો તે વાસ હતો અને સમૃદ્ધિનું તે બજાર હતુ,

અત્યારે આજ શહેર —

“દરીઆઇ ફુરની માફક જ્યાથી તે ઉદ્ભવ્યુ,—સાજ ડુબે—છે !”

અંધારૂં થયા પછી તુરતજ અમે ફ્લોરેન્સ પહોંચ્યા અમને મચ્છરોએ બહુ તકલીફ આપેલી વેનિસની આ એક મોટી ઉપાધી છે

### ૧૪ મી ઑકટોબર રવિવાર.

દિવસની શરૂઆત અમે શાહી મહેલ તેમજ પ્રાચીન અને અર્વાચીન ચિત્રો વાળા ચિત્રાલયોની મુલાકાત લેવામા કરી બાઇબલને લગતાં તેમજ પુરાણોક્ત ચિત્રો જે મે ઘણુંખરા જોયાં છે, તેમના કરતા મને અર્વાચીન ચિત્રો વધારે ગમે છે અમે પછી શહેરને ફરતી ટેકરીઓ તરફ ગાડીમા સફર કરી અને અહીંથી આખા શહેરનો સુદર દેખાવ અમે જોયો આ શહેર બહુજ સુદર સ્થાન ઉપર આવેલું છે, અને તેને ફરતી ચડતી ઉતરતી જમીન સુદર ગ્રામ્ય ગૃહો વડે છવાયેલી છે બપોર પછી અમે ગાડીમા, જે સ્થાને બિચારા કોલ્હાપુરના રાજાના શરીરને અગ્નિદાહ અપાયો હતો ત્યાં ગયા તેમના સ્મરણ માટે ત્યા એક સુંદર સ્મરણચિહ્ન ઉભું કરવામા આવ્યુ છે અને અમે તેનુ એક ચિત્ર ખરીદ્યું. બગીચામા જે સ્થાને બેન્ડ વાગતું હતું ત્યા અમે નદીના તટ ઉપર ચાલતા ચાલતા ગયા. ત્યા ઘણાં ખરા માણસો જમા થયા હતા અને તેમા એક અમેરીકન, મોળ માણસ બેસી શકે તેવી ગાડી, એક અદ્ભુત વસ્તુ તરીકે બતાવતો ઉભો હતો. કેટલાએક ઘોડા બહુ સુદર હતા, પરતુ બધાએ એક સરખા નહોતા, એટલે આખા ટોળાનો દેખાવ ખરાબ થતો હતો ફ્લૉરેન્સની શેરીઓ સુંદરરીતે વ્યવસ્થિત છે અને મે મિલાનમા પણ તેવુજ જોયુ હતુ શહેરની બહારના માર્ગો ઉપર ઓલિવના વૃક્ષોની પંક્તિઓ છે અને પહોળાશની બધી ટેકરીઓ પણ તેમનાથીજ ઢંકાયેલી છે ઉષ્ણ આબોહવા તેમને માફક આવતી લાગે છે એટલે આ, મારી માન્યતા પ્રમાણે હિંદમા ઉગાડવા જેવા સારા વૃક્ષો છે.

### ૧૫ મી ઑકટોબર.

રોમ જવા માટે ડેન્ટેની આ જન્મભૂમિ અમે સાડા આઠ વાગ્યે છોડી, અને આઠ કલાકની મુસાફરી બાદ ખાણુ લેતા પહેલા શેરીઓમા થોડું ફરી શકીએ એટલા વખત સરે અમે રોમ પહોચ્યા પછી ચાદનીમા અમે ગાડીમા ફરવા નીકળ્યા અને કેટલાએક મુખ્ય મકાનો જોયાં તે બહુ મજાના દેખાય છે પરતુ આવતી કાલે તેમને અમે વધારે સારી રીતે જોઇ શકીશું ફ્લૉરેન્સથી આવતા રસ્તામા ઘણી ખરી ચારાવાળી જગ્યાઓમાંથી અમે પસાર થએલા અને તેમા ઘોડાઓના મોટા ટોળા લગભગ જંગલીની માફક દોડતા હતા તેઓ યોગ્ય કદ કરતા નાના હતા અને તેમના ઉપર બહુ સભાળ લેવાતી લાગતી હતી બળદો ઘણા વધારે સારા દેખાતા હતા અને વધારે દેખાવડા હતા

### ૧૬ મી ઑકટોબર.

સવારમા અમે ફાધર ખોરી સાથે પોપના સુંદર મહેલ અને સેન્ટપીટરના દેવળની મુલાકાત લીધી સુભાગ્યે ટ્રેનમાજ અમને તેમની સાથે પીછાન થઇ હતી આ સ્થાનના

આ શ્રમ પાછળ મને ઘણોજ સમય નિરર્થક ગત કરવામાં આવેલો દેખાય છે. આવા ખરાબ પાયા ઉપર તેનું બાંધકામ થયેલ હઇ આઠમની ફરસ-બંધીમાં કાટો પડી છે અને દર દિશાયે તે ખુંચતી જાય છે. મેં દમણુંજ કહ્યું તે મુજબ આખું વેનિસ કાદવની સપાટી ઉપર બંધાયું છે. અમે પછી દેવળનીજ બહાર આવેલા સ્મરણ સ્થંભ ઉપર ચડયા અને અહીંથી આખાં શહેરનો ઉપરછલો દેખાવ જોયો. આ શહેર મેં ધાર્યું હતું તેટલું વિસ્તારવાળું નથી. અમે પછી ચિત્રાલય અને જડતર કામ અને કાચનાં કારખાનાઓની મુલાકાત લીધી જડતર કામ સાદું અને રસાવહ છે. મોતીની બનાવટ બાદ કરતાં આ કારખાનું અમે ગ્લાસગોમાં જોયેલા કારખાનાને મળતું હતું પણ કાચોની બનાવટ બહુ રસ પડે તેવી હતી. નાના મણકાઓ બનાવવા માટે પીગાળેલ કાચને વચમાં પોલાણ રાખી લાંબી લંબાઇએ પસાર કરવામાં આવે છે અને તે એક નળીના જેવો આકાર ધારણ કરે છે. આને પછી નાના નાના ટુકડાઓમાં કાપી કાઢવામાં આવે છે, અને પછી તેનાં છિદ્રોને જાળવી રાખવા ખાતર તેને અગ્નીથી બળી ન જાય તેવી મરોડીના મિશ્રણ સાથે ભેળવવામાં આવે છે. પછી તેમને લોહના પીપ અંદર નાખી ફરીથી ભઠ્ઠીમાં મુકવામાં આવે છે અને તેમને અંદર ફેરવવામાં આવે છે. પછીથી તેમાંથી મરોડી ખંખેરી નાંખવામાં આવે છે અને તેઓને બજારમાં મુકવા યોગ્ય બનાવવામાં આવે છે. પછી અમે સાર્વજનિક બગીચામાં ગયા. તે કંઇક નિર્માલ્ય જેવું સ્થાન હતું.

## ૧૩ મી ઑક્ટોબર.

વેનિસની કેટલીએક ગેરીઓમાં અમે ફર્યા અને ફ્લોરેન્સ જવા માટે ઉપડતાં પહેલાં થોડાએક ફોટોગ્રાફ ખરીદ્યા. વેનિસનું અદ્દભુત સ્થાન જોઇને ખરેખર હું મુગ્ધ થયો છું. મહાન નાટય કવીએ દોરેલાં "વેનિસના વેપારી"થી હું સારી રીતે પરિચિત હતો એટલે આ વિખ્યાત નગર જોવામાં મને બહુ રસ પડયો. શેરીઓમાં ચાકીઓ પાથરેલી છે, પરંતુ તેઓ બહુ સાંકડી છે અને માંડ ત્રણ કે ચાર ફુટ પહોળી હશે પરંતુ આખા શહેરમાં જળ માર્ગોની ગુંથણી છે અને તેઓજ તેના આંતરિક વ્યવહારનાં ઉત્તમ સાધનો છે. નાની શેરીઓમાં પાણી ત્રાસદાયક રીતે ગંધ મારે છે, અને કોઇ આ સ્થાનને બહુજ અનારોગ્યવાળું પણ માને પરંતુ સુભાગ્યે તેમ નથી. કંઇ એક યા બીજી અસર આ ગંદા પ્રવાહની અસર નિર્મૂલ કરે છે, ઐતિહાસિક ખ્યાતિવાળું આ એક પ્રાચીન નગર છે અને તે ઘણા ઘણા ધણીઓના હાથમાંથી પસાર થયુ છે. મધ્યકાલીન યુરોપખંડનું તે એક અત્યંત સમૃદ્ધ શહેર માનવામાં આવે છે. પરંતુ મનુષ્યોની માફક શહેરને પણ વારો આવ્યે ઉથલ પાથલ માંથી પસાર થવુ પડે છે અને આ પ્રમાણે તેની શક્તિ ક્ષીણ થવા સાથે તેના વ્યાપાર અને ઉદ્યોગમાં પણ ઘટાડો થવા પામેલ છે અને અત્યારે તેની બધીએ મહત્તા તેના પૂર્વ ઇતિહાસનાં સ્મરણોમાંજ સમાયેલી છે. કેમકે એક વખત તે:—

> "બધી મોજમજાનુ આનંદ પ્રદ સ્થાન હતુ,
> દુનિયાના ધમાચકડી ભર્યા ઉત્સવનું સ્થાન તે હતું; ઇટાલીનું તે ઢાંકણુ હતું,
> આનંદનો તે વાસ હતો અને સમૃદ્ધનું તે બજાર હતું,

અત્યારે આજ શહેર:—

"દરીઆઇ બારની માફક જ્યાંથી તે ઉદ્ભવ્યું, ત્યાંજ ડુબે છે!"

અંધારૂં થયા પછી તુરતજ અમે ફ્લોરેન્સ પહોંચ્યા. અમને મચ્છરોએ બહુ તકલીફ આપેલી વેનિસની આ એક મોટી ઉપાધી છે.

### ૧૪ મી ઑક્ટોબર રવિવાર.

દિવસની શરૂઆત અમે શાહી મહેલ તેમજ પ્રાચીન અને અર્વાચીન ચિત્રોવાળાં ચિત્રાલયોની મુલાકાત લેવામાં કરી. બાઇબલને લગતાં તેમજ પુરાણોક્ત ચિત્રો જે મેં ઘણુંખરાં જોયાં છે, તેમના કરતાં મને અર્વાચીન ચિત્રો વધારે ગમે છે અમે પછી શહેરને ફરતી ટેકરીઓ તરફ ગાડીમાં સફર કરી અને અહીંથી આખા શહેરનો સુંદર દેખાવ અમે જોયો. આ શહેર બહુજ સુંદર સ્થાન ઉપર આવેલું છે, અને તેને ફરતી ચડતી ઉતરતી જમીન સુંદર ગ્રામ્ય ગૃહો વડે છવાયેલી છે. બપોર પછી અમે ગાડીમાં, જે સ્થાને બિચારા કોલ્હાપુરના રાજાના શરીરને અગ્નિદાહ અપાયો હતો ત્યાં ગયા. તેમના સ્મરણ માટે ત્યાં એક સુંદર સ્મરણચિન્હ ઉભું કરવામાં આવ્યું છે અને અમે તેનું એક ચિત્ર ખરીદ્યું. બગીચામાં જે સ્થાને બૅન્ડ વાગતું હતું ત્યાં અમે નદીના તટ ઉપર ચાલતા ચાલતા ગયા. ત્યાં ઘણાં ખરાં માણસો જમા થયાં હતાં અને તેમાં એક અમેરીકન, સોળ માણસ બેસી શકે તેવી ગાડી, એક અદ્ભુત વસ્તુ તરીકે બતાવતો ઉભો હતો. કેટલાએક ઘોડા બહુ સુંદર હતા, પરંતુ બધાએ એક સરખા નહોતા, એટલે આખાં ટોળાંનો દેખાવ ખરાબ થતો હતો. ફ્લૉરેન્સની શેરીઓ સુંદરરીતે વ્યવસ્થિત છે અને મેં મિલાનમાં પણ તેવુંજ જોયું હતું. શહેરની બહારના માર્ગો ઉપર ઓલાઇવનાં વૃક્ષોની પંક્તિઓ છે અને પડોશની બધી ટેકરીઓ પણ તેમનાથીજ ઢંકાયેલી છે. ઉષ્ણ આબોહવા તેમને માફક આવતી લાગે છે. એટલે આ, મારી માન્યતા પ્રમાણે હિંદમાં ઉગાડવા જેવાં સારાં વૃક્ષો છે.

### ૧૫ મી ઑક્ટોબર.

રોમ જવા માટે ડેન્ટેની આ જન્મભૂમિ અમે સાડા આઠ વાગ્યે છોડી, અને આઠ કલાકની મુસાફરી બાદ ખાણું લેતા પહેલાં શેરીઓમાં થોડું ફરી શકીએ એટલા વખતસર અમે રોમ પહોંચ્યા. પછી ચાંદનીમાં અમે ગાડીમાં ફરવા નીકળ્યા અને કેટલાંએક મુખ્ય મકાનો જોયાં. તે બહુ મજાનાં દેખાય છે પરંતુ આવતી કાલે તેમને અમે વધારે સારી રીતે જોઇ શકીશું. ફ્લૉરેન્સથી આવતાં રસ્તામાં ઘણી ખરી ચારાવાળી જગ્યાઓમાંથી અમે પસાર થએલા અને તેમાં ઘોડાઓનાં મોટાં ટોળાં લગભગ જંગલીની માફક દોડતાં હતાં. તેઓ યોગ્ય કદ કરતાં નાના હતા અને તેમના ઉપર બહુ સંભાળ લેવાતી લાગતી હતી. બળદો ઘણા વધારે સારા દેખાતા હતા અને વધારે દેખાવડા હતા.

### ૧૬ મી ઑક્ટોબર.

સવારમાં અમે ફાધર ખેરી સાથે પોપના સુંદર મહેલ અને સેંટપીટરના દેવળની મુલાકાત લીધી. સુભાગ્યે ટ્રેનમાંજ અમને તેમની સાથે પીછાન થઇ હતી. આ સ્થાનનાં

સુંદર સ્થળો વિષે તે સારી રીતે વાકેફગાર છે અને તેમણે બહુજ સંભાળ પૂર્વક અમને તે બધાં ખુલાસાવાર બતાવ્યાં. તેમણે અમને કાર્ડીનલ જેકોબીની પાસે પણ ઓળખાવ્યા. જેમણે બહુ કૃપાપૂર્વક અમારો સત્કાર કર્યો. પોપના નિવાસમાં ઘણાંએ પુરાણાં ચિત્રો છે. મને તે બહુ પસંદ પડયાં નહિ. માઇકેલો સુધીની લાંબી પુતળાઓની હારો પાસેથી અમે પસાર થયા જેમાં કેટલાંએક ચાલતા સમયના નમુનાઓ મને બહુ પસંદ પડયા. બીજા બધાં કરતાં સેંટ પીટરનાં દેવળનું કદ જોઇને મને આશ્ચર્ય થયું. જ્યાં સુધી તેના શિખર અને સ્થંભોનું માપ આપવામાં નઆવે ત્યાં સુધી તેના મોટા વિસ્તારનો ખ્યાલ આપવો લગભગ અશક્ય છે. તેણે આઠ અંગ્રેજી એકરના જેટલી જગ્યા રોકી છે, અને તેનાં બાંધકામ પાછળ ૧૦ કરોડ રૂપીયા ખર્ચાયા કહેવાય છે. આ એક બહુજ ભવ્ય દેવળ છે અને તેનાં કદ અને શોભાનો ખ્યાલ કરતાં આનાથી વધારે સારૂં એક દેવળ મેં કોઇપણ સ્થળે જોયું નથી. અહીંનું જડાવચિત્રોનું કામ અમે વેનિસમાં જોયું હતું તેનાથી ઘણું ચડીયાતું છે તેને વધારે બારીકાઇથી જોવા માટે અમે આવતી કાલે અહીં ફરીથી આવવાના છીએ સાંજરે અમે મોન્ટીપીસીઓ અને વિલા બોર્ઘેસીના મજાના બગીચાને ફરતી ગાડીમાં સફર કરી. અહીં બેન્ડ વાગે છે અને અહીંથી શહેરનો સારો દેખાવ નજરે પડે છે.

### ૧૭ મી અકટોબર.

પોપની વાટિકા જોવા અમે સવારમાં વહેલા નીકળ્યા. તેનો કેટલોએક ભાગ અતિ સુંદર છે બારમાસ લીલી રહેતી વનસ્પતિની ઉંચી દિવાલો તેમજ કેટલાએક ફુવારાઓ મને ગમ્યા. પરંતુ એક મોહક સ્થાનને સાટે તે કેદખાના જેવું દેખાય છે. ત્યાંથી અમે સેંટપીટરનાં દેવળનો ખજાનો જોવા સેક્રીસ્ટી ગયા. કિંમતી જભ્ભાઓ તેમજ દેવળના રત્નજડિત શૃંગારનો આમાં સમાવેશ થાય છે, અને તેમને જોઇને હિંદનાં આપણા પોતાનાં દેવળો યાદ આવ્યાં અમે પછી સેંટપીટરનાં દેવળના ઘુમ્મટ ઉપર ચડયા શિખર ઉપરનો ગોળો જેમાં અમે પ્રવેશ કર્યો તે જમીનથી ચારસોથી વધારે ફુટની ઉંચાઇએ છે. અહીં અતિશય ગરમી છે અને મારા ખ્યાલ મુજબ તેમાં કંઇ હવાની આવજા માટે વ્યવસ્થા કરવી જોઇએ આ સ્થાનેથી રોમ તેમજ દેવળના અંદરના ભાગનો સારો દેખાવ અમારી નજરે પડયો. ત્યાંથી એટલા બધાં દેવળો દેખાતાં હતાં કે રોમને યોગ્ય રિતે ઇટાલીનું બનારસ કહી શકાય અહીંથી પાછા ફરતાં રસ્તામાં પેન્થીઓનનું દેવળ જોવા અમે ગયા અને પછી રોમન સામ્રાજ્યનું પુરાણુ પાટનગર, ફોરમ, ટાર્પીઅનનો ખડક, કોન્સ્ટેન્ટાઇન ની કમાન, પ્રાચીન મોરીઓ કોલોઝીઅમ વગેરે પ્રાચીન સ્થાનો જોવા ગયા અને તેમના સબંધે ફાધર મોરીએ અમને ટુંક અહેવાલ આપ્યો હતો.

### ૧૮ થી ઑક્ટોબર.

આજે ફ્રાસ્કેટી અને આલ્બેનોના પ્રવાસે ઉપડતાં પહેલાં અમે કવાઇરીનલ મહેલ તેમજ શાહી ઘોડારોની મુલાકાત લીધી મહેલમા અમે કેટલાંએક સુંદર બાવલાઓ જોયાં. એક સર્પને મારી નાંખતાં ગરૂડનું તેમજ બીજું બાળકને દ્રાક્ષ ખવડાવતી માતાનું, મને બહુ ગમ્યુ મારા ધારવા પમાણે આ બાવલાંને સારી રીતે ગોઠવવામાં આવ્યાં નથી.

સારા બારણાઓ તેમજ તેમના માટે વધારે સગવડતા વાળાં સ્થળો નથી. થોડાંક અંગ્રેજી અને ઇટાલીયન ઘોડાઓથી ભરેલી છે અને તેમાના ઇટાલીયન ઘોડાઓ, અહીં શેરીઓમા નજર આવતા ઘોડાઓ કરતા વધારે કદાવર છે રાજાના પોતાના ઉપયોગમા આવતી કાળાશ પડતા ભૂરા રંગની એક જોડી બાદ કરતા બધા ઘોડાઓ બદામી રંગના હતા ફ્રાસકેટીથી આલ્બેનો સુધીના ગાડીના પ્રવાસમા અમે આનંદપૂર્ણ બપોર પસાર કર્યો આલ્બેનોનુ સરોવર અજાયબ જેવી રીતે ટેકરીઓ વચ્ચેના ઉંડાણમા આવેલુ છે તે બહુ ઉંડુ અને ગમગીન દેખાય છે છતાએ બહુ નમૂનેદાર છે એપીઅન રસ્તાના અમુક ભાગ ઉપર થઇ અમે ગાડીમા ઘેર આવ્યા અને રસ્તે રોમન ઇતિહાસનાં બીજા ઘણા નામાંકિત સ્થાનો અમે પસાર કર્યાં પ્રજાઓની મગરૂર 'મહારાણી સમી રોમની નગરી, ભાગ્યની ઘણી ઘણી ઉથલપાથલોમાથી પસાર થઇ છે, અને તેના પૂર્વ ગૌરવની નિશાનીઓ સર્વત્ર દેખાઇ આવે છે

## ૧૯ મી ઑક્ટોબર.

આજનો દિવસ અમે ટિવોલી ખાતે પસાર કર્યો, અને ખાણા પહેલા બધા ધોધરાઓ અને જળ ધોધોની મુલાકાત લીધી તેમજ બપોર પછી એડ્રીયનના વિનોદ–સ્થાનના ખંડિયેર જોવા ગયા ધોધરાઓ કૃત્રીમ હોવા છતાએ અતિ સુદર છે પહેલુ ધોધરૂ નદીના કુદરતી વહેનને વાળીને બનાવવામા આવ્યુ છે પાણીએ ભોયની અંદર બીજા પણ માર્ગો કર્યા છે અને તેઓ બધા બહુ નવાઇ પમાડે તેવા છે પ્રાચીન શાહી મહેલાતોના ખંડિયેરો પણ બહુ રસ આપે તેવા છે, તેઓ આપણને મૂકપણે પોતાની પૂર્વ જાહોજલાલીની કથની કહી રહ્યા છે અને જગતને યાદ આપી રહ્યા છે કે —

> "કાળ, પીતળની પિરામિડો ઉપર પણ પોતાનો વિનાશક હસ્ત મૂકે છે અને
> નાદાન મગરૂરોએ માનેલી અમર કારિગરીનો પણ તદન નાશ કરી નાખે છે

## ૨૦ મી ઑક્ટોબર.

સવારમા કઇપણ કાર્ય નહિ કરતા મે માત્ર વાળકાપનાર પાસે વાળ કપાવ્યા બપોર પછી અમે પુરાણા ભૌગોલિકના સ્થાને બંધાયેલો મનપેનોનુ દેવળ જોવા ગાડીમા ગયા આ દેવળ બહારથી તદન આડંબર વગરનુ લાગે છે પરતુ તેનો અંદરનો ભાગ બહુ સુદર છે તેની બાધણી પણ અમે જોયેલાં કોઇ પણ દેવળ કરતા જુદા પ્રકારની છે મારા જોયેલા બધા દેવળોનો અંદરનો ભાગ ક્રોસ ના જેવો હતો પરતુ આ દેવળમા તેમ ન હોતું તેને ગ્રેનાઇટના ઉંચા સ્થભોવાળી પાચ પાંખો છે તેના છાપરાને બહુ ભભકથી શણગારવામા આવ્યુ છે અને તેની આરસની દિવાલો બાઇબલને લગતી ઘટનાઓના સુંદર ચિત્રોવડે ઢંકાયેલી છે દેવી–ફિરસ્તાઓના પણ કેટલાએક સુંદર પુતળાઓ છે અને આખુ સ્થાન એકંદરે બહુજ અદ્ભુત છે ઉષ્ણ ઋતુમા તે અત્યંત શીતળ હોવુ જોઇએ અને તેનુ બાધકામ યુરોપીય રૂચિ કરતા હિંદી રૂચિ અનુસાર કરવામા આવ્યુ દેખાય છે અમે પાછી શહેરના એક ભાગમા ફર્યા અને થોડાએક છાપાચિત્રો ખરીદ્યાં

સમયના સમૃદ્ધ નગરના ધ્વંસના અવશેષો જોતાં ઘડીભર મારા દિલમાં બહુજ દુઃખમય વિચારો ઉદ્ભવ્યા. અમે મુખ્ય ખંડેરોનાં થોડાએક છાયાચિત્રો ખરીદ્યાં અને જરા કંટાળાભરી ગાડીની સફરને અંતે, અંધારૂં થવા પછી તુરતજ અમારા નિવાસે આવ્યા.

## ૨૬ મી ઑક્ટોબર.

આજે અમે કેપ્રીની આસમાની ગુફાની મુલાકાત લીધી. ગુફા ઠીક ઠીક સુંદર હતી પરંતુ મારા ધારવા જેટલી સુંદર નહોતી અને વાદળાંવાળી ઋતુને લઇને તેની શોભામાં બહુ ઘટાડો થતો હતો. મને આ નિરર્થક કાળક્ષેપ લાગ્યો, કારણ ત્યાં જવા અને આવવામાં આખો દિવસ ગત થયો તેમજ જરાએ ગમ્મત પડી નહિ. અમે કેપ્રી રોકાયા હોત અને આ બહુ સુંદર કહેવાતા દ્વીપનું કંઇ વધારે નિરીક્ષણ કર્યું હોત તો વધારે ઠીક હતું. સાંજરે અમે સર્કસ જોવા ગયા. ખેલનો અમુક અમુક ભાગ સારો હતો પરંતુ બાકીનું બધું મુર્ખાઇ ભરેલું અને સામાન્ય જેવું હતું. મેં પહેલાં આજ પ્રકારનું વધારે સારૂં કાર્ય જોયેલ હઇ, મને આમાં કશોપણ આનંદ ન આવ્યો. આ છતાં મારે કહેવું જોઇએ કે મેં જોયેલ તમાશગીરોમાં અહીંનાઓની ભુજાઓ સૌથી વધુ મજબુત સ્નાયુઓવાળી હતી.

## ૨૭ મી ઑક્ટોબર.

કેટલાએક છાયાચિત્રો ખરીદવા અમે ચાલીને સોમરના લલિતકળામંદિરે ગયા. ચિત્રાલય તેનાં નામના પ્રમાણમાં સારૂં નથી. તેમાં કશુએ આકર્ષક નહોતું અને છાયાચિત્રનો વિભાગ તેનો ખરાબમાં ખરાબ ભાગ હતો. રાત્રે બ્રિન્ડીસી જવા ઉપડતા પહેલા યુરોપમાં થોડીએક ખરીદીઓ કરવા, નેપલ્સની મોટામાં મોટી શેરી ટોલેડોમાં ગયા. નેપલ્સ બહુ વિસ્તાર અને વસતિવાળું શહેર દેખાય છે ઘરો કદે બહુ મોટાં છે પરંતુ દેખાવે સુશોભિત નથી. આ એક ખચિત, નવાઇભર્યું શહેર છે અને ખાસ જોવા જેવું છે પરંતુ મને તે ન ગમ્યું. તે બહુ ગંદુ છે. શહેરનાં ઉંચાણવાળા ભાગ ઉપરનાં શાહી મહેલાતો ઉપરથી સારો દેખાવ નજરે પડે છે, અને આ પૈકીના એક સ્થાનેથી અમે યુરોપનું આખરનું દૃશ્ય જોયું. ખાણું લીધા બાદ રાત્રીના નવ વાગે અમે બ્રિન્ડીસી જવા, માટે નેપલ્સ છોડયું.

## ૨૮ મી ઑક્ટોબર.

બ્રિન્ડીસી જતા રસ્તે અમે અગ્યાર વાગે બારી પહોંચ્યા, અને અહીં ચાર કલાક રોકાવું પડે તેમ હઇ નાસ્તો લીધા બાદ શહેર જોવા નીકળ્યા. તેની ઉત્તર બાજુએ એક સુંદર નવી ગોદી છે અને તેને લઇ, થોડાજ વખતમાં આ એક આબાદ શહેર થઇ પડવાનો સંભવ છે. બારી એક પ્રાચીન શહેર લાગે છે પરંતુ મને તો આ સ્થાન બહુ ગંદુ અને નીરસ જેવું લાગ્યું. તાજેતરમાંજ તેનું કદ બમણું થયું છે, અને શહેરનો નવો ભાગ જુના ભાગની સરખામણીમાં બહુજ ભિન્નતાવાળો છે. સાત વાગે તાંજોર નામક આગબોટ ઉપર ખાણું લઇ શકીએ એટલા વખતસર અમે બ્રિન્ડીસી પહોંચ્યા. નેપલ્સથી બ્રિન્ડીસી સુધીનો પ્રવાસ બહુ લાંબો અને કંટાળાભરેલો હતો. ઇટાલી છોડતા પહેલા મારે કહેવું જોઇએ કે મારા મુલાકાત લીધેલાં તેના શહેરોમાં મેં આનંદપ્રદ આબોહવા અનુભવી છે પ્રદેશના ગમે તે ભાગમાં

હું ગયો ત્યાં ગોલ્ડસ્મિથની પરિચિત પંક્તિઓ મારા હૃદયમાં પ્રતિધ્વનિત થતી હતી તેનું કથન બરોબર બંધ બેસતુ છે. તે કહે છે કે.—

" પ્રકૃતિની ઉદારતા જો દિલને સંતોષિ શકે તો,
ઇટલીના પુત્રો ખચિત ધન્યજ છે!
અભિમાન પૂર્વક ઉદ્‌ભવતાં અથવા નરમાશથી ભૂમિને ભેટતાં,
જે કંઇ ફળ જુદા જુદા પ્રદેશો ઉપર મળી આવે છે,
ઉષ્ણ પ્રદેશોમાં જે કંઇ ખીલવણી દૃગગોચર થાય છે,
જેની ઉજ્વળ પરંપરા વર્ષની જુદી જુદી ઋતુઓને શોભાવે છે,
ઉત્તરઆકાશને પ્રણામતાં અને વસંતસાથેજ વિહરતાં, તેમજ
નષ્ટ થવા માટેજ ખીલતાં સુગંધીમય પુષ્પો;
આ બધા અહીં ખેલે છે, આ સજાતિય ભૂમિને પોતાની ગણે છે
અને અતિવૃદ્ધિમાટે વાવનારના શ્રમની અપેક્ષા વગરના છે.
તેમજ દરિઆઇ વાયુની લહેરીઓ પોતાની શીતળ પાંખો વિસ્તારીને
આ હસતી ભૂમિ ઉપર સુગંધીનો પ્રસાર કરે છે."

## ૫ મી નવેમ્બર.

અમે બહુજ આનંદયુક્ત પરંતુ કંઇપણ નોંધવાયોગ્ય બનાવો વગરના પ્રવાસને અંતે પૉર્ટ સૈયદ પહોંચ્યા. આ બિંદુએ મારા યુરોપના પ્રવાસનું આખું અવળું વર્તુળ પૂર્ણ થાય છે. કારણ પાંચેક મહિના ઉપર જીબ્રાલ્ટર તરફ જુદીજ દીશાએ હું નીકળ્યો હતો અને એજ સ્થાને, જેનાથી પહેલા હું અજ્ઞાત હતો તે બધી માહીતી સાથે પાછો આવુ છું આ સમય દરમ્યાન જે જે મેં જોયું છે અને જાણ્યું છે તેને શબ્દોદ્વારા વ્યક્ત કરવુ અશક્ય છે અને પાછળનાં પૃષ્ઠો ઉપર તો માત્ર જે કંઈ મારા હૃદયપટ ઉપર અંકાયેલું છે તેનું આછુ પ્રતિબિંબ છે, એ કહેવુ અનાવશ્યક છે કદાચ આ સ્થાન મારા પ્રવાસની ટુંકી રૂપરેખા આપવાને બહુજ સગવડતા ભર્યું થાય. પરંતુ કઈ નવુ જોવાનું ન હઇ ને તેમજ અગાઉ પસાર કરેલ જળરાશી ઉપરજ પસાર થવાનું હઇતિ હું મુંબાઇ પહોંચતાં સુધી ખામોશ પકડુ તો ઠીક

## ૯ મી નવેમ્બર.

પૉર્ટથી એડન સુધીનો તેમજ એડનથીમુંબાઇસુધીનો અમારો પ્રવાસ જરા કંટાળા ભર્યો તેમજ રસ વગરનો હતો સમુદ્રની સફરનો મને ગમે તેવો શોખ હોવા છતાં પણ મારે કબુલ કરવું પડે છે કે તેનો મોહ માત્ર થોડાજ દિવસો સુધી ટકે છે સૂર્યના પ્રકાશ તળેની બધી વસ્તુઓની માફક સમય જતાં તેની નૂતનતાનો નાશ થાય છે અને આપણી સમક્ષ કંટાળા ભર્યું એકસરખાપણુ ખડું થાય છે અને તે જરાએ આનંદપ્રદ નથી. આપણને એકજ પ્રકારની જળની સપાટી જોવાની હોય છે, એકજ પ્રકારનુ મોજાંઓનું સંગીત સાંભળવાનું હોય છે, એન્જીનનો એકજ પ્રકારનો કર્કશ ધ્વનિ સાંભળવાનો હોય છે અને એકજ સ્થાને કારાગૃહવાસ ભોગવવાનો હોય છે જોકે આગબોટ ઉપર ઉતારૂઓના

## ૨૧ મી ઑક્ટોબર.

આજે બપોરના ૧૧ વાગે નામદાર પોપ સાથે મારો મેળાપ થયો તે, એક સાત્વિક ચહેરાવાળા, વૃદ્ધ પુરુષ છે. અને તેમણે ગોકળ સબંધે તેમજ મારા યુરોપના પ્રવાસ સબંધે ઘણીએક માયાળુ પુછપરછ કરી, કૅથોલિક સમ્પ્રદાયના નેતા તરફથી આવા મહેરબાની ભર્યા સત્કાર નું માન મળતા મને હર્ષ થયો પાછા ફરતા રસ્તે અમે ચિત્ર મંદિર, અને કેપીટોલના પુતળાઓની મુલાકાત લીધી. મૃત્યુ પામતો ગ્લૅડીએટર (મલ્લ), જેને અમારો ભોમીયો 'ચીફ' કહેતો હતો તે તેમજ, કેપીટોલમા આવેલા વીનસના બાવલાઓ અમને બતાવવામા આવ્યા હતા, અને તેમને જોઇને હું ચકિત થયો હતો. વસ્તુતઃ રોમમા મે, જે, જે જોયુ તેનાથી મને બહુજ આનંદ થયો હતો. આ શહેર સાથે સુખપ્રદ સ્મરણો સંકળાએલા છે, આખા ખંડની તવારીખમાં જે સ્થાને ઉચામા ઉચો દરજ્જો ભોગવ્યો છે તે સ્થાનનું નિરીક્ષણ કરવા હમેશા બહુ રસ પડે છે આ સ્થાનના આબોહવા આરોગ્ય વર્ધક છે અને શહેરને વિભક્ત કરનાર "પીસાટાઇબર" નદીનો દેખાવ સુંદર છે સાજરે અમે નેપલ્સ જવા માટે ઉપડયા અને રાત્રે લગભગ અગ્યાર વાગે પહોચ્યા અમે દુરથી વિસુવીઅસનું બળતુ મુખ જોયુ. આવતી કાલે તેની મુલાકાત લેવાની અમારી ધારણા છે.

## ૨૨ મી ઑક્ટોબર.

નેપલ્સના વધારેમા વધારે વેપાર-રોજગારવાળા ભાગમા થઇ જરા લાંબી પણ રસમય ગાડીની સફર કરી અમે વીસુવીઅસ ઉપર ચડયા. અમે દોરડાવડે ચાલતી રેલ્વે ડબા ઉપર ચડયા એક સ્થિર એન્જીનને લગાડેલા તારના દોરડાઓવડે તે ચલાવવામા આવે છે, ચડાવ એકદમ ચઢાણવાળો છે એટલે હુ નથી ધારતો કે આનાથી વધારે ઉપર ચડવાનું સાધન શોધી શકાય સ્ટેશનથી તે શિખર સુધી અમે જુના મુખ ઉપર ચાલીને નવા મુખે ગયા અને અમારા પગ પાસે કેટલાક લાવારસ ઉકળતો લાવા અમે જોઇ શક્યા ભોમીયાઓ અમે તેની નજીક ગયા ભોમીઆઓ ત્રાંબાના સિક્કાઓ તેમા નાખતા હતા અને નાના ટુકડાઓના ખુતેના તે પાછા આપતા હતા આવી ધગધગતી વૃષ્ટિની આટલા બધા નજીક ઉભવુ તે જરા ભય ઉપજાવે તેવુ હતું અને અમારા આસપાસના ગંધકના ધુમાડામાથી પાછા આવતા અમને નિરાંત ન થઇ આ એક જોવા જેવુ ચમત્કારિક દૃશ્ય છે અને મોગ ઉત્ક્ષેપ પ્રસંગે તે બહુજ ત્રાસદાયક હોવુ જોઇએ તેની હુ કલ્પના કરી શકુ છુ એક હયાત જવાળામુખી જોવા માટે હુ મારી જાતને ભાગ્યશાળી માનુ છુ પાછા ફરતા નેપલ્સનો અખાત પસાર કરતા ગોનજવી અને તોફાન જોવાને પણ હું ભાગ્યશાળી થયો તે આખરે એક ઘુરપ્પાની માફક જળની સપાટી ઉપરથી ઉપડયુ અને બહુજ સુંદર દેખાયુ જો કે તે ભાગના નાવિકો માટે સખ્ત કસોટીકારક નિવડયું હોવુ જોઇએ ટેકરીઓ વચ્ચેની ખીણોમાનો લાવાનો જથ્થો લોહબદ્ધ હિમક્ષેત્રો જેવો લાગતો હતો અને અમે તાજેતરમાજ સ્વિટ્ઝર્લાંડમા જોએલા હિમક્ષેત્રોની સાથેની અદ્ભુત સમાનતા અને નિરક્ષણના ભર્યો દેખાવ આપતો હતો અમારા નિવાસ તરફની ગાડીની સફર બહુ આનંદપ્રદ હતી અને અમે ખાણું લેવા માટે ઠીક વખતસર પાછા આવ્યા.

## ૨૩ મી ઑક્ટોબર.

સવારમાં અમે રાષ્ટ્રીય સંગ્રહસ્થાનની મુલાકાત લીધી અને ત્યાં અમે પોમ્પીઆઇની ઘણી ખરી અજાયબ જેવી વસ્તુઓ ઉપરાંત કેટલીએક બીજી સુંદર વસ્તુઓ પણ જોઇ અમે પછી કેટલાએક લીંબુ અને ઓલાઇવના શેપાઓ અને ઇટાલીની કેટલીએક શાકભાજીના બીયાં હિંદ મોકલવા માટે વરધી આપવા ગાડીમાં ફર્મની ઓફીસે ગયા. બપોર પછી અમે વર્જીલની સમાધિ પાસ થઇ કુતરાની ગુફા અને ત્યાંથી પોસીલીપ્પોની ગુફાએ ગાડીમાં ગયા. કુતરાની ગુફા એક બહુજ અજાયબ જેવી જગ્યા છે અને તેને તળીયે કાર્બોનિક એસિડ નામક વાયુ મોટા જથ્થામાં ભરેલો છે એક નાનકડા કુતરાને અંદર ઉતારી ત્યાં અર્ધો મિનિટ રહેવા દેવામાં આ ગે, અને તે એકદમ ગુંગળાઇ ગયો પરંતુ ખુલી હવામાં તે તર્ત તેથી સાવધ થઇ ગયો . અને એક ક્રૂર પ્રયોગ કહુ છુ સળગતી મશાલો ઉતારવામાં આવતા તે એકદમ બુઝાઇ જતી હતી! અને નવાઇભરી વાત એ હતી કે આ વાયુ ઉષ્ણ હતો. ભોમીઆઓ આનું કારણ તેનો જ્વાળામુખી દ્વારા થયન ઉદ્ભવનેજ જણાવે છે અને તેઓ એમ પણ કહે છે કે આ ગુફાને વીસુવીઅસ સાથે કોઇપણ પ્રકારે સબંધ છે પોસીલિપ્પોની ગુફા પાસેથી ગાડીમાં પસાર થતાં ઇસ્કીયા તરફની નેપલ્સના અખાતની વાયવ્ય બાજુનો સુંદર દેખાવ નજરે પડે છે

## ૨૪ મી ઑક્ટોબર.

નાસ્તો લીધા પછી અમે ટ્રેનમાં કેસ્ટીઆ જવા ઉપડ્યા અને ત્યાંથી ગાડીમાં બેસી સોરેન્ટો તરફ ગયા કિનારાની બાજુએજ આવેલી ટેકરીઓની અડોઅડ કરેલી આ એક મજાની સફર હતી ટેકરીઓ ઓલાઇવ અને નારંગીના ઝાડોના ઝુંડનડે ઢંકાયેલી છે અને તેમાં ઘણાએ ગ્રામ્ય ગૃહો જુદે રીતે છવાયેલા આવેલા છે વિકો અને કનેટોના ગામ ડાઓ પાસેથી અમે પસાર થયા અમારી નીચે નાના અખાતોમાં માછીની હોડીઓ બહુ સુંદર દેખાતી હતી અને ઉનાળાના વર્ણનમાં દેખાવ બહુજ ઉજ્વળ અને હાસ્યયુક્ત હોવો જોઇએ અમે સોરેન્ટોમાં એક કલાક આરામ લીધો અને પછી એક આગબોટ દ્વારા અખાત ઉપર થઇ પાછા નેપલ્સ આવ્યા વીસુવીઅસના ત્રિણ ઢોળાવ ઉપર અમે એક ધુમાડો નીકળતો જોયો અહીં લાવાનો નાનકડો પ્રવાહ બહાર નીકળતો જણાય છે પોમ્પીઆઇની તેનો નજીકનો દેખાવ અમે જોવાની આશા રાખીએ છીએ

## ૨૫ મી ઑક્ટોબર.

આજનો દિવસ અમે મી માર્કની સાથે પોમ્પીઆઇના ખંડેરો જોવામાં ગાળ્યો મી ક ૧ પજાબના સિવિલીયન છે, જે અગાઉ ત્યાં રહેલ હોઇને બધીએ અગત્યની બાબતો અમને બતાવી શક્યા આ પ્રાચીન શહેર ઇ સ ૭૯ મા વિસુવિયસ ફાટના ટ્ટાઇ ગયાનું સર્વને વિદિત છે તેના ખડિરો ઇ સ ૧૭૫૫ માં ખોદી કાઢવામાં આવેલ છે મૂકપણે પોતાને ઇતિહાસ ગાવી રહેલ આ મૃત મનુષ્યોના નગરની મુલાકાત તેના ખાસ ૫ નો હતો. પ્રાચીન વસ્તુઓ જે નિરીક્ષણ માટે ખુલી છે તે બહુ રસાળ છે તેમના કેટલાએક જુના રિવાજો બહુ અંશે હિંદના રિવાજો તેને મળતા હોવા જોઇએ એક

સમયના સમૃદ્ધ નગરના ધ્વંસના અવશેષો જોતાં ઘડીભર મારા દિલમાં બહુજ દુઃખમય વિચારો ઉદ્ભવ્યા. અમે મુખ્ય ખંડેરોનાં થોડાંએક છાયાચિત્રો ખરીદ્યાં અને જરા કંટાળાભરી ગાડીની સફરને અંતે, અંધારૂં થયા પછી તુરતજ અમારા નિવાસે આવ્યા.

## ૨૬ મી ઑક્ટોબર.

આજે અમે કેપ્રીની આસમાની ગુફાની મુલાકાત લીધી. ગુફા ઠીક ઠીક સુંદર હતી પરંતુ મારા ધારવા જેટલી સુંદર નહોતી અને વાદળાંવાળી ૠતુને લઇને તેની શોભામાં બહુ ઘટાડો થતો હતો. મને આ નિરર્થક કાળક્ષેપ લાગ્યો, કારણ ત્યાં જવા અને આવવામાં આખો દિવસ ગત થયો તેમજ જરાએ ગમ્મત પડી નહિ. અમે કેપ્રી રોકાયા હોત અને આ બહુ સુંદર કહેવાતા દ્વીપનું કંઇ વધારે નિરીક્ષણ કર્યું હોત તો વધારે ઠીક હતું. સાંજરે અમે સર્કસ જોવા ગયા. ખેલનો અમુક અમુક ભાગ સારો હતો પરંતુ બાકીનું બધું મુર્ખાઇ ભરેલું અને સામાન્ય જેવું હતું. મેં પહેલાં આજ પ્રકારનું વધારે સારૂં કાર્ય જોયેલ હઇ, મને આમાં કંઇપણ આનંદ ન આવ્યો. આ છતાં મારે કહેવું જોઇએ કે મેં જોયેલ તમાશગીરોમાં અહીંનાઓની ભુજાઓ સૌથી વધુ મજબુત સ્નાયુઓવાળી હતી.

## ૨૭ મી ઑક્ટોબર.

કેટલાંએક છાયાચિત્રો ખરીદવા અમે ચાલીને સોમરનાં લલિતકળા મંદિરે ગયા. ચિત્રાલય તેનાં નામના પ્રમાણમાં સારૂં નથી. તેમાં કશુંએ આકર્ષક નહોતું અને છાયાચિત્રનો વિભાગ તેનો ખરાબમાં ખરાબ ભાગ હતો. રાત્રે બ્રિન્ડીસી જવા ઉપડતાં પહેલાં યુરોપમાં થોડીએક ખરીદીઓ કરવા, નેપલ્સની મોટામાં મોટી શેરી ટોલેડોમાં ગયા. નેપલ્સ બહુ વિસ્તાર અને વસતિવાળું શહેર દેખાય છે. ઘરો હદે બહુ મોટાં છે પરંતુ દેખાવે સુશોભિત નથી આ એક ખચિત, નવાઇભર્યું શહેર છે અને ખાસ જોવા જેવું છે. પરંતુ મને તે ન ગમ્યું. તે બહુ ગંદું છે. શહેરનાં ઉંચાણવાળા ભાગ ઉપરની શાહી મહેલાતો ઉપરથી સારો દેખાવ નજરે પડે છે, અને આ પૈકીના એક સ્થાનેથી અમે યુરોપનું આખરનું દૃષ્ય જોયું. ખાણું લીધા બાદ રાત્રીના નવ વાગ્યે અમે બ્રિન્ડીસી જવા, માટે નેપલ્સ છોડયું.

## ૨૮ મી ઑક્ટોબર.

બ્રિન્ડીસી જતાં રસ્તે અમે અગ્યાર વાગ્યે બારી પહોંચ્યા, અને અહીં ચાર કલાક રોકાવું પડે તેમ હઇ નાસ્તો લીધા બાદ શહેર જોવા નીકળ્યા. તેની ઉત્તર બાજુએ એક સુંદર નવી ગોદી છે અને તેને લઇ, થોડાજ વખતમાં આ એક આબાદ શહેર થઇ પાડવાનો સભવ છે. બારી એક પ્રાચીન શહેર લાગે છે પરંતુ મને તો આ સ્થાન બહુ ગંદું અને નીરસ જેવું લાગ્યુ. તાજેતરમાંજ તેનું કદ બમણું થયુ છે, અને શહેરનો નવો ભાગ જુના ભાગની સરખામણીમા બહુજ ભિન્નતાવાળો છે. સાત વાગ્યે તાંજોર નામક આગબોટ ઉપર ખાણું લઇ શકીએ એટલા વખતસર અમે બ્રિન્ડીસી પહોંચ્યા. નેપલ્સથી બ્રિન્ડીસી સુધીનો પ્રવાસ બહુ લાંબો અને કંટાળાભર્યો હતો. ઇટાલી છોડતાં પહેલાં મારે કહેવું જોઇએ કે મારા મુલાકાત લીધેલાં તેના શહેરોમાં મેં આનંદપ્રદ આબોહવા અનુભવી છે. પ્રદેશના ગમે તે ભાગમાં

હું ગયો ત્યાં ગોલ્ડસ્મિથની પરિચિત પંક્તિઓ મારા હૃદયમાં પ્રતિધ્વનિત થતી હતી તેનું કથન બરોબર બંધ બેસતું છે. તે કહે છે કે.—

" પ્રકૃતિની ઉદારતા જો દિલને સંતોષિ શકે તો,
પટલીના પુત્રો અચિન્ત્ય ધનજ છે!
અભિમાન પૂર્વક ઉદ્ભવતાં અથવા નરમાશથી ભૂમિને ભેટતા,
જે કંઈ ફળ જુદા જુદા પ્રદેશો ઉપર મળી આવે છે,
ઉષ્ણ પ્રદેશોમાં જે કંઈ ખીલવણી દ્રગ્ગોચર થાય છે,
જેની ઉજ્વળ પરંપરા વર્ષની જુદી જુદી ઋતુઓને શોભાવે છે,
ઉત્તરઆકાશને પ્રણામતાં અને વસંતસાથેજ વિહરતાં, તેમજ
નષ્ટ થવા માટેજ ખીલતાં સુગધીમય પુષ્પો;
આ બધાં અહીં ખેલે છે, આ સજાતિય ભૂમિને પોતાની ગણે છે
અને અતિવૃદ્ધિમાટે વાવનારના શ્રમની અપેક્ષા વગરનાં છે.
તેમજ દરિઆઇ વાયુની લહેરીઓ પોતાની શીતળ પાંખો વિસ્તારીને
આ હસતી ભૂમિ ઉપર સુગંધીનો પ્રસાર કરે છે. "

### ૫ મી નવેમ્બર.

અમે બહુજ આનંદયુક્ત પરંતુ કંઇપણ નોંધવાયોગ્ય બનાવો વગરના પ્રવાસને અંતે પૉર્ટ સૈયદ પહોંચ્યા. આ બિંદુએ મારા યુરોપના પ્રવાસનું આકું અવળું વર્તુળ પુરું થાય છે. કારણ પાંચેક મહિના ઉપર જીબ્રાલ્ટર તરફ જુદીજ દીશાએ હું નીકળ્યો હતો અને એજ સ્થાને, જેનાથી પહેલા હુ અજ્ઞાત હતો તે બધી માહીતી સાથે પાછો આવું છુ આ સમય દરમ્યાન જે જે મેં જોયું છે અને જાણ્યું છે તેને શબ્દોદ્વારા વ્યક્ત કરવુ અશક્ય છે અને પાછળના પૃષ્ઠો ઉપર તો માત્ર જે કંઈ મારા હૃદયપટ ઉપર અંકાયેલું છે તેનું આછુ પ્રતિબિંબ છે, એ કહેવુ અનાવશ્યક છે. કદાચ આ સ્થાન મારા પ્રવાસની ટુંકી રૂપરેખા આપવાને બહુજ સગવડતા ભર્યું થાય. પરંતુ કંઈ નવુ જોવાનું ન હઇ ને તેમજ અગાઉ પસાર કરેલ જળરાશી ઉપરજ પસાર થવાનું હઇને હુ મુબાઇ પહોંચતા સુધી ખામોશ પકડુ તો ઠીક

### ૯ મી નવેમ્બર.

પૉર્ટથી એડન સુધીનો તેમજ એડનથી મુબાઇસુધીનો અમારો પ્રવાસ જરા કંટાળા ભર્યો તેમજ રસ વગરનો હતો. સમુદ્રની સફરનો અને ગમે તેવો શોખ હોવા છતાં પણ મારે કબુલ કરવુ પડે છે કે તેનો મોહ માત્ર થોડાજ દિવસો સુધી ટકે છે સૂર્યના પ્રકાશ તળેની બધી વસ્તુઓની માફક સમય જતાં તેની નૂતનતાનો નાશ થાય છે અને આપણી સમક્ષ કંટાળા ભર્યું એકસરખાપણુ ખડું થાય છે અને તે જરાએ આનંદપ્રદ નથી. આપણને એકજ પ્રકારની જળની સપાટી જોવાની હોય છે, એકજ પ્રકારનુ મોજાઓનુ સગીત સાભળવાનુ હોય છે, એન્જીનનો એકજ પ્રકારનો કર્કશ ધ્વનિ સાભળવાનો હોય છે અને એકજ સ્થાને કારાગૃહવાસ ભોગવવાનો હોય છે જો કે આગબોટ ઉપર ઉતારૂઓનાં

સુખચેન માટે પુરતી વ્યવસ્થા કરવામાં આવી હોય છે, છતાં આપણને કોમ કોઇ વખત લાગી આવે છે કે આપણે આટલા સમયના કેદીઓ છીએ. આપણને બધી બાજુએથી અંકુશનુંજ ભાન થાય છે. સ્થિર જીવનની નિર્ભય સ્થિતિથી છુટા પાડી સંદીર્ઘ જગત ઉપર આપણને તરતા હડશેલી મુકવામાં આવ્યા હોય તેનું ભાન થાય છે. દૃષ્ટિ મર્યાદામાંથી અદૃષ્ટ થએલ મુંબઇના દૂરના કિનારાઓ ઉપર દૃષ્ટિપાત કરવા હું આજ કારણસર આતુર હોઉં તો આશ્ચર્ય જેવું નહોતું. જેમ જેમ આપણે નજીક આવતા જઇએ છીએ તેમ તેમ મુંબાઇ સમુદ્રમાંથી બહાર આવતું દેખાય છે. હું જળ તત્વને ત્યાગી ઘન પૃથ્વી ઉપર પગ મુકું છું. પરિચિત ચહેરાઓ મને અભિનંદે છે અને હું ભાવભર્યા હૃદયે ગૃહ ભણી પુનરાગમન કરૂં છું. આહા! કેટલી ત્વરાએ સમય ચાલ્યો જાય છે! મારો પ્રવાસના છ મહિના, મનમાં ઉદ્‌ભવેલ વિચારોની માફક ચાલ્યા ગયા છે, અને મને લાગે છે કે મે ઘર ગઇ કાલેજ છોડયું છે, આ સમય, એક વખત દૂરનો અને અચોક્કસ ભવિષ્ય જેવો હતો તે પ્રસ્તુત થયો અને હવે પુનઃ અપરિવર્તનીય ભૂતકાળમાં લય પામે છે. આ બધુંએ હવે એક સુખદ સ્વપ્ન જેવું થઇ ગયું છે, અને યુરોપમાં મેં જોયેલાં વિવિધ દૃશ્યો જાદુઇ ફાનસ વડે પડદા ઉપર બનાવાની આકૃતિઓની માફક મારા જ્ઞાન ચક્ષુઓ સામે તરવરે છે ભવ્ય મકાનો અને શિખરબંધ દેવળો આકાશ સાથે વાતો કરતાં મારી દૃષ્ટિએ પડે છે, જો કે શિલ્પ કામનાં સાદ્દર્યને અંગે હિંદને હંફાવતાં તેમને બહુ વખત લાગશે. મેં રસપૂર્વક જોયું છે કે જીવનના દરેક વ્યવહારમાં કર્મશીળતા, એ યુરોપનાં લોકોનું ખાસ લક્ષણ છે. જો કે દરેક ટોળામાં કાળાં મેંઢા હોય છે, તે છતાં સામાન્યરીતે યુરોપમાં બહુ થોડાંજ માણસો એદીપણે રોટલા બગાડે છે. દરેક જણ કોઇપણ પ્રમાણિક ઉદ્યમદ્વારા, પોતાના નિર્વાહ પુરતું કમાવાને પ્રયત્ન કરે છે, અને ઉદ્યમ પ્રત્યેની તેની આસક્તિ અનુકરણીય છે. તેઓ સુદૃઢ શરીરવાળા છે અને પરિણામે હિમતવાન અને સાહસિક છે. આ ગુણોજ પ્રજાને મહાન બનાવે છે. શોધખોળ એ હમેશનો વ્યવસાય છે. બધાં ભેજાંઓ મનુષ્યનું કાર્ય સરલ કરવા માટે નવી હિકમતો શોધવામાં શ્રમ પૂર્વક કામે લાગ્યા છે. ભૌતિક સુખચેન વધારવાનાં સાધનો શોધવા પ્રત્યેજ લોકો પ્રેરાતાં દેખાય છે. આ કાર્યને અંત નથી કારણ દુન્યવી સુખોની મર્યાદા અંકાવી અશક્ય છે અગ્નિની માફક જેમ જેમ આપણી તૃષ્ણાઓ પોષાય છે તેમ તેમ તેઓ વધુ અને વધુ ખોરાક માગે છે. મારા દેશ બંધુઓ વર્તમાન જીવન સંબંધે ઓછો વિચાર કરવાની ટેવ વાળા છે, પરંતુ ભાવી જીવન માટે તેઓ વધારે વિચારે છે અને તેમાં તેમને દૃઢ વિશ્વાસ છે. આજ કારણે તેઓ પ્રગતિશીળ નથી. યુરોપના લોકો વધારે ઐહિક સુખપરાયણ અને વિચક્ષણ છે. ત્યારે હિંદુઓ વધારે એકાંતસેવી અને ધાર્મિક છે. તુલનાત્મક દૃષ્ટિએ બોલતાં યુરોપખંડ ઉપરે (ગ્રીસ અને રોમ અપવાદ તરીકે ગણી શકાય) જ્ઞાનનો સૂર્ય થોડા વર્ષો ઉપરજ ઉગ્યો દેખાય છે, અને લોકો આ નવાં જ્ઞાન દ્વારા મેળવેલાં અપૂર્વ સુખોએ મત્ત થઇ તેનો ઉત્સવ ઉજવી રહ્યાં છે. હિંદમાં આ સૂર્ય હજારો વર્ષ પહેલાં ઉગ્યો હતો એટલુંજ નહિ પરંતુ આખરે અસ્ત થતાં સુધી બહુજ લાંબા સમય સુધી મોજ કળાએ પ્રકાશ્યો હતો, અને અત્યારે પશ્ચિમ ઉપર પોતાના પ્રકાશનાં સુંદર પ્રતિબિંબ

પાડતો પુન ઉદિત થયેલ છે આથી આપણા લોકોમા કઇ વધુ ઉત્સાહ પ્રેરાતો નથી કારણ જ્ઞાન એ તેમને મન નવી વસ્તુ નથી માત્ર એકજ બાબત ઇચ્છવા જોગ છે અને તે એ છે કે હવે સૂર્ય આકાશમા ઠીક ઉચે આવેલ હોઈ તેમણે પોતાની ઉઘનો પરિત્યાગ કરવો જોઈએ અભ્યાસના અભાવે સુષુપ્ત રહેલ શક્તિઓને તેમણે કેળવણી જોઈએ યુરોપમા મને મળેલા દશ માણસોમા નવ કેળવાયેલા હતા હિંદમા તદ્દન ઉલટુજ છે આ બહુ ખેદકારક છે જે દેશ વિદ્યાની બધી શાખાઓનુ ઉત્પત્તિસ્થાન હતો ત્યાજ જેમ ડાળીને વાળતા વૃક્ષ વળે છે તેમ જનતાની વિચારણાને વાળનાર કેળવણી પ્રત્યે અવગણના બતાવવામા આવે એ બહુ શોકજનક છે કેળવણી એ રાષ્ટ્રોદ્ધારનુ મુખ્ય અગ છે એટલુ આભારસહ આપણે સ્વીકારવુ જોઇએ કે બ્રિટિશ સરકાર તરફથી તેના હિંદના સામ્રાજ્યને અગે આ સિદ્ધાતનુ પ્રમાણિકપણે પાલન થાય છે પરતુ કેળવણીની પ્રથા જેવી જોઇએ એવી લાભપ્રદ નથી થતી તેનુ કારણ એ છે કે તે અહીંના સજોગોને જોઇએ એવી બધ બેસતી નથી યુરોપમા અપાતી કેળવણીનો પ્રકાર આ જુદાજ સંજોગોવાળા દેશમા ફત્તેહપૂર્વક લાગુ ન થઇ શકે આપણી જાહેર શાળાઓમા વિવિધતા અને ગુચવણોને સારૂ ઉપયોગિતા અને સાદાઇનો ભોગ અપાય છે એ સહુકોઇ જાણે છે. એક કુમળી વયના છોકરાને ઘણાખરા વિષયોનુ શિક્ષણ અપાય છે અને તેમાના ઘણાખરા આગળ ઉપર તેને માટે કશાપણ વ્યવહારિક ઉપયોગ વગરના છે એકજ વિષય પરત્વે સારૂ જ્ઞાન સપાદન કરવુ એ બધા વિષયોનુ થોડુ જ્ઞાન મેળવવા કરતા વધારે સારૂ છે નાના બાળકોની બુદ્ધિ શક્તિ ઉપર નકામા બોજા જેવા વિષયો શિક્ષણક્રમમાથી કાઢી નાખવા જોઇએ પ્રાથમિક વર્ગોમા વાચન, લેખન તેમજ ગણિત ઉપર ખાસ ધ્યાન અપાવુ જોઇએ વાચનમાળાના પાઠોમા ઉપયોગી માહિતી હોવી જોઇએ, અને ટુકા નૈતિક આદેશો સૂત્રોના રૂપમાં શિખવવા જોઇએ, આગળ ઉપર આ સૂત્રોને વિદ્યાર્થીઓ પાસે ગોખવવા જોઇએ, કારણ બાળપણમા પડતા સસ્કારો આખર સુધી ટકે છે, આ શિક્ષા વચનોનો સપૂર્ણ ખુલાસો સમજાવવાનુ વિદ્યાર્થીની શક્તિ ખીલતા સુધી મોકુફ રાખવુ જોઇએ નિશાળની અગ્રેજી અને ગુજરાતી પુસ્તકોની શ્રેણી મારા ખ્યાલ મુજબ હિંદી વિદ્યાર્થીની જરૂરીઆતો માટે બધ બેસતી નથી

મારા પ્રવાસ દરમ્યાન મને ખાત્રી થઇ છે કે આપણે વિજ્ઞાનના યુગમા વસીએ છીએ વિજ્ઞાનના ક્ષેત્રમા યુરોપ મોટા પગલાઓએ આગળ વધતુ જાય છે ત્યા સંખ્યાબધ ઔદ્યોગિક શિક્ષણ આપતી શાળાઓ તેમજ વિદ્યાલયો છે અને તેઓ હજારો યુવકોને સ્વતત્ર સ્થાનો સભાળવાની યોગ્યતા આપે છે હિંદમા આપણને, અનાદિ કાળથી વશપરપરાગત ઉતરતા ધધાવાળા વર્ગો છે જેમા ધધા વિષયક જ્ઞાન પુત્રને પિતાદ્વારા મળે છે અલબત ધધા આથી અમુક વર્ગમાજ રહે છે, પરતુ આ ખાસ પરિસ્થિતિને લઇ પોતાના ધધાને લગતી ખાસ હોશીઆરી તેમને મળે છે આપણા નિશાળના મહેતાજીઓએ કારીગર વર્ગોના છોકરાઓ પાસે તેમને લલચાવી પોતના બાપદાદાના ધધાઓ છોડાવી તેમના ભેજામા તેમના માટે બિન જરૂરીઆતની બાબતો ભરી કઇ બીજો માર્ગ બતાવ્યા વગર તેમને દુનિયા ઉપર છુટા મુકી દીધા છે આજ દેશના હુન્નર અને ઉદ્યોગોના પતન અને

પદ્ધતિનો પ્રારંભ છે. આ કંઇ નવાઇ જેવું ભાસશે પરંતુ વસ્તુતઃ તે સત્ય બિના છે ઉંચામાં ઉંચાથી નીચામાં નીચા વર્ગો નિશાળમાં શિક્ષણ લે છે અને ત્યાંથીજ તેમને પોતપોતાના ધંધા પ્રત્યે તિરસ્કાર અને અણગમાની લાગણી ઉદ્ભવે છે, અને પછી તેઓ સરકાર નીચે કારકુન, મહેતાજી કે કોઇ બીજી નોકરી માટે અપેક્ષા રાખે છે. હવે જો યંત્ર કામ કે વિજ્ઞાનની બીજી કામ શાખાનું શિક્ષણ આપવા માટે નિશાળો અગત્યનાં મથકોએ સ્થપાય તો કારીગર વર્ગને પોતાના ઘરગથ્થુ શિક્ષણ સાથે પશ્ચિમનાં સુધરેલાં સાહિત્યનો યોગ થતાં પુરતું ક્ષેત્ર મળશે અને જે વસ્તુઓ માટે આપણે પરદેશથી થતી આયાત ઉપરજ આધાર રાખવો પડે છે તે તેઓ અહીંજ બનાવી શકશે અને દેશ ફરીથી સમૃદ્ધ થશે કળા અને વિજ્ઞાનનું શિક્ષણ દેશીય ભાષાદ્વારા અપાવું જોઇએ એટલે સહુને તે બરોબર સમજાય. વધુ સ્પષ્ટતાની ખાતર અહીં એ પણ જણાવવું જોઇએ કે કળા અને વિજ્ઞાનને લગતી કેટલીએક અગત્યની ગુપ્ત બાબતો બધાં માણસો પાસે છુટપૂર્વક કે વગર વિચાર્યે ખુલ્લી મુકવાની આવશ્યક્તા નથી. પોતાનાં વર્તન તેમજ ખાત્રીદ્વારા જે યોગ્ય જણાય તેમનેજ માત્ર શિક્ષણ આપવાની સંભાળ રાખવી જોઇએ. હિંદમાં આ ડહાપણ ભર્યો માર્ગ પરાપૂર્વથીજ પ્રચલિત છે ગુરુ પોતાના વિદ્યાર્થીને પુરતો લાંબો સમય કસોટી તળે મુકીને, વિદ્યાર્થી સંપૂર્ણ રીતે યોગ્ય છે અને તે અપાએલ જ્ઞાનનો દુરૂપયોગ નહિ કરે એવી ખાત્રી કરી સંતુષ્ટ થયા બાદજ તે વિદ્યાર્થીને વિજ્ઞાન, કળા, ધર્મ અને તત્વજ્ઞાન સંબંધી અગત્યનાં સત્યોનું જ્ઞાન આપે છે. યુરોપનાં લોકો, સામાન્ય રીતે ચંચળ, સાહસિક તેમજ મહેનત માગી કાર્ય કરવા યોગ્ય છે. મારા દેશ ભાઇઓ, ઉલટી બાજુ, વ્યાપકપણે કહેતાં, વધારે શાંત, નિવૃત્તિપરાયણ અને મનનને માટે વધુ યોગ્યતાવાળા છે. યુરોપવાસીઓ ઔદ્યોગિક શક્તિઓ ઉપર આધાર રાખનારા છે, ત્યારે હિંદીઓ ભાગ્યનાં બળ ઉપર વિશ્વાસ રાખનારા છે. "આગળ વધો" એ યુરોપવાસીઓનો મુદ્રાલેખ છે ત્યારે "જેમ હતા તેમજ" એ હિંદીઓનો મુદ્રાલેખ છે બન્નેની સરખામણીના વિષયે આનાથી વધારે કહેવું બિનજરૂરનું છે; કારણ મારા સરખા એક ઉતાવળા પ્રવાસીનાં અવલોકન ઉપરથી થએલ અપૂર્ણ અનુમાનો ઉપરજ, મારી તુલના દોરાએલી છે. એટલુંજ કહેવું પુરતું થશે કે મારો પ્રવાસ મને આનંદપ્રદ અને શિક્ષણપ્રદ નિવડયો છે. સૌથી વધારે સંતોષ તો એથીજ થયો છે કે, હું, વિશાળ ભરતખંડનાં ભાગ્યને હથેળીમાં રાખનાર અહીંથી છ હજાર માઇલ દૂર આવેલા એક નાનકડા પણ જોવા જોગ દેશને હું જોઇ શક્યો છું, બ્રિટાનિયા, તમે વૃદ્ધ હિંદ દેવિ જે અત્યારે બીજું બચપણ ભોગવે છે તેની સાથે ભલે સખીદાવે હાથ મેળવો, હિંદ આ પ્રેમનો પ્રતિકાર, તેની નાની સખી અને શેઠાણીના કાનમાં જ્ઞાન અને અનુભવની વાતો કરે; બન્ને દેશોનાં દિન એકમેકની સાથે ઓતપ્રોત થાઓ, મૈત્રીભાવ સગપણ ભાવમાં સંવર્ધિત થાઓ, બન્નેનાં હૃદયો બન્નેના પારસ્પરિક લાભાર્થે એકતાલથી ધબકો અને ભલે બન્ને ઇશ્વરીય આશીર્વાદને પાત્ર બનો અને પ્રાપ્ત કરો.

ગોંડળનો ઇતિહાસ

અને

શ્રી ભગવત્સિંહજી

જીવનચરિત્ર

ના

પૂર્વખંડ સમાપ્ત.